# અર્પણ પત્રિકા.



જેમની શુભ, પવિત્ર, દાનની ભાવનાથી

જનતા-જનાર્દનની સેવામાં

આ ગ્રન્થ રજુ થઈ શક્યો છે

તે તમામ દાતાઓને

સપ્રેમ કૃતજ્ઞભાવે

સમર્પિત.



॥ श्रीमन्निखिलशास्त्रनिष्णातपण्डितस्वामीहरिप्रसादवैदिकमुनयः
श्रीमद्भगवद्गीतोपनिषद्वैदिकभाष्यप्रणेतारः ॥



यो दर्शनेषु सर्वेषु वेदान्तादिषु विस्तराम् ।
अकरोद् वैदिकीं वृत्तिं मूर्तिपूजामथापराम् ॥ १ ॥

सन्ध्यायाः वैदिकं भाष्यमथो स्वाध्यायसंहिताम् ।
आतनोद् वेदसर्वस्वं श्रीलां च जपसंहिताम् ॥ २ ॥

गीतोपनिषदो भाष्यं वैदिकं पदशोऽकरोत् ।
निखिलशास्त्रनिष्णात उदासीनशिरोमणिः ।
सोऽयं वेदविदां श्रेष्ठः पण्डितो वैदिको मुनिः ॥ ३ ॥

## ॥ अथ परमात्मध्यानम् ॥

वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनम् ॥
देवकीपरमानन्दं कृष्णं वन्दे जगद्गुरुम् ॥ १ ॥

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ॥
यत्कृपा; तमहं वन्दे परमानन्दमाधवम् ॥ २ ॥

यंब्रह्मावरुणेन्द्ररुद्रमरुतस्तुन्वन्ति दिव्यैः स्तवैः
वेदैः सांगपदक्रमोपनिषदैः गायन्ति यं सामगाः ॥
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यन्ति यं योगिनः
यस्यान्तं न विदुः सुरासुरगणाः देवाय तस्मै नमः ॥ ३ ॥

नमः पुरस्तादथ पृष्ठतस्ते नमोऽस्तु ते सर्वत एव सर्व ! ॥
नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः पुनश्च भूयोऽपिनमोनमस्ते ॥४॥

## ॥ श्री व्यास ध्यानम् ॥

नमोऽस्तु ते व्यास ! विशालबुध्धे ! फुल्लारविन्दायतपत्रनेत्र ! ॥
येन त्वया भारततैलपूर्णः प्रज्वालितो ज्ञानमयप्रदीपः ॥ १ ॥

## ॥ अथ गीता ध्यानम् ॥

पार्थाय प्रतिबोधितां भगवता नारायणेन स्वयं
व्यासेन ग्रथितां पुराणमुनिना मध्ये महाभारतम् ॥
अद्वैतामृतवर्षिणीं भगवतीमष्टादशाध्यायिनिम्
अम्ब ! त्वामनुसन्दधामि भगवद्गीते ! भवद्वेषिणीम् ॥ १ ॥

## ॥ अथ गीतामाहात्म्यम् ॥

नष्टो मोहः; स्मृतिः लब्धा; त्वत्प्रसादान्मयाऽच्युत ! ॥
स्थितोऽस्मि गतसन्देहः करिष्ये वचनं तव ॥ १ ॥

## ॥ अथ स्वाभिवाचनम् ॥

पाराशर्यवचः सरोजममलं गीतार्थगन्धोत्कटं,
नानाख्यानककेसरं; हरिकथासंबोधनाबोधितम् ॥
लोके सज्जनषट्पदैरहरहः पेपीयमानं मुदा
भूयात् भारतपंकजं कलिमलप्रध्वंसि नः श्रेयसे ॥ १ ॥

ॐ

## ॥ अथ मंगलाचरणम् ॥



न्यग्रोधनगरे पुण्ये वेदविद्विप्रसंकुले ॥
भानुशंकरनामाभूत् द्विज. शिवपरायणः ॥ १ ॥

अस्ति स्मिपु सुतेऽन्यस्य मणिशंकरसंज्ञकः
दुदर्शोनावतंसश्च भट्टान्वयविभूषणः
तपस्वी धर्मनिष्ठश्च संयमी वेदविद्वरः ॥ २ ॥

दीक्षितान्वय संभूता, रामचन्द्रस्य च स्वसा
यस्य जीवन्तिकाभार्याऽरुन्धतीव रघोर्गुरोः ॥ ३ ॥

देवद्विजगुरुमानपूजने तत्परो, ऋजुः
स्वाध्यायनिरतो धीमान् तत्पुत्रो नलिनाभिधः ॥ ४ ॥

यस्य नारायणो जोशीत्युपाह्वो गुरुरग्रिमः ।
विद्यागुरुश्चयस्याभूत् वेदवेदांग पारगः ।
निखिलशास्त्रनिष्णातउदासीनशिरोमणिः
श्रोत्रियो ब्रह्मनिष्ठश्च भगवान् बादरिरिव
हरिप्रसादनाम्ना यो विख्यातो वैदिको मुनिः ॥ ५ ॥

हरिप्रसादशिष्योऽसौ भट्टो नलिननामकः
सर्वान् भागवतान् नत्वा, ध्यात्वा तं नन्दनन्दनम् ।
गीतायाः "साधनं भाष्यं" संग्रथ्नाति यथामति
तदेतत् साधनं भाष्यं सन्तो विगतमत्सराः
पठन्तुभावतो नित्यमनुगृह्णन्तु चाशिषा
इत्येवं प्रार्थये भक्त्या श्रीकृष्णं तं जगद्गुरुम् ॥ ६ ॥

क्व गीता–जान्हवी पुण्या! क्वेदं रथ्योदमाविलम् ?
"तथापि वत गांगेय पुनाति भुवनत्रयम्"
इतीमां मतिमाश्रित्य हरिणा हृदि नोदितः
चापल्यं कुरुते नाथ ! क्षमस्व, बालकोऽस्म्यहम् ॥ ७ ॥

# —: આશીર્વાદ-પત્ર. :—



માર્કણ્ડાયુઃ ભાઈ નલિન મ. ભટ્ટ,

શ્રીમદ્ ભગવદ્-ગીતા "સાધન ભાષ્ય" નો કેટલોક ભાગ વાંચ્યો તે પહેલાં તમોએ પ્રસિધ્ધ કરેલા ગીતાજીના બારમો તથા પંદરમો અધ્યાય પણ વાંચ્યા હતા. સાધન-ભાષ્ય તૈયાર કરવા માટે તમોએ લીધેલો શ્રમ પ્રશંસનીય છે, એટલુંજ નહિ પણ ગુજરાતને ગૌરવરૂપ છે. ગીતાજીનો તમારો અભ્યાસ જોઇ મારાં અંતઃકરણનો સંતોષ વ્યક્ત કરૂં છું એ કામમાં તમોને ઉત્તરોત્તર ઉજ્જવળ યશ પ્રાપ્ત થાય એમ પરમકૃપાળુ પરમાત્માની પ્રાર્થના કરૂં છું સાધન-ભાષ્ય અંગેનું તમારૂં "વિશેષ-વક્તવ્ય" મનન કરવા જેવું છે. તેમજ પૂજ્યપાદ હરિપ્રસાદ વૈદિક મુનિજીનાં જીવન ચરિત્રથી આ ગ્રંથ વિશેષ અલંકૃત થયો છે. છેવટે તમોએ તૈયાર કરેલાં ગીતાજીના સાધન-ભાષ્યનો અભ્યાસ જનતા માટે કલ્યાણકારી થાય અને એ ગ્રંથ બૃહદ્-ગુજરાતમાં વિશેષઆદરણીય બને, તેમજ હવે પછી તમોએ પ્રસિધ્ધ કરવા ધારેલાં ઉપનિષદ્-ભાષ્યો તૈયાર કરવા માટે પ્રભુ તમોને શારીરિક અને માનસિક તન્દુરસ્તી સાથે લાંબુ આયુષ્ય આપે એવા અંતઃકરણના શુભાશીર્વાદ સાથે વિરમું છું.

| | |
|---|---|
| વલસાડ.<br>અંબામાતા સ્હામે,<br>ફા. કૃષ્ણ-૩૦ સોમવાર.<br>૧૯૯૮. | લિ. શુભેચ્છક,<br>નારાયણ હરિકૃષ્ણ જોષી. |

(૩૮) ૨૬–૦–૦ સ્વ. વડિલબંધુ શાસ્ત્રી મણિશંકર
અંબારામ અગ્નિહોત્રીના પુણ્યાર્થે
હા. શાસ્ત્રી જીવનરામ અંબારામ. ધમડાછા.

(૩૯) ૨૫–૦–૦ શ્રી. રણછોડજી ભુલાભાઈ દેસાઇ ચણવાઇ(વલસાડ)

(૪૦) ૨૫–૦–૦ શ્રી રમણલાલ શંકરલાલ ત્રિવેદી,
આઇ. સી. એસ. ગૌહત્તી–આસામ.

(૪૧) ૨૫–૦–૦ શ્રી. શેઠ તુળસીદાસ વલ્લભદાસ પટેલ. મુંબઇ.

(૪૨) ૨૫–૦–૦ માતુશ્રીના પુણ્યાર્થે શ્રી. અમૃતલાલ
લાલજી ગાંધી. „

(૪૩) ૨૫–૦–૦ શ્રી. પુરૂષોત્તમદાસ ગોપાળદાસ. „

(૪૪) ૨૫–૦–૦ શ્રી. શેઠ નરહરલાલ હિંમતરામ. વલસાડ.

(૪૫) ૨૫–૦–૦ શ્રી. શાહ જમનાદાસ ગોકળદાસ. વલસાડ.

(૪૬) ૨૫–૦–૦ ચિ. યોગેશના યજ્ઞોપવીત પ્રસંગે
હા. શુકલ મનુભાઈ હરિહર. ખારાઅબ્રામા.

(૪૭) ૨૫–૦–૦ સ્વ. પુત્ર મધુસૂદનના પુણ્યાર્થે
હા. જમનાબેન જીવનરામ શાસ્ત્રી. ધમડાછા.

(૪૮) ૨૫–૦–૦ સ્વ. માતુશ્રી શિવગંગાના પુણ્યાર્થે
હા. અ. સૌ ચંપાવતી ન. ભટ્ટ. વલસાડ.

(૪૯) ૨૫–૦–૦ ગીતા–પ્રેમી સજ્જન. મુંબઈ.

(૫૦) ૨૫–૦–૦ ગીતા–પ્રેમી સજ્જન. „

(૫૧) ૨૫–૦–૦ સ્વ. પુત્ર ધનસુખલાલના પુણ્યાર્થે
હા. લલ્લુભાઈ ભગવાનજી બલસારા. બીલીમોરા.

(૫૨) ૨૫–૦–૦ શ્રી. ગોવનભાઈ અંબારામ ભગતજી. સૂરત.



(૨૩) ૧૦૦–૦–૦ શ્રી. રણછોડદાસ પ્રેમજીભાઈ દાવડા.
એમ. એ. એલ. એલ. બી. વકીલ. વલસાડ.

(૨૪) ૧૦૦–૦–૦ સ્વ. પત્ની અ. સૌ. લલિતાલક્ષ્મી
તથા સ્વ. કુ. પ્રવીણચંદ્રના પુણ્યાર્થે,
શ્રી. ઠાકોરદાસ ગોકળદાસ દલાલ. વલસાડ.

(૨૫) ૧૦૦–૦–૦ શ્રી. ડાહ્યાભાઇ કલ્યાણજી દેસાઇ.
હા. ડોકટર પરાગજી ડાહ્યાભાઈ દેસાઇ
(ચણવાઈકર) વલસાડ.

(૨૬) ૧૦૦–૦–૦ શ્રી. રૂદરજી વશનજી દેસાઈ રીટાયર્ડ
પો. મા. વલસાડ.

(૨૭) ૧૦૦–૦–૦ શ્રી. ઘેલાભાઇ ભીમભાઈ દેસાઈ.
હનુમાનભાગડા, વલસાડ.

(૨૮) ૧૦૦–૦–૦ સ્વ. દેસાઇ ગુલાબભાઇ વશનજી.
હા. જમુબેન ગુલાબભાઈ દેસાઇ.
હનુમાનભાગડા, વલસાડ.

(૨૯) ૧૦૦–૦–૦ શ્રી. મંછારામ ભૂખણદાસ ગાંધી
(નૌસારીકર) મુંબઈ.

(૩૦) ૧૦૦–૦–૦ શ્રી. ભગવાનદાસ રામદાસ ડોસા ઠક્કર. મુંબઈ.

(૩૧) ૫૧–૦–૦ શ્રી. શેઠ મનહરલાલ મટુભાઇ. „

(૩૨) ૫૧–૦–૦ શ્રી. શેઠ ખીમચંદ મુળજીભાઇની કું. વલસાડ.

(૩૩) ૫૧–૦–૦ શ્રી. શેઠ રણછોડદાસ નારણદાસ
સોલીસીટર્સ. મુંબઈ.

(૩૪) ૫૧–૦–૦ શ્રી. નાનુભાઇ માવજીભાઈ પટેલ. બીલીમોરા.

(૩૫) ૫૧–૦–૦ શ્રી. ઈશ્વરદાસ સાગરમલ નેમાણી. „

(૩૬) ૫૧–૦–૦ શ્રી. મોરારભાઈ ગોવિંદજી પાંચાલ. „

(૩૭) ૫૧–૦–૦ સ્વ. માસ્ટર પુરૂષોત્તમ દેવશંકરના
પુણ્યાર્થે હા. દેસાઇ સુન્દરજી નીછાભાઇ. ચણવાઈ.

(૧૦) ૧૦૧-૦-૦ શ્રી. શેઠ ચુનીલાલ ગિરધરલાલ. મલાડ મુંબઈ.

(૧૧) ૧૦૧-૦-૦ સ્વ. અ. સૌ. ધર્મપત્ની ઉમિયાબ્હેનના પુણ્યાર્થે હા. રાવસાહેબ ભગવાનદાસ બ્રીજભૂખણદાસ શ્રોફ. વલસાડ.

(૧૨) ૧૦૧-૦-૦ પૂ. ગં. સ્વ. માતુશ્રી ગંગાબ્હેન દોલતરાય હા. ડોકટર નવનીતરાય દોલતરાય. વલસાડ.

(૧૩) ૧૦૧-૦-૦ શ્રી. દેસરાના સદ્‌ગૃહસ્થો તરફથી. દેસરારોડ, બીલીમોરા.

(૧૪) ૧૦૧-૦-૦ શા. નરોત્તમદાસ વિઠ્ઠલદાસની કું. હા. શ્રી. છોટાલાલ ફુલચંદ શાહ. વલસાડ.

(૧૫) ૧૦૧-૦-૦ સ્વ. પૂ. પિતાશ્રી ભાનુશંકર રઘુનાથજી તથા સ્વ. પૂ. માતુશ્રી મંછાબેનના પુણ્યાર્થે હા. અંબાશંકર ભાનુશંકર ભટ્ટ. વલસાડ.

(૧૬) ૧૦૧-૦-૦ સ્વ. ભાઈ બાપુભાઈ દયાળજી તથા સ્વ. માતુશ્રી ઇચ્છાબેનના પુણ્યાર્થે હા. દેસાઈ ગુલાબભાઈ દયાળજી. ચંગુનકર.

(૧૭) ૧૦૧-૦-૦ રા. રા. શેઠશ્રી માધવજી જેસંગ. મુંબઈ.

(૧૮) ૧૦૧-૦-૦ રા. રા. શેઠશ્રી ભાઈદાસ ગુલાબદાસ. ,,

(૧૯) ૧૦૦-૦-૦ એક ગીતા-પ્રેમી સજ્જન. મુંબઈ.

(૨૦) ૧૦૦-૦-૦ એક ગીતા-પ્રેમી સજ્જન. મુંબઈ.

(૨૧) ૧૦૦-૦-૦ શા. નરોત્તમદાસ હરજીવનદાસ કું. હા. શા. નાગરદાસ નરોત્તમદાસ. વલસાડ.

(૨૨) ૧૦૦-૦-૦ શ્રી. ભૂલાભાઈ દયાળજી દેસાઈ. એરૂકર.

# ગીતા–ગંગા–વતરણમાં

## સહાયક દાતાઓનાં શુભ નામો.



॥ लक्ष्मीर्दानवती यस्य सफलं तस्य जीवितम् ॥

| રકમ રૂ. | શુભ નામ. | નિવાસ. |
|---|---|---|
| (૧) ૧૦૦૦–૦–૦ | એક ગીતા–પ્રેમી સજ્જન. | મુંબઈ. |
| (૨) ૨૦૧–૦–૦ | શ્રીમાન શેઠશ્રી હરિદાસ જીવરાજ. | (મલાડ) મુંબઇ. |
| (૩) ૨૦૧–૦–૦ | શ્રીમાન દેસાઇ રઘુનાથજી વશનજી. | મગોદ (વા. વલસાડ) |
| (૪) ૧૦૧–૦–૦ | સ્વ. પિતાશ્રી દયાશંકર હરિભાઈના પુણ્યાર્થે હા. શ્રી. પ્રાણશંકર દયાશંકર જોશી. | વલસાડ. |
| (૫) ૧૦૧–૦–૦ | શ્રીમાન બાલકૃષ્ણ મનઃસુખરામ વૈદ્ય. | નવસારી. |
| (૬) ૧૦૧–૦–૦ | સ્વ. અ. સૌ. બેન કૈલાસગૌરીના પુણ્યાર્થે હા. શાસ્ત્રી મોતીલાલ ભાનુશંકર તથા તેમના ધર્મપત્ની અ. સૌ. પાર્વતીબ્હેન (ધમડાછા) | ભાવનગર. |
| (૭) ૧૦૧–૦–૦ | સ્વ. ધર્મપત્ની અ. સૌ. કૃષ્ણાબ્હેનના પુણ્યાર્થે હા. જોશી ઈચ્છાશંકર વિજયરામ. | વલસાડ. |
| (૮) ૧૦૧–૦–૦ | સ્વ. પૂ. પિતાશ્રી ભીખાભાઈ ભૂલાભાઈના પુણ્યાર્થે હા. દેસાઈ નાનુભાઈ ભીખાભાઈ. (મોરા ભાગડા) | વલસાડ. |
| (૯) ૧૦૧–૦–૦ | શ્રી. નાનાભાઇ એન્ડ કુંપની, મૂલજી જેઠા મારકેટ. | મુંબઈ. |

ગિરજાશંકર મણિશંકર ભટ્ટ સુરતકર, તથા ગીતા–પ્રેમી ભાઈશ્રી મણિભાઈ ગોવિંદજી દેસાઈ, વલસાડઅમ્બામાકરનો ઉલ્લેખ ન થાય તો કૃતઘ્ની ગણાઈએ. એ બન્ને મુરબ્બીઓએ આ યોજનાને સાથ આપવા ખૂબ પરિશ્રમ ઉઠાવ્યો છે આભાર તો સ્વદેશી કાગળો કોઈપણ ભોગે મેળવી આપવાને કટિબદ્ધ થયેલા હમારા પરમમિત્ર ભાઈશ્રી ત્રિકમદાસ ધનજીભાઈ, (વ્યવસ્થાપક, ગ્રામોદ્યોગ મંદિર, વલસાડ) નો માનવો ઘટે. એમણે હિમ્મત ન આપી હોત તો સ્વદેશી કાગળ ઉપર આ ન થાત અંતે આ ગ્રંથના મુદ્રણમાં ઉત્સાહપૂર્વક પ્રેમથી, ઓછામાં ઓછા સ્વાર્થે, રચ્યા પચ્યા રહેનાર ભાઈશ્રી મોરારજી દાજીભાઈ, (માલીક, ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસ–વલસાડ)નો પણ ઉપકાર માનવોજ રહ્યો.

(૬) ગુજરાતી ભાષ્યમાં જો ક્યાંયે સમાધિ–ભંગ હોય તો તેને માટે હમોજ જવાબદાર છીએ. ભગવતી ગીતા એ પરમાત્માની અસીમ–નિત્ય નૂતન–પ્રતિભામયી વાણી છે. એનો પાર પામવાની હમારી શક્તિ નથી. આતો પરમપિતાને બાળકની "अन्यक्तवर्णरमणीयवच.प्रवृत्ति" થી પ્રસન્ન કરવાનો પ્રયત્નમાત્ર છે. આનાથી પરમપિતા પ્રસન્ન થાઓ એટલું પ્રાર્થવાનોજ અધિકાર છે.

(૭) એકલે હાથે પ્રુફ વગેરેનું કાર્ય કરવાનું હોવાથી, આમાં અનેક અશુદ્ધિઓ રહી ગઈ છે તે ખૂંચે છે પણ તેને માટે નિરૂપાય છીએ. આની બીજી આવૃત્તિનો રૂડો અવસર પ્રાપ્ત થાય તો તે તરફ ધ્યાન આપવાનો પ્રયત્ન થશે.



(૩)—આ ગ્રંથના વળતરમાંથી ઉપનિષદોના શાસ્ત્રીય અર્થયુક્ત, વિવરણવાળા ગ્રંથો જનતા સમક્ષ મૂકવાની યોજના ધરવામાં આવશે. એ ખાતર આ ગ્રંથનો જેટલો જલદી ઉપાડ થાય તેટલું જલદી એ કાર્ય થશે. આથી શ્રદ્ધા છે કે જનતા આ ગ્રંથનો ઝડપી ઉપાડ કરી, ઉપનિષદોનાં શાસ્ત્રીય વિવરણવાળા અનુવાદો મેળવવાની તક સાધશે.

(૪) આ ભગવદીય કાર્યમાં જે જે દાતાઓએ ઉદાર હૃદયે પોતાનો હાથ લંબાવ્યો છે તેઓનું ભદ્ર ઈચ્છવું હમારૂં કર્તવ્ય છે, ભદ્ર કરવું એ ઇશ્વરનો અધિકાર છે. અને ભગવાનથી કશું અજાણ્યું નથી. આથી તેઓ પરમાત્માનો સહૃદય ઉપરકાર માને કે પરમપિતાની વાङ્મયી મૂર્તિનો પ્રચાર કરવાને પરમપિતાએ તેમને અવસર આપ્યો ! પ્રેમથી આપેલાં–"પત્રં પુષ્પં ફલં તોયં" ને પ્રભુ સ્વીકારે છે અને દેનારના ઉપર ભાવનાનુકૂલ અનુગ્રહ કરે છે. તો જ્યાં ઇશ્વરાનુગ્રહ હોય ત્યાં માનવ શો અનુગ્રહ કરી શકે ? તો તેવા ભદ્ર ભાઇ બ્હેનોનો ઉલ્લેખ માત્ર કરી સંતોષ માન્યો છે. આમ છતાંએ કેટલાક ભાઈઓએ પોતાના નામનો કયાંએ ઉલ્લેખ ન જ કરવો એવી સ્પષ્ટ આજ્ઞા આપીને કાર્યકર્તાને ખૂબ મુંઝવણ ઉભી કરી છે. જેમનો નામોલ્લેખ કરવામાં આવ્યો છે તેમની પણ ઇચ્છા ન હતી છતાં કાર્યકરે તેમના ઉપર પ્રેમનો જુલમ કરી નામ આપ્યાં છે. નામને ખાતર કોઇપણ ભાઇબ્હેને આ કાર્યમાં સ્હાય કરી નથી–એ વસ્તુનો કાર્યકરને પૂરો અનુભવ થયો છે. હજી આ કાર્ય માટે પુષ્કળ સહાયની જરૂર છે.

(૫) આ ઉપરાંત અનેક રીતે અનેક ભાઇ બ્હેનોના હમો ઋણી છીએ. અનેક શુભ નિષ્ઠાવાળા ભાઇ બ્હેનોના પીઠબળેજ આ યોજના સફળ થઇ છે. સૌથી પહેલો આભાર તો શ્રી ઘેલાભાઇ ભીમભાઇ દેસાઇ, હનુમાન ભાગડાકર (વલસાડ) તથા શ્રી બાલકૃષ્ણ મનઃસુખરામ વૈદ્ય નૌસારીકર, કે જેમણે અનુક્રમે ગીતાજીનો બારમો અને પંદરમો અધ્યાય રજુ કરી જનતાને આ ભાષ્યથી જાણીતી કરી, તેમનો માનવો ઘટે છે. તે ઉપરાંત ૧૨–૧૫ અધ્યાયને એક પુસ્તકમાં જનતા સમક્ષ ધરનાર શ્રી હીરાલાલ રણછોડદાસ મુનીમ, (મલાડ) તથા બારમા અધ્યાયની ત્રીજી અને ચોથી આવૃત્તિ જનતા આગળ રજુ કરી, પ્રચારકાર્યને વેગ આપવા બદલ અનુક્રમે શ્રી. રામજીભાઇ ખીમજીભાઇ કેસરવાલા તથા શ્રી. ઠક્કર ભગવાનદાસ રામદાસ ડીસાનો પણ આભાર માનીએ છીએ. એ ઉપરાંત ભદ્રકીર્તિ પૂ. શ્રી

# —: કેટલાક ખુલાસાઓ :—

(૧) આ ગ્રંથ છપાવવામાં નીચેની યોજના સ્વીકારી છે. એકંદરે ગ્રંથને ત્રણ વિભાગમાં વહેંચી નાંખ્યો છે. એકજ ગ્રંથ બનાવતાં તેનું કલેવર ખૂબ મોટું થઇ જવાનો સંભવ હતો એટલે ત્રણ વિભાગ કરવા પડયા છે.

પહેલા ખંડમાં નવ અધ્યાયોનો સમાવેશ છે. મૂળ ગીતાજીના શ્લોકો, તેમનો શુદ્ધ શાસ્ત્રીય શ્લોકાર્થ અને સારબાદ વિસ્તૃત ગુજરાતી ભાષ્ય, આપ્યું છે. આ ભાષ્ય સ્વતંત્ર છે. એનું 'સાધન ભાષ્ય' એવું સાન્વર્થ નામ રાખ્યું છે. કેમકે ગીતાજી મુખ્યત્વે સાધન ઉપરજ ભાર મૂકનારો ગ્રંથ છે. બીજા ખંડમાં બીજા નવ અધ્યાયો ઉપલીજ રીતે આપવામાં આવ્યા છે. ત્રીજા ખંડમાં ભગવતી ગીતા ઉપરનું મહામુનિ શ્રી હરિપ્રસાદજીનું વૈદિક સંસ્કૃત ભાષ્ય અને તેનો શબ્દશઃ અનુવાદ આપવામાં આવશે. વૈદિક મુનિજીનું સંસ્કૃત ભાષ્ય ગીતાજીના પ્રત્યેક શબ્દનો સરળ, સર્વાંગસુન્દર, હૃદયંગમ અને જીવનોપયોગી અર્થ આપે છે. ગુજરાતી ભાષ્યને સમજવાને પણ એ અસંત ઉપયોગી છે. ગુજરાતી ભાષ્ય એનુંજ વિસ્તૃત સ્વરૂપ છે એમ કહો તો એ ખોટું નથી. તે ઉપરાંત એ ભાષ્ય મહામૂલું છે. એની કોટિનું એ અનન્ય છે. આથી ગુજરાતી જનતાને એ અદ્વિતીય ભાષ્યનો રસાસ્વાદ મળે એ હેતુથી તેને ત્રીજા ખંડમાં આપવામાં આવશે. વિગ્રહના કપરા કાળમાં સંસ્કૃત ભાષ્યનું મુદ્રણ થાય છે એટલે એ પરિસ્થિતિને ધ્યાનમાં રાખી જેટલું જલદી બનશે તેટલું જનતા જનાર્દનની સેવામાં એ રજૂ થશે.

(૨) આ તમામ ગ્રંથો શુદ્ધ સ્વદેશી=ખાદીના કાગળો ઉપરજ છપાવ્યા છે. આપણા ધર્મગ્રંથનું પહેલીજવાર ખાદીના કાગળો ઉપર મુદ્રણ થાય છે. એમાં ગીતાજીને આચારમાં મૂકવાનો પ્રયત્ન છે. કેમકે શુદ્ધ સ્વદેશીના વપરાશમાં દયા છે. દરિદ્રનારાયણની સેવા છે. નાગાં-ભૂખ્યાંને ઢાંકવાનો અને રોટી પહોંચાડવાનો એ અલ્પ પ્રયત્ન છે. આ કારણસર ગ્રંથની સ્થૂલ કિંમત થોડી વધુ હોય એમ લાગે તો યજ્ઞની પ્રસાદી તરીકે, વિના કચવાટે, જનતા વધાવી લેશે એવી શ્રદ્ધા છે. આ ગ્રંથને પડતર કિંમતેજ જનતાને ધરવાની મૂળથીજ પ્રતિજ્ઞા છે. અને તે મુજબ-ઉલટું પડતરથી પણ કાંઇક ઓછી કિંમતે જનતા સમક્ષ રજુ કર્યો છે. ખાદીના કાગળો હોવાને લઇને પુસ્તકનો રૂપ-રંગ-ઉઠાવ વગેરેમાં કદાચ ઓછી કળા લાગે તો તેને માટે જનતાનો દરગુજર યાચવો રહ્યો. કદ્દુપું-ખાડું બરછટ-અનાકર્ષક-ગમે તેવું આ પુસ્તક બહિર્દૃષ્ટિએ હોય, પણ એમાં સ્વદેશીની ભાવના હોઇને=એટલે કે સ્વધર્મનું આચરણ હોઇને પૂર્ણ કળાનો આવિષ્કાર જોવો રહ્યો.



॥ श्री कृष्णाय पुरुषोत्तमाय नमः ॥

॥ अथ दशमोऽध्यायः ॥

श्री भगवानुवाचः- શ્રી ભગવાન બોલ્યા:-

भूय एव महाबाहो ! शृणु मे परमं वचः ।
यत् तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥ १ ॥

હે મહાબાહો ! ફરીથી પણ મારું ઉત્તમ વચન સાંભળ.
જે પ્રીતિ પામતા ત્હને હિતની ઇચ્છાથી હું કહીશ. ॥ ૧ ॥

આગલા અધ્યાયમાં ભગવાને રાજવિદ્યા ઉપદેશી. રાજવિદ્યા એટલે પરમાત્માને લગતી વિદ્યા અર્થાત્ કર્મયોગને લગતાં વિજ્ઞાન સહિત ઇશ્વર-જ્ઞાન તથા ઇશ્વરની ભક્તિનો ઉપદેશ આપ્યો. ભગવાનના ઉપર ભક્તિ ત્યારે થાય જ્યારે ભક્તને ભગવાનના નિરંકુશ સર્વઐશ્વર્યની સમજ પડે અર્થાત્ ભક્તિની દ્રઢતા ભગવાનના નિરંકુશ ઐશ્વર્યના ભાનમાં છે આથી હવે ભગવાન પોતાના નિરંકુશ ઐશ્વર્યનું, ભક્તિની દ્રઢતા કરવા માટે નિરૂપણ કરે છે. ભગવાનનું ઐશ્વર્ય તેમની અનન્ત વિભૂતિઓ દ્વારા જ ધ્યાનમાં આવે. આથી સર્વત્ર ભગવાનને જોવાને માટે સર્વ ભગવાનરૂપ છે એ દર્શન દ્રઢ થવું જોઇએ. આમ સર્વત્ર બ્રહ્મદ્રષ્ટિને માટે ભૂમિકા તૈયાર કરવી જોઇએ. તે માટે દશમા અધ્યાયની શરુઆતમાં ભગવાન અર્જુનની રુચિ ઉપજાવતાં કહે છે, કે હે અર્જુન ! ફરીથી પણ હું તને પરમ વચન કહું છું તે તું સાભળ. જે વચન, શ્રવણ માટે ઉત્સુક એવા તને હું હિતેચ્છાથી કહીશ. અર્થાત્ હે અર્જુન ! ફરી એકવાર હું તને મારું પરમ વચન કહું છું, પરમ વચન એટલે પરમ વસ્તુને લગતું વચન એટલે કે પરમાત્માને લગતી વાણી કહું છું તે તું સાવધાન ચિત્તે સાંભળ! હે અર્જુન ! આ વચન હું તને કેમ કહું છું ? કેમકે તને તે વચન સાંભળવામાં પ્રીતિ છે. તને મારા વચનમાં તૃપ્તિ થાય છે સંતોષ થાય છે. આમ તને મારો વચનો સાંભળવાની ઉત્સુકતા છે એ કારણે હું તને પરમ વચન કહીશ. આ વચનો કહેવામાં મારી એકજ ભાવના છે અને

તે તારું હિત થાય એ કામના. તું મારો ભક્ત એટલે તારાં હિતની મને ચિન્તા છે. આથી કેવળ તારાં હિતની દૃષ્ટિએ, તું શ્રવણ માટે ઉત્સુક છે તેથી, તને હવે પરમ વચન હું કહીશ. તે તું સાંભળ. અર્થાત્ જેને ભગવાનની વાણી સાંભળવાનો પ્રેમ છે-પ્રીતિ છે તેનેજ ભગવાન પોતાની વાણી કહે છે. નહીંતર ભગવાનના જેવું અતૂટ મૌન કોઇનું નથી. લાખો જન્મ વીતી જાય તો એ, જો કોઇને ભગવાનની વાણી સાંભળવામાં પ્રીતિ ન હોય તો ભગવાન વાણી વદતા નથી. ભગવાનને જ્યારે હૃદયમાં ખાત્રી થાય કે અમુક મારો પરમપ્રેમી છે અને તે મારી વાણી સાંભળવા ઉત્સુક છે તો પછી ભગવાનથી મૌન સેવાતું નથી. પછી તો ભક્તનું હિત શેમાં છે એજ ઇચ્છા ભગવાનની રહે છે. આથી પ્રેમી અને શ્રવણોત્સુક ભક્તનું હિત થાય એજ ઇચ્છાથી, ભગવાન પોતાનું યુગ યુગથી સેવાતું મૌન તોડે છે. આમ અર્જુનની હિતકામનાથી એટલે પ્રિય પ્રાપ્તિની ઇચ્છાથી ભગવાન પરમ વચન કહેવાની પ્રતિજ્ઞા કરે છે. ॥ ૧ ॥

न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ।
अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥ २ ॥

**મારા પ્રભાવને દેવગણો કે મહર્ષિઓ જાણતા નથી. કેમકે બધા દેવો તથા મહર્ષિઓનો હું આદિ છું. ॥ ૨ ॥**

આગલા શ્લોકમાં પરમ વચન કહેવાની પ્રતિજ્ઞા કરી. તે પરમ વચન કયું? તો કહે છે કે હે અર્જુન! દેવોના ગણો તથા મહર્ષિઓ મારા પ્રભાવને જાણતા નથી. કેમકે હું સૌ દેવો અને મહર્ષિઓનું ઉત્પત્તિ કારણ છું. અર્થાત્ હે અર્જુન! દેવો અને મહર્ષિઓ પણ મારા પ્રભાવને જાણતા નથી. દેવો અતિ વિદ્વાન હોય છે, અને મહર્ષિઓ દ્રષ્ટાઓ હોય છે, તો અતિવિદ્વાન અને દ્રષ્ટાઓ પણ મારા પ્રભાવને પૂરો જાણતા નથી. મારો એટલે પરમાત્માનો. પ્રભાવ એટલે સામર્થ્ય-જગતની ઉત્પત્તિ-સ્થિતિ અને લય કરનાર શક્તિની અતિશયતા. જગતની ઉત્પત્તિ, સ્થિતિ, સંહાર હું કેવી રીતે, કેમ કરું છું તે, તે બીચારા અતિ વિદ્વાન ગણાતા દેવો અને મન્ત્રદ્રષ્ટા મહર્ષિઓ કેવી રીતે જાણે? મારી કર્તું અકર્તું અન્યથા કર્તું સમર્થ મહામાયાને જાણવા માટે દેવ તથા ઋષિની વ્યક્તિ કે સમષ્ટિ-સૌ અસમર્થ છે. પછી અલ્પદ્રષ્ટા માનવની તો કથા જ શી? આ દેવો અને

ઋષિઓ પણ મારા પ્રભાવને કેમ જાણતા નથી ! કેમકે તે તમામ દેવો અને મહર્ષિઓનું ઉત્પત્તિ કારણ હું છું. બાળકો જેમ પિતાનો તેમ આ દેવો અને મહર્ષિઓ પરમપિતા એવા મારો પ્રભાવ જાણવાને ક્યાંએ કદીએ કેમેકરીને સમર્થ થતા નથી ! અર્થાત્ હે અર્જુન ! જગતના તમામ પ્રાણીઓ અલ્પજ્ઞ છે. અલ્પજ્ઞ ગમે તેટલું જાણે તો પણ તે અલ્પ જ છે. કદી સંપૂર્ણ નથી. પરમપિતા સર્વજ્ઞ છે. એ સર્વજ્ઞ અને સર્વશકિતનો અનવગાહ્ય મહિમા અલ્પજ્ઞ અલ્પશકિત કદી જાણી ન શકે. જીવ જ્યાં સુધી જીવ છે ત્યાં સુધી જીવ જ રહેવાનો. તે કદાચ સર્વજ્ઞકલ્પ થાય પણ સર્વજ્ઞ ન બને. આથી ભગવાન તે ભગવાન જ રહે છે, અને જીવ તે જીવ જ રહે છે. જો જીવ સાચેજ સમજે કે હું અલ્પજ્ઞ છું, તો તેનો અહંભાવ તૂટી જાય. અને પોતાની અલ્પજ્ઞતાના ભાનમાથી, જન્મતી જે સ્વાભાવિક નમ્રતા છે તે નમ્રતાના વિકાસમાં ઇશ્વર દર્શન થાય છે. આથી, જ્યારે ભગવાન જીવ કદી પરમપિતાનો મહિમા પૂરો જાણી શકતો નથી એમ કહે છે ત્યારે તે તેને નમ્રતમ બનાવવાનો સંકેત કરે છે. એવોજ અહીં આશય છે. કેમકે નમ્રતાની શરુઆતમાં જ ઇશ્વર દર્શનની શરુઆત. અને ઇશ્વર દર્શન હિતતમ છે. આથી ભગવાન પહેલાજ શ્લોકમાં ભકત પાસે નિરવધિ નમ્રતા માંગી લે છે. ॥ ૨ ॥

यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।
असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥ ३ ॥

**જે મનુષ્ય મ્હને અનાદિ, જન્મરહિત તથા લોકોનો મહાન ઇશ્વર જાણે છે, તે- મનુષ્યોમાં વિવેકી, બધાં પાપોથી મુક્ત થાય છે. ॥ ૩ ॥**

આમ ઇશ્વરનો મહિમા સંપૂર્ણપણે અજ્ઞેય રહે છે એમ બતાવ્યું. તો આવાં ઇશ્વરના જ્ઞાનનું ફળ શું ? અર્થાત્ સૌના આદિકારણરૂપ પરમાત્મા છે અને તેમનો પ્રભાવ સર્વાંશે જાણવો અશક્ય છે એ સમજનું ફળ શું? તો કહે છે કે હે અર્જુન ! જે માણસ મને અજન્મા, અનાદિ અને લોકમહેશ્વર જાણે છે, મનુષ્યોમાં તે વિવેકી પુરષ, સર્વ પાપોથી મુકત થાય છે. અર્થાત્ જે માણસ ભગવાનને અનાદિ, અજ અને લોકમહેશ્વર તરીકે ઓળખે છે તે સૌ [illegible]

મુક્તિ મેળવે છે. અર્થાત્ ભગવાનને ઉપર કહ્યાં તેવા જાણવાથી માણસ મોહમુક્ત અને પાપમુક્ત બને છે. આમ ભગવાનના જ્ઞાનથી મોહ અને પાપ ધોવાય છે. પરમાત્મા અનાદિ છે. અનાદિ એટલે આદિવગરના. આદિ એટલે કારણ. કારણ એટલે ઉત્પત્તિનો હેતુ. અર્થાત્ ભગવાન કોઈનાંમાંથી જન્મતા નથી. ભગવાનજ સૌના જન્મનું કારણ છે. આમ પરમાત્મા સ્વયંભૂ છે. સ્વયંભૂ છે એટલેજ તો તે જન્મ વગરના છે. આમ ભગવાન કોઈપણ કારણમાંથી જન્મતા નથી અને છતાં સ્થાવરજંગમ તમામ જગતનું એક કારણ છે. બસ. ભગવાનને લગતું આ પહેલું જ્ઞાન છે. આટલુંજ બસ નથી. ભગવાન લોકના મહાન ઇશ્વર છે. લોક એટલે સ્થાવરજંગમ પ્રાણીમાત્ર. પ્રાણીમાત્રના મહાન ઇશ્વર એટલે પરમ સત્તાધીશ છે. પ્રાણીમાત્રની ઉપર ભગવાનની નિરંકુશ સત્તા છે. એવો એક પદાર્થ નથી જેના ઉપર પરમપિતા પરમાત્માની આણ ન વર્તતી હોય. અર્થાત્ જગતના પ્રાણીમાત્ર-સ્થાવરજંગમમાત્ર પરમાત્માને પરાધીન છે, એવી સમજ હોવી ઘટે. આમ જે, પરમાત્માને કારણ શિવાયના અને સર્વના કારણરૂપ અજન્મા અને લોકમહેશ્વર તરીકે જાણે છે તે પાપમુક્ત થાય છે. કેમકે તેવો માણસ અસંમૂઢ હોય છે. સંમૂઢ એટલે વિવેક વગરનો. અસંમૂઢ એટલે વિવેકવાળો. અર્થાત્ વિવેકી છે. તેને એવું સચોટ ભાન હોય છે કે હું ઇશ્વરનો પુત્ર છું; ઇશ્વર મારો માલીક છે. જેને ભાન છે કે હું પરમેશ્વરનો પુત્ર છું, તે પાપ કદી કરીજ ન શકે. સર્વવ્યાપી-સર્વજ્ઞ-સર્વશક્તિ પરમાત્મા તેને સર્વત્ર પરિપૂર્ણ લાગશે. એટલે કે તે બધે તેની હાજરી છે એમ સમજશે. અને બાપના દેખતાં તો કોઈ વિવેકી પુત્ર પાપ ન કરે. વિવેક થવા પહેલાંનાં પાપો પણ વિવેક જ્ઞાનની સાથેજ નષ્ટ થાય છે. આથી ભગવાનને અનાદિ, અજ અને લોકમહેશ્વર જાણનાર વિવેકી પુરૂષ સર્વપાપોમાંથી છૂટેછે, અને પાપમાંથી મુક્તિ થતાં તેની સદ્‌ગતિજ થાય છે. ॥ ૩ ॥

बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ।
सुखं दुःखं भवोऽभावो भयं चाभयमेव च ॥ ४ ॥

अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ।
भवन्ति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥ ५ ॥

બુદ્ધિ, જ્ઞાન, વિવેક, ક્ષમા, સત્ય, દમ, શમ, સુખ, દુઃખ, ઉત્પત્તિ, વિનાશ, ભય અને તેજ પ્રમાણે અભય—અહિંસા, સમતા, સંતોષ, તપ, દાન, યશ, અપયશ–પ્રાણીઓને (આ બધા) જુદા જુદા ભાવો મ્હારાથીજ થાય છે ॥ ૪–૫ ॥

આગલા શ્લોકમા ભગવાને પોતાને લોકમહેશ્વર તરીકે જાણવા કહ્યુ હવે લોકમહેશ્વરપણુ કેવી રીતે છે તે બતાવતાં કહે છે– હે અર્જુન! બુદ્ધિ, જ્ઞાન, અસંમોહ, ક્ષમા, સત્ય, દમ, શમ, સુખ, દુખ, ઉત્પત્તિ નાશ, ભય તથા અભય, અહિંસા, સમતા તુષ્ટિ, તપ, દાન, કીર્તિ, અપકીર્તિ વગેરે નાના પ્રકારના ભાવો પ્રાણીઓને મારે લીધે–મારાદ્વારાજ થાય છે. અર્થાત્ હે અર્જુન! પ્રાણીમાત્રના જીવનમા જુદી જુદી વેળાએ જુદા જુદા ભાવોનુ સ્ફુરણ થાય છે એ જુદા જુદા ભાવોનું સ્ફુરણ મારામાથીજ થાય છે એટલે હુ સૌ પ્રાણીના હૃદયમા વસેલો છુ અને જુદા જુદા પ્રસંગે જુદા જુદા ભાવો તે તે પ્રાણીઓના કર્માનુસાર હુ સ્ફુરાવુ છુ એટલે કે હુ સર્વજ્ઞ અને સર્વ શકિત હોઇને સૌના કર્મનો હિસાબ રાખુ છુ અને એ હિસાબ આના પાઈ સિકકે હુ તેમને પહોચાડુ છુ આ કર્મફલદાનમા મારો કયાયે કોઇના ઉપર પણ કદી પણ પક્ષપાત હોતો નથી અને એ કર્મફલના ભોગમાથી કોઇની મુકિત નથી આમ કરેલા કર્મોને ભૂલી જવા એ જીવોનો સ્વભાવ છે અને જીવોની અંદર રહેલા મારો સ્વભાવ તે બધાને યાદ રાખી તે તે કર્મનું તે તે ફલ તે તે કાળે સ્થળે અને નિમિત્તે પહોચાડવુ એ છે આ ફલદાન વખતે કોઇથી મારી પકડમાથી છટકાતુ નથી અને આમ હુંજ સર્વલોકનો મહેશ્વર છુ હું જો સર્વલોકનો મહેશ્વર નહીં હોઉં તો ભિન્ન ભિન્ન પ્રાણીઓમા ભિન્ન ભિન્ન કાળે સ્ફુરતા, ભિન્ન ભિન્ન ભાવોની અસ્તિ સમજાવી ન શકાય એવી છે એ ભાવોમાંના કેટલાકને હું ગણાવી જાઉં. હે અર્જુન! બુદ્ધિથી લઇને અપકીર્તિ સુધીના ભાવોને હું દાખલા તરીકે સ્ફુરાવું છું. આ તો માત્ર ઉદાહરણ તરીકેજ લેખવા તમામ ભાવોનું સ્ફુરણ ઇશ્વર સત્તાધીન એ સિદ્ધાન્ત છે. તેમા બુદ્ધિ એટલે કરવા જેવું અને ન કરવા જેવુ–એ બેનું સ્પષ્ટ જ્ઞાન. સમજ કર્તવ્યાકર્તવ્યનો અફર નિશ્ચય કરનારો ભાવ તે બુદ્ધિ. આત્મા વગેરે પદાર્થોની યથાર્થ–સત્ય સમજ એટલે જ્ઞાન અર્થાત્ જે સમજણથી માણસને આત્મા પરમાત્મા વગેરે વિષયોને લગતી અબાધિત

સમજણ જન્મે તે સમજણનું નામ જ્ઞાન. અસમ્મોહ એટલે સ્પષ્ટ વિવેક. આત્મા અને ખોળીઆને સેળભેળ ન કરી નાંખવાની શક્તિ. અર્થાત્ વિવેક-અસંમોહ એટલે ભ્રમનો અભાવ. નિઃસંશય ભ્રાન્તિશૂન્ય આત્મા અનાત્માની સમજ. ક્ષમા એટલે સહિષ્ણુતા. કોઈપણ અપરાધને વિના કચવાયે સહી લેવાની વૃત્તિ. અર્થાત્ કોઈ આપણને નિન્દે-ભાંડે-તાડે-દૂભવે તો પણ ચિત્તની-હૃદયની અવિકારિતા. સૌનામાં આત્મા છે એ સમજમાંથી નીપજતી, બેભાન આત્માઓની ભૂલને હમદર્દીપૂર્વક નિભાવી લેવાની ઉદાર સમજ એટલે ક્ષમા. સત્ય એટલે મન અને વાણીની યથાર્થતા. જે પદાર્થ જેવો હોય તેને લગતું તેવુંજ મન સદા રાખવું અને તે પદાર્થને લગતી બીજાને સમજ આપતી વેળા યથાર્થ વાણીનોજ ઉપયોગ અર્થાત્ યથાર્થ ભાષણ. એટલે કે જેવું જોયું હોય, જેવું સાંભળ્યું હોય અને જેવું જાણ્યું હોઈએ તેવું પારકાને ગળે ઉતારતી વેળા તેવુંજ ઉચ્ચારણ એટલે સત્ય. દમ એટલે બાહ્ય ઇન્દ્રિયોનો નિગ્રહ. શમ એટલે મનઃ સંયમ; અનુકૂલ વેદના એટલે સુખ-આલ્હાદ. પ્રતિકૂલ વેદના એટલે દુઃખ-સંતાપ. ભવ એટલે ઉત્પત્તિ અને અભાવ એટલે વિનાશ. ભય એટલે ત્રાસ. અને અભય એટલે ત્રાંસનો અભાવ. પ્રાણીનું પીડન એટલે હિંસા તેનાથી વિપરીત એટલે કે પ્રાણીઓનું અપીડન એટલે અહિંસા. અર્થાત્ મન વાણી કર્મથી કોઈપણ પ્રાણીને કોઈપણ કાળે કોઈપણ સ્થળે કોઈપણ નિમિત્તે ન પીડવાની વૃત્તિ એટલે અહિંસા. દ્વંદ્વોમાં સમાનરૂપતા એટલે સમતા. અર્થાત્ સુખદુઃખ, હાનિલાભ, જય પરાજય વગેરે તમામ પરસ્પર વિરૂદ્ધ જોડકાંઓના અનુભવમાં મનનું સમતોલપણું. દ્વંદ્વોમાં તટસ્થતા: તુષ્ટિ એટલે સંતોષ-પ્રાપ્તમાં મનની સદા પ્રસન્નતા-જે મળ્યું તેમાં 'બસ' બુદ્ધિ. જાતિ દેશ અને આત્માની ઉન્નતિ અને ગૌરવ માટે શીત ઉષ્ણ વગેરે દ્વંદ્વોને સહન કરવાની શક્તિ એટલે તપ-અર્થાત્ તિતિક્ષા એટલે તપ. દાન એટલે સમર્પણ એટલે કે ન્યાયપૂર્વક કમાયેલાં, અનેક પ્રકારનાં જડચેતન દ્રવ્યની યથાશક્તિ ભક્તિ પૂર્વક સત્પાત્રને લ્હાણી એટલે દાન. સદ્‌ગુણની સ્થિરતામાંથી જન્મતી લોકની પ્રશંસારૂપ પ્રસિદ્ધિ એટલે કીર્તિ. અવગુણમાંથી જન્મતી લોકની નિન્દારૂપ પ્રસિધ્ધિ એટલે અયશ—એટલે અપકીર્તિ. બસ. આ અને આવા તમામ ભાવો મારે લીધે હે અર્જુન! જગતમાં જન્મ છે. ॥ ૪-૫ ॥

महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ।
मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ॥ ६ ॥

પૂર્વના સાત મહર્ષિઓ તથા પૂર્વના ચાર મનુઓ મારા ભાવવાળા, મનોમય પુત્રો થયા. જેમની લોકમાં આ પ્રજાઓ છે ॥ ૬ ॥

હવે જેમ પ્રાણીઓના મનોભાવો તેમ પ્રાણીઓ પણ મારામાંથી જ જન્મે છે એમ સાધતાં ભગવાન કહે છે, કે હે અર્જુન! આરંભમાં ઉત્પન્ન થયેલા સાત મહર્ષિઓ તથા ચાર મનુઓ મારા ભાવવાળા અને માનસિક રીતે જન્મેલા છે કે જે મનુઓ અને મહર્ષિઓની આ લોકમાં આ પ્રજાઓ છે. અર્થાત્ હે અર્જુન! એકલા ભાવો જ નહીં પણ ભૂતો પણ મારાથીજ જન્મેલા તું જાણ. એ ભૂતો મારી ઉપજ કેવી રીતે છે તે તને હું કહું છું તે સાંભળ. મહર્ષિ એટલે મોટા ઋષિઓ. એટલે કે પૂજ્યતમ-ઋષિ એવા કશ્યપ, અત્રિ, ભરદ્વાજ, વિશ્વામિત્ર, ગૌતમ, જમદગ્નિ અને વસિષ્ઠ નામના સાત સૌથી પહેલાંના આ સાત ઋષિઓ મૂલ ગોત્રના ઋષિઓ છે અને સર્વ ભૂતની સૃષ્ટિના કર્તાઓ છે. આપણા પિતરો છે. તથા વૈવસ્વત, સ્વાયંભુવ, સ્વારોચિષ, ઔત્તમિ, તામસ, રૈવત અને ચાક્ષુષ નામના સાત મનુઓ છે. એ સાતમાંના પહેલા ચાર મનુઓ ભૂતમાત્રના રક્ષણ કરનારા-ભૂતપાલક-પ્રજાપતિઓ છે. તેમાં વર્તમાનમાં વૈવસ્વત નામના મનુ છે. બસ આ સાત મહર્ષિઓ અને ચાર મનુઓ મદ્ભાવ છે. એટલે કે મારા ધર્મવાળા છે. મારો ધર્મ જગતની ઉત્પત્તિ અને સ્થિતિ છે. મારા આ બે ધર્મો તે સપ્તર્ષિ અને ચાર મનુઓમાં પણ છે. અર્થાત્ એ અગિઆરનામાં સૃષ્ટિ અને રક્ષાનું જે સામર્થ્ય છે તે મારૂં આપેલું છે. મેં તેમને આ બન્ને પ્રકારની સત્તા સોંપેલી છે, વળી એ લોકો માનસ છે. એટલે મારા માનસ પુત્રો છે. મન એટલે અહીં મહત્તત્વ સમજવું. એ મહત્તત્વ જેની ઉપાધિ છે એવા હિરણ્યગર્ભરૂપ મારા તેઓ પુત્રો છે. વળી મારા આ માનસિક પુત્રો જન્મેલા છે એટલે કે વિરાટ વગેરે સૃષ્ટિક્રમે તેઓ ઉપજેલા છે. આ મહર્ષિઓ અને મનુઓ મારા માનસિક પુત્રો છે- એટલે મારાજ છે. મારી દીધેલી તાકાતવાળા હોઇને સૃષ્ટિની સૃષ્ટિ અને પાલનમાં લગ્ન છે. આ મહર્ષિઓ અને મનુઓની જે સંતતિ તે આ

લોકો છે. અર્થાત્ મહર્ષિ વગેરેને મેં જન્માવ્યા અને તેમનામાં લોકને જન્માવવાની અને જન્મેલાને રક્ષવાની શકિત આપી. આમ મૂળમાં જોતાં તો એ મહર્ષિઓ અને મનુઓ સહિત તમામ સૃષ્ટિ મારી જન્માવેલી-મારા વડે રક્ષાયેલી અને મારાથી સંહાર પામનારી છે. આમ કેવળ ભૂતભાવોજ નહીં પણ ભૂતો પણ મારીજ લીલા છે ॥ ૬ ॥

एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः ।
सोऽविकम्पेन योगेन युज्यते नात्र संशयः ॥ ७ ॥

જે મનુષ્ય મારી આ વિભૂતિ તથા યોગને યથાર્થ રીતે જાણે છે તે દૃઢ યોગથી યુક્ત થાય છે એમાં સંશય નથી. ॥૭॥

આમ આગલા શ્લોકમાં ભગવાન ભૂતો અને ભૂતભાવોના સ્રષ્ટા, રક્ષક અને ભક્ષક છે એમ સિદ્ધ કર્યું. ભગવાન એવા છે તેથી ભકતને શો ફાયદો ? અર્થાત્ ભગવાન આવા છે એ જાણ્યાથી ભક્તના જીવનમાં એ જ્ઞાન કયાં સ્પર્શે છે ? તમામ ભૂતો અને ભૂતોના નાના પ્રકારના માનસવૃતિ ભેદો ભગવાનને લીધે સ્ફુરે છે એ જેણે જાણ્યું તેની દૃષ્ટિમાં શો તફાવત પડે છે ? આનો જવાબ વાળતાં ભગવાન કહે છે કે હે અર્જુન ! જે માણસ મારી આ વિભૂતિ તથા યોગ તત્ત્વતઃ જાણે છે. તે માણસ અવિચળ યોગથી યુક્ત થાય છે. આ બાબતમાં શંકા નથી. અર્થાત્ જે માણસ ભગવાનની વિભૂતિને અને યોગને યથાર્થપણે જાણે છે તે અવિચળ યોગને પ્રાપ્ત કરે છે. વિભૂતિ એટલે વિવિધ આકારે થવું તે-હોવું તે. અર્થાત્ નાના આકારે રહેવું એટલે કે ભૂતરૂપે અને ભૂતભાવોને રૂપે વર્તવું તે. આશય આ છે. જે માણસ ભગવાનની વિભૂતિને તત્ત્વતઃ જાણે છે એટલે કે ભગવાન જ ભૂતરૂપે અને ભૂતભાવરૂપે વર્તે છે-વર્તી રહ્યા છે, તેને દુનિયામાં ભેદદૃષ્ટિ માટે તક નથી આબ્રહ્મસ્તમ્બ પર્યન્તના તમામ પદાર્થોરૂપે પરમાત્મા જ પડયા પાથર્યા વર્તી રહ્યા છે. પરમાત્મા જ-બ્રહ્મા છે. પરમાત્મા જ ઘાસનું તણખલુ છે. તે આ વિશ્વને ભગવાનની વિભૂતિરૂપ જોશે. તે માણસ વિશ્વની અકળાવી નાંખે એવી પરસ્પર વિલક્ષણતાથી અકળાશે નહીં. ભગવાનમાં સર્વ ભવનની શકિત છે. એમ અનુભવતો તેનો પુરૂષ સમદર્શી થશે. આત્મદ્રષ્ટા થશે. સૌના અંતરાત્મા રૂપ જ્યારે ભગવાન જ છે ત્યારે તેને માટે સૌરૂપ ભગવાનને ચાહ્યા શિવાય બીજો કોઈ ધર્મજ ન રહેશે. એટલે ભગવાનની આ વિશ્વ વિભૂતિ

એવું યથાર્થ જ્ઞાન થતાં માણસ સર્વભૂત પ્રેમી બનશે. તે ઉપરાંત ભૂતભાવ રૂપે પણ ભગવાન જ લીલા કરી રહ્યા છે એવું જે તત્ત્વતઃ જાણે તે માણસ દુનિયામાં પ્રતિપળે ચાલી રહેલા-વહી રહેલા પરસ્પરવિરૂદ્ધ ભાવ પ્રવાહોથી અકળાશે નહીં. દુનીઆભરમાં એક વિચાર-એકભાવ-એક મનોદશા કેમ નથી એવો અશાસ્ત્રીય વિચાર તેના હૃદયમાં સ્ફુરશે નહીં. કેમકે તે જાણે છે કે બુદ્ધિથી માંડી અપયશ પર્યન્તના ભાવો એ ઇશ્વરનીજ લીલા છે. આમ આ દર્શનથી પણ તે હમદર્દીવાળો બનશે. આ ઉપરાંત ભગવાનના યોગને જે જાણે છે તેને શો ફાયદો ? યોગ એટલે પરમ ઐશ્વર્ય. પરમાત્માની કર્તું અકર્તું અન્યથા કર્તું શકિત. નિરતિશય જ્ઞાન અને ક્રિયાશકિત રૂપ યોગ. જે માણસ જાણે છે કે પરમાત્મામાં નિરતિશય જ્ઞાન અને ક્રિયાશકિત છે તે માણસ સમજશે કે ભગવાને જેવા જોઇએ તેવાજ પદાર્થોને અનન્ત કાળથી સર્જી મૂકયા છે. આથી માણસની જે પૃચ્છાવૃત્તિ- 'આ આમ કેમ છે ?' આવી જે મૂળ અર્થમાં નાસ્તિવૃત્તિ-જે રાગદ્વેષવિષ્ધ હૃદયસ્થિતિ-તે ટળી જાય છે. તેને સંશય નથી. ભ્રમ નથી. ફરીયાદ નથી. હાયહાય નથી. તે પરમસત્યને વરેલો હોઈ સત્યમય થઈ જાય છે. આથી ભગવાન કહે છે કે જે મનુષ્ય તત્ત્વતઃ એટલે કે યથાર્થપણે મારી આ વિભૂતિ અને યોગને જાણે છે તે અવિકમ્પ એટલે અવિચલ-ડામાડોલ ન થાય એવા યોગને પ્રાપ્ત થાય છે. અર્થાત્ તેના જીવનમાં નિષ્કામ કર્મયોગ એકજ શ્રેયોમાર્ગ છે એવી અચલ નિષ્ઠાપૂર્વકની સમજણ પાસ થાય છે. એવો માણસ સંશયગ્રસ્ત નથી થતો. કર્તવ્યમૂઢ નથી થતો. ઉલટું સમજી નથી બેસતો. કર્તવ્યબુદ્ધિથી તમામ વિહિત કર્મો કરવાં અને તે દ્વારા અંતર્યામિ પરમાત્માને પ્રસન્ન કરવા – બસ આજ તેની જીવન દ્રષ્ટિ થાય છે. અર્થાત્ તેવો મનુષ્ય આત્મજ્ઞાની નિષ્કામ કર્મયોગી ભક્ત થાય છે. સંશય વિચાર ભૂમિકામાં રહે. આચાર ભૂમિકામાં સંશયને સ્થાન નથી. આથી ભગવાન કહે છે કે હે અર્જુન ? આ બાબતમાં શંકાને અવકાશ નથી. કર અને જો. ॥ ૭ ॥

अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।
इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः ॥ ८ ॥

આખા જગનો હું જનક છું. મ્હારાથી બધું પ્રવર્ત્તે છે એમ માની પ્રેમયુક્ત જ્ઞાનીઓ મ્હને ભજે છે ॥ ૮ ॥

. . ભગવની વિભૂતિ અને યોગને તત્વતઃ જાણનાર માણસ અવિચળ યોગ પામે છે' એટલે શું એજ વાતને સ્પષ્ટ કરતાં ભગવાન કહે છે હે અર્જુન! તમામ જગતનું હું ઉત્પત્તિ કારણ છું; અને બધું જગત્ મારામાથી પ્રવર્તે છે, એમ જાણીને જ્ઞાની પુરુષો પ્રેમપૂર્ણ થઇને મને ભજે છે. અર્થાત્ હે અર્જુન! જે કોઈ એમ જાણે છે અને યથાર્થપણે સ્વાનુભવે જાણે છે કે આખું જગત્ પરમાત્મામાંથી ઉપજે છે અર્થાત્ પરમાત્મા જગતનો જનક છે, તથા જે એમ જાણે છે કે આખું જગત્ પરમાત્માને લઇને પ્રવર્તે છે એટલે કે ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટના પરિહારને અનુકૂલ ક્રિયા કરે છે તે માણસ મને પ્રેમથી ભજ્યા સિવાય રહી શકતો નથી. જગતના જનક અને જગતના પ્રવર્તક પરમાત્મા છે એ જ્ઞાન જેને થયું તેનેજ જીવનનું રહસ્ય સમજાઇ જાય છે. પરમાત્મા મારા પિતા છે, પરમાત્મા મારા પ્રવર્તક છે એમ જેને જણાય તેને પિતારૂપ પરમાત્માને ચાહવું અને તેની પ્રવર્તકતાને સ્વીકારવી એ ધર્મ થઈ પડે છે. આથી પરમાત્મા પિતા અને પ્રવર્તક છે એ જ્ઞાન પરમાત્મા ઉપર પ્રેમ ઉપજાવે છે. અને આપણો જેના ઉપર પ્રેમ તેને માટે, તેને ખાતર જીવવામાં આનંદ આવે છે. તેની આજ્ઞાના પાલનમાં આપણને પરમાનંદની પ્રાપ્તિ લાગે છે. આથી આવો મનુષ્ય બુધ હોઇને પ્રેમલ હોય છે. અને પ્રેમ-પૂર્વક તે પરમાત્માને ભજે છે. એટલે કે પરમાત્માની આજ્ઞાનું નિઃસ્વાર્થ ભાવે અનુસરણ કરે છે. પરમાત્માની આજ્ઞા પાળવામાં તેને મઝા આવે છે. અને જેમાં માણસને કુદરતી મઝા આવે તે કરવામાં તેનો અંતરાત્મા પ્રસન્ન રહે છે. આમ જીવનભર પરમાત્માના જ્ઞાનપૂર્વક ભજનમાં એટલે કે પરમાત્માની આજ્ઞાના અમલમાં પવિત્ર આનંદ છૂપાયો છે અને આથી જ એવા સુજ્ઞ પુરુષો ભગવાનને ભાવયુક્ત થઇને ભજે છે. ॥ ૮ ॥

मच्चित्ता मद्गतप्राणा बोधयन्तः परस्परम् ।
कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥ ९ ॥

મારામાં રહેલા ચિત્તવાળા, મારામાં રહેલ પ્રાણવાળા, પરસ્પરને સમજાવતા, મ્હને નિત્ય કહેતા, તુષ્ટ થાયછે અને રમે છે. ॥ ૯ ॥

જાણીને માણસ ભજે છે એમ પ્રેમાવતાર પ્રભુએ આગલા શ્લોકમાં કહ્યું. હવે કેવી રીતે તેઓ ભજે છે તે કહેતાં ભક્તોના વિશેષણ આપે છે. શ્લોકમાંનો 'नित्यं' શબ્દ બધાં પદો સાથે સંબંધ ધરાવે છે. હે અર્જુન ? તેવા ભક્તો હંમેશાં મચ્ચિત્ત-મદ્‌ગતપ્રાણ હોય છે. હંમેશાં અન્યોન્ય મને જણાવનાર હોય છે. હંમેશાં મને કથતા હોય છે અને આમ હંમેશાં તેઓ તુષ્ટ રહે છે અને રમે છે. અને આ શ્લોક ભક્ત જીવનને માટે દીવાદાંડી જેવો છે. દરેક સાધકે ભગવાને ભક્તને આપેલાં વિશેષણો પોતાનામાં કેટલે અંશે ઉતર્યાં છે તે જાણવાની ચિન્તા કરવી ઘટે. ભગવાન કહે છે કે ઉપર કહેલા ભક્તો મચ્ચિત્ત હોય છે. એટલે કે ભગવાનજ સર્વના અંતરાત્મા રૂપ છે, પરબ્રહ્મ પરમેશ્વર છે, એવા સર્વના અંતરાત્મા અંતર્યામિરૂપ પરમાત્મામાંજ જેમનું ચિત્ત હંમેશાં લાગેલું રહે છે. અર્થાત્ વસ્તુમાત્રના સ્પર્શે તે તે વસ્તુનાં નામ, રૂપ, ગુણ, ક્રિયાનો બોધ ન થતાં તે નામ રૂપના ખીબામાં રહેલું જે સચ્ચિદાનન્દ તત્ત્વ તેનોજ જેને બોધ થાય છે-યાદ આવે છે-ચિન્તન થાય છે તેવા માણસને ભગવાન અહીં મચ્ચિત્ત કહે છે. અને આ વિશેષણ જ્યાં સુધી ભગવાન જ વિશ્વરૂપ છે એવી આંતર પ્રતીતિ ન હોય ત્યાં સુધી જીવનમાં પ્રતિફલિત થતું નથી ! જેના જીવનમાં ભગવાનજ સર્વરૂપે વિલસી રહ્યા છે તેને પોતાના પ્રાણો પણ ભગવાનમાં જ રાખવા ગમે છે. રાખ્યા શિવાય તે રહી શકતો નથી. અર્થાત્ તેવો પુરૂષ ભગવાન શિવાય જીવી શકતો નથી. ભગવાનનો વિરહ તેને મોતની વેદના આપનારો થાય. પ્રાણ શબ્દનો બીજો અર્થ ઇન્દ્રિયો પણ થાય છે. સર્વ રૂપ ભગવાનમાં ચિત્ત ને પરોવનારની ઇન્દ્રિયો પણ, ચિત્તાધીન હોઇને, સર્વમાં ભગવાનને-જ પકડશે. જોવે-સાંભળવે-અડકવે ચાખવે કે સુંઘવે તેને ભગવાનની જ પ્રતીતિ થશે અર્થાત્ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગન્ધ એ ભગવાનનો જ અચિન્ત્ય મહિમા છે એમ તેને લાગશે. વળી તેવા પુરુષો માંહોમાંહે ભગવાનનુંજ ઉદ્‌બોધન કરશે એટલે કે આવા ભક્તો જ્યારે એક બીજાને મળશે ત્યારે ભગવાન સર્વસામર્થ્ય યુક્ત છે, નિરતિશયજ્ઞાનક્રિયા શક્તિસંપન્ન છે. જગતની ઉત્પત્તિ, સ્થિતિ, ભંગનું એક કારણ છે એમ એક બીજાને ઉદ્‌બોધશે. આ શિવાય તેમની વાતચીતનો બીજો વિષય જ શો હોઈ શકે ? રાજહંસને ખાબોચીઉં ન ગમે. તેમજ તેઓ હંમેશાં ઉક્ત સ્વરૂપ ભગવાનની શિષ્યોને કે ઇતર મનુષ્યોને કથા કહેશે. આમ સર્વાત્મભાવે તેઓ ભગવાનનેજ ભજશે. અને ભજવામાં જે આનન્દ છે તે ભાષણમાં ક્યાં છે ? આથી તેવા પુરુષો હંમેશાં

મળેલામાં તૃપ્ત રહેશે. પોતાને મળેલી તમામ વસ્તુને ભગવાનની પ્રસાદી જાણી ખુશ રહેશે. કદી ખેદ ન પામશે. અને આ બધાના પરિણામે તેઓ રમે છે. અને આ જગત રમવાની જ જગ્યા છે, રડવાની નથી. નન્દનવન શોકની જગ્યા નથી. આનન્દની જગ્યા છે. આવા ભગવાનના જ્ઞાની ભક્તો હંમેશાં પોતપોતાના કાર્યોમાં બાળકોની માફક રમે છે. કદી કર્મ કરવામાં કંકાસ છે એમ માની અટકશે નહીં! અર્થાત્ કર્મ કરવામાં, જીવનનો નીતરો આનન્દ છે એ અનુભવતા હોઇ કદી કંટાળી જગતના નન્દનવનને મરુસ્થલી-માની રડતા નથી. આનન્દપૂર્વક પોતાની ફરજો પ્રેમથી અદા કરે છે. આવા તે ભક્તો હોય છે. ॥ ૯ ॥

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥ १० ॥

**તે હંમેશાં યુક્ત તથા પ્રેમપૂર્વક ભજનારાઓને હું તે બુદ્ધિયોગ આપું છું જેના વડે તેઓ મ્હને પામે છે. ॥ ૧૦ ॥**

બસ ઉપલા શ્લોકમાં ભક્તોને વર્ણવ્યા. અને વર્ણનદ્વારા ભક્ત જીવનની દીવાદાંડી બનાવી. આવા ભક્તોને ભગવાન શું વળતર આપે છે– આવા ભક્તોના ભજનનું ભગવાન 'શું' ફલ આપે છે ? એનું ફલ બતાવતાં ઉદારાત્મા પ્રભુ બતાવે છે કે હે અર્જુન ! તેવા હંમેશાં યુક્ત અને પ્રેમ પૂર્વક ભજનારાઓને હું તે બુદ્ધિયોગ આપું છું જેનાથી તેઓ મારી પાસે આવે છે. અર્થાત્ ભગવાન અહીં પોતાની સામાન્ય દ્રષ્ટિએ કૃપણુ એવી છતાએ લાયકને માટે બેહદ ઉદાર એવી દાતૃત્વ શક્તિનો ખ્યાલ આપે છે. હે અર્જુન ! જેઓ ઉપર જણાવેલી રીતે સદા, મન વાણી કર્મથી મારા ભજનમાં જોડાયેલા રહે છે, મારી આજ્ઞાઓનું પાલન કરવામાં મસ્તાન છે તેવા પ્રેમપૂર્વક મને ભજનારાઓનું હું ભવદારિદ્ર ફેડું છું. જે મનુષ્યો કોઇપણ સ્વાર્થીભાવના શિવાય કેવળ પ્રેમના માર્યા મારી સતત ભક્તિ કરે છે એટલે કે નિષ્કામભાવે મને કેવળ પ્રેમને ખાતર ભજે છે, તેઓને હું તે બુદ્ધિયોગ આપું છું જેનાવડે તેઓ મને પહોંચે છે. બુદ્ધિયોગ એટલે સમજણની પ્રાપ્તિ. તેવા પુરુષોને ભગવાન જ સમજણની પ્રાપ્તિ કરાવી આપે છે. એટલે કે પરમાત્માને મળવું હોય તો જીવનમાં કઇ સમજણ જોઇએ, તે સમજણનો યોગ હું તેમને કરાવી

આપું છું. બાકી કોટિ વરસે પણ, ભગવાનને મળાય એવી સમજણનો યોગ, માણસને ન મળે. બીચારો અંધારામજ કુટાયા કરે. અથડાય. અફળાય–પડે. પણ તેને કેમે કરીને ભગવાનની પાસે જવાનો માર્ગજ ન સૂઝે. અને જેને ભગવાનને મળવાનો રાજમાર્ગ ન સૂઝે તે સંસારની ભયભીત, ગંદી, રોગમરકીવાળી અને સર્વ ઉપદ્રવોથી ભરેલી ગલીમાંજ અટવાય. સૌના અંતરમાં રહેલો વહાલો ભગવાન કેમ મળે, કેવી રીતે મળે, એ જાણવાની જે ચાવી–તે ભગવાન જ તેવા પ્રેમથી ભજનારા ભકતોને, આપે છે. અને જેને એ બુદ્ધિયોગ મળ્યો તે સીધો ભગવાન પાસે પહોચે છે. અને ભગવાન પાસે પહોંચેલાને શું થાય છે તે તો આપણને શી ખબર? કોઇ સુદામો ભગવાનની ભેટ એટલે શું તેને પીછાને છે. આપણામાં જો સુદામો જાગે, તો, કૃષ્ણની દ્વારિકા અને તેનું દર્શન આઘે નથી. અર્થાત્ ભગવાન અહીં તમામ સુદામાઓના ભવદારિદ્યને ફેડવાની અટલ પ્રતિજ્ઞા કરે છે. જે ભગવાનને ભાવે ભજે તે ભગવાનના હૈયામાં વસે. આ ભક્તિનું ફળ છે. ॥ ૧૦ ॥

तेषामेवानुकम्पार्थमहमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥ ११ ॥

**તેમનીજ દયા ખાતર, મનોમંદિરમાં રહેલ હું, દેદીપ્યમાન જ્ઞાનરૂપદીપથી, અજ્ઞાનજન્ય અંધકાર, નાશ કરૂં છું. ॥ ૧૧ ॥**

આગલા શ્લોકમાં ભગવાને ઔદાર્યની સીમા બતાવી. હું ભકતને બુદ્ધિયોગ–મને મળવાને માટે જે સમજણની પ્રાપ્તિ જોઇએ તે સમજણની પ્રાપ્તિ–આપું છું એમ કહ્યું. તે પહેલાં એટલે કે તે બુદ્ધિયોગની પ્રાપ્તિ પહેલાં શું થાય છે તે બતાવે છે. અર્થાત્ ભગવાનને પ્રાપ્ત કરવાનો બુદ્ધિયોગ કયારે કેવી રીતે અને કોના દ્વારા મળે છે તે બતાવતાં કરુણાનિલય ભગવાન કહે છે કે હે અર્જુન! તેવાઓનીજ કેવલ દયાને ખાતર–તેમના મનોમન્દિરમાં રહેલો હું ઝગમગતા જ્ઞાનરૂપી દીવાવડે અજ્ઞાનમાંથી જન્મેલાં અંધારાનો નાશ કરૂં છું. અર્થાત્ હે પ્રિય અર્જુન! મારી પ્રાપ્તિ અજ્ઞાનના સમૂળ નાશ શિવાય નથી. તો જેઓ મને કેવલ પ્રેમપૂર્વક ભજે છે તેમના ઉપર હું દયાથી ભરપૂર થઇ જાઉં છું. મારી દયાનો અફાટ સાગર તે વેળા ભરતીવાળો થઇ જાય છે. એક વખત મારામાં દયાની ભરતી આવી કે પછી હું નથી

જોતો ઉપર નીચે, નથી જોતો જાત કે નથી જોતો ભાત. બસ પ્રેમળ દયાનોમાર્યો હું, તેવા ભક્તોના હૃદયમંદિરમાં છતો થાઉં છું. જ્યાં હું, નિખિલ જગદાધાર, સર્વભૂતાત્મભૂતાત્મા, પરમપ્રેમસ્વરૂપ, દયાધન, સચ્ચિદાનન્દ પરમાત્મા, ભક્તના હૃદયમંદિરમાં છતો થયો કે તરત તેના હૃદયમાં ઝગમગતો જ્ઞાનદીપ ઝગે છે. અર્થાત્ તેના હૃદયમાં સત્યજ્ઞાન સ્ફુરે છે આ સત્યજ્ઞાન મારી હાજરીથી સ્ફુરે છે અને ટકે છે. બસ. આ સત્યજ્ઞાનદીપવડે હું, તેમના હૃદયમાં રહેલા અજ્ઞાનમાંથી જન્મતા ગાઢાં અંધારનો નાશ કરૂં છું. અજ્ઞાન જ મહા અંધકાર છે. અને અંધકારની ઉત્તરોત્તર વૃદ્ધિ એટલે જ સાંસારિક રાગદ્વેષાદિ કલેશો છે. બસ સત્ય જ્ઞાનરૂપી ભાસ્વત્ દીપથી હું તેમના અજ્ઞાનજન્ય અંધારાને એટલે તેમની મિથ્યા દ્રષ્ટિને દૂર કરૂં છું; હે અર્જુન! અજ્ઞાન અને તેની અનન્ત ધાડને દૂર કરવાનું સામર્થ્ય મારામાં જ છે. એટલે ભક્ત હૃદય મારૂં પ્રેમી હોઇને હું તેનામાં આવી-મિથ્યા દ્રષ્ટિ જોઇને દયાળુ બની જાઉં છું. અને મારી કરૂણાનો જે ભાગી બન્યો તેને આત્મદ્રષ્ટિ–સત્યદ્રષ્ટિનો લાભ થાય છે આમ તેવા ભક્તોને વળતરમાં હું શું આપું તે તને સમજાશે. જ્ઞાનદીપનો સ્થિર પ્રકાશ અને અજ્ઞાનજન્ય અંધારનો કાયમી નાશ–આ કાંઈ જેવું તેવું દાન નથી. ભગવાનની જ દયામયી ઉદારતા આ બક્ષી શકે. દરેક ભગવદ્‌ભક્તનો આ અકધારો અનુભવ છે. ॥ ૧૧ ॥

અર્જુન ઉવાચઃ– અર્જુન બોલ્યાઃ–

परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥ १२ ॥

आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ।
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥ १३ ॥

આપ પરબ્રહ્મ, પરમધામ, પરમપવિત્ર છો. આપને બધા ઋષિઓ, દેવર્ષિ નારદ તથા અસિત, દેવલ તથા વ્યાસ પુરૂષ–સનાતન–દિવ્ય–આદિદેવ–અજ વિભુ કહે છે. તથા આપ પોતે મ્હને કહો છો. ॥ ૧૨–૧૩ ॥

આમ આગલા શ્લોકમાં ભગવાને પોતે કરૂણાનો ભંડાર છે, પોતાનાં પ્રેમી ભક્તોના અજ્ઞાનજન્ય ગાઢ અંધકારને, જ્ઞાનદીપથી દૂર કરનાર છે, એમ અભયદાન આપ્યું. અર્થાત્ પોતાના યોગ અને વિભૂતિનું સંક્ષેપમાં વર્ણન કર્યું. પરંતુ સંક્ષેપમાં કહેલાથી અર્જુનને હૃદયનો સંતોષ ન થયો અને કોને થાય? આથી સંક્ષેપમાં કહેલા યોગને વિભૂતિને વિસ્તારપૂર્વક સાંભળવાની ઇચ્છાવાળો અર્જુન સાત શ્લોકોમાં ભગવાનની સ્તુતિ કરતાં કહે છે કે હે ભગવન્! આપ પરબ્રહ્મ છો. પરમધામ છો પરમપવિત્ર છો. બધાય ઋષિઓ, દેવર્ષિ નારદ તથા અસિત, દેવલ અને વ્યાસ આપને પુરૂષ, શાશ્વત, દિવ્ય, આદિદેવ, અજ અને વિભુ કહે છે. અને તે ઉપરાંત આપ જાતે પણ તેવું જ કહો છો. અર્થાત્ હે ભગવન્! આપના કથન ઉપરથી મને ખાત્રી થઇ કે આપ પરબ્રહ્મ છો. એટલે કે પ્રકૃતિ અને તેના કાર્યથી પર એવા પરમાત્મા આપ છો. આપ પરમધામ છો એટલે કે પ્રાણીમાત્રનું ઉત્તમ રહેઠાણ છો. સૌના આશ્રયસ્થાન છો. આપ પવિત્રમાંપવિત્ર છો. એટલે કે આપ પાવન કરનારાઓને પણ પાવન કરનારા છો. આપને બધાય ઋષિઓ પુરૂષ એટલે કે સર્વ ભૂતોમાં અન્તરાત્મારૂપે રહેલા કહે છે. આપને શાશ્વત એટલે સનાતન કહે છે. આપને દિવ્ય એટલે કે અલૌકિક કહે છે. આપને આદિદેવ એટલે કે બ્રહ્મા વગેરે સૌ દેવોના પિતા કહે છે. આપને અજ એટલે જન્મશૂન્ય કહે છે. આપને વિભુ એટલે અનેકરૂપે છતા થનારા કહે છે. આ મન્ત્રદ્રષ્ટા ઋષિઓનું જ કથન છે એમ નથી. દેવર્ષિ નારદની પણ આ કથનમાં સંમતિ છે. તે ઉપરાંત અસિત, દેવલ કૃષ્ણદ્વૈપાયન વ્યાસમુનિની પણ આ કથનમાં સંમતિ છે. અને સૌથી શ્રેઠ પ્રમાણ તો એ છે કે આપ જાતે પણ એ કથનમાં આપની સંમતિના સૂરો પૂરો છો. એટલે આપ જેવા છો તેવા હોવા વિષે હવે મને કશો સંશય નથી. ॥ ૧૨-૧૩ ॥

सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ।
न हि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवाः ॥ १४ ॥

હે કેશવ! આ બધું જે મ્હને આપ કહો છો તે હું સાચું માનું છું. હે ભગવન્! આપના સ્વરૂપને, નિશ્ચય, દેવો કે દાનવો જાણતા નથી. ॥ ૧૪ ॥

હે કેશવ! આ બધું કે જે આપને લગતું આપ મને કહો છો તે બધું સાચું માનું છું; હે ભગવન્! નિશ્ચય, દેવો અગર તો દાનવો, કોઈ આપની વ્યક્તિને જાણતા નથી. અર્થાત્ હે કેશવ! આપે મને અત્યાર સુધી આપના વિષયમાં જે કાંઇ કહ્યું તે બધું અક્ષરશઃ સત્ય છે. મારા હૃદયમાં એ વિષયમાં કશો સંશય રહ્યો નથી. આથી આ બધું હું સત્ય માનું છું; હે પરમ ઐશ્વર્યવાન! આપની વ્યક્તિ એટલે કે સ્વરૂપને નથી દેવો જાણતા નથી તો દાનવો જાણતા. એટલે કે વિદ્વાનો કે અ-વિદ્વાનો—કોઇપણ આપના સ્વરૂપના અપાર, અગાધ, અનન્ત, મહિમાને જાણવા—પૂર્ણપણે જાણવા કોઇની તાકાત નથી. સૌના દર્શનમાં આપનો કોઈ એકાદ અંશ આવી જાય છે! હે પરમાત્મન્! સર્વાંશે આપને જાણવા એ દેવ કે દાનવની ગતિની બહારની વાત છે. દેવ એટલે વિદ્વાનો—સુમન-સ્કલોકો. દાનવ એટલે પુર્વદેવો—અસુરો—વિમનસ્કલોકો. જ્યારે દેવ અને દાનવો પણ આપને પૂર્ણાંશે નથી પીછાની શકતા તો પછી હું માનવ—તો આપને ક્યાંથી ઓળખી શકું? ॥ ૧૪ ॥

**स्वयमेवात्मनात्मानं वेत्थ त्वं पुरुषोत्तम ! ।**
**भूतभावन ! भूतेश ! देवदेव ! जगत्पते ! ॥ १५ ॥**

**હે પુરૂષોત્તમ! હે સર્વભૂતપિતા! હે ભૂતનિયન્તા! હે દેવાધિદેવ! હે વિશ્વંભર! આપ જાતેજ આપવડે આપને જાણો છો. ॥ ૧૫ ॥**

આથી હે પુરૂષોત્તમ! હે ભૂતભાવન! હે ભૂતેશ? હે દેવદેવ! હે જગત્પતે! આપજ આપને જાતે ઓળખો છો. અર્થાત્ હે પુરૂષોત્તમ! આપને આપજ આપવડે ઓળખો છે. ભગવાન પુરૂષોત્તમ છે. પુરૂષોત્તમ એટલે સૌ પુરૂષોમાં ઉત્તમ. સૌ પુરૂષ એટલે તમામ જીવો. જીવ કલેશ, કર્મ, કર્મફલ, અને વાસનાથી વિંટળાયેલો હોય છે. જ્યારે પરમાત્માને કલેશાદિનો કદી સ્પર્શ થતો નથી. આથી સદૈવમુક્ત સદૈવ સર્વજ્ઞ એવા પરમાત્મા પુરૂષોત્તમ છે. ભૂતભાવન એટલે સર્વભૂતોના ઉત્પાદક. એટલે કે સર્વભૂતપિતા. ભૂતેશ એટલે ભૂતમાત્રના ઈશ્વર અર્થાત્ સર્વભૂતનિયન્તા. દેવદેવ એટલે દેવોના પણ દેવ—દેવાધિદેવ. જગત્પતિ એટલે કે જગત્પોષક,

અર્થાત્ વિશ્વંભર. અર્થાત્ હે પુરુષોતમાં હે ભૂતપિતા ! હે ભૂતનિયન્તા ! હે દેવાધિદેવ ! હે વિશ્વંભર ! આપ જ આપને આપવડે જાણો છે. એટલે કે ભગવાન જાતે કેવા છે તે ભગવાન જ જાતે જાણે છે. જેમ માણસ પોતાને પોતેજ પૂરો જાણે છે, પોતાના વિષે બીજો જે જાણે તે કદી પૂરું કે પૂર્ણ સત્ય નથી હોતું તેમ ભગવાનને ભગવાન જ પોતે પૂરા જાણે છે. ભગવાનને વિષે આપણું જેટલું જ્ઞાન તે હંમેશાં અધુરું છે. આપણને શી ખબર કે ભગવાનનું પૂર્ણસ્વરૂપ કેવું છે. કેવડું અને ક્યાં ક્યાં છે ? આથી સમજપૂર્વકની પોતાના અજ્ઞાનની સ્વીકૃતિ એ પરમસત્યને પામવાની પહેલી શરત છે ! જ્યારે હું કશું જાણતો નથી એવું માણસ હૃદયથી જાણતો થાય ત્યારે તે ભગવાનને જાણવાની શરૂઆત કરે છે. એજ વાત અહીં અર્જુન સૂચવે છે. હે પ્રભો ! આપજ આપને આપવડે જાણો છો ॥ ૧૫ ॥

वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः ।
याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि ॥ १६ ॥

ખરે ! આપની જે અદ્ભુત વિભૂતિઓ છે, જે વિભૂતિઓથી આ લોકોને પૂરીને આપ રહ્યા છો. તેને, સંપૂર્ણપણે કહેવા, આપ યોગ્ય છો. ॥ ૧૬ ॥

હે ભગવન્ ! વસ્તુસ્થિતિ જ્યારે આવી છે ત્યારે આપની બાબતમાં આપજ પ્રમાણરૂપ છો. તો હે પ્રભો ! કૃપા કરીને આપ આપની દિવ્ય વિભૂતિઓને પૂર્ણપણે કહેવાને યોગ્ય છો કે જે વિભૂતિઓવડે આપ આ લોકાને વ્યાપીને વર્તો છો. અર્થાત્ જ્યારે હે પ્રભો ! આપજ આપને આપથી ઓળખો છો, તો આપ ક્યાં કેવી રીતે વર્તી રહ્યા છો તે પણ આપજ બતાવી શકો. આથી હું આપને વિનવું છું કે હે ભગવન્ ! આપની દિવ્ય વિભૂતિઓ પૂર્ણપણે મને કહો. એટલે કે આપની અલૌકિક—અદ્ભુત વિવિધરૂપે સ્થિતિ છે તે તમામ મને કહો. આ સમસ્ત જગત્‌ને આપ જે જે વિભૂતિઓદ્વારા પૂરીને વર્તો છો તે તે વિભૂતિઓ અને આપ કહેવા યોગ્ય છો. કેમકે આપની બાબતમાં આપજ કેવળ પ્રમાણ છો. ॥૧૬ ॥

कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिन्तयन् ।
केषु केषु च भावेषु चिन्त्योऽसि भगवन्मया ॥ १७ ॥

હે યોગી! સદા ચિન્તવનાર હું આપને કેવી રીતે જાણું? તથા હે ભગવન્! મારા વડે આપ કયા કયા પદાર્થોમાં ચિન્તવવાને યોગ્ય છો? ॥ ૧૭ ॥

હે નાથ! હું આપને આ તસ્દી આરે શામાટે આપી રહ્યો છું તે હું કહું. હે યોગિન્! હે યોગમાયાવિન્! હે અદ્‌ભુત સામર્થ્ય! આપને હમેશાં ચિન્તવતો હું કેવી રીતે જાણું? હે નિરતિશય ઐશ્વર્યશાલિન્! કયા કયા ભાવોમાં આપ મારાવડે યાદ કરવા યોગ્ય છો અર્થાત્ હે પરમાત્મન્! આપનું હું સદા પરિચિન્તન કરવા ઇચ્છું છું. એટલે કે આપનું ધ્યાન-સ્મરણ-સદા ચાહું છું. તો હું આપને કેવી રીતે એટલે કયા પ્રકારે કયા ધર્મે, કયા રૂપે આપને ચિન્તવવા યોગ્ય જાણું? જડ અને ચેતન પદાર્થોમા હું આપને કયા કયા પદાર્થોમાં સ્મરવા યોગ્ય માનું? અર્થાત્ જડચેતન પદાર્થોમાં ક્યાંના દર્શને આપની યાદી મને સ્ફુરે? આથી હે ભગવન્! આપ મને આપની વિભૂતિઓ કહો એટલે કે આપ કયા કયા પદાર્થોમાં વિશેષરૂપે વિવિધરૂપે વર્તી રહ્યા છો તે મને બતાવો. હું આપની સદા યાદી ચાહું છું. ॥ ૧૭ ॥

विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन ।
भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम् ॥ १८ ॥

હે જનાર્દન! આપના યોગ અને વૈભવને વિસ્તારપૂર્વક ફરીથી કહો કેમકે એ અમૃત સાંભળતાં મ્હારી તૃપ્તિ થતી નથી! ॥ ૧૮ ॥

આમ નિરન્તર ભગવત્સ્મરણકાંક્ષી અર્જુન પોતાના કથનનો ઉપસંહાર કરતાં કહે છે કે જનાર્દન! વિસ્તારથી મને આપનો યોગ અને વિભૂતિ ફરી એકવાર સંભળાવો. કેમકે આપના આ વચનામૃતો કાનદ્વારા પીતાં મને તૃપ્તિ થતી નથી. બસ બસ એમ થતું નથી. અર્થાત્ હે ભગવન્! આપે સાતમા અને નવમા અધ્યાયમાં સંક્ષેપમાં આપનો યોગ અને

વિભૂતિ જોકે કહ્યાં છે પણ તેનેજ આપ વિસ્તારથી કહો. આમના નિરતિશય ઐશ્વર્ય અને વૈભવને આપ વિસ્તારપૂર્વક સંભળાવો પ્રભો! આપનાં આ વચનામૃત પીતાં મારો જીવ ધરાતો નથી. આપ જેમ જેમ એ અમૃત ધરો છો તેમ તેમ મારી અતૃપ્તિ વધતી જાય છે. જાણે આપનાં વચનામૃતો યુગ યુગ સુધી સાંભળ્યા જ કરૂં. કાન અને હૃદયને જાણે યુગોથી ઉપવાસ પડયો હોય તેમ આપનાવચનો સાંભળવે બસ બુદ્ધિ થતી નથી. આથી હે પ્રિયતમ! આપ્ મને વળી આપની વિભૂતિ અને યોગને લગતી દૈવીવાણી સંભળાવો. આપના જેવા વકતા આગળ કયા શ્રોતાને તૃપ્તિ થાય ॥ ૧૮ ॥

श्रीभगवानुवाचः- શ્રી ભગવાન બોલ્યાઃ-

**हन्त ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः ।**
**प्राधान्यतः कुरुश्रेष्ठ नास्त्यन्तो विस्तरस्य मे ॥ १९ ॥**

**વારૂં ત્હને, નિશ્ચય, જે અલૌકિક આત્મવૈભવ છે તેને હું પ્રધાનપણે કહીશ, કેમકે હે કુરૂશ્રેષ્ઠ! મ્હારા વિસ્તારનો પાર નથી. ॥ ૧૯ ॥**

આમ પ્રેમથી અર્જુને ભગવાનની સહૃદય પ્રાર્થના કરી. એટલે ભક્તવત્સલ કરુણાનિધાન પરમાત્મા ભક્તની મનોકામના પૂરવા માટે પ્રતિજ્ઞા કરતાં કહે છે કે હે અર્જુન! જરુર હું તને મારી દિવ્ય વિભૂતિઓ કહીશ. પરન્તુ હે કુરુશ્રેષ્ઠ! મારા વિસ્તારનો અન્ત નથી એટલે હું તને પ્રધાનપણે મારી વિભૂતિઓ કયી કયી છે એટલું જ કહીશ. અર્થાત્ હે અર્જુન! તારી પ્રાર્થના મને મંજૂર છે. તને સાંભળવાની ઇચ્છા છે તો મને કહેવાનો અવકાશ છે. હે પ્રિય! હું તને અવશ્ય મારી દિવ્ય અપ્રાકૃત વિભૂતિઓ કહીશ. એટલે કે મારી જે જે દિવ્યભાવે જગતમાં અસ્તિ છે-તે તે વિભૂતિઓ હું તને કહીશ. પરંતુ હે અર્જુન! એકવાત આગળથી તને સ્પષ્ટ કહી દઉં. મારા વિસ્તારનો પાર નથી. કેમકે સમસ્ત જગત મારી વિભૂતિ છે. હું સર્વરૂપ છું એટલે કયે રૂપે નથી? અને સમસ્ત જગતના તમામ પદાર્થોરૂપે હું જ હોઇને તે તમામનું હું તને કથન કરું તો તે માટે લાખો વર્ષ જોઇએ! અને તે જરૂરી પણ નથી. આથી મારી

ખાસ ખાસ જે વિભૂતિઓ છે, જેને જોવાથી તને મારી અસ્તિનો હૃદયમાં ભાવ ઉપજે, તેવી તેવી વિભૂતિઓજ હું તને કહીશ. અર્થાત્ અપાર અને અનન્ત હું તને પ્રધાનપણે જેટલી વિભૂતિઓ ગણાઉં તેટલાથીજ તું સંતોષ માનજે. ॥ ૧૯ ॥

अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ।
अहमादिश्च मध्यं च भूतानामन्त एव च ॥ २० ॥

હે જીતનિદ્ર! સર્વભૂતોના હૃદયમાં રહેલ આત્મા હું છું. તથા ભૂતોનો જન્મ, સ્થિતિ, અને અન્ત પણ નિશ્ચય હું છું. ॥ ૨૦ ॥

હવે પ્રતિજ્ઞા મુજબ પરમાત્મા "હે યોગિન હું આપને કેવી રીતે જાણું" એવા અર્જુનના પહેલા પ્રશ્નનો જવાબ વાળતાં કહે છે કે હે ગુડાકેશ! સર્વભૂતોના આશયમાં રહેલો આત્મા હું છું. તેમજ હુંજ ભૂતોની આદિ મધ્ય અને અંત છું. અર્થાત્ હે અર્જુન! પ્રાણીમાત્રના આશય, હૃદયમાં, રહેલો આત્મા છું. પ્રત્યેક પ્રાણીનો જે અંતરાત્મા છે તે અંતરાત્મારૂપે હુંજ સૌમાં વસેલો છું. આથી સૌ પ્રાણીના હૃદયમાં રહેલા ક્ષેત્રજ્ઞ-આત્મા તરીકે તું મને જાણ અર્થાત્ સૌ પ્રાણીમા પ્રત્યગાત્મારૂપે વર્તી રહેલા મને તું જાણ. અને તે રૂપે મને જાણવાને તું યત્ન કર. અર્થાત્ સૌ પ્રાણીને જોતાં તારે એ યાદ રાખવું કે સૌનો અંતરાત્મા હું પરમાત્મા છું. આમ સૌના દર્શને સૌમાં તને અંતરાત્મારૂપ મારી યાદ આવવી જોઇએ મનુષ્ય પશુપક્ષી કીટપતંગ દેવદાનવ-યાવદિક સૃષ્ટિ-તમામના દર્શને તે તે દેહમાં રહેલો આત્મા હું છું એમ તું જાણ આમ સર્વ ભૂતના અંતરાત્મા તરીકે તું મને હે પ્રિય! ઓળખ. વળી જડચેતન તમામ ભૂતોની આદિ અવસ્થા, મધ્યાવસ્થા અને અંતઅવસ્થા હું છું. એટલે કે સૌના જન્મ સ્થિતિ અને પ્રલય હુંજ છું. અર્થાત્ સર્વભૂતાત્મરૂપે હુંજ ઉદ્ભવું છું. હુંજ વર્તું છું. હુંજ લીન થાઉં છું. ટુંકમાં સરિતાપતિ સમુદ્રમા તરંગોના જેમ જન્મ સ્થિતિ અને પ્રલય યથાકાળે થયા કરેછે તેમ સર્વભૂતાન્તરાત્મા યોગમાયાપતિ એવા હું ઇશ્વરમાં પ્રાણીમાત્રના જન્મ સ્થિતિ અને પ્રલયો થયા કરે છે. આમ સર્વભૂતના આદિ મધ્ય અને અન્તરૂપે તું મને ચિન્તવવા યોગ્ય જાણ અર્થાત્ હે અર્જુન! સર્વભૂતના અંતરાત્મારૂપે અને સૌની ઉત્પત્તિ સ્થિતિ અને લયરૂપે તું મનેજ જાણ. પરમાત્મા જ

સર્વરૂપે સ્ફુરેલ છે. પરમાત્મા જ સર્વરૂપે ઉદ્ભવે છે–વર્તે છે–લીન થાય છે. અર્થાત્ સમસ્ત સૃષ્ટિ પરમાત્મા રૂપે જ છે. આ દ્રષ્ટિ સૌથી ઉત્તમ છે. આથી આ રૂપે ભગવાન પોતાને ઓળખવા પ્રિયતમ અર્જુનને ઉપદેશે છે. ॥ ૨૦ ॥

आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान् ।
मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥ २१ ॥

**આદિત્યોમાં હું વિષ્ણુ છું, જ્યોતિષ્માં હું અંશુમાન સૂર્ય છું, વૃષ્ટિ લાવનાર વાયુઓમાં હું વિદ્યુદ્ગર્ભ મરીચિ નામનો પવન છું, નક્ષત્રોમાં હું ચન્દ્ર છું. ॥ ૨૧ ॥**

હવે "કયા કયા ભાવોમાં હું આપને ચિન્તવું" એનો ઉત્તર આપવાની શરૂઆત કરે છે કે હે અર્જુન ! આદિત્યોમાં હું વિષ્ણુ છું. અને જ્યોતિઓમાં હું અંશુમાન રવિ છું. મરુતોમાં હું મરીચિ નામનો મરુત છું, અને નક્ષત્રોમાં હું શશિ છું. અર્થાત્ હે અર્જુન અદિતિના પુત્રોરૂપ બાર આદિત્યો એટલે સૂર્યોમાં હું વ્યાપક કિરણોવાળો મધ્યાન્હ-કાલનો વિષ્ણુનામક સૂર્ય છું. અગ્નિ વગેરે ભૌતિક જ્યોતિઓમાં હું પ્રચંડ કિરણોવાળો ગ્રીષ્મ ઋતુનો સૂર્ય હું છું. વરસાદ લાવનારા વાયુઓમાં વિદ્યુદ્ગર્ભ મરીચિ નામનો વાયુ હું છું. અને ચન્દ્રના પથમાં આવનારાં અશ્વિની ભરણી વગેરે નક્ષત્રો–તારાગણોમાં હું ચન્દ્ર છું. અર્થાત્ વિષ્ણુ–સૂર્ય–મરત્ અને ચન્દ્રના દર્શને તું મારૂં સ્મરણ કરજે. તે તે રૂપે હું વર્તી રહયો છું. ॥ ૨૧ ॥

वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः ।
इन्द्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ॥ २२ ॥

**વેદોમાં હું સામવેદ છું, દેવોમાં હું ઈન્દ્ર છું, તથા ઇન્દ્રિયોમાં હું મન છું તથા પ્રાણીઓમાં હું ચેતના છું. ॥ ૨૨ ॥**

વેદોમાં હું સામવેદ છું, અને દેવોમાં હું વાસવ છું, ઇન્દ્રિયોમાં હું મન છું. ભૂતોમાં હું ચેતના છું. અર્થાત્ હે અર્જુન ! વેદનામે પ્રસિદ્ધ

ઋગ્વેદાદિમાં ગાનાત્મક-ગવાય એવા સ્વરૂપનો સામ નામનો વેદ મારૂં સ્વરૂપ છે એમ જાણ. દ્યુલોકમાં વસનારાઓમાં હું વસુનો પુત્ર-દેવાધિપતિ ઇન્દ્ર છું. તથા કાન વગેરે અગીઆર આંતર બાહ્ય ઇન્દ્રિયોમાં હું તે બધાનાં પ્રવર્તક મનરૂપી અંતઃકરણ છું. તથા સર્વભૂતોમાં એટલે કે તમામ પ્રાણીઓના શરીરમાં હોનારી જે ચેતના-ચૈતન્ય-જીવનશક્તિ-જ્ઞાનશક્તિ તે હું છું ॥ ૨૨ ॥

रुद्राणां शंकरश्चास्मि वित्तेशो यक्षरक्षसाम् ।
वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥ २३ ॥

**તથા રૂદ્રોમાં હું શંકર છું, યક્ષ અને રાક્ષસોમાં હું કુબેર છું, તથા વસુઓમાં હું પાવક-અગ્નિ છું, અને પર્વતોમાં હું સુમેરૂ છું. ॥ ૨૩ ॥**

વળી રુદ્રોમાં હું શંકર છું. યક્ષરાક્ષસોમાં હું વિત્તેશ-કુબેર છું. વસુઓમાં હું પાવક છું. શિખરોવાળામાં હું મેરુ છું, અર્થાત્ પ્રજાપતિના પુત્રો, વારંવાર ક્રોધથી તપી જનારા, મરતોના તાતરૂપ, અગીઆર રૂદ્રોમાં, હું શાન્તિકર-સંહારકર શંભુનામનો રૂદ્ર હું છું. યક્ષો અને રક્ષસ્ એટલે રાક્ષસોમાં હું દેવોનો ખજાનચી કુબેરરૂપ છું તથા વસુ એટલે વાસના કારણભૂત આઠ પ્રકારના અગ્નિઓમાં હું પાવક એટલે પવિત્ર કરનારો અગ્નિ છું. અને અતિશય ઉંચા શિખરોવાળાઓમાં હું ઉત્તરમેરૂ-સુમેરૂ છું. ॥ ૨૩ ॥

पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम् ।
सेनानीनामहं स्कन्दः सरसामस्मि सागरः ॥ २४ ॥

**તથા હે પૃથાપુત્ર! પુરોહિતોમાં મને મુખ્ય પુરોહિત બૃહસ્પતિ જાણ, સેનાપતિઓમાં કાર્તિકેય હું છું, જળાશયોમાં હું સાગર છું. ॥ ૨૪ ॥**

વળી હે પાર્થ ! પુરોહિતોમાં મુખ્ય પુરોહિત બૃહસ્પતિ તું મને જાણ. સેનાપતિઓમાં તું મને સ્કન્દ જાણ. અને સરોવરોમાં તું મને સાગર જાણ. અર્થાત્ તમામ પુરોહિતોમાં જ્ઞાનદ્રષ્ટિએ શ્રેષ્ઠ એવા દેવરાજના પુરો-

હિત બૃહસ્પતિ છે તે મારૂં સ્વરૂપ છે. અને બલ અને વ્યૂહ રચનાની કલામાં શ્રેષ્ઠ સેનાપતિઓમાં હું દેવસેનાપતિ કાર્તિકેય છું, વળી પરમાત્માએ ખણેલાં જલાશયોમાં હું સાગર છુ. ॥ ૨૪ ॥

**महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम् ।**
**यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः ॥ २५ ॥**

**મહર્ષિઓમાં હું ભૃગુ છું, વાણીમાં હું ઓંકાર છું, યજ્ઞોમાં હું જપયજ્ઞ છું, સ્થાવરોમાં હિમાલય છું. ॥ ૨૫ ॥**

વળી હે અર્જુન! મહર્ષિઓમાં હું ભૃગુ છું. વાણીમાં હું એક અક્ષર છું. યજ્ઞોમાં હું જપયજ્ઞ છું. અને સ્થાવરમાં હું હિમાલય છું અર્થાત્ હે અર્જુન! વસિષ્ઠ વિશ્વામિત્ર વગેરે સાત ગોત્રઋષિ અને આથી-જ પૂજ્ય એવા સપ્તર્ષિઓમાં હું ભૃગુ છું. એટલે કે પરશુરામનો પિતા નામે જમદગ્નિ–પ્રજ્વલિત અગ્નિ–એટલે કે મહાતેજસ્વી–એવો જમદગ્નિ હું છું. સાર્થક શબ્દોના સમૂહરૂપ વાણીમાં હું એકાક્ષર–એટલે કે પ્રણવ–ૐકાર છું. વળી શ્રૌતસ્માર્ત યજ્ઞોમાં હું જપયજ્ઞ એટલે કે સ્વાધ્યાયરૂપી પૂર્ણ નિર્દોષ યજ્ઞ હું છું. અને સ્થાવર વસ્તુઓ પૈકી હું હિમાલય નામનો પર્વતરાજ છું. ॥ ૨૫ ॥

**अश्वत्थः सर्ववृक्षाणां देवर्षीणां च नारदः ।**
**गन्धर्वाणां चित्ररथः सिद्धानां कपिलो मुनिः ॥ २६ ॥**

**ઝાડોમાં પીપળો, તથા દેવર્ષિઓમાં નારદ, ગન્ધર્વોમાં ચિત્રરથ, તથા સિદ્ધોમાં હું કપિલ મુનિ છું. ॥ ૨૬ ॥**

વળી બધા વૃક્ષોમાં અશ્વત્થ એટલે પીપળો હું છું. વળી જાતિએ દેવ અને મન્ત્રદર્શનથી ઋષિ એવા અસિત દેવલ વગેરે દેવર્ષિઓમાં હું ભક્તરાજ નારદ છું. દેવલોકના ગાયકરૂપ ગન્ધર્વોમાં હું ચિત્રરથ નામનો દેવગાયક–ગન્ધર્વ છું. સિદ્ધોમાં હું કપિલમુનિ છું એટલે આત્મજ્ઞાનરૂપી સિદ્ધિ જેમણે સંપાદન કરી છે એવા પૂર્ણ આત્મવેત્તાઓમાં હું મહામુનિ, સાંખ્યશાસ્ત્રનો પ્રવર્તક કપિલમુનિ છું. ॥ ૨૬ ॥

उच्चैःश्रवसमश्वानां विद्धि माममृतोद्भवम् ।
ऐरावतं गजेन्द्राणां नराणां च नराधिपम् ॥ २७ ॥

ઘોડાઓમાં સમુદ્રોત્પન્ન ઉચ્ચૈઃશ્રવા મ્હને જાણ, ગજેન્દ્રોમાં ઐરાવત, તથા મનુષ્યોમાં મને રાજા જાણ. ॥ २७ ॥

વળી હે અર્જુન ! અશ્વો પૈકી તુ મને અમૃત એટલે પાણી–એટલે કે સમુદ્રમાંથી પ્રકટ થયેલ ઉચ્ચૈઃશ્રવા નામનો અશ્વ જાણ રાજહસ્તિઓમા તું મને ઐરાવત જાણ ઐરાવત એટલે ઇરાવતી નામની નદીના કિનારે ઉપજેલો અને ઇન્દ્રના અશ્વ તરીકે પંકાયેલો એવો ઐરાવત નામનો ગજેન્દ્ર તું મને જાણ અને હે અર્જુન ! મનુષ્યોમાં તુ મને રાજા જાણ મનુષ્યોમાં રાજારૂપે પ્રકટ છું એમ તું જાણ એટલે કે રાજા મારી વિભૂતિ છે એમ તું જાણ ॥ २७ ॥

आयुधानामहं वज्रं. धेनूनामस्मि कामधुक् ।
प्रजनश्चास्मि कन्दर्पः सर्पाणामस्मि वासुकिः ॥ २८ ॥

આયુધોમાં હું તલવાર છું, ગાયોમાં હું કામદુહા છું, પ્રજોત્પત્તિનો હેતુ કામદેવ હું છું, તથા સાપોમાં વાસુકિ હું છું. ॥ २८ ॥

વળી આયુધોમાં હું વજ્ર છું. વળી ગાયોમાં હું કામદુહા છું. પ્રજોત્પત્તિના હેતુરૂપ કન્દર્પ–કામદેવ હું છું. સર્પોમાં હું વાસુકી છુ. અર્થાત્ હે અર્જુન ! ખેંચીને જે શત્રુનો યુદ્ધને માટે વપરાય એવા ભાલા બરછી તલવાર વગેરે હથિઆરોમા હું વજ્ર એટલે તલવાર છું. અને ગાયોમાં કામદુહા એટલે યથેષ્ટ દૂધ આપનારી–તરતની વીયાયેલી ગાય હું છું. કામદેવ કે જે પ્રજાની ઉત્પત્તિમાં કારણરૂપ છે તે પણ હું જ–છું. સર્પ એટલે પેટ સરતા–સાપો. તેમાં સર્પરાજ વાસુકી હું છું ॥ २८ ॥

अनन्तश्चास्मि नागानां वरुणो यादसामहम् ।
पितॄणामर्यमा चास्मि यमः संयमतामहम् ॥ २९ ॥

તથા નાગોમાં અનન્ત હું છું, જલચરોમાં વરુણ હું છું, પિતૃઓમાં હું અર્યમા છું, તથા નિયમન કરનારાઓમાં હું યમ છું. ॥ २९ ॥

વળી ફણીધરોમાં હું અનન્ત ફેણવાળો શેષ નામનો નાગ છું. જલજન્તુઓમાં હું જલચર પ્રાણીઓના અધિપતિ વરુણરૂપે છું. બર્હિષદ અગ્નિષ્વાત્ત વગેરે પિતૃઓમાં હું પિતૃરાજ અર્યમા છું. અને નિયમન રનારાઓ પૈકી એટલે કે દુષ્ટોને કાબુમાં રાખનારાઓ પૈકી હું યમ છું એટલે ધર્મરાજનામે યમ હું છું. ॥ ૨૯ ॥

प्रह्लादश्चास्मि दैत्यानां कालः कलयतामहम् ।
मृगाणां च मृगेन्द्रोऽहं वैनतेयश्च पक्षिणाम् ॥ ३० ॥

તથા દૈત્યોમાં હું પ્રલ્હાદ છું, ગણનારાઓમાં હું કાલ છું, તથા પશુઓમાં હું સિંહ છું તથા પક્ષિઓમાં હું ગરૂડ છું. ॥ ૩૦ ॥

તે ઉપરાંત હે અર્જુન ! દિતિના પુત્ર દૈત્યો-દાનવોમાં હું હિરણ્યકશિપુનો પુત્ર ભક્તરાજ પ્રલ્હાદ છું. ગણત્રીબાજોમાં હું પ્રાણીમાત્રની આવરદાને ગણનારો રાતદિવસરૂપ કાળ છું. વન્યપશુઓમાં હું મૃગરાજ સિંહ અગર તો વાઘ છું. પાંખવાળાં અને આકાશચારી પક્ષીઓમાં હું વિનતાપુત્ર પક્ષીરાજ ગરૂડ હું છું. ॥ ૩૦ ॥

पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम् ।
झषाणां मकरश्चास्मि स्रोतसामस्मि जाह्नवी ॥ ३१ ॥

પવિત્ર કરનારાઓમાં હું પવન છું, શસ્ત્રધારીઓમાં હું રામ છું, તથા માછલીઓમાં હું મગરમચ્છ છું, નદીઓમાં હું ભાગીરથી છું. ॥ ૩૧ ॥

વળી પવિત્ર કરનારી વસ્તુઓમાં હું પવનરૂપ છું. શસ્ત્રધારી વીર ક્ષત્રિયોમાં હું દશરથપુત્ર રામ છું. માછલાંઓમાં હું મગર છું. ઝરતાં પાણીઓમાં-પ્રવાહોમાં-નદીઓમાં હું જન્હુતનયા-ભાગીરથી-ગંગા છું. ॥૩૧॥

सर्गाणामादिरन्तश्च मध्यं चैवाहमर्जुन ।
अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम् ॥ ३२ ॥

હે અર્જુન ! સૃષ્ટિ ના આદિ મધ્ય તથા અન્ત હુંજ છું, વિદ્યાઓમાં હું અધ્યાત્મ વિદ્યા છું, વાદવિવાદ કરનારાઓમાં હું વાદ છું. ॥ ૩૨ ॥

વળી હે અર્જુન ! સૃષ્ટિઓની ઉત્પત્તિ, સ્થિતિ અને લય હુંજ છું વિદ્યાઓઓમાં હું અધ્યાત્મ વિદ્યા છું અને વાદ કરનારાઓમાં હું વાદ છું અર્થાત્ તે તે સ્વરૂપે હું જ પ્રકટું છું. હું જ સ્થિત છું. અને હું જ લીન થાઉં છું. હે અર્જુન ! દુનિયાની તમામ વિદ્યાઓમાં અધ્યાત્મ વિદ્યા હું છું. આત્માને લગતી વિદ્યા એટલે અધ્યાત્મ વિદ્યા. આત્મા એટલે શરીર, મન અને જીવ તથા પરમાત્મા. અર્થાત્ શરીર, મન, જીવ અને શિવને લગતી જે વિદ્યા તે મારું સ્વરૂપ છે. તત્ત્વને જાણીને નક્કી કરવાની ઈચ્છાથી, જે સંવાદ ગુરુ શિષ્ય અગર તો માંહોમાંહે થાય તેને વાદ કહે છે. વાદ જલ્પ અને વિતંડા એવા ત્રણ ભેદો વાદના જ છે. પોતાના પક્ષના સ્થાપન પૂર્વક પારકાના પક્ષનું જે સંવાદમાં નિરસન કરવામાં આવે તેને જલ્પ કહેવામાં આવે છે. પોતાના પક્ષનું સ્થાપન ન કરતાં પરપક્ષને જ જેમાં છલ, જાતિ, નિગ્રહ, સ્થાન, વગેરેથી દૂષિત કરવામાં આવે તેને વિતંડા કહેવામાં આવે છે. આમાં તત્ત્વનિર્ણય જેવું પ્રયોજન છે એવો વાદ ભગવાન કહે છે કે હું છું. ॥ ૩૨ ॥

अक्षराणामकारोऽस्मि द्वन्द्वः सामासिकस्य च ।
अहमेवाक्षयः कालो धाताहं विश्वतोमुखः ॥ ३३ ॥

અક્ષરોમાં હું અકાર છું, તથા સમાસોમાં હું દ્વંદ્વ છું, હુંજ અનન્ત કાલ છું, અને ચોમેર નજરવાળો કર્મફલદાતા હુંજ છું. ॥ ૩૩ ॥

વળી હે અર્જુન ! અક્ષરોમાં અકાર હું છું અને સમાસોમાં હું દ્વંદ્વસમાસ છું. હું જ, અક્ષય કાલ છું. હું વિશ્વતોમુખ ધાતા છું. અર્થાત્ સર્વ વર્ણોમાં હું સર્વવ્યાપી, સર્વાધારરૂપ અ વર્ણ છું. અને અવ્યયીભાવઆદિ સમાસોમાં, ઉભયપદપ્રધાન દ્વંદ્વસમાસ હું છું. વળી સર્વનો અંત લાવનાર અને છતાં જાતે અનન્ત એવો કાળકાળ–મહાકાળ હું છું. અને હું વિશ્વતો-મુખ એટલે પ્રાણીમાત્રના પુણ્યાપુણ્ય કર્મોનો જોનારો હોઇને સૌનો ધાતા એટલે કે કર્મફલનો દાતાછું. ॥ ૩૩ ॥

मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम् ।
कीर्तिः श्रीर्वाक्च नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा ॥ ३४ ॥

તથા બધું પ્રલીન કરનાર મૃત્યુ હું છું, તથા અભ્યુદય પામતાઓનો અભ્યુદય હું છું, તથા સ્ત્રીઓમાં કીર્તિ, સૌન્દર્ય, વાણી, સ્મરણ શક્તિ, ધારણા શક્તિ, ધીરજ તથા ક્ષમા હું છું. ॥ ૩૪ ॥

વળી હે અર્જુન ! હું વિશ્વપ્રલયંકર મૃત્યુરાજ છું. વળી હોનહાર વ્યક્તિઓનો ઉત્કર્ષ હું છું. વળી સ્ત્રીઓમાં રહેલી કીર્તિ–શ્રી, વાણી, સ્મૃતિ, મેધા, ધૃતિ અને ક્ષમા હું છું. અર્થાત્ હે અર્જુન ! વસ્તુમાત્રને યથાસમયે હરી જનાર મૃત્યુ મારૂં સ્વરૂપ છે. જેમનો ભાવિમાં ઉદય થનાર છે એવા પુરૂષોનો ઉદય પણ હું જ છું. સ્ત્રીઓમાં રહેલી જે પતિવ્રતાપણાની કીર્તિ, શરીર સૌન્દર્ય, મધુરવાણી, અનુભવેલા પદાર્થને યાદ રાખવાની શક્તિ, સાંભળેલા અર્થને ધારણ કરવાની શક્તિ, શરીર ઇન્દ્રિયોના સંઘાતને રોકવાની શક્તિ, અને સાસુ સસરા પતિ પુત્ર વગેરેના અપરાધને સહી લેવાની વૃત્તિરૂપ ક્ષમા હું છુ. ॥ ૩૪ ॥

बृहत्साम तथा साम्नां गायत्री छन्दसामहम् ।
मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः ॥ ३५ ॥

સામોમાં હું બૃહત્સામ છું, છંદોમાં હું ગાયત્રી છું, માસોમાં હું માર્ગશીર્ષ છું, ઋતુઓમાં હું વસન્ત છું. ॥ ૩૫ ॥

વળી હે અર્જુન ! સામ નામના ગાનવિશેષોમાં હું બૃહત્સામ નામનું ગાનવિશેષ છે. વળી વૈદિક છંદોમાં હું ગાયત્રી નામનો છંદ છું. વળી મહીનાઓમાં હું માર્ગશીર્ષ છું. અને ઋતુઓમાં હું વસંત છું. અર્થાત્ વેદોમાં હું બૃહત્સામ નામના ગાનને મારી વિભૂતિ માનું છું. અને વૈદિક છંદોમાં ગાયત્રી / નામના ચોવીસ અક્ષરવાળા છંદને મારી વિભુતિ માનું છું. સમશીતોષ્ણુતા અને નવાં ધનધાન્યથી ભરપૂર હોઇને માર્ગશીર્ષ મહિનાને હું મારૂં સ્વરૂપ માનું છું. અને વસંત ઋતુમાં ફુલવાડી ખીલતી હોઇને, સૃષ્ટિને નવું સૌન્દર્ય મળતું હોઇને, હું ઋતુરાજ વસંતને મારું રૂપ માનું છું. ॥ ૩૫ ॥

द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ।
जयोऽस्मि व्यवसायोऽस्मि सत्त्वं सत्त्ववतामहम् ॥ ३६ ॥

**છેતરનારાઓમાં હું જુગટું છું, તેજસ્વીઓનું હું તેજ છું, હું જય છું, હું ઉદ્યોગ છું, સત્ત્વવાનોનું સત્વ હું છું. ॥ ૩૬ ॥**

વળી છેતરપીંડી કરનારાઓમાં હું દ્યુત–જુગાર સ્વરૂપ છું. તેજસ્વીઓનું હું તેજ છું. વિજયીઓનો હું જય છું. ઉદ્યમીઓનો ઉદ્યમ હું છું. અને સાહસિકોનું સાહસ હું છું. અર્થાત્ જેઓ સવસ્વનું હરણ કરવામાં કુશળ છે એવા વંચકોમાં હું સર્વશ્રેષ્ઠ વંચક–જુગાર છું. પ્રતાપી પુરૂષોમાં જે પ્રતાપ છે તે મારું સ્વરૂપ છે. વિજયી પુરુષોનો જય એટલે ઉત્કર્ષ–તે હું છું. વ્યવસાય એટલે ઉદ્યમ ઉદ્યોગ. ઉદ્યોગ એ મારું સ્વરૂપ છે. સત્વ એટલે સાહસ. નિરતિશય મનોબલ. તે સાહસ પણ મારું સ્વરૂપ છે. ॥૩૬॥

वृष्णीनां वासुदेवोऽस्मि पाण्डवानां धनंजयः ।
मुनीनामप्यहं व्यासः कवीनामुशना कविः ॥ ३७ ॥

**યાદવોમાં હું કૃષ્ણ છું, પાંડવોમાં હું અર્જુન છું, તથા મુનિઓમાં હું વ્યાસ છું, અને કવિઓમાં હું શુક્રાચાર્ય કવિ છું. ॥ ૩૭ ॥**

વળી હે અર્જુન ! હું તને વધારે શું કહું ? યાદવોમાં હું વસુદેવ પુત્ર કૃષ્ણ છું. પાંડવોમાં ધનજિત્ અર્જુન હું છું. વેદાર્થનો મનન કરનારા જૈમિનિઆદિ મુનિઓમાં હું વેદવ્યાસ કૃષ્ણદ્વૈપાયન મુનિ છું. અને કવિઓમાં એટલે કે ક્રાન્તદર્શી–દીર્ઘદર્શીઓમાં હું દૈત્યગુરૂ ભૃગુપુત્ર શુક્ર છું. અને અહીં ભગવાન પણ પ્રેમની અદ્ભુત વિસ્મૃતિમાં પડી જાય છે ! નોંધવા જેવું છે– યાદવોમાં હું કૃષ્ણ–પાંડવોમાં હું ધનંજય–અને મુનિઓમાં હું વ્યાસ ! આ વિભૂતિ પ્રદર્શનમાં રહેલી ચમત્કૃતિ સહૃદય તરતજ ગ્રહી લેશે ! ॥ ૩૭ ॥

दण्डो दमयतामस्मि नीतिरस्मि जिगीषताम् ।
मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम् ॥ ३८ ॥

દમન કરનારનો દંડ હું છું, જીતવાની ઈચ્છાઓવાળાની નીતિ હું છું, તથા ગુહ્ય વસ્તુને ગુપ્ત રાખવાનો ઉપાય–મૌન હું છું, જ્ઞાનીઓનું જ્ઞાન હું છું. ॥ ૩૮ ॥

વળી હે અર્જુન! દમન કરનારા એટલે કે ઉન્માર્ગગામી લોકોને સન્માર્ગે પ્રવર્તાવનારાઓનો દંડ એટલે દમનનું કારણ હું છું એટલે કે હુ તેમનો નિગ્રહ કરૂં છું. જયવાંચ્છુઓની સામ, દામ, ભેદ, દંડ સ્વરૂપી નીતિ હું છું. વળી ગુહ્યોમાં હું મૌન છું, એટલે કે પ્રકટ ન કરવા યોગ્ય પદાર્થોને ન પ્રકટ કરવા માટે જે વાણીનો સંયમ–મુનિવ્રત તે હું છું. વળી જ્ઞાનીઓનું સમ્યક્જ્ઞાન પણ હું છું. ॥ ૩૮ ॥

यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ।
न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ॥ ३९ ॥

હે અર્જુન! વળી બધા પ્રાણીઓનું જે કોઈપણ બીજ છે તે હું છું, ચર કે અચર તે ભૂત નથી જે મારા વિના હોય! ॥ ૩૯ ॥

હે અર્જુન! વધારે શું કહું? સર્વ–સ્થાવર જંગમ ભૂતોનું જે બીજ–ઉત્પત્તિનું કારણ તે હું છું. ચર કે અચર સ્થાવર કે જંગમ એવું એકપણ ભૂત–વસ્તુ નથી જે મારાવિના હોય. અર્થાત્ હે અર્જુન! સ્થાવર જંગમ વસ્તુમાત્રનું બીજ–ઉત્પત્તિનું કારણ હું છું. અને એક ગુપ્તતમ વાત તને કહું છું. એવું એકપણ ભૂત નથી કે જે મારા વિનાનું હોય અર્થાત્ વસ્તુ માત્રમાં પરમાત્માની અસ્તિ છે. પરમાત્માના સદંશનું ભાગી ન હોય એવું એકપણ સ્થાવર કે જંગમ ભૂત હોઇ શકતું નથી. અર્થાત્ પરમાત્માજ સર્વભૂતસત્તા–અસ્તિ છે ॥ ૩૯ ॥

नान्तोऽस्ति मम दिव्यानां विभूतीनां परंतप ।
एष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥ ४० ॥

હે પરન્તપ! મ્હારી અદ્ભુત વિભૂતિઓનો પાર નથી. આતો વિભૂતિનો વિસ્તાર મેં સંક્ષેપમાં કહ્યો છે! ॥ ૪૦ ॥

હે અર્જુન ! મારી અદ્ભુત-અલૌકિક-દિવ્ય વિભૂતિઓ-વિવિધભાવે સ્થિતિઓનો અન્ત-છેવટ નથી. આતો ફક્ત તને નામમાત્રથી સંક્ષેપમાં મેં વિભૂતિનો વિસ્તાર કહયો છે. અર્થાત્ હે અર્જુન ! સિન્ધુરૂપી ખડીઆમાં, હિમાલય જેટલી શાહી હોય, કલ્પવૃક્ષની કલમ હોય, અને પૃથ્વીરૂપી કાગળ હોય, સરસ્વતી લહીયો હોય અને સર્વકાળ લખ્યા કરે તોપણ હે અર્જુન ! મારી વિભૂતિઓનો પાર આવે એમ નથી. મેં તને જે કાંઈ ઉલ્લેખ કરી બતાવ્યો તે તો નામમાત્રથી સંક્ષેપમાં કહયો ! આવો મારો, પરમપિતા.પરમાત્માનો મહિમા છે. ॥ ૪૦ ॥

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥ ४१ ॥

જે જે પ્રાણી વિભૂતિવાળું રાજ્યશ્રીયુક્ત કે બળવાળું હોય, તેને તેને જરૂર તું મ્હારા તેજના અંશમાંથી જન્મેલું જાણ. ॥ ૪૧ ॥

તો હે અર્જુન ! મારી વિભૂતિને જાણવા માટે હું તને એક નાનું-સરખું લક્ષણ આપું છું. એ લક્ષણ જે જે ઠેકાણે ફ્લે તે તે વસ્તુને તું મારી વિભૂતિ ગણજે. હે પ્રિય ! જે જે પ્રાણી વિભૂતિમાન, શ્રીમાન, અથવા બલવાન હોય તેને તેને નિશ્ચય તું મારા તેજના અંશમાંથી જન્મેલું જાણ. અર્થાત્ હે અર્જુન ! જે જે પ્રાણી વિભૂતિમાન હોય તેને તું મારા તેજના અંશમાંથી પ્રકટેલું જાણજે. વિભૂતિ એટલે પુત્ર-પૌત્ર-ધન-ધાન્ય વગેરેની સમૃદ્ધિ-આવું નાનાપ્રકારનું ઐશ્વર્ય એટલે વિભૂતિ. એવી વિભૂતિ-વાળું જે કોઈ પ્રાણી હોય તેને તું મારા તેજના અંશમાંથી ઉદ્ભવેલું જાણ. તેજનો અંશ એટલે હું-ઇશ્વરનો પ્રતાપ-શક્તિ-એ શક્તિના અંશમાંથી પ્રકટેલું જાણ. તે ઉપરાંત જે શ્રીમાન હોય-શ્રી એટલે રાજ્યૈશ્વર્ય-એ રાજ્યૈશ્વર્યથી યુક્ત જે પ્રાણી હોય તેને તું મારા અંશ-માંથી જન્મેલું જાણજે. વળી જે ઊર્જિત હોય તેને પણ તું એવું જ જાણ. ઊર્જ એટલે બળ-શક્તિ-ઉત્સાહ-ઉદ્યોગ. બસ. આવા બળવાન-શક્તિમાન, ઉત્સાહવાન અને ઉદ્યોગી પ્રાણીને તું મારી વિભૂતિ જાણજે ॥૪૧॥

अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन।
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥ ४२ ॥

અગર તો હે અર્જુન! આ વધારે જાણેલાથી ત્હારે શું ફાયદો! જો! આ આખાંએ ભુવનને એક અવયવથી થંભાવી હું સ્વરૂપમાં સ્થિત છું. ॥ ૪૨ ॥

હવે ઉપસંહાર કરતાં ભગવાન પ્રિય અર્જુનને લગભગ વઢતાં અને પોતાના નિરતિશય નિરંકુશ ઐશ્વર્યનો ખ્યાલ આપતાં કહે છે કે હે અર્જુન! આ વિસ્તારથી-પૃથક પૃથક-જાણેલી વિભૂતિઓના સમુદાયથી તને શું ફાયદો? ભલા! જો! આ આખાંએ જગતને એક અંશથી ધારણ કરીને હું ઉભો છું, અર્થાત્ હે અર્જુન! આ લાંબુ ટુંકું જાણીને તું શું કરીશ? તારી બુદ્ધિ ચકરાવે ચઢશે! તું અલ્પજ્ઞ જીવ મારી અનન્ત અપાર અનવગાહ્ય વિભૂતિઓનો કેવી રીતે પાર પામવાનો! તારે માટે આટલું બસ છે. તું એટલું જ જાણ કે આ આખાંએ સ્થાવર જંગમ જગતને હું મારા એક અંશથી ધારણ કરીને ઉભો છું. આ એક અંશ તે સર્વભૂતાત્મક પરમાત્માનો એક અંશ. સર્વભૂતાત્મક એક અંશે હું જગતનું ધારણ કરતા છતાં હું સદા દ્યોતનાત્મક નિજસ્વરૂપમાં રહું છું. અર્થાત્ હે અર્જુન! પ્રાણીમાત્ર મારી વિભૂતિ છે. પ્રાણીમાત્ર મારા એક અંશમાત્રનો આવિર્ભાવ છે. આ ચરાચર-અદ્ભુત-અનન્ત-અપાર-અગાધ-મહાસૃષ્ટિ એ હું ઇશ્વરનો એક લીલાનાટકમાત્ર છે. આ બધું મારામાં દેખાય છે છતાં હું તો મારા નિજસ્વરૂપમાં સદૈવ પ્રતિષ્ઠિત છું. અર્થાત્ હે અર્જુન! હું વિશ્વપ્રતિષ્ઠ છતાં એ સદા સ્વમહિમ પ્રતિષ્ઠ છું.તું આટલું જ જાણ કે તુચ્છ અતુચ્છ-ક્ષુદ્ર અક્ષુદ્ર-સાધુ અસાધુ લઘુ ગુરૂ-ભવ્ય અભવ્ય-વસ્તુમાત્ર મારી વિભૂતિ-છે તું જ્યારે વિશુદ્ધ હૃદયી બનશે ત્યારે તને જ્યાં જ્યાં તારી નજર ઠરશે, ત્યાં ત્યાં મારી યાદી છૂપાયેલી લાગશે. ॥ ૪૨ ॥

॥ इति विभूतियोगः ॥



॥ श्रीपरमात्मने नमः ॥

॥ अथैकादशोऽध्यायः ॥

अर्जुन उवाचः- અર્જુન બોલ્યા:-

मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम् ।
यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम ॥ १ ॥

મારા ઉપર અનુગ્રહ કરવા ખાતર આપે પરમગુહ્ય, અધ્યાત્મ નામનું જે વચન કહ્યું છે તેનાથી મારો આ મોહ નાશ પામ્યો છે. ॥ ૧ ॥

આગલા અધ્યાયમાં અર્જુને ભગવાનની વિભૂતિઓનું શ્રવણ કર્યું. ભગવાન વિશ્વમાં કયા કયા રૂપે વર્તી રહ્યા છે એ સાંભળ્યું. પરમાત્માની અલૌકિક વિભૂતિઓના શ્રવણને લીધે અર્જુનનું અંતર પીગળીને પવિત્ર થયું. જ્યાં આખું બ્રહ્માંડ ભગવાનનો એક અંશમાત્ર છે-અપાર, અનન્ત, અદ્દભુત, વિશ્વ ભગવાનની એક કલામાત્ર છે એ સાંભળ્યું કે અર્જુનનો અહમેવ પીગળી ગયો. ભગવાન વિશ્વરૂપે વર્તી રહ્યા છે એ ભગવાનના મુખે સાંભળ્યું તો બહુ પરંતુ જ્યાં સુધી સાંભળેલું માણસ જુવે નહીં ત્યાં સુધી તેના અંતરને છેવટની નિઃસંશય વસ્તુની પ્રતીતિ નથી થતી. પ્રત્યક્ષ દર્શન જ પરોક્ષશ્રવણનો છેવટનો પ્રત્યયહેતુ છે. આથી યદ્યપિ ભગવાને કરાવેલા વિભૂતિ શ્રવણથી અર્જુનનું હૃદય નિર્મળ થઇ ગયું, પરંતુ એ એમજ છે એવી છેવટની ખાત્રી તો ભગવાને પોતાનું જેવું વર્ણન કર્યું તેવારૂપે ભગવાનને જોવાથી જ થાય. આથી પોતાના હૃદયની આત્મપ્રતીતિ ખાતર હવે નિર્મળ અર્જુન ભગવાનને વિશ્વરૂપે જોવાની તીવ્રઇચ્છાથી ભગવાને આગળ જે કાંઇ કહ્યું તેને અભિનન્દતાં પ્રેમથી કહે છે. હે ભગવન્! મારા ઉપર અનુગ્રહ કરવાને માટે આપે જે પરમગુહ્ય અધ્યાત્મ નામનું વચન કહ્યું છે તેનાથી મારો આ મોહ નષ્ટ થયો છે અર્થાત્ હે પરમાત્મન્! આપે જે ગુહ્ય એવી પરમાત્માને લગતી વાણી કહી તે

વાણીથી મારો. આ યુદ્ધકાને સ્વબન્ધુઓને લગતો "હું હણનાર આ હણનારા" વગેરે સ્વરૂપી જે મિથ્યાપ્રત્યય હતો તે દૂર થયો છે. મારો મોહ હણવા આપે જે વાણી કહી તેમાં આપનો હું અનુગ્રહ જ માનું છું, નહીંતર આવી પરમગુહ્ય વાત વિના ગાઢપ્રેમે કોણ કોને કહી શકે? માટે હે પ્રભો! મારા ઉપર અનુગ્રહને ખાતર જે દિવ્ય વચનો આપે કહ્યાં તેનાથી મારો મોહ અસ્ત પામ્યો છે. મને લાગે છે કે હવે હું નિર્મોહ થયો છું. ॥ ૧ ॥

भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया ।
त्वत्तः कमलपत्राक्ष ! माहात्म्यमपि चाव्ययम् ॥ २ ॥

હે કમલપત્ર નેત્ર! આપની પાસેથી પ્રાણીઓની પ્રસિદ્ધ ઉત્પત્તિ તથા લય વિસ્તારથી સાંભળ્યાં છે, તથા અક્ષય માહાત્મ્ય પણ સાંભળ્યું. ॥ ૨ ॥

વળી હે કમળનયન! જડચેતન પ્રાણીમાત્રની આપનામાંથી ઉત્પત્તિ અને લય મેં વિસ્તારથી સાંભળ્યાં તથા આપનો અક્ષય નિરતિશય ઐશ્વર્ય લક્ષણ અદ્ભુતયોગ પણ મેં સાંભળ્યો. અર્થાત્ હે પ્રભો! પ્રાણીમાત્ર આપનામાંથી ઉદ્ભવે છે અને આપમાં લીન થાય છે એ વસ્તુસ્થિતિ મેં વિસ્તારપૂર્વક આપની પાસેથી સાંભળી. આપ ભૂતસ્રષ્ટા છો અને ભૂતસ્થિતિ કારણ છો એ મેં લંબાણથી સાંભળ્યું. અને તે ઉપરાંત સમસ્ત વિશ્વ આપની વિભૂતિ છે–ઘટઘટમા આપ વ્યાપી રહેલ છો, તે તે રૂપે આપ વર્તી રહેલ છો એમ પણ મેં સાંભળ્યું. એટલે કે આપના અવિનાશી માહાત્મ્યનું પણ શ્રવણ કર્યું. સમસ્ત વિશ્વની વસ્તુ પરમાત્મા ઉપર છવતું ભાષ્ય છે એમ મેં શ્રવણ કર્યું. ॥ ૨ ॥

एवमेतद्यथात्थ त्वमात्मानं परमेश्वर ।
द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम ॥ ३ ॥

હે પરમઐશ્વર્યવાન! જેમ આપ આપને કહો છો તેમજ છે–આપનું કથન સત્ય છે. હે પુરુષોત્તમ! આપના ઐશ્વર્યયુક્ત રૂપને હું જોવા ઇચ્છું છું. ॥ ૩ ॥

હે પરમેશ્વર! આપે આપને જે રીતે કહ્યા તે એમજ—સત્ય છે તથાપિ હે પુરુષોત્તમ! હું આપનાં સકલ ઐશ્વર્યસંપન્ન સ્વરૂપને જોવાને ઇચ્છું છું. અર્થાત્ હે પરમાત્મન્! યદ્યપિ આપે આપને વિષે જે કાંઇ કહ્યું તે બધું અક્ષરશઃ સત્ય છે. આપના કથનમાં સંશયનો લેશ નથી. ભ્રમની રેખા પણ નથી. આપ જેમ આપને વિશે કહો છો તેમજ આપ છો મને એવો વિશ્વાસ છે. હું એવું માનું છું. છતાં પણ હે પ્રભો! આપે આપને જે રીતે વર્ણવ્યા તેવારૂપે જોવાને હું ઇચ્છું છું. હે પુરુષોત્તમ! આપનું જે ઇશ્વરીય સ્વરૂપ-એટલે કે સમસ્ત ઐશ્વર્યસંપન્ન આપનું વિશ્વાત્મક વિશ્વાધાર સ્વરૂપ તે સ્વરૂપને નિહાળવાની મારી તીવ્ર ઇચ્છા છે. અર્થાત્ શ્રવણની સત્યતા દર્શનથી—પ્રત્યક્ષ દર્શનથી દૃઢ થાય છે. પ્રત્યક્ષ દર્શનનું માહાત્મ્ય અદ્ભુત છે, જે વસ્તુ આપણે સાંભળીએ અને તે સત્ય હોય છતાં પણ તે વસ્તુનાં જ્યારે આપણે પ્રત્યક્ષ દર્શન કરીએ ત્યારે તેને લગતા તમામ તર્કવિતર્ક, સંશય, ભ્રમો, સમૂલ નાશ પામે છે. આથી શ્રવણ અને મનન અને ધ્યાન પછીનું છેવટનું પગથીઉં તે દર્શન છે. પ્રત્યક્ષદર્શનમાં સંશયનું છેવટનું અવસાન છે. આથી અર્જુનને ભગવાનનાં વિશ્વરૂપના શ્રવણ પછી તેના દર્શનની જે તાલાવેલી લાગે તો તે ઉચિત જ છે. આથી અતિપ્રેમથી—અતિનમ્રતાથી અતિશય ઋજુભાવે પરમાત્માને અહીં વિનવે છે કે હે ભગવન્! હવે આપને આપના યથાર્થ, યથોક્ત સ્વરૂપે નિહાળવાને, હૃદય તલપી રહ્યું છે! હે પ્રભો! મને આપ આપનાં સ્વરૂપદર્શન કરાવો. ॥ ૩ ॥

**मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो ।**
**योगेश्वर ! ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥ ४ ॥**

**હે સમર્થ! તે મારાથી જોવાને શક્ય છે એમ જો આપ માનતા હો તો હે યોગેશ્વર! મ્હને અક્ષય એવા આપને બતાવો! ॥ ૪॥**

જેવું દર્શન આપણે ઇચ્છીએ તે જો જાતે દર્શન કરાવવા ઇચ્છે તોજ આપણને તેનાં દર્શન થાય. અર્થાત્ પરમાત્માને જોવાની આપણી ઇચ્છા સારેજ બર આવે, જ્યારે પરમાત્મા પોતાને બતાવવા ઇચ્છે. જો પરમાત્મા પોતાનું સ્વરૂપ આપણી આગળ ખોલવાને માટે ન ઇચ્છતા હોય અને છતાં આપણે તેના સ્વરૂપનાં દર્શન માટે ઇચ્છીએ તો તેમના સ્વરૂપનાં દર્શન આપણને ન થાય. ભગવાનની ઇચ્છા હોય તો આપણને ભગવાનનાં દર્શન

થાય; બળજબરીથી પરમાત્માનાં દર્શન ન થાય. અને ભગવાન કાંઇ આગ્રહી–દુરાગ્રહી નથી. જ્યારે ભક્ત ભગવાનને જોવાને લાયક થાય ત્યારે ભક્ત ન ઇચ્છે તોપણુ ભગવાનથી તેને દર્શન આપ્યા શિવાય રહેવાતું નથી. આથી નમ્રતાની હદે પહોચેલો અર્જુન ભગવાનને વિનવણી કરતાં કહે છે કે હે પ્રભો! જો આપ એમ માનતા હો કે તે આપનું સ્વરૂપ મારાથી જોવું શક્ય છે તો હે યોગેશ્વર! આપ મને આપનાં સ્વરૂપ–અક્ષય=નિત્ય સ્વરૂપને બતાવો. અર્થાત્ હે પિતા મારી બળજબરી નથી. મારી હઠ નથી. મારો દુરાગ્રહ નથી. આપ મારે વિષે મારા કરતાં વધુ જાણો છો. કેમકે આપ મારા અંતર્યામિ છો. આથી જો આપને એમ લાગતું હોય કે હું અર્જુન આપના દર્શનને માટે લાયક છું, તો પ્રભો! મારી આપને નમ્ર પ્રાર્થના છે કે આપ આપનાં સ્વરૂપનું દર્શન મને કરાવો! હે પિતા! મારી તો પ્રાર્થનાજ હોઇ શકે! આપનું વિશ્વાત્મક–વિશ્વાધાર સ્વરૂપ જોવાને હું લાયક છું કે નહીં તે હું જાણુતો નથી. હે પ્રભો! આપ મારી લાયકાતને કસી જો મને દર્શનાધિકારી ગણુતા હો તો આપનાં દર્શન કરાવો. અને સૌ સાધકનો આજ અનુભવ છે! ભગવાન આગળ તેની હંમેશાં આજ પ્રાર્થના હોય છે. આથી અર્જુન સરલહૃદયે, નિર્મલભાવે પ્રેમથી આટલું પ્રાર્થી અટકયો. ॥ ૪ ॥

**શ્રીભગવાનુવાચઃ– શ્રી ભગવાન બોલ્યાઃ–**

**पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ।**
**नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ॥ ५ ॥**

**હે પૃથાપુત્ર! મારાં સેંકડો તથા હજારો અનેક પ્રકારના તથા અનેક રંગ અને આકારવાળાં અલૌકિક સ્વરૂપોને જો! ॥૫॥**

અને ભક્તહૃદયી અર્જુનની પ્રાર્થના ભક્તવત્સલ ભગવાને ઝીલી. જ્યાં ભક્તિ છે–પ્રેમ છે–હૃદયનો ભાવ છે ત્યાં કશી અધિકારચર્ચા મહત્વની નથી. પ્રેમપાત્ર અર્જુનની પ્રાર્થના સાંભળતાં વેંતજ કરુણુનિધાન કૃષ્ણુ પ્રભુએ પોતાના અદ્દ્ભુત વિશ્વાત્મ સ્વરૂપને બતાવવાને ઇચ્છયું. અને તે માટે અર્જુનને આશ્વાસન દેતાં ચાર શ્લોકમાં કહે છે, કે હે પ્રિય અર્જુન! મારાં સેંકડો અને હજારો અનેક પ્રકારના–અનેકરંગી–અનેક

આકૃતિવાળાં દિવ્ય રૂપોને તું જો અર્થાત્ હે અર્જુન! વ્હાલા! તારી પ્રાર્થનાને પૂર્ણ કરવી એ મારો ધર્મ છે. હવે તું મારાં સેંકડો અને હજારોની સંખ્યામાં અનેક પ્રકારના–અનેક કાળા ધોળા લાલ રંગના=અનેક આકારવાળાં અદ્ભુત અલૌકિક સ્વરૂપોને તું જો. ધરાઇ ધરાઇને જો. જ્યાં સુધી તારા હૃદયની નિઃસંશય પ્રતીતિ થાય ત્યાં સુધી જો. ॥ ૫ ॥

पश्यादित्यान्वसून्रुद्रानश्विनौ मरुतस्तथा ।
बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत ॥ ६ ॥

હે ભારત! આદિત્યો, વસુઓ, રૂદ્રો, અશ્વિનો તથા પહેલાં કદી ન જોયેલાં એવાં અનેક આશ્ચર્યોને જો! ॥ ૬ ॥

હે ભારત! અદિતિના પુત્રો-બાર આદિત્યોને, આઠ વસુઓને, ઘૌપુત્ર, પ્રચંડતારૂપ, મરુતના ઉત્પાદક એવા અગિઆર રૂદ્રોને, આકાશ અવનિરૂપ અશ્વિનોને તથા ઓગણપચાસ વૃષ્ટિ લાવનાર વાયુઓને તથા પૂર્વે કોઇએ પણ ન જોયેલાં એવાં અનેક આશ્ચર્યોને તું જોજે. અર્થાત્ હે અર્જુન! આ જે અંતરિક્ષ સૃષ્ટિ છે તે અંતરિક્ષ મારાં સૃષ્ટિના અનેક અદ્ભુત રૂપોને તું જો. હું તને જ્યારે બતાવવા જ બેઠો છું, તો તું જોતાં થાકે એટલું મારૂં અપાર અનન્ત ઐશ્વર્ય તારી સમક્ષ ખોલું છું. ॥ ૬ ॥

इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् ।
मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥ ७ ॥

હે ગુડાકેશ! આ મારા દેહમાં એક ભાગમાં રહેલ સ્થાવર-જંગમ આખા વિશ્વને અત્યારે જો, તથા જે કાંઇ બીજું પણ જોવા ઇચ્છતો હોય તેને પણ જો! ॥ ૭ ॥

હે જીતનિદ્ર! આ મારા દેહમાં એક જગ્યાએ રહેલાં સમસ્ત સચરાચર જગતને તું જો. અને તે ઉપરાંતપણ જે કાંઇ તારે જોવાની ઇચ્છા હોય તે જો. અર્થાત્ હે અજ્ઞાનરૂપી નિદ્રાને જીતનાર અર્જુન! મારા આ દેહમાં ફક્ત એક જગ્યાએજ આખું વિશ્વ સમાઇ ગયેલું છે. આ સમસ્ત જડ ચેતન જગત મારા શરીરના એક રૂંવામાં ઉથલપાથલ પામી રહ્યું છે. જે

જગત તારી નજરે અનન્ત, અપાર, અગાધ, માલમ પડે છે તે મારી કાયામાં તો એક છિદ્રમાત્રમાં વ્યાપી રહ્યું છે! એ ઉપરાંત પણ જો આ યુદ્ધને લગતો જય પરાજય વગેરે જે કાંઇ ભાવિ વૃત્તાન્ત જોવાની ઇચ્છા હોય તે બધું હવે તું જો! મારૂં અસલી સ્વરૂપ હું તારી આગળ ખુલ્લું કરવા ઇચ્છું છું. માટે તારે જે કાંઇ જોવાની ઇચ્છા હોય તે જો. ॥ ૭ ॥

न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।
दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥ ८ ॥

**પરંતુ આ સ્વકીય આંખેજ મ્હને જોવા તું શકિતમાન થશે નહીં, તેથી ત્હને હું દિવ્યચક્ષુ આપું છું, (જે વડે) મ્હારા ઐશ્વર્યયોગને જો. ॥ ૮ ॥**

પરંતુ હે અર્જુન! એક વાત તને શરૂઆતમાં જ જણાવું છું. ભલા! તારા આ જ ચક્ષુએ તું મને જોવાને શક્તિમાન નથી. હું તને દિવ્યચક્ષુ આપું છું, મારા ઇશ્વરીય યોગને તું જો. અર્થાત્ હે પ્રિય અર્જુન! તારી પ્રાકૃત-ચર્મચક્ષુએ તું મને જોવાને શકિતમાન નથી. તું નહીં, આખા વિશ્વમાં જે કોઇ મને જોવા ઇચ્છે તેણે પ્રાકૃત ચક્ષુથી-ચામડાંની આ સ્થૂલ આંખથી મને જોવાની હઠ ન રાખવી. કેમકે હું ચર્મચક્ષુદ્વારા પકડાતો નથી. જેણે મને આ રૂપે જોવો હોય તેણે દિવ્યચક્ષુ પ્રાપ્ત કરવાં. / હું તને દિવ્યચક્ષુ આપું છું. અર્થાત્ હે પ્રિય અર્જુન! તું મારા પ્રેમનો હવે અધિકારી બન્યો છે એટલે તારી દર્શનશકિતનો હું ફેરફાર કરૂં છું. જે મનુષ્ય ભગવાનના પ્રેમનો અધિકારી બન્યો તેના દર્શનનું ભગવાન પરિવર્તન કરી નાંખે છે. એટલે કે પોતાના દિવ્યરૂપનાં દર્શન માટે તેને દિવ્યદ્રષ્ટિ આપે છે. આ દિવ્ય દ્રષ્ટિ એટલે કે બીજી બે આંખો મળે છે-તેના શરીરમાં ફુટી નીકળે છે એવું નહીં. પરંતુ આંતર સમજણની આંખો ખુલી જાય છે. પહેલાં તેને પ્રભુની મૂર્તિમાં પાષાણ દેખાતો, હવે તેને પાષાણમાં પ્રભુની પ્રતિમા દેખાય છે. આ સમજફેર-આ દ્રષ્ટિબિન્દુનું પરિવર્તન એ નિર્મલ જ્ઞાનની સ્થિરતાનો મહિમા છે. અને આવી કાયમી, વિશ્વમાં પરમાત્માના વર્તનને અનુભવવાની સમજ,ભગવાન આપે છે. અને એનુંજ નામ દિવ્યચક્ષુનું દાન છે. આથી દયામય પ્રભુ અર્જુનને હવે દિવ્યદ્રષ્ટિ દે છે, અને તે દિવ્યદ્રષ્ટિસંપન્ન થયેલ અર્જુનને પોતાના ઇશ્વરીયયોગને

જોવાને નોતરે છે, દિવ્યદૃષ્ટિ સંપાદિત કરવામાં માનવ જીવનની મહત્તા છે, અને અર્જુને તે કરી. અર્જુનના તમામ અનુયાયીઓએ ભગવાનની કૃપાથી મળતી આ દિવ્યદૃષ્ટિ મેળવવાનો સહૃદય યત્ન કરવો રહ્યો. પછી તમામ પોતપોતાના હૃદયમાં ભગવાનની આજ વાણી સાંભળશે કે "પશ્ય મે યોગં ઐશ્વરમ્" ॥ ૮ ॥

संजय उवाचः- સંજય બોલ્યાઃ-

एवमुक्त्वा ततो राजन्महायोगेश्वरो हरिः ।
दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम् ॥ ९ ॥

હે રાજન્! આ પ્રમાણે કહીને પછી મહાન્ યોગમાયાના સ્વામી હરિએ પૃથાપુત્રને દિવ્ય ઈશ્વરીયરૂપ બતાવ્યું. ॥ ૯ ॥

આમ અર્જુનને ભગવાને દિવ્યદૃષ્ટિ દીધી. અને પોતાના અદ્‌ભુતયોગ સામર્થ્યના આવિષ્કારને જોવાને માટે અર્જુનને પ્રેમથી નોતર્યો. આ સ્થિતિએ પહોંચ્યા પછી શું થયું? આ વિશ્વનાટકને ભગવાનની હૃદય રંગભૂમિ ઉપર ભજવાતો જોવાની પ્રેક્ષક અર્જુનને અનુમતિ મળી પછી પ્રેક્ષક અર્જુને ત્યાં શું જોયું? અર્થાત્ અર્જુનને દિવ્યદૃષ્ટિદાન બાદ શું બન્યું, એમ ધૃતરાષ્ટ્રે સંજયને પૂછ્યું. એટલે સંજયે ત્યારબાદના બનાવને ૭ શ્લોકમાં વર્ણવતાં કહેવા માંડ્યું, કે હે રાજન્! શું કહું? હવે તો અર્જુનના સૌભાગ્યનો પાર ન રહ્યો. તેણે જે કાંઈ જોયું, જે કાંઈ અનુભવ્યું, તે હું આપને કહું છું, આપ પણ ધન્યભાગ્ય છો, આવું કહયા પછી હે રાજન્ ધૃતરાષ્ટ્ર! મહાયોગેશ્વર હરિએ પૃથાપુત્ર અર્જુનને દિવ્ય ઈશ્વરીયરૂપ બતાવ્યું. અર્થાત્ હે ધૃતરાષ્ટ્ર આટલું કહયા બાદ સાધુપુરુષોના દુઃખના હરનારા અને મહાયોગેશ્વર પરમાત્મા કૃષ્ણચન્દ્રે અર્જુનને પોતાનું બતાવવા કહેલું પરમ ઈશ્વરીયરૂપ બતાવ્યું. મહાયોગેશ્વર એટલે મહાન યોગમાયા પ્રકૃતિના એક સ્વામિ. કર્તું, અકર્તું, અન્યથા કર્તું સમર્થ– પરમાત્મા. હરિ, એટલે સાધુઓના દુઃખના હરણ કરનારા એવા પરમપિતાએ અર્જુનને દિવ્ય–વિશ્વાત્મા–વિશ્વાધાર સ્વરૂપ દેખાડ્યું ॥ ૯ ॥

अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम् ।
अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ॥ १० ॥

અનેક મુખ અને નેત્રવાળું, અનેક વિસ્મયકારક દર્શનોવાળું, અનેક દિવ્ય ઘરેણાવાળું, અનેક અલૌકિક, ઉંચા ધરેલાં શસ્ત્રોવાળું (રૂપ તેને બતાવ્યું) ॥ ૧૦ ॥

હે રાજન્! એ રૂપ કેવું હતું ? અનેક મુખ અને આંખવાળું-અનેક આશ્ચર્યમય દર્શનવાળું-અનેક દિવ્ય આભરણોવાળું, અનેક દિવ્ય ઉગામેલાં આયુધોવાળું રૂપ ભગવાને બતાવ્યું. અર્થાત્ હે અર્જુન! ભગવાનના તે વિશ્વરૂપમાં અર્જુને કરોડો-મુખો, આંખો જોયા. તે ઉપરાંત તેમાં તેણે અસંખ્ય આશ્ચર્યો ભાળ્યાં. અદ્ભુત શણગારો અને ઘરેણાંઓથી સુશોભિત અને અનેક દિવ્ય ઉગામેલાં હથિઆરોથી ભરપૂર તે સ્વરૂપને તેણે નિરખ્યું. ॥ ૧૦ ॥

दिव्यमाल्याम्बरधरं दिव्यगन्धानुलेपनम् ।
सर्वाश्चर्यमयं देवमनन्तं विश्वतोमुखम् ॥ ११ ॥

દિવ્યમાળા અને વસ્ત્રધારણ કરનાર-દિવ્યગન્ધના અનુલેપનવાળું-સર્વાશ્ચર્યોથી ભરેલું પ્રકાશિત-અમર્યાદિત-ચોમેરમુખવાળું રૂપ તેને બતાવ્યું. ॥ ૧૧ ॥

દિવ્ય માળાઓ અને દિવ્ય અંબરોને ધારણ કરનારૂં-દિવ્ય ગન્ધોના લેપવાળું-સંપૂર્ણપણે આશ્ચર્યમય-પ્રકાશમાન-અમર્યાદિત અને સર્વતોમુખ એવું રૂપ બતાવ્યું. અર્થાત્ અર્જુને તે રૂપમાં અનેક અલૌકિક પુષ્પો અને રત્નોની માળાઓને જોઇ. દિવ્ય વસ્ત્રોથી સુસજ્જિત અને દિવ્ય ગન્ધથી લેપાયેલું તે સ્વરૂપ જોયું. જ્યાં જુવે ત્યાં આશ્ચર્યને આશ્ચર્ય જ થાય એવું તે રૂપ હતું. હે રાજન્! તે રૂપ ભાસ્વર-દેદીપ્યમાન હતું, ચોમેર બેહદ પથરાયેલ હતું. જ્યાં જ્યાં દ્રષ્ટિ પડે ત્યાં ત્યાં જાણે પહેલેથી જ પહોંચી વળેલું હતું. વળી સૌદિશામાં મુખવાળું તે રૂપ હતું. જ્યાં જુવે ત્યાં ભગવાન જ ભગવાન તે રૂપે વર્તી રહેલા તેને દેખાયા. ॥ ૧૧ ॥

दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ।
यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः ॥ १२ ॥

જો આકાશમાં સહસ્ર સૂર્યની એકી વખતે પ્રભા થાય તો તે મહાત્માની પ્રભાની સરખી થાય! ॥ ૧૨ ॥

હવે ભગવાનના વિશ્વરૂપની દીપ્તિની અજોડતા વર્ણવતાં અંધ ધૃતરાષ્ટ્રને સંજય કહે છે કે હે રાજન્! અદર્શનથી પીડાતા એવા તને હું શું કહું? આકાશમાં કદાચિત્ હજારો સૂર્યની એકીવખતે દીપ્તિ સળગી ઉઠે તો તે દીપ્તિ તે મહાત્માની દીપ્તિની કદાચ સરખામણી કરે! અર્થાત્ હે ધૃતરાષ્ટ્ર! એકકી વખતે આકાશમાં હજારો સૂર્ય સામટા સળગીઉઠે અને તેનો કુલ્લે જેટલો પ્રકાશ થાય તેટલો પ્રકાશ કદાચ તે મહાત્મા એટલે કે વિશ્વરૂપ ભગવાનના પ્રકાશની તોલે આવે! પરંતુ એકી વખતે કોઇ આકાશમાં હજારો સૂર્ય ઉગે નહીં અને તેમનો પ્રકાશ પરમાત્મા પરમપુરૂષ કૃષ્ણચન્દ્રના પ્રકાશની સરખામણી કરી શકે નહીં! આવું તે અનુપમ દીપ્તિમાન સ્વરૂપ હતું. ॥ ૧૨ ॥

तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ।
अपश्यद्देवदेवस्य शरीरे पाण्डवस्तदा ॥ १३ ॥

તે વખતે અર્જુને તે વિશ્વરૂપમાં દેવનાદેવ હરિના દેહમાં એક ઠેકાણે અનેક રીતે વ્હેંચાયેલું, આખું જગત્ જોયું. ॥ ૧૩ ॥

અને તે વખતે દેવાધિદેવ કૃષ્ણચન્દ્રના શરીરમાં એક જગ્યાએ રહેલાં અને અનેક પ્રકારે વ્હેંચાયેલાં સમસ્ત જગતને પાંડવે જોયું. અર્થાત્ વિશ્વરૂપ દર્શન વખતે અર્જુને ભગવાનમાં શું જોયું? તેણે ભગવાનના શરીરના ફક્ત એક ભાગમાં સમસ્ત વિશ્વને તરવરતું નિહાળ્યું. આ વિશ્વ અનેક પ્રકારે ભગવાનના શરીરમાં પૃથક્પૃથક્ વ્હેંચાયેલું જોયું અટલે કે કોઇ ઠેકાણે મનુષ્યરૂપે, કોઇ ઠેકાણે પક્ષીરૂપે, કોઇ ઠેકાણે પશુરૂપે, તો કોઇ ઠેકાણે કીટ પતંગરૂપે, તો કોઇ ઠેકાણે જડરૂપે–ઝાડ વગેરેને રૂપે જુદું જુદું નામરૂપ ધારણ કરીને વ્હેંચાયેલું સમસ્ત જગત પરમાત્માના શરીરમાં અર્જુને જોયું. અર્થાત્ પરમાત્માને જ તે તે નામરૂપે તે તે પ્રકારે વર્તી રહેલા અર્જુને જોયા. ॥ ૧૩ ॥

ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनंजयः ।
प्रणम्य शिरसा देवं कृताञ्जलिरभाषत ॥ १४ ॥

ત્યારબાદ આશ્ચર્યથી ભરેલો, રોમાંચિત ગાત્રવાળો તે અર્જુન, દેવને મસ્તકવડે પ્રણામ કરી, હાથજોડી બોલ્યો. ॥૧૪॥

અને જ્યાં અર્જુને આ અદ્ભુત, અદૃષ્ટપૂર્વ, રોમાંચક, ભવ્ય, દર્શન કર્યું ત્યાં તો તેની સ્થિતિ અવર્ણનીય થઇ રહી. હે ધૃતરાષ્ટ્ર ! ભગવાનના આવાં ભવ્ય અને દિવ્યરૂપના દર્શનબાદ અર્જુને શું કર્યું એમ જો આપ પૂછતા હોય સાંભળો. હું આપને અર્જુને શું કર્યું તે કહું છું. ત્યારબાદ વિસ્મયથી ભરપૂર અને રોમાંચિત ગાત્રવાળો ધનંજય, દેવાધિદેવ પરમાત્મા કૃષ્ણચન્દ્રને ભૂમિલગ્ન મસ્તકે, શ્રદ્ધા અને ભક્તિની અતિશયતાપૂર્વક, પ્રણામ કરી ત્યારબાદ હાથ જોડી બોલ્યો. અર્થાત્ હે ધૃતરાષ્ટ્ર ! ભવ્ય દિવ્ય અદ્ભુત વિશ્વરૂપના દર્શને તો અર્જુન સ્તબ્ધ થયો. આશ્ચર્યમય ગઇ ગયો. વિસ્મયમૂર્તિ બની ગયો. તેના શરીરનાં ગાત્રો ઉપર રોમાંચ ખડાં થયાં, તેના હૃદયમાં ગલગીલી ઉપજી. અને તે સ્વાભાવિક રીતે ભગવાન આગળ નમી પડયો. ધરણી ઉપર પોતાનો દેહ તેણે પાથર્યો. ભક્તિ અને શ્રદ્ધાની ભરતીથી તેણે ભગવાનને ભાવભીનું વન્દન કર્યું. વન્દન કરીને તે વામન અર્જુન, વિરાટ ભગવાનનાં ચરણકમળમાં બદ્ધાંજલિ ઉભો અને ઉભો ઉભો તે દેવાધિદેવ પરમપિતાની સ્તુતિ કરવા લાગ્યો. અર્જુનના હૃદયનું અભિમાન ચૂરેચૂરા થઇ ગયું-તેનું માન ગળી ગયું. અને તે નમ્રતમભાવે ધ્રૂજતાં ધ્રૂજતાં ગદ્‌ગદવાણીથી ભગવાનને પોતાનો મનોભાવ બતાવતાં કહેવા લાગ્યો. ॥૧૪॥

अर्जुन उवाचः- અર્જુન-બોલ્યાઃ-

पश्यामि देवांस्तव देव देहे सर्वांस्तथा भूतविशेषसङ्घान् ।
ब्रह्माणमीशं कमलासनस्थमृषींश्च सर्वानुरगांश्च दिव्यान् ॥ १५ ॥

હે દેવ ! આપના દેહમાં બધા દેવોને તથા પ્રાણીના સમુદાયોને, નિયન્તા, કમલશા મહત્તત્વમાં વિરાજતા બ્રહ્માને તથા બધા ઋષિઓને તથા દિવ્યસર્પોને હું સાક્ષાત્ જોઉં છું. ॥૧૫॥

હવે આવતા સત્તર શ્લોકોમાં અર્જુને વિશ્વરૂપ ભગવાનને શું કહ્યું તે ધૃતરાષ્ટ્રને સંજય કહેછેઃ– અર્જુન કહે છે હે દેવોનાદેવ! આપના આ વિશ્વરૂપ શરીરમાં આદિત્ય, રુદ્ર, વસુ વગેરે તમામ દેવોને તથા અનેક પ્રકારનાં પ્રાણિવિશેષોના સમુદાયને તથા સર્વભૂતોના નિયન્તા એવા, કમળાસન ઉપર એટલે કે કમલના જેવાં વિસ્તીર્ણ મહત્તત્વરૂપી આસન ઉપર દેહીરૂપે બેઠેલા હિરણ્યગર્ભ નામના બ્રહ્માને–પિતામહને તથા સમસ્ત મન્ત્રદ્રષ્ટા વસિષ્ઠ વગેરે ઋષિઓને તથા આ પૃથ્વી ઉપર જોવામાં ન આવે એવા દિવ્ય શેષ, વાસુકી વગેરે સર્પોને હું પ્રત્યક્ષ જોઇ રહ્યો છું. ॥ ૧૫ ॥

अनेकबाहूदरवक्त्रनेत्रं पश्यामि त्वां सर्वतोऽनन्तरूपम् ।
नान्तं न मध्यं न पुनस्तवादिं पश्यामि विश्वेश्वर! विश्वरूप! ॥ १६॥

**હે વિશ્વસ્વામી! હે વિશ્વરૂપ! અનેક હાથ–પેટ–મુખનેત્રવાળા, અનન્ત રૂપવાળા એવા આપને, હું ચોમેર જોઉં છું, પરંતુ આપનો આરંભ મધ્ય કે અન્ત જોઇ શકતો નથી! ॥ ૧૬ ॥**

હે વિશ્વેશ્વર–વિશ્વસ્વામિ! હે સર્વરૂપ! અનેક બાહુ, ઉદર, મુખ અને નેત્રવાળા, અનેક સ્વરૂપવાળા આપને હું સર્વત્ર જોઇ રહ્યો છું. પરંતુ આપના આદિ, મધ્ય કે અન્તભાગને જોઇ શકતોનથી. અર્થાત્ જ્યાં જોઉં ત્યાં બધે આપના બાહુ–ઉદર–મુખ–નેત્રો મને નજરે પડે છે, તમામ પ્રાણીઓ ભગવદ્રૂપ હોઇને તે તે પ્રાણીઓના બાહુ ઉદરઆદિ એ ભગવાનના બાહુ વગેરે છે. અને કોઇ દિશા ખાલી નથી કે જ્યાં પ્રાણીઓ ન હોય! આથી દિવ્યદૃષ્ટિ અર્જુન કહે કે હે પરમાત્માન! આપને હું ચોમેર જોઇ રહ્યો છું. વળી હે પરમાત્મન્! આપની શરૂઆત ક્યાં મધ્યભાગ ક્યાં અને આપની સમાપ્તિ ક્યાં!–હે પ્રભો! કશું જોઇ શકતો નથી. દિવ્યદૃષ્ટિ છતાંએ મને સમજાતું નથી! ॥ ૧૬ ॥

किरीटिनं गदिनं चक्रिणं च तेजोराशिं सर्वतो दीप्तिमन्तम् ।
पश्यामि त्वां दुर्निरीक्ष्यं समन्ताद्दीप्तानलार्कद्युतिमप्रमेयम् ॥ १७॥

**કિરીટ, ગદા તથા ચક્રધારી, ચોમેર ચળકતા તેજઃપુંજ–અજ્ઞેય–પ્રદીપ્તઅગ્નિ અને સૂર્યના જેવી પ્રભાવાળા આપને હું ચોમેરથી જોઉં છું. ॥ ૧૭ ॥**

મુકુટ–ગદા અને ચક્રવાળા, તથા તેજ:પુંજ, ચોમેરચળકના, મુશ્કેલીથી ટગર ટગર જોઇ શકાય એવા, અને સળગતા અગ્નિ અને સૂર્યજેવી દીપ્તિવાળા, તથા પ્રમાણુથી માપી ન શકાય એવા આપને હું ચોમેર જોઇ રહ્યો છું. અર્થાત્ હે પ્રભો! આપના ઉપર મુકુટ ગદા અને ચક્ર શોભી રહ્યાં છે. આપ તેજના પુંજ છો. ચોમેરે આપનો ચમકારો હું જોઉં છું. હે ભગવન્! એકપળ પણ આપના તરફ મારાથી મીંટમાંડીને જોઇ શકાય એમ નથી. હે ભગવન્ સળગતા અગ્નિ અને સૂર્ય જેવી આપની શોભા છે. હે ભગવન્! આપ અપ્રમેય છો–એટલે કે પ્રત્યક્ષાદિ પ્રમાણોથી નક્કી કરી ન શકાઓ એવા છો. હે પ્રભો! આવા હું આપને ચોમેર જોઇ રહ્યો છું. ॥ ૧૭ ॥

त्वमक्षरं परमं वेदितव्यं त्वमस्य विश्वस्य परं निधानम् ।
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता सनातनस्त्वं पुरुषो मतो मे ॥१८॥

આપ જાણવાને યોગ્ય ઉત્તમ અવિનાશી છો. આપ આ વિશ્વના પરમ સ્થિતિસ્થાન છો. આપ નિત્ય સનાતન ધર્મના રક્ષક છો. આપ મારે મત ચિરન્તન પુરૂષ છો. ॥ ૧૮ ॥

હે પરમાત્મન્! આપ જાણવા યોગ્ય પરમ અક્ષર છો. આપ વિશ્વના પરમ નિધાન છો. આપ નિત્ય, શાશ્વત ધર્મના સંરક્ષક છો. મારા મતે આપ સનાતન પુરુષ છો. અર્થાત્ હે ભગવન્! મુમુક્ષુઓવડે જાણવા યોગ્ય જે પરમ અક્ષર બ્રહ્મ છે તે આપ છો અર્થાત્ આપ જ્ઞેયની સીમા છો. વળી આપ વિશ્વના શ્રેષ્ઠ નિધાન–રાખવાનો ભંડાર છો. એટલે કે આખું વિશ્વ આપરૂપી ભંડારમાં પડયું પાથર્યું રહ્યું છે. અર્થાત્ જન્મ અને પ્રલયની માફક સૃષ્ટિની સ્થિતિનું આપ ભવન છો. વળી આપ અક્ષય્ય છો. અને શાશ્વત ધર્મ એટલે કે અભ્યુદય અને નિ:શ્રેયસના કારણરૂપ અને પ્રાણીમાત્રને આચરવા યોગ્ય કર્મયોગ નામના વૈદિકધર્મના આપ રક્ષક છો. યુગે યુગે લુપ્ત થતા એ ધર્મને આપ પુનરુદ્ધારિત કરો છો. તથા હવે મને ખાત્રી થઇ ગઇ છે કે આપ સનાતન પુરુષ છો. અર્થાત્ આપજ અનાદિ પરમ પુરુષ પરમાત્મા છો. ॥ ૧૮ ॥

अनादिमध्यान्तमनन्तवीर्यमनन्तबाहुं शशिसूर्यनेत्रम् ।
पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं स्वतेजसा विश्वमिदं तपन्तम् ॥ १९॥

**આદિ મધ્ય અને અન્તરહિત, અનન્ત શક્તિ, અનન્ત બાહુ, ચન્દ્રસૂર્યશા નેત્રવાળા, જાજ્વલ્યમાન અગ્નિના જેવા મુખવાળા, પોતાના પ્રભાવથી આ વિશ્વને તપાવતા એવા આપને નિરખું છું. ॥ ૧૯ ॥**

વળી આદિ મધ્ય અને અન્ત રહિત, અનન્ત શક્તિ, અનન્ત બાહુ, સૂર્ય અને ચન્દ્રરુપી આંખવાળા, તથા સળગતા અગ્નિસમા મુખવાળા આપને સ્વપ્રતાપે જાણે આ વિશ્વને તપાવતા હું જોઇ રહ્યો છું. અર્થાત્ હે પ્રભો ! આપની આદિ નથી. મધ્ય નથી, અન્ત નથી આપની શક્તિનો પાર નથી. આપના અનન્ત બાહુઓ છે. સૂર્ય અને ચન્દ્રરુપી આપની આંખો છે. જાજ્વલ્યમાન અગ્નિસમું મહાતેજસ્વી આપનું વદન છે આખુંએ વિશ્વ આપના પ્રભાવથી અંજાઇ રહેલું છે, આવા અનન્ત ઐશ્વર્ય-વાળા આપને હું હે પ્રભો ! નજરોનજર જોઇ રહ્યો છું. ॥ ૧૯ ॥

द्यावापृथिव्योरिदमन्तरं हि व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः ।
दृष्ट्वाद्भुतं रूपमुग्रं तवेदं लोकत्रयं प्रव्यथितं महात्मन् ! ॥ २० ॥

**હે મહાત્મા ! નિશ્ચય દ્યુલોક અને પૃથ્વીલોકનો વચગાળો તથા બધી દિશાઓ આપ એક વડે ભરેલી છે ! આપનું આ અદ્‌ભુત સ્વરૂપ જોઈ ત્રણેલોક ખૂબ ભયભીત થયેલ છે ! ॥૨૦॥**

હે મહાત્મન્ ! હે વિશાળ હૃદય ! હે અક્ષુદ્ર સ્વભાવ ! આકાશ અને અવનિની વચ્ચેનું આ અંતર આપ એકલાવડે પરિપૂરિત છે તથા સમસ્ત પૂર્વ પશ્ચિમાદિ દિશાઓ આપનાથીજ ભરપૂર છે. આપના આ વિસ્મયકારક રૌદ્ર સ્વરુપને જોઇને તો હે મહાત્મન્ ! ત્રણેલોક અત્યંત વ્યથિત થઇ રહ્યા છે અર્થાત્ હે પ્રભો ! આકાશ અને અવનિનું અંતગત આપ એકવડે એટલે કે વિશ્વરૂપધારક-વિશ્વરુપે રહેલ આપ એકલાવડેજ ભરપૂર છે. પ્રતિદિશામાં પણ આપ જ ચોમેર વ્યાપી રહ્યા છો. હે ભગવન્ ! આપનું આવું મહાન, વિસ્મયકારક, રૌદ્ર-ક્રૂર-ભયંકર સ્વરૂપને જોઇને ત્રણે લોકમાં [illegible] છે ॥ ૨૦ ॥

अमी हि त्वां सुरसङ्घा विशन्ति केचिद्भीताः प्राञ्जलयो गृणन्ति ।
स्वस्तीत्युक्त्वा महर्षिसिद्धसङ्घाः स्तुवन्ति त्वां स्तुतिभिः पुष्कलाभिः ॥२१॥

આ દેવોના સમૂહો નિશ્ચય આપનામાં પ્રવેશે છે. તેમાંથી કેટલાક બીધેલા, હાથજોડી 'રક્ષો રક્ષો' શબ્દ કરે છે. મહર્ષિ અને સિદ્ધોના સમુદાયો "આખાં જગતનું કલ્યાણ થાઓ" એમ કહી શ્રેષ્ઠ સ્તુતિઓથી આપને સ્તવે છે। ॥ ૨૧ ॥

વળી પેલા દેવોના સમૂહો ભયવ્યાકુલ હોઇને નિશ્ચય સ્વરક્ષણ માટે, હિમથી આકુલવ્યાકુલ થયેલા પ્રાણીઓના સમુદાય જેમ ગુફામાં, તેમ આપનામાં પ્રવેશ કરે છે એટલેકે આપને શરણે આવે છે. વળી તે દેવ સમુદાયોમાંથી કેટલાક ભયભીત હોઇને હાથ જોડી 'રક્ષો-રક્ષો' એવો શબ્દ ઉચ્ચારે છે. વળી વસિષ્ઠ વગેરે મહર્ષિઓ અને સિદ્ધોના સમૂહો "કલ્યાણ" હો, એમ કહીને-એટલે કે સમસ્ત જગતનું કલ્યાણ થાઓ એમ ગદ્‌ગદ્‌વાણીથી કહીને પુષ્કળ એટલેકે શ્રેષ્ઠ-અર્થભરપૂર, ભગવાનને અનુરૂપ એવી, સ્તુતિઓથી એટલે કે આપના ગુણના ઉત્કર્ષનું પ્રતિપાદન કરતી મન્ત્રાત્મક વાણીથી આપને સ્તવી રહ્યા છે. ॥ ૨૧ ॥

रुद्रादित्या वसवो ये च साध्या विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च ।
गन्धर्वयक्षासुरसिद्धसङ्घा वीक्षन्ते त्वां विस्मिताश्चैव सर्वे ॥२२॥

રુદ્રો, આદિત્યો, વસુઓ અને જે સાધ્યો, વિશ્વદેવો અને અશ્વિનો, મરુતો અને પિતરો અને ગન્ધર્વો, યક્ષો, અસુરો, સિદ્ધોના સંઘો બધાજ વિસ્મય પામેલા હોઈ આપને જુવે છે. ॥ ૨૨ ॥

વળી હે ભગવન્! અગીઆર રુદ્રો અને બાર આદિત્યો, આઠ વસુઓ અને સાધ્ય નામના દેવગણો, વિશ્વદેવો નામના દેવો અને દ્યાવાપૃથિવીરૂપ અશ્વિનીકુમારો, ઓગણપચાસ વૃષ્ટિવાયુઓ, ઉષ્ણઅન્નભોજી પિતરો અને ગન્ધર્વો, યક્ષો, અસુરો તથા સિદ્ધ નામના દેવોના સમુદાયો-આ બધા જ વિસ્મિત થઇને આપને જોઇ રહ્યા છે. અર્થાત્ હે ભગવન્! કોઇ એવું સત્વ નથી કે જેને આપના આ રૂપે વિસ્મિત ન કર્યું હોય. બધાય દેવો પણ આપ શું કરશો એવી ચિન્તાથી આપના તરફ વિસ્મય પામી નિહાળી રહ્યા છે। ॥ ૨૨ ॥

रूपं महत्ते बहुवक्त्रनेत्रं महाबाहो ! बहुबाहूरुपादम् ।
बहूदरं बहुदंष्ट्राकरालं दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाहम् ॥ २३ ॥

હે મહાભુજ ! આપના અનેક મુખ અને નેત્રવાળું, અનેક હાથ સાથળ અને પગવાળું-અનેક પેટવાળું-અનેક દાઢોથી ભયંકર એવું અતિપરિમાણ સ્વરૂપ જોઈને બધાં પ્રાણીઓ તથા હું દુઃખી થઈ રહેલાં છીએ. ॥ ૨૩ ॥

વળી હે મહાબાહો ! આપનું અનન્ત મુખ અને આંખવાળું અનેક બાહુ-જાંઘ-અને ચરણવાળું-અનેક ઉદરવાળું અનેક દાઢને લીધે વિકરાળ મહાન્-એટલે કે આદિ મધ્ય અને અન્ત શિવાયનું એટલે કે અતિ પરિમાણવાળું સ્વરૂપને જોઈને બધાય લોકો-પ્રાણીઓ તેમજ હું પણ અસત વ્યથિત થઇ રહ્યો છું. ॥ ૨૩ ॥

नभःस्पृशं दीप्तमनेकवर्णं व्यात्ताननं दीप्तविशालनेत्रम् ।
दृष्ट्वा हि त्वां प्रव्यथितान्तरात्मा धृतिं न विन्दामि शमं च विष्णो ! ॥२४॥

હે સર્વવ્યાપી ! ગગનસ્પર્શી, પ્રદીપ્ત, અનેકરૂપી, પહોળાં મુખોવાળા, પ્રદીપ્ત વિશાળ નેત્રોવાળા આપને જોઈ ખરે ! ખૂબ પીડાયેલ મનવાળો હું ધીરજ તથા સ્વસ્થતા મેળવી શકતો નથી. ॥ ૨૪ ॥

હે સર્વવ્યાપિન્ ! આકાશને અડતા, સળગતા-અનેકરૂપી-ફાડેલા મુખવાળા-અને ઝગઝગતા વિપુલ લોચનવાળા આપને જોઇને મારો અંતરાત્મા અત્યંત ગભરાટ ઉઠયો છે- આથી હે ભગવન્ ! મને ધૃતિ અને શાન્તિ મળતી નથી એટલે કે આપને આવા બીહામણાં રૂપે જોઇને મારો અંતરાત્મા થરથરી ઉઠયો છે શરીર ઇન્દ્રિયો વગેરેને ધારણ કરવાની શક્તિ મારામાં રહી નથી. હે ભગવન્ ! મને મનની સ્વસ્થતા રહી નથી ! હે પ્રભો ! આવી મારી આકુળવ્યાકુળ મન સ્થિતિ થઇ રહી છે ! ॥૨૪॥

दंष्ट्राकरालानि च ते मुखानि दृष्ट्वैव कालानलसन्निभानि ।
दिशो न जाने न लभे च शर्म प्रसीद देवेश ! जगन्निवास ! ॥ २५ ॥

અને વળી દાંઢોને લીધે વિકરાળ પ્રલયઅગ્નિ જેવાં આપનાં મુખોને જોઈ નિશ્ચય હું દિશા જાણી શકતો નથી તથા સુખ પામતો નથી. હે દેવેશ! હે જગન્નિવાસ! પ્રસન્ન થાઓ! ॥ ૨૫ ॥

હે ભગવન્! પ્રલયકાળના અગ્નિ જેવાં આપના દાઢોને લીધે વિકરાળ વદનો જોઈને જ મને તો દિશા સુઝતી નથી. હે ભગવન્! મને શાતા વળતી નથી! હે દેવોના પણ દેવેશ! હે જગતોના નિવાસ સ્થાન! પ્રસન્ન થાઓ અર્થાત્ હે ભગવન્! પ્રલયકાળના અગ્નિની માફક ભભૂકતા, દાઢોને લીધે ઘોર વિકરાલ બનેલાં, આપનાં મુખોને જોઇને જ હું તો દિઙ્મૂઢ બની ગયો છું. હે પિતા! પૂર્વ કયી અને પશ્ચિમ કયી એ કશું સઝતું નથી! હે ભગવન્! એટલો તો વ્યગ્રહૃદયી બની ગયો છું કે ક્યાંયે મને ચ્હેન પડતું નથી! હે બ્રહ્મા વગેરેના નિયન્તા! હે નિખિલ જગદાધાર! આપ પ્રસન્ન થાઓ. અર્થાત્ હું પાછો સ્વસ્થ થાઉં એવું કરો! ॥ ૨૫ ॥

अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः सर्वे सहैवावनिपालसङ्घैः ।
भीष्मो द्रोणः सूतपुत्रस्तथासौ सहास्मदीयैरपि योधमुख्यैः ॥ २६ ॥

અને વળી તે બધા ધૃતરાષ્ટ્રના પુત્રો, રાજાઓના સમૂહ સાથે, નિશ્ચય આપના તરફ ઉતાવળથી આવતા, તથા ભીષ્મ દ્રોણ તથા તે કર્ણ, આપણા મુખ્ય યોધ્ધાઓસહિત આપના મુખમાં પ્રવેશે છે. ॥ ૨૬ ॥

વળી ભગવન્! પેલા સમસ્ત ધૃતરાષ્ટ્રના દુર્યોધનાદિ પુત્રો, જયદ્રથ વગેરે પૃથ્વીપતિના સમૂહની સાથેજ, વિશ્વરુપ એવા આપના તરફ, ત્વરાથી દોડતા, આપના વદનોમા પ્રવેશ કરે છે, એવો આગલા શ્લોક સાથે સંબંધ છે. વળી સેનાપતિ ભીષ્મ દ્રોણાચાર્ય, તથા પેલા સૂતપુત્ર કર્ણ વગેરે બધાયે, અમારા શિખણ્ડી ધૃષ્ટદ્યુમ્ન વગેરે મુખ્ય મુખ્ય યોધ્ધાઓ સહિત ઝડપથી આપના તરફ વળતા આપના મુખોમાં પ્રવેશ કરી રહ્યા છે. અર્થાત્ હે ભગવન્! દુર્યોધનના પક્ષના તથા અમારા પક્ષના તમામ ભડવીરોને હું આપના કાલમુખોમાં હડસેલાતા જોઇ રહ્યો છું ॥ ૨૬ ॥

वक्त्राणि ते त्वरमाणा विशन्ति दंष्ट्राकरालानि भयानकानि ।
केचिद्विलग्ना दशनान्तरेषु संदृश्यन्ते चूर्णितैरुत्तमाङ्गैः ॥ २७ ॥

ઉતાવળ કરતા તેઓ આપના દાઢોથી કદ્રૂપાં-ભયંકર મુખોમાં પ્રવેશે છે, તેમાંના કેટલાક ચુરાયેલાં માથાંસહિત દાંતોની ખાલમાં ચોંટી રહેલાં દેખાય છે! ॥ ૨૭ ॥

હે ભગવન્! ઝડપીગતિથી ધસતા તે હમારા અને દુર્યોધનના સૈન્યના તમામ વીરો આપના દાઢોને લીધે ભયંકર અને વિકરાલ કાલાગ્નિ જેવાં મુખોમાં પ્રવેશ કરે છે, અને વળી હે ભગવન્! આપના મુખમાં પ્રવેશ કરનારાઓમાંથી કેટલાક તો ચકદાઇ ગયેલાં મસ્તકો સહિત આપના દાંતોની વિવરોમાં ચોંટી રહેલા માલમ પડે છે. અર્થાત્ કેટલાકના માથાં છુંદાઇ-ચગદાઇ જઇને આપની દાઢોના વચલા ગાળામાં ચોંટી રહેલાં દેખાય છે. ॥૨૭॥

यथा नदीनां बहवोऽम्बुवेगाः समुद्रमेवाभिमुखा द्रवन्ति ।
तथा तवामी नरलोकवीरा विशन्ति वक्त्राण्यभिविज्वलन्ति ॥२८॥

જેમ વિવિધમાર્ગે પ્રવૃત્તથયેલા નદીના પાણીના પ્રવાહો નિશ્ચય સમુદ્ર તરફ દોડે છે, તેમ તે નરલોકનાં વીરો આપના ચોમેરથી જળતા મુખોમાં પ્રવેશે છે! ॥ ૨૮ ॥

વળી હે ભગવન્! આપનું આ સ્વરૂપ અને તેમાં અરરજનક થતાં પ્રાણીઓના પ્રવાહને હું કેવી રીતે વર્ણવું? જેમ ગંગા વગેરે નદીઓના અનેક માર્ગે પ્રવર્તેલા જલપ્રવાહો પ્રચંડ વેગે ધસતા સમુદ્રમાંજ પ્રવેશે છે, તેમ, પેલા મનુષ્ય લોકના વીરપુરુષો ચોમેરથી જાજ્વલ્યમાન એવાં આપના મુખમાં પ્રવેશે છે. અર્થાત્ આ તમામ વીરપુરુષોના જીવન-નદી પ્રવાહો આપના મુખસમુદ્રમાં ત્વરાવેગે આવીને હોલવાતા જણાય છે! ॥૨૮॥

यथा प्रदीप्तं ज्वलनं पतङ्गा विशन्ति नाशाय समृद्धवेगाः ।
तथैव नाशाय विशन्ति लोकास्तवापि वक्त्राणि समृद्धवेगाः ॥ २९ ॥

જેમ પ્રચંડગતિવાળા પતંગો નાશ માટે પ્રજ્વલિત અગ્નિમાં પેસે છે, તેમ નિશ્ચય તીવ્રવેગવાળા લોકો મરણ માટે આપના મુખોમાં પ્રવેશે છે. ॥ ૨૯ ॥

હે ભગવન્! જેમ સળગતા અગ્નિમાં, તીવ્રગતિવાળાં પતંગિઆં પોતાના નાશ માટે ઝંપલાવે છે, તેજ મુજબ પ્રતિપલ સમૃદ્ધ થતી ઝડપવાળા આ લોકો આપના મુખમાં નાશને માટેજ ઝંપલાવી રહ્યાં છે. અર્થાત્ હે પ્રભો! પ્રાણીમાત્ર પોતાની મેળે આપના મુખોમાં હોમાઇ રહ્યાં છે. આપ સર્વનો ગ્રાસ કરી રહ્યા છો! ॥ ૨૯ ॥

लेलिह्यसे ग्रसमानः समन्ताल्लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः ।
तेजोभिरापूर्य जगत्समग्रं भासस्तवोग्राः प्रतपन्ति विष्णो ! ॥ ३० ॥

**હે સર્વવ્યાપિન્! સમસ્ત લોકોને જળતા મુખોએ ચોમેરથી ગળીજતા આપ વારંવાર ચાટો છો. આપની અસહ્ય દીપ્તિ, તેજવડે સમગ્ર જગતને વ્યાપી, તપાવી રહી છે. ॥ ૩૦ ॥**

હે વિશ્વવ્યાપિન્! આપ સમસ્ત લોકોને પ્રજ્વલિત વદનોદ્વારા ચોમેરથી અંદર ગળી જતા હોઇને સૌને વારંવાર ચાટી રહ્યા છો! આપની ઉગ્ર-અસહ્ય દીપ્તિઓ-પ્રતાપ વડે, સમસ્ત સચરાચર જગતને વ્યાપીને અસંત તપાવી રહ્યા છો. અર્થાત્ હે ભગવન્! પ્રતિપલ આપ સમસ્ત વિશ્વને આપની કાલજીભે ચાટી રહ્યા છો, અને એ રીતે સમસ્ત લોકને આપ ઓગાળી રહયા છો. હે ભગવન્! આપની અસહ્ય જ્યોતિના પ્રતાપે સચરાચર જગત્ બળુજળું થઈ રહ્યું છે. ॥ ૩૦ ॥

आख्याहि मे को भवानुग्ररूपो नमोऽस्तु ते देववर ! प्रसीद ।
विज्ञातुमिच्छामि भवन्तमाद्यं न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥ ३१ ॥

**આપ ઉગ્રરૂપી કોણ છો, તે મ્હને કહો. હે દેવશ્રેષ્ઠ! આપને વન્દન હો, પ્રસન્ન થાઓ, સંહારકર્તા એવા આપને હું વિશેષપણે જાણવા ચાહું છું, કેમકે હું આપની ચેષ્ટાઓને પૂરી જાણતો નથી! ॥ ૩૧ ॥**

અરે! મને આપ કહો કે આ ઉગ્રરૂપ આપ કોણ છો! આપને નમન હો. હે દેવવર! પ્રસન્ન થાઓ. સર્વ જગના અત્તા-ખાઇ જનારા એવા આપને હું વિશેષરૂપે જાણવા ઇચ્છું છું, કેમકે આપની ચેષ્ટાને હું જાણી શકતો નથી. અર્થાત્ હે પરમાત્મન્! આપ મને કહો કે આવા

રૌદ્ર સ્વરૂપી આપ કોણ છો ? આપ તો પેલા મધુરસ્વરૂપી કૃષ્ણચન્દ્ર હતા ! પણ તે આપનું વિશ્વલલિત રૂપ ક્યાં અને આ વિશ્વ ભયંકર-પ્રલયંકર રૌદ્રરૂપ ક્યાં ? હે પિતા ! મને કશું સમજાતું નથી ! હે નાથ ! આપને નમન હો ! હે દેવશ્રેષ્ઠ ! પ્રસન્ન થાઓ. આપની આ ઉગ્રતાને-ક્રૂરતાને તજો. સમસ્ત જગતના સંહારકર્તામાં અગ્રેસર એવા આપને હું વિશેષ સ્વરૂપે એટલે કે આપ સ્વયં કોણ છો એ જાણવા ચાહું છું. હું વામન-ક્ષુદ્ર-આપની આ મહાન પ્રવૃત્તિને જાણવા અસમર્થ છું, એટલે કે આપ આ શું કરવાને માટે પ્રવર્તી રહયા છો, એ મારી સમજમાં આવતું નથી ! ॥ ૩૧ ॥

श्रीभगवानुवाचः- શ્રી ભગવાન બોલ્યાઃ-

**कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान्समाहर्तुमिह प्रवृत्तः ।**
**ऋतेऽपि त्वां न भविष्यन्ति सर्वे येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ॥ ३२ ॥**

**હું લોકનો નાશ કરનાર પ્રવૃદ્ધ કાલ છું, આ વેળા લોકોને સંહારવા હું પ્રવૃત્ત થયેલ છું. જે યોદ્ધાઓ શત્રુસૈન્યમાં ઉભા છે તે બધા તારા શિવાય પણ હોનારા નથી ! ॥ ૩૨ ॥**

આમ જ્યારે અર્જુન બ્હાવરો બની ગયો-ગાંડીવ ધનુર્ધારી-ત્રિભુવન વિજયી વીર-અર્જુન જ્યારે કાંપી ઉઠયો અને સખા કૃષ્ણને આપ કોણ છો તે કહો એમ પૂછ્યું, ત્યારે ભગવાન વળતો જવાબ વાળતાં-કહે છે. હે અર્જુન ! લોકોનો ક્ષય કરનાર, અતિશય વધેલો એટલે કે રૌદ્રાકૃતિવાળો હું કાળ-સર્વ પ્રાણીનો સંહાર કરનાર ક્રિયાશક્તિ પ્રધાન-કાળોનો પણ કાળ-પરમેશ્વર છું. અને આ વખતે દુર્યોધનાદિ દુષ્ટ લોકોનો સંહાર કરવાને માટે પ્રવર્તી રહયો છું. વળી હે અર્જુન ! જે ભીષ્મ, દ્રોણ, કર્ણ વગેરે પોતપોતાના સ્થાનમાં હરીફ તરીકે ઉભેલા યોદ્ધાઓ છે તે તારા વિના પણ ન હશે. અર્થાત્ હે અર્જુન ! હું કાળનો પણ કાળરૂપ પરમેશ્વર છું. તમામ જગતનો ક્ષય કરનાર છું, હું અત્યારે અતિશય પ્રચંડરૂપે વધેલો છે, તને એક વાત કહું તે તું જાણી લે તું લડે અગરતો ન. લડે-પણ આ તમામ જગત જરી જવાનું છે એવો મોહ ન રાખીશ. મૃત્યુ મારી વિભૂતિ છે, અને ચરાચર જગતનો એ ગ્રાસ કરશેજ. ॥ ૩૨ ॥

तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा शत्रून् भुङ्क्ष्व राज्यं समृद्धम् ।
मयैवैते निहताः पूर्वमेव निमित्तमात्रं भव सव्यसाचिन् ॥ ३३ ॥

**તેથી તું ઉભો થા. કીર્તિ મેળવ. શત્રુઓને જીતી સમૃદ્ધિ રાજ્ય ભોગવ! મારા વડેજ તેઓ પહેલાંથીજ હણાયેલા છે. હે સવ્યસાચી! તું કેવળ નિમિત્ત થા. ॥ ૩૩ ॥**

માટે હે અર્જુન! હું તારું કર્તવ્ય તને કહું છું. તેથી એટલે કે તું ન હોય તોપણ આ બધું જવાનુંજ છે, તેથી તું ઉભો થઇ જા. દેવોથી પણ ન જીતાય એવા ભીષ્મ, દ્રોણ વગેરેને અર્જુને જીત્યા એવી ખ્યાતિને પ્રાપ્ત કરી લે. દુર્યોધનાદિ શત્રુઓને જીતી સર્વૈશ્વર્યસંપન્ન નિષ્કંટક સામ્રાજ્યને ભોગવ. પહેલેથી જ—આ યુદ્ધની પ્રવૃત્તિ મંડાય તે પહેલેથી જ મેં આ બધાને મારી મૂકેલા છે. એટલે કે સૌ પ્રાણીઓનો હું કાલરૂપ હોઇને સૌને મેં પહેલેથી જ મારી મૂકેલા છે. તો હે સવ્યસાચી અર્જુન! તું ફક્ત નિમિત્ત થા. અર્થાત્ હે અર્જુન! હું આ બધાને મારી રહ્યો છું, એવો ભ્રામક ખ્યાલ છોડ. તારામાં તે કોઇને મારવાની શી તાકાત છે? મારી તો મેંજ મૂકેલા છે! માટે હવે તું આ બાબતમાં એક નિમિત્તમાત્ર થા. તારે માથે એ ફરજ તરીકે આવી છે, તો વિના મૂંઝ્યે, વિના ખટકાએ એ ફરજને તું અદા કર. અને આ શ્લોકમાંએ ભગવાન માણસના જીવનનો મુખ્ય મુદ્દો બતાવે છે. પ્રત્યેકે પોતપોતાને ફાળે આવેલી ફરજ તટસ્થ રીતે કરવી રહી. આપણે બધા નિમિત્તમાત્ર છે, બાકી ભગવાને પહેલેથીજ જેવા જોઇએ તેવા પદાર્થોનું નિર્માણ કરી મૂકેલું છે. આપણે માટે બાકી એટલું કે આપણા દ્વારા તે કરાવે અને આપણે તેમાં નિમિત્તમાત્ર છીએ એમ સમજીને વર્તવું રહ્યું. કર્તૃત્વ, ભોક્તૃત્વની વિપરીત સમજથી સત્ય સાંપડી જતું નથી. આથી અર્જુનને અહીં ભગવાન નિમિત્તમાત્ર બનવા કહે છે. ॥ ૩૩ ॥

द्रोणं च भीष्मं च जयद्रथं च कर्णं तथान्यानपि योधवीरान् ।
मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा युध्यस्व जेतासि रणे सपत्नान् ॥ ३४ ॥

**દ્રોણ તથા ભીષ્મ તથા જયદ્રથ તથા કર્ણ તથા બીજા પણ યોદ્ધાઓમાં શૂરાઓને—મારાથી હણાયલાઓને તું હણ. દુઃખ પામ નહિં, લડ. રણમાં તું શત્રુઓને જીતનાર છે. ॥ ૩૪ ॥**

તું નિમિત્તમાત્ર બન—આ ઉક્તિનેજ સ્પષ્ટ કરતાં કહે છે.— હે અર્જુન! દ્રોણ અને ભીષ્મ, જયદ્રથ અને કર્ણ અને તેજ મુજબ બીજા યોદ્ધાઓમાં વીર એવા ભગદત્ત, સૌમદત્તિ, શલ્ય વગેરે જેઓ કાલરૂપ એવા મારાથી હણાયેલા જ છે તેમને તું માર. તે કારણે તું વ્યથિત ન થા. તેમનો શોક ન કર. યુદ્ધ કર. યુદ્ધમાં તું દુર્યોધનાદિને જીતશે. અર્થાત્ હે અર્જુન! મારેલા તો મેં છે, મારેલાને મારવામાં તું તો ફક્ત નિમિત્ત છે. એ કર્તૃત્વને તું તારે માથે શાનો ઓઢી લે છે? અને તેમ કરી શાને રોદણાં રડે છે. ખેદ ન કર. ઉભો થા. યુદ્ધ કર. સ્વવર્ણોચિત કર્તવ્યકર્મ કર. યુદ્ધમાં તું વિજયી નીવડીશ ॥ ૩૪ ॥

સંજય ઉવાચ:— સંજય બોલ્યા:—

एतच्छ्रुत्वा वचनं केशवस्य कृताञ्जलिर्वेपमानः किरीटी ।
नमस्कृत्वा भूय एवाह कृष्णं सगद्गदं भीतभीतः प्रणम्य ॥ ३५ ॥

**શ્રીકૃષ્ણનું આ વચન સાંભળી ધ્રૂજતો કિરીટી, કૃતાંજલિ હોઇ, નમસ્કાર કરી, ફરીથી પણ નિશ્ચયે ખૂબ બ્હીધેલો એવો તે પ્રણામ કરી કૃષ્ણને ગદ્‌ગદ્ કંઠે કહેવા લાગ્યો. ॥ ૩૫ ॥**

આમ ભગવાને અર્જુનની ભ્રાન્તમતિને ઠેકાણે આણી, સારબાદ શું બન્યું એવો ધૃતરાષ્ટ્રનો આશય જાણી સંજય કહે છે.— કૃષ્ણ પરમાત્માનું આ વચન સાંભળીને ધ્રૂજતો, કિરીટવાળો અર્જુન હાથજોડી નમસ્કાર કરી, ખરે! અસંત બીધેલો અર્જુન, ફરીથી અસંત નમ્ર બનીને ગદ્‌ગદ્ ભાવે ભગવાન કૃષ્ણને કહેવા લાગ્યો. અર્થાત્ પરમાત્માનું આવું અશ્રુતપૂર્વ વચન સાંભળીને અર્જુન કેળના પાનની પેરે ધ્રૂજવા લાગ્યો. ભગવાનના આ ભયાનક મહિમાનો તેને ખરો ખ્યાલ આવ્યો. આથી તે ધ્રુજી ઉઠ્યો. તેણે ભગવાનને વળી નમસ્કાર કર્યાં અને અતિશય નમ્ર બની ગદ્‌ગદ્ કંઠે ભગવાનને ફરીથી કહેવા લાગ્યો. ॥ ૩૫ ॥

अर्जुन उवाच:— અર્જુન બોલ્યા:—

स्थाने हृषीकेश! तव प्रकीर्त्या जगत्प्रहृष्यत्यनुरज्यते च ।
रक्षांसि भीतानि दिशो द्रवन्ति सर्वे नमस्यन्ति च सिद्धसङ्घाः ॥ ३६ ॥

'હે હૃષીકેશ! આપના પ્રકીર્ત્તનથી જગત્ આનન્દ પામે છે. આપના ઉપર પ્રેમ પામે છે. રાક્ષસો બીધેલા હોઇ દિશાઓમાં નાસી છૂટે છે અને બધા સિદ્ધોના ટોળાં નમે છે એ બધું યોગ્ય જ છે. ॥ ૩૬ ॥

આમ ભગવાનનું સ્વરૂપ નિહાળી અર્જુનને જે રોમાંચક અનુભવ થયો, ત્યારબાદ અર્જુને ભગવાનને જે કહ્યું તે વચન અગીઆર શ્લોકોદ્વારા કહે છે હે હૃષીકેશ! આપના માહાત્મ્યના કીર્તનથી સચરાચર જગત્ પ્રસન્ન થાય છે અને તે દ્વારા આપના ઉપર પ્રેમ પામે તે યોગ્યજ છે। હે ભગવન્! અને પાપના દંડના ભયથી બ્હીધેલા રાક્ષસ વગેરે પાપી પ્રાણીઓ દશે દિશામાં નાસભાગ કરે છે, તે પણ યોગ્ય છે, અને જ્ઞાનરૂપી સિદ્ધિને પામેલા તમામ કપિલાદિ અને વસિષ્ઠાદિ મુનિઓના સમૂહો આપને નમન કરે છે, તે યોગ્યજ છે. અર્થાત્ હે સ્વાધીનેન્દ્રિય પરમાત્મન્! આપના ગુણાનુવાદે જગત્ પ્રસન્ન થાય છે, એ યોગ્ય જ છે. કેમકે આપના ગુણકીર્તનમાં મેલ ધોવાની અદ્ભુત તાકાત છે. પાપમાત્ર આપના ગુણાનુવાદથી પીગળી જાય છે, અને પાપ પીગળતાં પવિત્રતા જ ઉભરે અને પવિત્રતામાં નિર્મલ આનન્દ છે. વળી આપના ગુણના સંકીર્તનના પ્રભાવે આપના ઉપર પ્રેમ ઉપજે છે. જે જે પ્રાણીઓ આપના ગુણોનું કીર્તન, ચિન્તન, સ્મરણ કરે છે, તે સૌને કાલક્રમે આપના ઉપર પ્રેમ ઉપજે છે, અને પ્રેમ ઉપન્યા પછીનું વર્તન તો સ્વસંવેદ્ય છે. વળી આપ પાપીને દંડ કરનાર છો. એ જાણીને પાપીઓ ચોમેર નાસભાગ કરી રહ્યા છે। અને સિદ્ધપુરુષો આપને નમન કરી રહ્યા છે! આ બધું ઉચિતજ છે. એમાં કશું અણઘટતું નથી. આપનો મહિમાજ એવો છે કે આ શિવાય બીજું બનીજ ન શકે! ॥ ૩૬ ॥

कस्माच्च ते न नमेरन्महात्मन् गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे ।
अनन्त! देवेश! जगन्निवास,! त्वमक्षरं सदसत्तत्परं यत् ॥ ३७ ॥

હે વિશાલ હૃદય! વળી શામાટે ગુરુતમ, બ્રહ્માના પણ આદિકર્તા એવા આપને તેઓ ન નમે? હે અનન્ત! હે દેવેશ્વર! હે જગદાધાર! આપ અક્ષર, સદ્, અસત્, અને તેનાથી પણ જે પર છે તે છો. ॥ ૩૭ ॥

હે વિશાલ હૃદય ! વળી ગુરુઓના પણ ગુરુ, અને બ્રહ્માના પણ જનક એવા આપને દેવર્ષિસિદ્ધના સંઘો શાને ન નમે ! હે અનન્તરૂપ ! હે દેવેશ્વર ! હે નિખિલ જગદાધાર ! આપ પરમ અક્ષર છે આપ કાર્યરૂપ છો આપ કારણરૂપ છો અને કારણકાર્યથી પણ પર જે પરબ્રહ્મ તે પણ આપ જ છો અર્થાત્ હે ભગવન્ ! આખું જગત જો આપને નમતું હોય તો તેમા શી નવાઇ ? હે મહાત્મન્ ! આપ ગુરુઓના પણ ગુરુ છો, અને બ્રહ્માના પણ મૂળ સર્જક છો. આપ જ ક્યાંક કાર્યરૂપે તો ક્યાંક કારણરૂપે વિલસી રહ્યા છો આપ વળી કાર્યકારણથી પરે એવા સ્વરૂપમાં સદા નિષ્ઠ છો આપજ પરબ્રહ્મ પરમાત્મા છો પછી આપને શાને સૌ ન નમે ? ॥ ૩૭ ॥

**त्वमादिदेवः पुरुषः पुराणस्त्वमस्य विश्वस्य परं निधानम् ।**
**वेत्तासि वेद्यं च परं च धाम त्वया ततं विश्वमनन्तरूप ! ॥ ३८ ॥**

**હે અનન્ત રૂપ ! આપ આદિ દેવ છો. પુરાણ છો. આ વિશ્વનું શ્રેષ્ઠ સ્થિતિસ્થાન છો. આપ જાણકાર છો. તથા જાણવાને યોગ્ય વસ્તુ છો. તથા પરમ ધામ છો. આપવડે વિશ્વ વ્યાપ્ત છે. ॥ ૩૮ ॥**

હે અનન્તરૂપ ! આપ આદિદેવ છો આપ પુરાણપુરુષ છો આપ આ વિશ્વનું શ્રેષ્ઠ સ્થિતિ સ્થાન છો જાણવા યોગ્ય પણ આપજ છો આપ પરમધામ છો આપનાથી વિશ્વ ભરપૂર છે અર્થાત્ ! હે અપરિચ્છિન્ન સ્વરૂપ ! આપ જગતના કારણભૂત સ્રષ્ટા–દેવ છો આપજ ઘટ ઘટમાં વ્યાપેલા પુરાણપુરુષ છો. આપજ જગતના સ્થિતિના સ્થાનરૂપ પણ આપજ છો આપ વિશ્વવેત્તા છો આપજ જાણવા યોગ્ય છે મુમુક્ષુઓ માટેના પ્રાપ્તવ્ય પરમધામરૂપ પણ આપજ છો હે ભગવન્ ! વિશ્વ આપનાથી ભરપૂર છે કોઇ જગ્યા ખાલી નથી, જ્યાં આપની વૃત્તિ નથી ! ॥ ૩૮ ॥

**वायुर्यमोऽग्निर्वरुणः शशाङ्कः प्रजापतिस्त्वं प्रपितामहश्च ।**
**नमो नमस्तेऽस्तु सहस्रकृत्वःपुनश्च भूयोऽपि नमो नमस्ते ॥ ३९ ॥**

**આપ પવન–યમ–અગ્નિ–વરુણ–ચન્દ્રમા–પ્રજાપતિ તથા પ્રપિતામહ છો. આપને હજારોવાર નમન હો. ફરીથી પણ આપને તેથી પણ અધિક નમસ્કાર હો. ॥ ૩૯ ॥**

હે ભગવન્! આપ વાયુ છો. આપ વિવસ્વાનનાં પુત્ર યમદેવ–કાલ છો. આપ અગ્નિ છો. આપ વરુણ છે. આપ ચન્દ્ર છો આપ બ્રહ્મા છો, અને બ્રહ્માના પણ પિતા છો. આપને હજારોવાર નમન હો. નમન હો. ફરીથી પણ આપને નમસ્કાર હો. અર્થાત્ હે ભગવન્! આપ સર્વરૂપ છો. જ્યાં જ્યાં જોઉં છું ત્યાં ત્યાં આપ તે તે રૂપે વિલસી રહ્યા છો. આથી સર્વરૂપ આપને હજારો વન્દન હો હે પિતા! વન્દન કરતાં હું ધરાતો નથી! આથી હજારો વન્દન પછી પણ ફરીથી હું આપને વન્દન કરું છું. હે નાથ! વન્દન શિવાય હવે હું આપને શું કરું? ॥ ૩૯ ॥

नमः पुरस्तादथ पृष्ठतस्ते नमोऽस्तु ते सर्वत एव सर्व ।
अनन्तवीर्यामितविक्रमस्त्वं सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥ ४० ॥

હે વિશ્વરૂપ! આપને આગળથી તથા પાછળથી નમન હો. બધેથી જ આપને નમસ્કાર હો. હે અનન્તબલ! આપ અપરિમિત પરાક્રમવાળા છો. સારાં જગતને સારી પેઠે વ્યાપી રહેલા છો. તેથી આપ સર્વરૂપ છો. ॥ ૪૦ ॥

હે સર્વરૂપ! આપને આગળથી નમસ્કાર હો. અને પાછળથી પણ નમસ્કાર હો. હે ભગવન્! કેવળ આગળ અને પાછળજ નહીં ચોમેરથી આપને નમન હો! હે નાથ! આપ અનન્તબળ છો. આપ અમાપ પરાક્રમવાળા છો આપ સમસ્ત જગતને અંદર બહાર નિરન્તર વ્યાપી રહેલ છો, અને તેથીજ આપ સર્વરૂપ છો. હે નાથ! હું આપને કઇ દિશામાં નમું? ઉપર, નીચે, પડખે અને પાછળ અને આગળ જ્યાં જોઉં ત્યાં આપ ને આપજ દેખા દેછો. આથી હે ભગવન્! હે સર્વરૂપ! આપને ચોમેરથી જ નમસ્કાર હો! હે પિતા! જગતના સ્રષ્ટા એવા આપના વીર્યનો–બલનો પાર નથી. આપના આ વિશ્વસર્જનરૂપી પરાક્રમનો જોટો નથી! હે ભગવન્! આપ સચરાચરમાં સર્વત્ર પરિપૂર્ણ છો અને આથીજ આપ સર્વરૂપ છો હે ભગવન્! આપને નમસ્કાર હો. ॥ ૪૦ ॥

सखेति मत्वा प्रसभं यदुक्तं हे कृष्ण! हे यादव! हे सखेति ।
अजानता महिमानं तवेदं मया प्रमादात्प्रणयेन वापि ॥ ४१ ॥

यच्चावहासार्थमसत्कृतोऽसि विहारशय्यासनभोजनेषु ।
एकोऽथवाप्यच्युत ! तत्समक्षं तत्क्षामये त्वामहमप्रमेयम् ॥ ४२ ॥

આપ મારા સખા છો એમ માની આપના મહિમાને ન જાણતાં મેં પ્રમાદ કે પ્રેમથી વળી જે હે કૃષ્ણ ! હે યાદવ ! હે સખા ! એમ બલાત્કારે પણ કહ્યું હોય તેની ક્ષમા કરો ! તથા જે મશ્કરી ખાતર વિહાર–શયન–આસન–ભોજન વગેરેમાં આપ એકલા અગર તો સખાઓની સમક્ષમાં મારાથી અપમાનિત થયા છો હે અચ્યુત ! તે બધાની આપ અચિન્ત્ય પાસે હું ક્ષમા પ્રાર્થું છું. ॥ ૪૧–૪૨ ॥

હવેના બે શ્લોકમાં નમ્રતમ બની ગયેલો–નરમ ઘેંસ જેવો અર્જુન ભગવાનની ક્ષમાયાચના કરતાં કહે છે– હે ભગવન્ ! આપ મારા સખા છો એમ માનીને, આપના આ મહિમાને ન જાણતા એવા મેં પ્રમાદ કે પ્રેમથી " હે કૃષ્ણ ! હે યાદવ ! હે સખા " એમ જે બલાત્કારે કહ્યું હોય, તથા હે ભગવન્ ! કેવળ પરિહાસને ખાતર એકલાને અગર તો સખાઓની સમક્ષ વિહાર –શૈયા–આસન– ભોજન વગેરેમાં મેં આપનો જે તિરસ્કાર કર્યો હોય–તે બધાય અપરાધોને માટે, હે અચ્યુત ! હે નિર્વિકાર !-અપ્રમેય એવા આપની પાસે ક્ષમા યાચું છું. 'અને અહીં અર્જુનનો અહમેવ તદ્દન ટળી જાય છે. એક બાળક જેમ પિતાની સમક્ષ તેમ પરમ પિતા સમક્ષ, નિર્દોષ બાલકહૃદયી અર્જુન હવે છાતીફાટ રડતાં ક્ષમા માગે છે હે પરમાત્મન્ ! આજ સુધી હું ભ્રમમાં જ રહ્યો ! આપને મેં મારા એક સખા જ માન્યા ! આપાને આ અદ્‌ભુત મહિમા તો સદી સાથે રહ્યા તોયે મેં ન જાણ્યો ! હે પરમાત્મન્ ! આપના આ મહિમાથી હું અજાણ હતો આથી જ મેં આપને સખા માની બેહૂદું વર્તન ચલાવ્યું ! હે પિતા ! મેં આપને " હે કૃષ્ણ ! હે યાદવ ! હે સખા ! " એમ તોછડે નામે સંબોધ્યા ! હે પ્રભો ! હું શું કહું ? મેં આ જે કર્યું તે પ્રમાદને લીધે થયું હશે ! મારા મનની વિક્ષિપ્ત અવસ્થાને લઈને બન્યું હશે ! અગર તો આપના ઉપરના મારા અત્યધિક પ્રેમને લઈને પણ મેં આપને આ રીતે સંબોધ્યા હશે ! હે નાથ ! એટલું જ નહીં ! આપણા જીવન દરમ્યાન મેં આપને અનેક વખતે દૂભવ્યા છે. આપનો મેં એકલા હોય ત્યારે અને

વળી આપણા મિત્ર સમાજમાં પણ અનેકવાર વિહારવેળાએ–કે શૈયા ઉપર કે–આસન ઉપર કે ભોજનવેળાએ તિરસ્કાર કર્યો છે! હે નાથ! આ બધી અજ્ઞાનની ચમત્કૃતિ હતી! પિતા! આ બધું છતાં આપ અચ્યુત છો. એટલે કે આપ નિર્વિકાર છો. સદા એકરસ છો! તો આપ અપ્રમેય–મારાથી માપી ન શકાય એવા આપને–હું વિનવું છું, કે મારા આ તમામ અપરાધોને આપ માફ કરો! મને ખબર ન હતી કે હું શું કરતો હતો! હે પિતા! બેભાન બાળકને પિતા પાસે બીજો શો હક્ક હોય? ॥૪૧–૪૨॥

पितासि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।
न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो लोकत्रयेऽप्यप्रतिमप्रभाव ! ॥४३॥

આપ આ ચરાચર લોકના જનક છો તથા પૂજ્ય, વધારે મોટા ગુરુ છો. આપના સરખો બીજો ત્રણલોકમાં પણ નથી. હે અપરિમિત શક્તિવાલા! તો આપથી અધિક તો ક્યાંથી હોય? ॥ ૪૩ ॥

હે ભગવન્! આપ આ સ્થાવર જંગમ જગતના પિતા છો. આપ એના પૂજ્ય છો. અને આપ ગુરુઓના પણ ગુરુ છો. હે અજોડ સામર્થ્યવાળા પરમાત્મન્! લોકત્રયમાં આપનો કોઇ સમાનધર્મી નથી તો પછી આપથી અધિક તો કોણ જ હોય! અર્થાત્ આપ ચરાચર જગતના જનક છો. ચરાચર જગતના પૂજ્ય છો અને સર્વોપદેશક ગુરુઓના પણ ગુરુ છો. એટલે કે આપ અજ્ઞાન તિમિરને-ફેડનારા છો હે નાથ! આપની હરોળમા ઉભો રહે એવો ત્રણલોકમાં કોઇ નથી તો પછી આપનાથી અધિક તો કોણ જ હોય! હે નાથ! આપ અજોડ સામર્થ્યવાળા છો. ॥ ૪૩ ॥

तस्मात्प्रणम्य प्रणिधाय कायं प्रसादये त्वामहमीशमीड्यम् ।
पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायार्हसि देव सोढुम् ! ॥४४॥

તેથી પ્રણામ કરી, શરીરને નીચે પાડી, આપ સ્તુતિ યોગ્ય ઈશ્વરને હું અનુગ્રહ માટે પ્રાર્થું છું. જેમ પિતા પુત્રનો, મિત્ર મિત્રનો, પતિ પ્રિયાનો, તેમ હે દેવ! આપ મ્હારો અપરાધ સહવા યોગ્ય છે. ॥ ૪૪ ॥

તેથી આપને પ્રણામી અને કાયાને ભૂમિશાયી કરીને સ્તુત્ય એવા આપ ઈશને હું પ્રસન્ન થવા આવ્યું છું. હે દેવાધિદેવ! પિતા જેમ પુત્રનો, મિત્ર જેમ મિત્રનો, અને પતિ જેમ પ્રેયસીનો તેમ મારો અપરાધ આપ માફ કરવાને યોગ્ય છો. અર્થાત્ હે પિતા! આપ જગત્ પિતા છો. પૂજ્ય છો. ગુરુતમ છો. આથી હું આપને અતિશય ભક્તિ અને શ્રદ્ધાપૂર્વક નમું છું. અને આપની આગળ જમીન ઉપર દંડવત્ મારી કાયાને પાથરું છું. હે નાથ! આપ જ સ્તુતિને યોગ્ય છો. આપ નિખિલ જગનિયન્તા છો. આપની પ્રસન્નતા હું યાચું છું. હે ભગવન્! ઉદાર પિતા અપરાધી પુત્રને જેમ ક્ષમા કરે-સ્નિગ્ધ મિત્ર ભૂલેલા પ્રેમી મિત્રને જેમ સહી લે, અને પ્રેમલ પતિ, પ્રેયસી પત્નીને જેમ હૃદયથી નજાવી લે તેમ આપ મને આપના પુત્રને મિત્રને અને પ્રેમપાત્રને ક્ષમા કરવા યોગ્ય છો. આથી વધારે હું આપને શું કહું? ॥ ૪૪ ॥

अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा भयेन च प्रव्यथितं मनो मे ।
तदेव मे दर्शय देव! रूपं प्रसीद देवेश! जगन्निवास! ॥ ४५ ॥

હે દેવ! પૂર્વે કદી ન જોયેલું એવું જોઇને હું હરખાઉં છું અને ભયથી મારું અંતર ખૂબ રીબાય છે. તેથી હે સર્વ દેવેશ્વર! હે નિખિલ જગદાધાર! પ્રસન્ન થાઓ, તેજ રૂપ મ્હને બતાવો! ॥ ૪૫ ॥

હે દેવાધિદેવ! પૂર્વે કદી ન જોયેલા એવા આપનાં આ વિશ્વરૂપને જોઇને હું સંતુષ્ટ થઇ ગયો છું, તથા પૂર્વે કદી ન ભાળેલું એવું જોવાથી ઉપજેલી ભીકને લીધે મારું મન અત્યંત વલોવાઇ ગયું છે! હે દેવેશ! હે નિખિલ જગદાધાર! અનુગ્રહ કરો! પેલું=પહેલાં મેં જે જોયું હતું તે-મારે રોજનું પરિચિત એવું રૂપ જ મને બતાવો! હે નાથ! આપના આ અદ્‌ભુત રૂપને જોઇને તો હું હર્ષની પરમકાષ્ઠાને પામ્યો! પણ હે નાથ! સાથે સાથે મારું મન પણ આ અદૃષ્ટપૂર્વ વિશ્વદર્શનથી અત્યંત વ્યથિત થયું છે! તો હવે તો હે જગદાધાર! આપનું આ રૂપ સંકેલી લો. અને ચિરપરિચિત આપનું પેલું સૌમ્ય લલિત સ્વરૂપ જ બતાવો. હવે તો આનાથી બસ થઇ ગયું! ॥ ૪૫ ॥

किरीटिनं गदिनं चक्रहस्तमिच्छामि त्वां द्रष्टुमहं तथैव ।
तेनैव रूपेण चतुर्भुजेन सहस्रबाहो ! भव विश्वमूर्ते ! ॥ ४६ ॥

મુગટવાળા, ગદાવાળા, ચક્રધારી, આપને તેવાજ જોવાને ઈચ્છું છું. હે અનન્તભુજ ! હે વિશ્વરૂપ ! તેજ ચતુર્ભુજ સ્વરૂપે પ્રકટ થાઓ ! ॥ ૪૬ ॥

કયું રૂપ ? કિરીટવાળા, ગદાધર, અને ચક્રહસ્ત એવા આપને હું તેવાજ જોવાને ઈચ્છું છું. હે અનન્ત બાહો ! હે વિશ્વમૂર્તિ ! પેલા ચતુર્ભુજ સ્વરૂપેજ આપ છતા થાઓ. અર્થાત્ હે પરમાત્મન્ ! મને આપનું કિરીટધારી, ગદાધારી, ચક્રહસ્ત રૂપ જ પરિચિત છે. આપના આ અપાર અનન્ત રૂપ દર્શને તો હું અકળાઇ ઉઠયો છું. બેભાન બ઼યો છું. બેબાકળો થઇ ગયો છું. માટે હે વિશ્વાકાર ! હે અનન્તબાહો ! પેલાં મારાં નિત્ય પરિચિત ચતુર્ભુજ સ્વરૂપે પાછા થાઓ. આ સ્વરૂપ સમેટી લો અને આપના મૂળ મનુષ્યરૂપે છતા થાઓ ! ॥ ૪૬ ॥

श्रीभगवानुवाचः- શ્રી ભગવાન બોલ્યાઃ-

मया प्रसन्नेन तवार्जुनेदं रूपं परं दर्शितमात्मयोगात् ।
तेजोमयं विश्वमनन्तमाद्यं यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ॥ ४७ ॥

હે અર્જુન ! પ્રસન્ન થયેલાં મેં આ સ્વરૂપ આત્મસામર્થ્યથી તને બતાવ્યું, વિશ્વાત્મા–તેજોરાશિ અનન્ત અને આદ્ય મારૂં જે રૂપ તારા શિવાય કોઇએ પહેલાં નથી જોયેલું ! ॥ ૪૭ ॥

આમ બેબાકળા અર્જુને પ્રાર્થના કરી એટલે ભક્તવત્સલ ભગવાન તેને સાંત્વન આપતા ત્રણ શ્લોકમાં અર્જુનના ભાગ્યની ધન્યતા બતાવતાં કહેછે કે હે અર્જુન ! તારા ઉપર પ્રસન્ન થયેલા મેં આત્મયોગથી મારું આ પરમરૂપ તને બતાવ્યું છે કે જે મારું વિશ્વાત્મક તેજોમય અનન્ત અનાદિરૂપ તારા શિવાય પહેલાં કોઇએ પણ જોયું નથી ! અર્થાત્ હે અર્જુન ! મારાં આ રૂપના દર્શનનો લાભ મેં તારા શિવાય કોઇને આપ્યો નથી તનેજ કેમ આપ્યો ? કેમકે હુ તારા ઉપર પ્રસન્ન થઇ ગયો ! જેના ઉપર હું પ્રસન્ન થઇ જાઉં છુ,

તેના ઉપર મારો અનુગ્રહ અવતરે છે હું તારા ઉપર પ્રેમનોમાર્યો પ્રસન્ન થઈ ગયો એટને તારા ઉપર હું અનુગ્રહ કરું એવી મતિથી પ્રેરાઇને મેં મારા અદ્‌ભુત આત્મયોગથી તને મારું વિશ્વાત્મક તેજોમય–અનન્ત અનાદિ રૂપ બતાવ્યું છે! હે અર્જુન! મારી પ્રસન્નતાને માટે અશક્ય શું છે? જેના ઉપર હું પ્રસન્ન થાઉં તેના આગળ હું મારી જાતને પ્રકટ કર્યા શિવાય રહી શકતો નથી! ॥ ૪૭ ॥

न वेदयज्ञाध्ययनैर्न दानैर्न च क्रियाभिर्न तपोभिरुग्रैः ।
एवंरूप: शक्य अहं नृलोके द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ! ॥ ४८ ॥

**હે કુરૂઓમાં ઉત્તમ વીર! "જેવું બતાવ્યું" તેવા રૂપે મનુષ્યલોકમાં હું વાસુદેવ, તારાથી બીજાવડે જોવાવો, ન તો વેદ કે બ્રાહ્મણ વા કલ્પસૂત્રોના અભ્યાસથી, ન તો દાનથી કે ન તો ક્રિયાઓથી કે ન તો ઉગ્ર તપોથી શકય છું. ॥ ૪૮ ॥**

વળી હે અર્જુન! વેદયજ્ઞના અધ્યયનથી કે દાનથી કે ક્રિયાઓથી કે ઉગ્ર તપવડે આ નરલોકમાં હું આવારૂપે તારા શિવાય કોઇ બીજાથી જોવાવો શક્ય નથી! અર્થાત્ હે અર્જુન તારાં ભાગ્યને હું શું વખાણું? ઋગ્વેદાદિના કે બ્રાહ્મણગ્રંથો અને કલ્પસૂત્રોરૂપી યજ્ઞ વિદ્યાના નિયમિત અભ્યાસદ્વારા હું વિશ્વાત્મકના દર્શન શકય નથી ધન ધાન્યાદિના દાનદ્વારા પણ હું વિશ્વરૂપે જણાતો નથી અગ્નિહોત્ર વગેરે ક્રિયાઓ દ્વારા પણ વિશ્વરૂપદર્શન શકય નથી તે ઉપરાંત ઘોર–કાયા અને ઇન્દ્રિયોના શોષણ કરે એવા તપદ્વારા પણ આવા રૂપે હું પ્રતીત થતો નથી અર્થાત્ સર્વભૂતાત્મભૂતાત્મદર્શન ઇશ્વરની કૃપા ઉપર જ અવલંબે છે એને માટે કોણ લાયક એનો નિર્ણય પણ પરમાત્મ જ કરે છે અને પરમાત્મની જેના ઉપર પસંદગી ઉતરે તેનેજ આવું સત્ય દર્શન થાય છે! પરમાત્માની પસંદગી અદ્દલ ન્યાયથી ભરેલી હોય છે આવો અહીં ધ્વનિ છે ॥ ૪૮ ॥

मा ते व्यथा मा च विमूढभावो दृष्ट्वा रूपं घोरमीदृङ्ममेदम् ।
व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं तदेव मे रूपमिदं प्रपश्य ॥ ४९ ॥

મારૂં આવું ભયંકર આ રૂપ જોઈ તને કષ્ટ ન થાઓ, અને મનની ખિન્નતા ન થાઓ, નિર્ભય અને પ્રસન્ન મનવાળો થઈ તું ફરીથી મારાં તેજ આ રૂપને યથેચ્છ જો ॥ ૪૯ ॥

માટે હે અર્જુન ! મારું આવું ભયંકર આ વિશ્વાત્મક રૂપ જોઇને તને વ્યથા ન હો, વ્યાકુલતા ન હો, નિર્ભીક અને પ્રસન્નહૃદયી બની તું વળી મારું પેલું જ આ રૂપ જો ! અર્થાત્ હે અર્જુન ! તું અકળાઇ ગયો છે ! તો હું મારું આ વિશ્વાત્મક સ્વરૂપ તારી દ્રષ્ટિમાંથી તિરોહિત કરું છું. તું વ્યાકુલ ન થા. નિર્ભય બન. પ્રસન્ન બન. જો મારું પેલું જ–તને નિત્ય પરિચિત સ્વરૂપ હું તને બતાવું છું. ॥ ૪૯ ॥

સંજય ઉવાચ– સંજય બોલ્યા:–

इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा स्वकं रूपं दर्शयामास भूयः ।
आश्वासयामास च भीतमेनं भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ॥ ५० ॥

આમ વાસુદેવે અર્જુનને કહી પૂર્વે હતું તેવું પોતાનું રૂપ ફરીથી બતાવ્યું તથા મહાત્માએ ફરીથી અનુગ્ર શરીરવાળા થઇને આને–અર્જુનને સાંત્વન આપ્યું. ॥ ૫૦ ॥

ભગવાને આવું કહ્યા બાદ શું બન્યું ? એવું ધૃતરાષ્ટ્રે પૂછ્યું એટલે સંજયે જવાબ વાળ્યો કે હે રાજન્ ! આ પ્રમાણે અર્જુનને વાસુદેવે કહીને પોતાના પૂર્વ સ્વરૂપને ફરી એકવાર દર્શાવ્યું. અને વિશાળહૃદયી પરમાત્માએ સૌમ્ય સ્વરૂપ ધારણ કરીને બીધેલા એવા તે અર્જુનને આશ્વાસન આપ્યું. અર્થાત્ વિશ્વરૂપ દર્શને અકળાયલા–મુંઝાયેલા–અર્જુનને ભગવાને પોતાનું મૂળ સ્વરૂપ દર્શાવ્યું. અને આવાં સૌમ્ય સ્વરૂપના દર્શનથી અર્જુનને સાંત્વન આપ્યું. અર્થાત્ ભગવાને જે દિવ્ય દ્રષ્ટિ અર્જુનને તત્કાલને માટે સમર્પી હતી–તે દિવ્ય દ્રષ્ટિ પોતાની અચિન્ત્ય યોગમાયાથી પાછી ખેંચી લીધી. એટલે અર્જુનને પુનઃ સ્વદ્દષ્ટિ પ્રાપ્ત થઇ. વિશ્વરૂપ દર્શનની ગાઢ પ્રતીતિનો દૃઢ સંસ્કાર અર્જુનના હૃદય ઉપર પડયો. અને એ સમાધિમય અવસ્થામાંથી તે પાછો વ્યુત્થિત દશામાં આવ્યો. ॥ ૫૦ ॥

अर्जुन उवाचः-　　અર્જુન બોલ્યાઃ-

दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन !।
इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ॥ ५१ ॥

હે જનાર્દન ! આપનું આ મનોહર માનુષી સ્વરૂપ જોઇ અત્યારે હું પ્રસન્ન થયેલ છું-સ્વસ્થતાને પ્રાપ્ત થયેલ છું. ॥ ૫૧ ॥

આમ સ્વરૂપ દર્શને દેવે અર્જુનને સાન્ત્વન આપ્યું. અને શાન્તમન અર્જુન બોલી ઉઠયો ! હે જનાર્દન ! હે દુષ્ટજનમર્દન ! આપનું આ-અક્રૂર-શાન્ત-મનોહર માનવી સ્વરૂપ જોઇને હવે હું ચિત્તવાળો-નિરાકુલ મનવાળો-પ્રસન્નમના-થયો છું. અને મારી પ્રકૃતિને-સ્વસ્થતાને પામ્યો છું. અર્થાત્ હે ભગવન્ ! આપના આ ત્રિભુવનમોહન લલિત મધુર સ્વરૂપને જોઇને-આપના મનુષ્યાકાર સ્વરૂપને જોઇને મને હવે નિરાંત થઇ ! હવે હું જાણે સ્વસ્થ બન્યો છુ અર્થાત્ મનુષ્ય મનુષ્ય હોઇને ભગવાનને લાંબોકાળ અનુભવી ન શકે તેને મનુષ્યાકાર ભગવાનમાંજ સ્થાયી પ્રીતિ રહે અને ભગવાનના થોડે થોડે કાળે જો વિશ્વરૂપ દર્શનનો લાભ ઉઠાવે તો તે ઠેકાણે રહે. અને સર્વભૂતાત્મભૂતાત્મ વર્તન કેળવે. અર્જુનને પણ માનવાકૃતિ ભગવાન શિવાય બીજાની નિરાત ન થઇ ! ॥ ૫૧ ॥

श्रीभगवानुवाचः-　　શ્રી ભગવાન બોલ્યાઃ-

सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम ।
देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकाङ्क्षिणः ॥ ५२ ॥

મારૂં જે રૂપ તેં જોયું તે આ રૂપ અતિ મુસ્કેલીથી જોવાય એવું છે, દેવો પણ આ રૂપના હંમેશાં દર્શનાભિલાષીઓ છે. ॥ ૫૨ ॥

આમ સ્વસ્થતા પામેલા અર્જુનને જોઇને ભગવાન ફરી તેને આનન્દિત કરતાં ચાર શ્લોકમાં કહે છે કે હે અર્જુન ! તારા ભાગ્યનો તો પાર જ નથી ! મારૂં અતિ મુસ્કેલીએ પણ ન જોઇ શકાય એવું જે રૂપ તું જોઇ રહ્યો છે તે રૂપને જોવાને તો દેવો પણ હંમેશાં વલખા મારે છે

તો પછી બીચારા માનવોની તો કથા જ શી ? અને છતાં તે દેવોએ પણ હજી સુધી તે સ્વરૂપનાં દર્શન કર્યાં નથી ! તો પછી દેવોને પણ દુર્લભ એવાં મારાં આ અદ્‌ભુત વિશ્વરૂપ દર્શનને પામેલો તું તો હે પ્રિયતમ ! દેવોથી પણ અધિક છે ! જે કોઇ મહાભાગ્યશાળીને આવાં વિશ્વરૂપે વસેલા ભગવાનનાં દર્શન થાય છે, દેવો તેનાના દર્શન માટે વલખાં મારે છે ! એ જ ભગવદ્ દર્શનનો અચિન્ત્ય અકથ્ય મહિમા છે. દેવ થવું રહેલું છે. ભક્ત થવું મુશ્કેલ છે. અને ભક્ત આગળ તો ભગવાન કશું છૂપાવી જ ન શકે. ॥ ૫૨ ॥

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ ५३ ॥

**ન તો વેદોથી કે ન તો તપથી ન દાનથી કે ન તો યજ્ઞથી આ જેમ તેં મને જોયો તેવો હું જોવાવો શક્ય નથી. ॥ ૫૩ ॥**

હે અર્જુન ! તેં મને જેવો જોયો એ રીતે હું ન તો વેદોદ્વારા કે ન તો તપદ્વારા ન તો દાનદ્વારા કે ન તો યજ્ઞદ્વારા દેખાવો શક્ય છું. અર્થાત્ હે અર્જુન ! જો કોઇ કેવળ વેદાભ્યાસથી કે તપના આચરણદ્વારા દાનદ્વારા કે યજ્ઞદ્વારા મારાં દર્શન કરવા માંગતો હોય તો તે આકાશકુસુમને ઇચ્છે છે. હું વેદવેત્તાઓનો પણ વેદવેત્તા છું. હું તપસ્વીઓનો પણ તપસ્વી છું. દાનીઓનો પણ દાની છું. યજમાનોનો પણ યજમાન છું. વિશ્વનાં તમામ શાસ્ત્રો મારાં સ્ફુરાવેલાં છે. વિશ્વને મેં અચિન્ત્ય તપ, પ્રયોગે જન્માવ્યું છે. વિશ્વને જીવનદાન કરનાર હું છું, સૃષ્ટિ યજ્ઞનો યજમાન હું છે. હે અર્જુન ! આ બધું મારામાં નિરતિશય છે. મને એની કશી ખોટ નથી. આથી આ બધાંદ્વારા જ જે મને પ્રસન્ન કરવા ચાહે, જોવા ચાહે તેને તો હું કદી દર્શન ન આપું ! મારું સ્વરૂપ આ બધાથી જ ફક્ત પકડાય એવું નથી. આ બધાં સત્કર્મો છે. મને પ્રિય છે. અને તેનાથી હું જરૂર ખુશ થાઉં છું. પરંતુ દેવદર્શન દોહ્યલાં છે. દેવદર્શન માટે જે મુખ્ય જરુરીયાત તે જો ન હોય તો આ બધાં સાધનો તો વર વિનાની જાન જેવાં છે. એકડા વિનાના મીંડા જેવાં છે. પાયા વિનાના ગગનગામી મહેલનાં ચણતરો છે. ॥ ૫૩ ॥

भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ ५४ ॥

હે અર્જુન ! પરંતુ અનન્ય ભક્તિથી આ પ્રકારે તત્ત્વતઃ જણાવાને તથા દેખાવવાને તથા તથા પ્રવેશ કરાવવાને માટે હે શત્રુતાપન ! હું યોગ્ય છું. ॥ ૫૪ ॥

તો ભગવન્ ! આપનાં દર્શન માટે શું અસંત આવશ્યક છે? આપનાં દર્શનાભિલાષીને માટે આપ કયી સાધનસંપત્તિ નિશ્ચિત કરો છો ? તો ભગવાન જવાબ આપે છે કે હે પ્રિયતમ અર્જુન ! તને મારું હૃદય કહી દઉં છું. હે અર્જુન ! ઉપલાં બધાં જો ભક્તિપૂર્વક-વિનાફલેચ્છાથી-કર્તવ્ય બુદ્ધિથી શાસ્ત્રવિધિ પ્રમાણે કરવામાં આવે તો જરૂર મારાં દર્શનમાં સાધન રૂપ છે. પરંતુ જો ફલેચ્છાથી કરવામાં આવે તો તે મારા દર્શનમાં નથી પરિણમતાં. પરંતુ હું આ પ્રકારે એટલે કે વિશ્વરૂપે તો અનન્ય ભક્તિથી-જ જણાવો-જોવાવો-અને તદ્રૂપે પ્રવેશ કરાવો શક્ય છું. અર્થાત્ હે અર્જુન ! જેણે મને વિશ્વરૂપે જાણવો હોય, જેણે મને વિશ્વરૂપે જોવો હોય અને જેણે વિશ્વરૂપ એવા મારામાં વસવું હોય તેણે મને અનન્ય ભક્તિથી ભજવો. ભગવાન વિશ્વરૂપ છે એ જ્ઞાન-ભગવાન વિશ્વરૂપ છે એ દર્શન, અને ભગવાન વિશ્વરૂપ છે એ દર્શનમાં જીવનની છેવટની નિષ્ઠા એ અનન્ય ભક્તિ શિવાય અશકય છે. આથી વેદાધ્યયન વગેરે ભલે રહે. ભગવાનનું જ્ઞાન-દર્શન અને તન્નિષ્ઠાનો ઉદય, સ્થિતિ અને પરિણામ ભક્તિથી-અનન્ય ભક્તિથી જ થાય છે. આવો અહીં ભગવદાદેશ છે ॥ ૫૪ ॥

मत्कर्मकृन्मत्परमो मद्भक्तः सङ्गवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पाण्डव ॥ ५५ ॥

હે પાંડવ ! જે મારે માટે કર્મ કરનારો, હું જેને પરમ છું એવો, મારો ભક્ત, સંગ વગરનો, સર્વ પ્રાણીઓમાં શત્રુતા બુદ્ધિ વગરનો. છે, તે મને પામે છે. ॥ ૫૫ ॥

આમ આગલા શ્લોકમાં અનન્ય ભક્તિથી ભગવાન વિશ્વરૂપ છે એ જ્ઞાન-દર્શન અને નિષ્ઠા પ્રાપ્ત થાય છે એમ કહ્યું આ અનન્ય ભક્તિ

એટલે શું એ જો સ્પષ્ટપણે ન જણાય તો માણસ કર્તવ્યબુદ્ધિથી યથાશાસ્ત્ર ભગવાનની આજ્ઞારૂપ વેદોક્ત કર્મો યાવજ્જીવ કરવાં જોઇએ એ ભૂલી જાય અને કદાચ તેમને છોડી દે. આથી ભગવાન ભક્તિ એટલે શું એનો એવો નિર્ણય આપે છે. જે ભક્તિમા ભગવાનની આજ્ઞાઓનું પાલન ન હોય તે ભક્તિ ન સમજી શકાય એવી હશે. ને નિર્જીવ–જડ નિષ્ક્રિય હશે. અને આથી જ તેને ભક્તિ કહેવી એ પાપ હશે. આથી ભગવાનની આજ્ઞાસ્વરૂપ કર્મોને યથાવિધિ ભગવાનની પ્રસન્નતા માટે નિઃસ્વાર્થભાવે કરવાં એજ ભક્તિ છે એવો ઉપસંહાર કરતાં ભગવાન કહે છે–હે પાંડવ ! જે મારે ખાતર કર્મ–કરનારો–મત્પરાયણ–મારો સેવક,–અને સંગશૂન્ય, પ્રાણીમાત્ર ઉપર નિર્વૈર, મનુષ્ય છે તે મારી પાસે પહોંચે છે. અર્થાત્ હે અર્જુન ! મારી નજીક કોણ આવી શકે છે ? જે માણસ મારે ખાતર તમામ કર્મો કરતો હોય. એટલે કે સ્વાર્થને તજી મારે ખાતર કર્મ કરતો હોય. કોઇપણ સ્વાર્થી કલને માટે નહીં પણ સર્વભૂતાન્તરાત્મા પરમાત્માને માટે આ કર્મ છે–એવી બુદ્ધિથી જે કર્મ કરનારો છે અથાત્ હું મનુષ્ય છું, ભગવાન માત્ર એક છે, તે વિશ્વરૂપ છે. આથી મનુષ્ય હોઇને મારે કર્તવ્ય બુદ્ધિથી ભગવાનની આજ્ઞાસ્વરૂપ જાન, જાતિ અને દેશની ઉન્નતિ સાથે એવા કર્મો કરવાં જોઇએ માટે કર્મ કરે છે. વળી જે મત્પરાયણ છે એટલે કે વિશ્વરૂપ પરમાત્માજ જેને માટે પરમ અયન એટલે કે છેવટનું પ્રાપ્તવ્ય સ્થાન છે. એટલે કે જે મને જ સર્વરૂપે સર્વત્ર જુવે છે–જાણે છે. અર્થાત્ જે મને જ જાણવા જેવો અને જોવા જેવો માને છે અને તે પ્રમાણે સૌમાં મને જ જાણે છે અને જુવે છે. તે ઉપરાંત જે મારો ભક્ત છે એટલે કે મારા ઉપર નિસ્વાર્થ પ્રેમવાળો છે. મારી આજ્ઞાનો અમલ કરવા સદા સર્વત્ર કટિબદ્ધ છે. જે સંગશૂન્ય છે એટલે કે સ્ત્રી–પુત્ર–ધન–ધાન્ય–ઘરબાર વગેરે તમામ જડ ચેતન પદાર્થોની વચ્ચ રહેનો છતા પણ તે તે પદાર્થોની અવરજવરથી ઉપજતા હર્ષશોક વગેરે વિકારોથી અભડાતો નથી–વિકારી થતો નથી. વિકારી વસ્તુઓની વચ્ચે રહેતો છતાં જે સદા નિર્વિકાર રહે છે–આત્મનિષ્ઠ રહે છે, સમૃદ્ધિ કે અસમૃદ્ધિ–સર્વમાં એકરસ રહે છે. તે મને પામવાનો અધિકારી છે વળી હે અર્જુન ! આ બધું મેળવવાની જે ચાવી છે તે તને બતાવું છું. જે માણસ સર્વભૂતોમાં વૈર રહિત છે. અર્થાત્ સર્વમાં એકજ આત્મા વર્તી રહેલો છે અને તે આત્મા મારો છે–હું જ સર્વરૂપે વર્તમાન છું આવી અદ્વૈત આત્મદૃષ્ટિના મહિમાને લીધે

જેના હૃદયમાંથી વૈરની ભાવના જમીનદોસ્ત થઈ છે—જેને વૈરના ઉપર પણ વેર નથી આવો સર્વત્ર એકાત્મદર્શી ભક્ત મને પહોંચે છે. એટલે કે યાવજ્જીવ મારો અનુભવ કરતો હોઇને, કર્તવ્યબુદ્ધિથી કર્મમાં રમતો હોઇને, જીવન્મુક્ત બની, પ્રારબ્ધકર્મના અવસાને, સરિતા જેમ સમુદ્રમાં તેમ મારામાં પ્રવેશ કરેછે. અર્થાત્ આવી જીવ ગંગા શિવસમુદ્રને મળે છે. માટે હે અર્જુન! તું મત્કર્મકૃત્ થા—મત્પરાયણ થા. મદ્‌ભક્ત થા. સંગરહિત થા. સર્વભૂત પ્રેમી બન. ॥ ૫૫ ॥

॥ इति विश्वरूपदर्शनयोगः ॥



॥ ॐ नमोभगवते वासुदेवाय ॥

॥ अथ भक्तियोगः = धर्म्यांऽमृतम् ॥

સંસારમાં જીવમાત્રની પ્રવૃત્તિ જ્ઞાનને મુક્ત કરવા માટે છે. પરમાત્માની ભક્તિ એ મુક્તિનું સાધન છે. ભક્તિ એટલે સેવા. પરમાત્માની સેવા કરવાથી જીવ અનાયાસે શરીર, ઇન્દ્રિય, મન, અહંકાર, બુદ્ધિ રૂપે પરિણમેલી માયામાંથી મુક્ત થાય છે. એ પરમાત્માના બે સ્વરૂપો છે: એક વ્યક્ત અને બીજું અવ્યક્ત. વ્યક્ત એટલે પ્રમાણગોચર અને અવ્યક્ત એટલે પ્રમાણાતીત. અર્થાત્ આપણી ઇન્દ્રિયોથી પકડાય તે વ્યક્ત અને ઇન્દ્રિયો તેમજ અંતઃકરણથી ન પકડાય તે અવ્યક્ત. વ્યક્ત તથા અવ્યક્તનેજ સગુણ તથા નિર્ગુણ, મૂર્ત્ત તથા અમૂર્ત્ત, સાકાર તથા નિરાકાર વગેરે નામોથી ઓળખવામાં આવે છે. સનાતન કાળથી જગતમાં પરમાત્માના આ બન્ને સ્વરૂપોના સેવકો—ભક્તો માલમ પડે છે. બુદ્ધિપ્રધાન જીવોનું વલણ કુદરતી રીતે પરમાત્માના અવ્યક્ત સ્વરૂપની ઓળખ તથા સેવા તરફ હોય છે. હૃદયપ્રધાન જીવોનું કુદરતી વલણ તેમના વ્યક્ત સ્વરૂપની સેવા અને ઓળખ તરફ હોય છે. ભગવાનને બન્ને પ્રકારના સેવકો માન્ય છે, અને તેથી બન્ને પ્રકારની ભક્તિ એમને સમાન છે. અને આથીજ આઠમા અધ્યાયમાં અવ્યક્ત અક્ષર પરમાત્માની અને અગીયારમા અધ્યાયમાં અન્તે વિશ્વરૂપ વ્યક્ત ઇશ્વરની ભક્તિને તેમણે મુક્તિનું સાધન બતાવ્યું, પણ અર્જુનને પ્રશ્ન થયો કે એ બન્ને પ્રકારના ભક્તોમાં ઉંચી કક્ષા કોની ? પ્રશ્નનું રહસ્ય એ છે કે બેમાંથી ભગવાન સ્વમુખે જેને ઉચ્ચ ઠેરવે અને જે માર્ગને સરળ લેખે તેવો હું થાઉં અને તે માર્ગે જાઉં. આથી બારમા અધ્યાયની શરૂઆતમાં અર્જુનનો પ્રશ્ન છે.

अर्जुन उवाचः- અર્જુન બોલ્યાઃ-

एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ।
ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥ १ ॥

આમ નિરન્તર (કર્તવ્ય કર્મમાં) જોડાયલા જે ભક્તો આપને ચોમેરથી સેવે છે, તથા જે કોઈ વળી અવ્યક્ત અક્ષર એવા આપને ચોમેરથી ભજે છે તે બેમાં શ્રેષ્ઠ કર્મયોગીઓ કોણ છે? ॥ ૧ ॥

શ્લોકમાં 'એવં' શબ્દનો અર્થ 'આવી રીતે' એમ થાય છે પ્રશ્ન ઉઠે છે કે આવી રીતે એટલે કેવી રીતે ? એનો જવાબ એ કે આગલા અધ્યાયના છેલ્લા શ્લોકમાં બતાવેલ રીતે

'સતતયુક્તા' શબ્દ પણ સમજવા જેવો છે. યુક્ત શબ્દ युज् ધાતુનું કર્મણિ ભૂતકૃદન્ત છે. યુક્ત એટલે જોડાયલો. ક્યાં જોડાયેલો ? કર્મમાં. ક્યાં કર્મોમાં જોડાયેલો ? જાતિ દેશ અને આત્માની ઉન્નતિ કરનારાં કર્મોમાં જોડાયેલો. કેવી રીતે જોડાયેલો? કર્તવ્યબુદ્ધિથી. કર્તવ્યબુદ્ધિ એટલે કે માણસ હોઇ મારે કર્મ કરવું જોઇએ, કર્મ કરવું એ મારી ફરજ છે, એવી નિશ્ચયવાળી સમજણ અર્થાત્ કર્મનાં પ્રેમની ખાતર મારે કર્મ કરવું જોઇએ, કર્મના ફળના પ્રેમની ખાતર નહિ. આમ યુક્ત શબ્દનો પૂરો અર્થ કર્તવ્યબુદ્ધિથી જાતિ, દેશ અને આત્માની ઉન્નતિ કરનારાં કર્મોમાં જોડાયેલો એવો થાય છે સતત શબ્દે 'યુક્ત' શબ્દના અર્થમાં વધારો કરે છે, ઉપર બતાવ્યા તેવાં કર્મો કરવાનો માણસને શોખ પણ થઇ આવે છે. અને એવા શોખનો જુવાળ આવે ત્યારે કોઇ કોઇ વખત તે એવાં કર્મો કરવા મંડી પણ પડે છે. એ કોઇક વખતના સત્કર્મ કરવાના શોખને દૂર કરવા માટે 'સતત' શબ્દ વાપર્યો છે સતત એટલે નિરન્તર, જીવનભર. અર્થાત્ કર્તવ્યબુદ્ધિથી સત્કર્મ કરવાં એ જીવનભરનું વ્રત હોવું જોઇએ આમ "સતતયુક્તા" શબ્દનો પિંડાર્થ એ થયો કે "જેઓ હંમેશાં કર્તવ્ય બુદ્ધિથી જાતિ દેશ, અને જાતની ઉન્નતિને સાધનારાં કર્મોમાં પરોવાયેલા હોય તેવા નિષ્કામ કર્મયોગીઓ-ભક્તો". ભક્ત 'શબ્દ भज् सेवायां એ ધાતુ ઉપરથી નીપજે છે એટલે ભક્ત શબ્દનો ધાત્વર્થ થયો સેવક. પરમ પ્રેમથી ભજનારો એટલે કે પરમ પ્રેમપૂર્વક ઇશ્વરની

કર્મયોગને લગતી આજ્ઞાનો અમલ કરનાર 'ત્વાં' એટલે તને ઇશ્વરને ઇશ્વર કેવા ? તો વિશ્વરૂપ ઇશ્વરને. 'પર્યુપાસતે' એટલે ચોમેરથી સેવે છે. મનવાણી કર્મથી આપની સેવા કરે છે. ઇશ્વરની આજ્ઞાઓનું પાલન કરવું એજ ઇશ્વરની પરમ ભક્તિ છે. આમ શ્લોકના પૂર્વાર્ધમાં વિશ્વરૂપ ઇશ્વરના સેવકોનો ઉલ્લેખ છે.

શ્લોકના ઉત્તરાર્ધમાં અવ્યક્ત અને અક્ષર સ્વરૂપ ઇશ્વરની સેવા કરનારનો ઉલ્લેખ છે. અવ્યક્ત એટલે અંદરની કે બહારની ઇન્દ્રિયોથી ન પકડી શકાય એવા. અક્ષર એટલે અવિનાશી પરમાત્મા. 'અપિ' શબ્દમાં ઉંડી ચમત્કૃતિ છે. અહિં એનો અર્થ 'સંભાવના' થાય છે. સંભાવના એટલે ઓછી શકયતા. અર્થાત્ અર્જુનનો અંતરાશય એવો છે કે અવ્યક્ત અને અક્ષર એવા પરમાત્માના ઉપાસકો મળવાજ મુશ્કેલ છે છતાં છે. તો આ બન્ને પ્રકારના ભક્તોમાં યોગવિત્તમ કોણ છે? અર્થાત્ એ બન્નેમાં શ્રેષ્ઠ કોણ છે ? ॥ ૧ ॥

**શ્રીભગવાનુવાચઃ- શ્રી ભગવાન બોલ્યાઃ-**

**मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।**
**श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥ २ ॥**

**જે ભક્તો મારામાં મનને પરોવી, સદા કર્મયોગયુક્ત, પરમશ્રદ્ધાળુ હોઇ મને સેવે છે તે મારે શ્રેષ્ઠ કર્મયોગીઓ માન્ય છે. ॥ ૨ ॥**

બીજા શ્લોકમાં ભગવાન અર્જુનના પ્રશ્નનો ઉત્તર આપે છે. 'નિત્યયુક્તાઃ' શબ્દનો અર્થ 'સતત યુક્તાઃ' છે. "યોગ વિત્તમાઃ" નો જે અર્થ છે તેજ "યુક્તતમા." શબ્દનો અર્થ છે, "શ્રદ્ધયા પરયોપેતાઃ" "મયિ આવેશ્ય મનઃ" "માં" અને 'ઉપાસતે' આટલા શબ્દો સમજાવવા રહ્યા. 'મયિ' એટલે મારામાં. હું કેવો ?–તો વિશ્વરૂપ ભગવાન વિશ્વરૂપે પ્રત્યક્ષ છે. આ વિશ્વનું કારણ પરમાત્માજ છે. કારણજ કાર્યરૂપે હોય છે એવો નિયમ છે. આથી વિશ્વરૂપ કાર્ય એ કારણરૂપ પરમાત્માજ છે. કારણથી કાર્ય ભિન્ન નથી. આમ 'મયિ' એટલે વિશ્વરૂપ–વિશ્વથી જુદાનહિં એવા ઇશ્વરમાં મનને આવેશ્ય એટલે પ્રવેશાવીને-પરોવીને. વિશ્વરૂપ ઇશ્વરમાં. મનને પરોવવું એટલે કે જે જે પદાર્થોનો મનને સ્પર્શ થાય તે તે પદાર્થોનો અંતરાત્મા

ઇશ્વર છે—તે તે રૂપે પરમાત્માજ આવીને ઉભા છે એમ સમજવું તે અર્થાત્ સ્થાવર જંગમ જગત ભગવાનમય છે એમ સહૃદયતાથી સમજીને વ્યવહાર કરવો એનું નામ વિશ્વરૂપ ભગવાનમાં મનને પરોવવું એ છે.

આ ઉપરાંત ભક્ત પરમશ્રદ્ધાળુ હોવો રહ્યો. શ્રદ્ધા એટલે કે આસ્તિક બુદ્ધિ. ભગવાનજ વિશ્વરૂપ છે એવી દૃઢ સમજનું નામ અહિં શ્રદ્ધા છે. એકલી શ્રદ્ધા નહિં કામ આવે પણ પરમ શ્રદ્ધા જોઇએ. શ્રદ્ધાની પરમતા એટલે શ્રેષ્ઠતા, નિશ્ચલતા, અડગતા અર્થાત્ કદી ન ડગે એવી 'છે-બુધ્ધિ'. અહિં આશય આ છે. વિશ્વરૂપ એટલું વિવિધ છે કે તે માણસની બુધ્ધિને ચકડોળે ચઢાવે છે. વિભૂતિમાં તો માણસને ભગવાનની અસ્તિતા લાગે પણ વિશ્વમાં એવી પણ ઉપરથી તુચ્છ દેખાતી વસ્તુઓ ભરેલી છે કે જે જોતાં માણસને આ ભગવાન ન હોઇ શકે એવી બુધ્ધિ થઇ આવવાનો સંભવ છે, અને એવી બુધ્ધિ થઇ આવવી એનુંજ નામ શ્રધ્ધાની ઓછપ છે. શ્રદ્ધા પોતાનામાં છિદ્રને સહન કરી શકતી નથી. ભક્તને માટે તો ભવ્ય કે તુચ્છ; સાધુ કે અસાધુ, મહાન કે ક્ષુદ્ર—આખુંય વિશ્વ—વિવિધરંગી વિશ્વ ભગવાનજ છે એવી અચલ સમજણ હોવી યોગ્ય છે, અને આથી શ્રધ્ધાને, "અસ્તિ"-'છે'—એ સમજણને ડોલાવનારાં નિમિત્તો પ્રાપ્ત થાય તો પણ ન ડગે એવી સમજને પરમશ્રધ્ધા કહે છે. આવી શ્રધ્ધાથી યુક્ત ભક્તોજ ભગવાનને યથાર્થ પણે સેવી શકે છે, તેઓજ વિરાટ્ પુરુષનો મહિમા સમજી શકે છે. અને સર્વ-રૂપ ભગવાનની ઉપાસના કરી શકે છે. ઉપાસના એટલે સેવા. વિશ્વરૂપ ભગવાનને પ્રિય એવાં કર્મ કરી તે દ્વારા તેને પ્રસન્ન કરે છે, આવા પરમ શ્રધ્ધાવાળા, વિશ્વરૂપ ભગવાનમાં પરોવેલાં મનવાળા, આજીવન કર્મયોગમાં કર્તવ્ય બુધ્ધિથી જોડાયેલા, વિશ્વરૂપ પરમાત્માના સેવકો, ભગવાનની દ્રષ્ટિએ શ્રેષ્ઠતમ છે. ॥ ૨ ॥

ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।
सर्वत्रगमचिन्त्यं च कूटस्थमचलं ध्रुवम् ॥ ३ ॥
संनियम्येन्द्रियग्रामं सर्वत्र समबुद्धयः ।
ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहिते रताः ॥ ४ ॥

પરંતુ જેઓ સર્વ પ્રાણીઓના સુખમાં પ્રેમવાળા, બધે સમાન બુદ્ધિવાળા હોઇ ઇન્દ્રિયના સમૂહને ખાળી, નિત્ય,

નિશ્ચલ, નિર્વિકાર તથા અચિન્ત્ય, પરિપૂર્ણ, અવ્યક્ત, (અને) અનિર્દેશ્ય અક્ષરને ઉપાસે છે તેઓ મનેજ પામે છે. ॥૩-૪॥

ત્રીજા અને ચોથા શ્લોકમાં અવ્યક્ત અને અક્ષર પરમાત્માના ઉપાસકોની શી ગતિ થાય છે એ બતાવે છે. વિશ્વરૂપ ઇશ્વરના સેવકો જેમ ઇશ્વરને પામે છે તેમ અવ્યક્ત ઇશ્વરના સેવકો પણ ઇશ્વરનેજ પામે છે. ઇશ્વર જુદો નથી. ઇશ્વરતો એકજ છે. એટલે જુદે જુદે રસ્તેથી આવેલા ભક્તોનું જવાનું સ્થાનતો એકજ છે, એવા ભક્તો "સર્વભૂતહિતેરત" અને "સર્વત્ર સમબુધ્ધિ" હોય છે. સર્વભૂત હિતેરત એટલે ચારે પ્રકારના પ્રાણીઓના સુખમાં પ્રેમવાળા, સૌના સુખે સુખી થનારા સર્વત્ર સમબુધ્ધિ એટલે કે ગમતા કે અણગમતા પદાર્થ પ્રાપ્ત થાય, તો પણ ન તો હર્ષ પામતા કે ન તો શોક કરતા અર્થાત્ પદાર્થની પ્રાપ્તિ કર્માનુસાર થતી હોવાથી અને કર્મ જાતે કરેલાં હોઇ જાતેજ ભોગવવાં પડે છે એ સમજણ હોવાથી સુખદુઃખને વિના રાગદ્વેષ ભોગવી લેનારા. વળી એવા ભક્તો ઇન્દ્રિયોના સમૂહને ખાળે છે. વશ કરે છે. પોતાની ઇચ્છામાં રાખે છે. પોતાની દૃઢ શુધ્ધ ઇચ્છા શક્તિથી ઇન્દ્રિયોને કાબુમાં રાખે છે. ઇન્દ્રિયોની પાછળ ન ખેંચાતાં ઇન્દ્રિયોને પોતાની પાછળખેંચે છે. આમ ઇન્દ્રિય જય મેળવી ધ્રુવ એટલે ત્રણે કાળમાં હોનારા, અચલ એટલે નિષ્ક્રિય, કૂટસ્થ એટલે ધર્મ લક્ષણ અને અવસ્થારૂપી ત્રણ પરિણામ શિવાયના, અચિન્ત્ય એટલે મનથી જેનું ચિન્તવન ન થઇ શકે એવા, સર્વત્રગ એટલે સ્થાવર જંગમ જગતમાં—બધે પરિપૂર્ણ, અવ્યક્ત એટલે કે ઇન્દ્રિયોથી ન પકડાય એવા, અનિર્દેશ્ય એટલે કે શબ્દથી ન બતાવી શકાય એવા, અક્ષર પરમાત્માને સેવે છે તેની આજ્ઞાનું પાલન કરે છે, એવા ભક્તો પણ પરમાત્માનેજ પામે છે તેમની બીજી કોઇ ગતિ થતી નથી. ॥ ૩-૪ ॥

क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥ ५ ॥

તેમને–અવ્યક્તમાં ચોંટેલા ચિત્તવાળાઓને ખૂબ વધારે શ્રમ હોય છે! કેમકે દેહીઓથી અવ્યક્ત ઇશ્વરને લગતી પહોંચ દુઃખે મેળવાય છે! ॥ ૫ ॥

ભગવાનનો ઉત્તર સાંભળી અર્જુન મુંઝાયો વિશ્વરૂપ ઇશ્વરનો સેવક અને અવ્યક્ત અક્ષરરૂપ ઇશ્વરનો સેવક–એ બન્નેની ગતિ જો સરખીજ થતી હોય તો પછી બન્ને પ્રકારના ભક્તોમાં ફેરજ ન રહ્યો! બન્ને સરખા થયા. અલબત્ત બન્નેમાં ફેર નથી. પણ બન્નેના રાહ જુદા છે. એકનો માર્ગ કપરો છે. બીજાનો સરળ છે. સરળ રસ્તે માણસ વિના જોખમે પ્રવાસ કરી શકે. વિકટ માર્ગે જવું સાહસ ભરેલું છે. આથી પાંચમાં શ્લોકમાં ભગવાન વિશ્વરૂપ સેવકને કયા ભાવે શ્રેષ્ઠ ગણે છે તે સ્પષ્ટ કરે છે. ભગવાનને મનતો બન્ને સરખા છે પણ ભગવાને ભગવાનને મેળવવાના નથી. જીવે ભગવાનને પ્રાપ્ત કરવાના છે. અને જીવ અલ્પજ્ઞ અને અલ્પ-શક્તિ હોવાથી જેટલા સરળ અને નિષ્કંટક રસ્તે જાય એટલું ભગવાનને જલદી મળે. આથી દયામય ભગવાન પાંચમા શ્લોકમાં અવ્યક્ત ઇશ્વરના ઉપાસકોની મુસ્કેલી સમજાવે છે. અને તે દ્વારા પોતાની પ્રાપ્તિનો સુગમ ઉપાય વિશ્વરૂપ ઇશ્વરની સેવાજ છે એમ બતાવે છે. "અવ્યક્તાસક્ત ચેતસાં" એટલે કે ઇન્દ્રિયોથી ન પકડાય એવા ઇશ્વરમાં ચોંટેલાં ચિત્તવાળા-ઓને આવા મનુષ્યોને વ્યક્ત ઇશ્વરમાં ચોંટેલાં ચિત્તવાળા કરતાં વધારે ક્લેશ અનુભવવો પડે છે. એટલે કે મનને સ્થિર કરવામાં અત્યંત શ્રમ પડે છે! અહિં આ ભગવાનનો આશય છે. બુદ્ધિપ્રધાન જીવોના મનમાં અનેક સંકલ્પ વિકલ્પો સ્ફુરે છે! ભગવાન તો છે. પણ તે વિશ્વરૂપ શી રીતે હોઇ શકે? એતો વિશ્વના પડદા પાછળજ છૂપાયેલો હોઇ શકે! આવા ભક્તો કાર્યકારણના ભાવને ચોંટી રહે છે. અને ભગવાનની અનન્ત શક્તિ અને પ્રશ્ન ન પૂછી શકાય એવી ઇચ્છાને સમજવા અશક્ત નીવડે છે! એટલે તેઓ કાર્યકારણભાવને વળગી રહી વિશ્વાતીત રૂપની ખોજમાં રહે છે. વિશ્વથી અતીત પરમાત્માને ઓળખવાને–સહેલાઇથી પામવાને આપણી પાસે જે સાધનો છે તે એટલાં બધાં મર્યાદિત છે કે તે સાધનો દ્વારા માણસ અનાયાસે તેને ન ઓળખી શકે, માણસની રચનાજ એવી છે! એટલે યદ્યપિ અવ્યક્ત અક્ષર ઇશ્વરની ઓળખ માટે પ્રયત્ન કરનારા પણ છેવટે તો ઇશ્વરનેજ પામે છે છતાં તેમને મહાન કષ્ટો વેઠીનેજ તેની પ્રાપ્તિ થાય છે. શ્લોકના ઉત્તરાર્ધમાં અવ્યક્તની ગતિ–સમજ–ઓળખ–પ્રાપ્તિ–અનુભવ દેહવાળાઓથી મુસ્કેલીથી પ્રાપ્ત કરી શકાય છે એમ કહે છે. સાકારથી નિરાકારની ઓળખ મેળવવી મુસ્કેલ છે આકાર કુદરતી રીતે આકારને ઓળખી શકે. નિરાકાર નિરાકારને પામી

શકે. મનુષ્ય પોતે આકૃતિવાળો છે. એટલે એની દેહ વગેરેની રચનાજ એને આકારવાળાં વિશ્વરૂપ તરફ કુદરતી રીતે દોરે છે. જે નિરાકાર પાછળ પડે છે તેણે જાતે નિરાકાર થવું પડે છે એટલે કે હું પોતે આકાર વિનાનો છું એવું દૃઢ જાગૃત ભાન હોવું જોઇએ. દેહ ઇન્દ્રિય વગેરે આકારવાળી વસ્તુઓમાં નિરન્તર રહી નિરાકારનું નિરન્તર ભાન રાખવું એ મુશ્કેલ છે. આ બધાનોજ અનુભવ છે, આથીજ એવા ભક્તો કરતાં ભગવાન વિશ્વરૂપ ઇશ્વરના સેવકને અધિક લેખે છે. ભગવાનની આ માન્યતા જીવ જાતને માટે દયાથી ભરપૂર છે! બાકી તેમને મન તો બન્ને ભક્તો સરખા છે! ॥ ૫ ॥

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते ॥ ६ ॥
तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥ ७ ॥

પરંતુ જેઓ બધાં કર્મો મારામાં સમર્પી, મારામાં તત્પર હોઈ મને ચિન્તવતા, અનન્ય ભક્તિયોગથી મને સેવે છે, મારામાં પરોવેલાં અંતરવાળા તેઓનો, મૃત્યુરૂપ સંસાર સાગરમાંથી, ટુંક સમયમાં, હું સારી પેઠે ઉધ્ધાર કરનાર થાઉં છું. ॥ ૬-૭ ॥

વિશ્વરૂપ ભગવાનમાં જેમનું મન પરોવાયું છે એવા સેવકોની બધી સંભાળ ભગવાનને લેવી પડે છે. ભગવાન તેવા ભક્તોનો સંસાર સાગરમાંથી વિના આયાસે ઉદ્ધાર કરનાર થાય છે. કારણકે ભગવાનજ તેના જીવનનો આધાર બને છે. એનું જીવન ભગવાનમય થાય છે. ભગવાનજ મારો આધાર છે, એમ સાચું સમજી તેના આધારે જીવન વીતાડનારની રક્ષાનું કામ ભગવાનને સંભાળ્યેજ છૂટકો છે! એવા ભક્તો કેવી રીતે ભગવાનમય જીવન જીવે છે તે છઠ્ઠા શ્લોકમાં ભગવાન બતાવે છે. છઠ્ઠા શ્લોકમાં ભગવાને ત્રણ શરતો મૂકી છે. તેનું પાલન કરનારને સાતમા શ્લોકમાં બતાવેલું ફળ મળે છે. પહેલી શરત તે ભગવાનમાં સર્વકર્મનો સંન્યાસ. બીજી 'મત્પરતા' એટલે કે ભગવત્પરાયણતા, અને ત્રીજી ભગવાનનું

અનન્યયોગથી ધ્યાન. સંન્યાસ શબ્દનો ધાત્વર્થ 'સારી પેઠે સંપૂર્ણ રીતે ફેંકવું' એવો થાય છે. કોને સારી પેઠે સંપૂર્ણ રીતે ક્યાં ફેંકવું એ સવાલ થતાં કર્મને સારી પેઠે પૂર્ણ રીતે ભગવાનમાં ફેંકવાં એ જવાબ આવે છે. અને એજ વાત "सर्वाणि कर्माणि मयि संन्यस्य"–એમાં ભગવાને કહી છે. લૌકિક હોય કે વૈદિક હોય બધાંય કર્મોને સંઘરી રાખવાનો માણુસનો સ્વભાવ હોય છે. મેં કર્યું છે માટે મારે એનું ફળ જોઇએ એવી એની સમજણને લીધે–અહંભાવને લીધે માણસ કર્મ કરે છે અને તે બધાનો અસલભાર પોતાના ઉપર રાખીને કચડાયા કરે છે. તેમાંય વળી સારાં કર્મોના ફળને તે ઇચ્છે છે અને બીજાને તે ફેંકી દેવા ચાહે છે. આમ અહંભાવને લઇને માણુસ પોતાના ઉપરજ કર્મનો ભાર વહોરી લે છે. ભક્ત ભગવાનને પ્રસન્ન કરવા ચાહે છે. જ્યાં સુધી તેનામાં 'અહંભાવ હોય ત્યાં સુધી નીતરા ભાવે તે ભગવાનની સેવા નજ કરી શકે. કેમકે જ્યાં સુધી સ્વાર્થની અતિશય માત્રા હોય ત્યાં બીજાનો વિચારજ અશક્ય થઇ પડે છે. આથી વિશ્વરૂપ પરમાત્માની સેવા ચાહતો ભક્ત અહંભાવ ન રાખી શકે. અહંભાવને ઓગાળવાને માટે તો તેનો પ્રયત્ન છે, અને સેવા શિવાય અહંભાવ પીગળે નહિં, એટલે વિશ્વરૂપ ભગવાનને ખાતરજ કર્મ કરતો હોઇ પોતાનો તેને સ્વાર્થ નથી, વિશ્વરૂપ ઇશ્વરની પ્રસન્નતાજ તેનો પરમસ્વાર્થ છે, આથી કર્મોને તો તે માણુસ સારી પેઠે=વિધિપૂર્વક કરે છે પણ તે કર્મ કે કર્મફલને પોતાની પાસે સંઘરતો નથી, ભગવાનનેજ તે બધું સારી પેઠે એટલે કે પોતાના ઉપર તે કર્મનું ફલ ન આવે એવી રીતે સંપૂર્ણ રીતે એટલે કે ઉંડે ઉંડે પણ પોતાની પાસે કર્મ ન રહે એવી રીતે સોંપી દે છે. કર્મ અને કર્મફલનો અસલભાર તે ઉંચકવા તૈયારજ નથી. તે તો કર્મ કરે અને તેમાંથી પોતાપણાને–અહંતાને ખેંચી લે અને ભગવાનને બધું સોંપી દે. આમ એક બાજુ ભક્ત કર્મ અને કર્મફલને હાંકી કાઢે છે અને બીજી બાજુ ભગવાન તો તે બધાંને સ્વીકારેજ ક્યાંથી ! આથી ધોબીનો કુતરો નહિં ઘરનો કે નહિં ઘાટનો–એમ કર્મ અને કર્મફલ ભગવાન અને ભક્તની વચ્ચેજ અટવાઇ જાય છે ! ભક્ત અને ભગવાનમાં ધીરે ધીરે ભેદ ઓછો થતો જાય છે, અને જેમ જેમ ભક્તની દૃષ્ટિ નીતરી બનતી જાય છે તેમ તેમ તેનામાં ભગવદ્ભાવનો આવેશ વધતો જાય છે. અને જેમ જેમ અહંભાવ ઘટતો જાય અને વિશ્વરૂપ ભગવદ્ભાવ વધતો જાય તેમ તેમ તે ભક્ત ભગવત્પરાયણજ બને ! તે જાતને વિસરી જાય છે અને જ્યાં જ્યાં જુવે છે ત્યાં ત્યાં

ભગવાનનેજ જોતો રહે છે. તેની દૃષ્ટિમા ભગવત્સ્વરૂપજ નજરે પડે છે. આ દર્શનની દૃઢતા થતાં ભગવાનનું અનન્યયોગથી ધ્યાન ધરતો જાય છે. અનન્યયોગથી ભગવાનનું ધ્યાન એટલે જે જે વસ્તુના સંસર્ગમાં ભક્ત આવે તે બધામાં તેને ભગવાનનીજ યાદી આવે છે. તેને માટે કુતરો એ કુતરો હોવા છતાં કુતરો નથી! પહેલાં એને કુતરામાં કુતરાની ભાવના હતી. હવે તેને તેનામાં ભગવાનની યાદ આવે છે, તે ભૂલી જાય છે કે આ કુતરો છે પણ પ્રતિક્ષણ તેને આ ભગવાનજ છે એમ સાક્ષાત્ અનુભવ થાય છે.

ઇશ્વરના અસ્તિત્વનો ગાઢ નિશ્ચય, વિશ્વાત્મા ભગવાન મારો આત્મા છે એ સમજ, સર્વરૂપ ભગવાનજ છે એ સ્વીકાર, જાતની ઓળખ, ભગવાનને સ્વકર્મથી તોષવા એ મારી ફરજ છે એવી પાકી સમજ, કર્મ કે કર્મફલથી મારામાં કાંઇ વધઘટ થતી નથી એવી નીતરી સમજ અને ભગવાનમાં નિરતિશય પ્રેમ–શ્રદ્ધા–એટલું હોય તો કર્મસંન્યાસ–સુકર છે. કર્મસંન્યાસી હોય તેનામાંજ ભગવત્પરાયણતા આવે અને તેનામાંજ અનન્યયોગે ભગવત્સ્મરણ કાયમ રહે છે. એક વખતઃ ભક્ત ઉપર કહેલી હૃદય–સંપત્તિવાળો થાય એટલે તે ભગવાનનો વ્હાલો બને છે. કેમકે તે ભગવાનનું સ્વરૂપ છે અને ભગવાન તો પોતાના સ્વરૂપને સંસારરૂપી સાગરમાંથી તરતજ ઉદ્ધારે છે. ભલા! સ્વરૂપને કોણ હેઠે પાડે? આમ છટ્ઠા શ્લોકની સાધન-સંપત્તિમાંથી કુદરતી રીતેજ સાતમા શ્લોકનું ફળ પરિણમે છે. ॥ ૬–૭ ॥

**मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।**
**निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥ ८ ॥**

**મારામાંજ મનને મૂક. મારામાં બુધ્ધિને પરોવ. આથી પછી તું મારામાંજ નિવાસ કરીશ. બીલકુલ સન્દેહ નથી. ॥૮॥**

આઠમા શ્લોકમાં અર્જુન પોતે શું કરવું એનો નિર્ણય ભગવાન પાસે માગે છે. ભગવાન કહે છે કે તું મારામાંજ મનને મૂક. મનને તારી પાસે ન રાખતાં મારામાં મૂકી દે. મન જો તારી પાસે રહેશે તો તને દુઃખી કરશે અને જો મારી પાસે રાખશે તો સુખી થશે. મારી પાસે મનને રાખવામાં તારી મમતા મોળી પડશે અને મમતા મોળી પડે એટલે

સુખજ સુખ રહે. તે ઉપરાંત તારી બુદ્ધિને એટલે કે તારી નિશ્ચયાત્મક જ્ઞાન વૃત્તિને પણ મારામાંજ મૂક. એટલે હુંજ વિશ્વરૂપ ઇશ્વર છું એમ પાકું સમજ અને એ સમજથી આખું વિશ્વ એ મારૂં હૃદય છે એમ તને સમજાશે એટલે કુદરતી રીતે તું વિશ્વરૂપ મારા અંગોને એટલે કે પ્રાણીઓને સેવતો થશે. મારામાં મન અને બુદ્ધિને મૂકવાથી તને લાભ એ થશે કે મરીનેજ નહિં પણ જીવતાંજીવત તું મુક્ત થશે. મારા વિશ્વરૂપમાંજ તું રહીશ. જેણે વિશ્વરૂપ ભગવાનને સેવ્યો છે તેને વિશ્વરૂપ ભગવાન કદી ભૂલ્યો નથી. પ્રાણીમાત્રના કલ્યાણમાં લાગી રહેલ મહા પુરૂષોને હજી જગત યાદ કરે છે. ભૂલતું નથી. એવા પુરૂષોને માનવ જાત જીવતાં પણ પૂજે છે અને મર્યા પછી પણ પૂજે છે. બસ, જગતને માટે જે જીવે છે તે જગત રહે ત્યાં સુધી ભૂંસાતો નથી. એજ મર્યા પછીનું અમરત્વ છે અને જીવતાં છતાં તો તેનો અનુભવજ કહે છે કે હુ વિશ્વરૂપ ભગવાનમાં વસું છું. આ વાતમાં શંકા નથી. એ અનુભવસિધ્ધ વાત છે. એ પ્રમાણે જીવવાનો પ્રયત્ન કરનારને સમજાશે કે ભગવાન કહે છે તેમાં સંશય નથી. કેવળ વાતચીત કરનારના હૃદયમાં એ હમે એવું નથી. ॥૮॥

अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम् ।
अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनंजय ॥ ९ ॥

**હે ધનંજય! જો મારામાં સ્થિરપણે મનને ઠેરવવાને તું શક્તિમાન ન હોય તો પછી અભ્યાસયોગથી મને પ્રાપ્ત કરવાને તું ઇચ્છ. ॥ ૯ ॥**

ભગવાન વિશ્વરૂપ છે એ વાત અર્જુન આગળ મૂકી અને તેને વિશ્વરૂપ ભગવાનમાં મન તથા બુદ્ધિને સ્થિર રાખવા ભગવાને ભલામણ કરી. પણ અર્જુનના હૈયામાં એ વાત ન ઉતરી. વિશ્વરૂપ એટલું તો પરસ્પર વિરૂધ્ધ છે કે ભલભલા બુધ્ધિશાળીઓની બુધ્ધિ પણ તેમાં બ્હેર મારી જાય છે. આથી આટલી બધી વિવિધતા ભરેલા ભગવાનના વિશ્વરૂપમાં એકજ ભગવાન વિહાર કરી રહ્યા છે એ બુધ્ધિ કોઇક વેળા થઇ આવે તો પણ તે ઘણીવાર ટકતી નથી. કેમકે મન મેલું હોવાથી ખૂબજ ચંચળ હોય છે. આથી નવમા શ્લોકમાં ભગવાન કહે છે કે જો તું

મારામાં નિશ્ચલપણે મનને સ્થિર રાખવા શક્તિમાન ન હોય તો અભ્યાસરૂપી યોગથી મને પ્રાપ્ત કરવાની ઇચ્છા કર. અભ્યાસ એટલે મનને એકની એક વસ્તુ ઉપર ફેરવવાનો સભાન પ્રયત્ન. મન વિષયોમાં વેરાઇ જાય છે. વિષયોમાં વેરાયલાં મનને એકઠું કરી, વિશ્વરૂપ ભગવાનમાં ફેરવવાનો પ્રયત્ન કરવો એનું નામ અભ્યાસ છે. જેમ જેમ વિચારપૂર્વક માણસ અભ્યાસ કરે છે તેમ તેમ તેનો વિવેક નિર્મળ થાય છે, અને તેનું દર્શન સ્પષ્ટ થાય છે, દર્શન સ્પષ્ટ થાય એટલે શું ત્યાગવું અને શું લેવું એની સમજ શુદ્ધ થતી જાય છે. એટલે કે એની ઇચ્છાશક્તિ શુદ્ધ-નિર્મળ થતી જાય છે. નિર્મળ થયેલી ઇચ્છા ભગવાનના સ્વરૂપનેજ ચાહશે. આથી ભગવાન અહિં કહે છે કે અભ્યાસદ્વારા તું મને પ્રાપ્ત કરવાની ઇચ્છા કર. માણસ જેને પ્રાપ્ત કરવાની શુદ્ધ ઇચ્છા કરે છે તે તેને મળે છેજ. ઇચ્છા હશે તો ભગવાન મળશે. ॥ ૯ ॥

**अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव ।**
**मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥ १० ॥**

જો અભ્યાસમાં પણ તું અસમર્થ છે તો મારે ખાતર કર્મ છે શ્રેષ્ઠ જેને એવો થા, મારે ખાતર કર્મ કરતો પણ તું સિદ્ધિને પ્રાપ્ત કરીશ. ॥ ૧૦ ॥

આમ આગલા શ્લોકમાં અભ્યાસથી ભગવાનને મેળવવાની ઇચ્છા કરવા કહ્યું, પણ અભ્યાસ પણ માણસ ધારે એટલો સહેલો અને સરળ નથી. વિષયોમાં ઢળેલાં અને ખૂંચી બેઠેલાં મનને બહાર કાઢવું અને એક વસ્તુ ઉપર ફેરવવું સહેલું નથી. કેમકે વિરાગ સિવાય કે વિરાગ, મન વિષયોની બહાર નીકળી શકતું નથી. વિરાગ, મન મેલું હોય ત્યાં સુધી જન્મતો નથી. એટલે રાગ જેવો ને તેવો કાયમ રહે છે. રાગ રહ્યો એટલે તેનો દીકરો દ્વેષ આવ્યા વગર રહે નહિં. અને રાગદ્વેષ જ્યાં સુધી જીવતા રહે છે ત્યાં સુધી મનની ચંચળતા મરતી નથી. એટલે વિચારદશાએ તો અભ્યાસ પણ કઠણજ છે. આથી અભ્યાસ ન થાય તો ફીકર નહિં. બીજો સહેલો ઉપાય બતાવું છું એમ કહી ભગવત્પ્રાપ્તિનો સરળ ઉપાય દર્શાવે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! "જો તું અભ્યાસ કરવામાં તાકાતવાળો" ન હોય તો "મારે ખાતર કર્મ કરનારો થા". હું વિશ્વરૂપ પરમાત્માને

ખાતર એટલે કે તેને ગમે એવાં કર્મ કર. અર્થાત્ જગતને ખાતર સ્વાર્થ છોડી કર્મ કર. જે જે કર્મ કરે તેમાં સ્વાર્થનો ગંધ બીલકુલ ન આવવા દે. સ્થાવર જંગમ જગત્ જેનાથી રાજી થાય એવાં એટલે કે વિશ્વરૂપ ભગવાનને ગમે તેવાં કર્મ કર. આમ તારી દૃષ્ટિમાં વિશ્વરૂપ ભગવાનજ રહેશે. તારી તે કર્મોમાંથી બાદબાકી થશે અને અહંભાવ ઓગળશે. અહંભાવ પીગળતાં મમતા પણ મોળી પડશે, અને ક્રમે તું વિશ્વરૂપ ભગવાનને ખાતરજ જીવતો થશે. આમ વિશ્વરૂપ ભગવાનને ખાતરજ કર્મ કરતાં પણ તું સિદ્ધિ પ્રાપ્ત કરીશ. સિદ્ધિ એટલે જેમ મર્યા પછી તેમ જીવતાં પણ તારી જાતને તું મુક્ત થએલી અનુભવશે. ॥ ૧૦ ॥

अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः ।
सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥ ११ ॥

**જો આ પણ કરવાને તું અશક્ત છે તો પછી મારા ભક્તિયોગનો આશ્રિત થઇ, કાબુમાં આણેલા મનવાળો તું બધાં કર્મોનાં ફલનો ત્યાગ કર. ॥ ૧૧ ॥**

દસમા શ્લોકમા ભગવાને જગતને ખાતર કર્મ કરવાં એમ કહ્યું. પણ તે ઉપર વિચાર કરતાં તેપણ લાગે છે એટલું કરવું સહેલું નથી માણસની દરેક પ્રવૃત્તિમાં સ્વાર્થજ પ્રધાન હોય છે. હું પહેલાં અને બાકી બધાં પછી એ એટલો તો કુદરતી ખ્યાલ છે કે એને મટાડવો એ સ્વભાવની ફેરબદલી કરવા જેવું છે! આમ પારકાને માટે જીવવામાં અહંભાવનો ચૂરો કરવો પડે છે અને અહંકારને દળી નાંખવો એ મહાભારત કામ છે! આથી બધાને માટે તેપણ શક્ય નથી. જાતને માટે તો જીવ જીવે છે. આથી બીજાને માટે જીવવાની આશા રાખવી એ વધારે પડતું છે! અર્જુન પૂછે છે કે ભગવાન કોઇ એવો ઉપાય બતાવે તો ઠીક કે જેથી જાતને માટે જીવતો છતાં માણસ પોતાને બંધનમાથી છોડવે અર્થાત્ કર્મ કરે છતાં એને કર્મના ફલનો લેપ ન લાગે એવો ઉપાય હોવો જોઇએ. સર્વજ્ઞ ભગવાન અર્જુનના અંતરના ભાવને પામી ગયા અને તેથી આ શ્લોકમાં જીવન-સિદ્ધિનો સર્વોત્તમ ઉપાય બતાવે છે. ભગવાન કહે છે—ભલા! દુનીઆને માટે કામ કરવા પણ તું અશક્ત હોય તો વાંધો નહિં. ભલે તું તારે ખાતરજ કામ કરે, પણ હું બતાવું તેવી રીતે કર મારી ભક્તિરૂપી યોગનો સહારો લે એટલે કે તારા હૃદયમાં

રહેલા પરમાત્માનો આશ્રય લે. તેને વળગ અને તારા મનને કાબુમા રાખ. ઇશ્વરનો આધાર લઇ, મને કાબુમાં આણી, બધાં કર્મો તું વિધિ પ્રમાણે કર અને કર્મોનું જે ફળ આવે તે છોડ. એટલે કે કર્મના ફલ માટે વલખાં ન માર. નિશ્ચય સમજ કે ફલ આપ્યા શિવાય કર્મ રહેતું નથી. આથી મોડું વહેલું એ કર્માનુસાર મળવાનું જ. તો અધીર ન થતાં કર્મના ફલની ઇચ્છાને ત્યાગ. જો તું કર્મફલની ઇચ્છા રાખશે તો રાગદ્વેષ પાતળા ન થાય! અને તું કર્મના ફલથી બંધાશે. કર્મના ફલની ઇચ્છા વિના જો તું તારાં કામો કરશે તો કર્મના ફલનો તારા ઉપર પ્રભાવ ન પડે અને ધીરે ધીરે તને એ સમજાશે કે આત્માને કર્મ અને કર્મના ફલ સાથે સંબંધ નથી. કર્મનુ ફલ તો કંજુસને માટે પ્રાર્થવા યોગ્ય છે! આત્માને તે સ્પર્શી શકતાં નથી! એટલે તને કર્મ, કર્મના પ્રેમની ખાતર કરવાં જોઇએ, એવી સ્થિર સમજ આવશે! આથી તું કર્મના ફલથી પ્રેરાઇ કર્મ ન કરશે અને કર્મના ફલની ઇચ્છા શિવાય જે કર્મો કરાય તે કર્મો, કર્મો હોવા છતાં કર્મ નથી. એટલે કે કર્તાને બંધન કરનારાં નિવડતાં નથી. અને એ જ્યારે બન્ધન કર્તા ન રહેશે ત્યારે તું તારી જાતને મુક્તજ અનુભવશે. આમ ઇશ્વર ઉપર વિશ્વાસ રાખી, મનને સમજપૂર્વક કાબુમાં આણી, ફલની ઇચ્છાને ત્યાગી, તું કર્મો કર. આમ કરવાથી પણ તું જીવનમાં સિદ્ધિ પ્રાપ્ત કરી શકીશ. ॥ ૧૧ ॥

श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छान्तिरनन्तरम् ॥ १२ ॥

**નિશ્ચય અભ્યાસથી જ્ઞાન ચઢીઆતું છે. જ્ઞાનથી ધ્યાન ચઢીઆતું છે ધ્યાનથી કર્મફલનો ત્યાગ ઉત્તમ છે. ત્યાગ પછી લાગલી શાન્તિ થાય છે. ॥ ૧૨ ॥**

બારમા શ્લોકમાં ભગવાન નિષ્કામ કર્મયોગનું સૌથી શ્રેષ્ઠપણું બતાવે છે. જીવનમાં શાન્તિ મેળવવા સારૂં અનેક સહેલા કપરા માર્ગો છે. પણ એ બધામાં સૌથી સરળ માર્ગ કર્મ કરવા છતાં કર્મના ફલનો ત્યાગ કરી ભક્તિપૂર્વક, જાતને જાણી, જીવવું એ છે. એટલે કે નિષ્કામ કર્મયોગ જીવનસિદ્ધિનું મૂળ છે. સંસારમાં સૌએ રહ્યા છતાં સંસારથી નિર્લેપ રહેવાનો આ એકજ સોનેરી ઉપાય છે, એમ હેતુપૂર્વક આ શ્લોકમાં ભગવાન બતાવે છે. જીવનમાં શાન્તિ મેળવવી એ સૌનું ધ્યેય છે. કેટલાક

અભ્યાસદ્વારા એને મેળવવા મથે છે. પરંતુ વગર સમજે કરેલો અભ્યાસ નકામો છે. મનને ઠેરવવા માટે આત્મજ્ઞાનની જરૂર છે, અને આથી વિના જ્ઞાને મનને એકાગ્ર કરવા કરતાં એટલે કે અભ્યાસ કરતાં આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરવી એ વધારે સારું છે.

પરંતુ આત્મજ્ઞાન પણ કોને નથી ! બધાનેજ આત્માનું સામાન્યજ્ઞાન હોય છે. પોતાને વિષે માણસને વિશેષજ્ઞાન થાય તો તો જીવનસિદ્ધિ માટે શંકાજ નથી ! પણ આત્માનું વિશેષજ્ઞાન મેળવવું દોહ્યલું છે. આથી ગોએ નવ્વાણું ટકા માણસનું આત્મજ્ઞાન કયાં તો શાસ્ત્રોદ્વારા મેળવેલું કે પરંપરાના વારસારૂપે મળેલું હોય છે. શાસ્ત્રદ્વારા કે પરંપરાથી મળેલાં આત્મજ્ઞાન અને પોપટીઆં જ્ઞાનમાં ખાસ તફાવત નથી. જ્યાંસુધી શાસ્ત્રોએ કહેલું જાતે અનુભવ્યું ન હોય ત્યાંસુધી જાતના યથાર્થજ્ઞાન વિષે માણસ નિઃસંશય થતો નથી. એટલે અનુભવથી થતા જ્ઞાનનો જ્યાંસુધી અભાવ હોય ત્યાંસુધી કેવળ વાણીમા રહેલાં આત્મજ્ઞાનની કશી કિંમત નથી. આથી ભગવાન કહે છે કે જ્ઞાનપૂર્વક—શાસ્ત્રમાંથી મેળવેલાં આત્માના જ્ઞાન પૂર્વક—તેનું આત્માનું ધ્યાન ધરવું એ બહેતર છે. ધ્યાન ધરવાથી આત્મજ્ઞાનની સ્પષ્ટતા થાય છે. પરંતુ આ પણ બહુ લાંબો પ્રયોગ છે. આત્મવસ્તુ ખૂબ બારીક છે. ઝીણી છે ધ્યાનનો રસ્તો પણ લાંબે ગાળે કદાચ માણસને સાંપડે એનાથી તો કર્મફલનો ત્યાગ સરળ અને ઉત્તમ છે. કર્મના ફ્લની ઇચ્છા રાખવી એજ તો આત્મા ઉપર આવરણ છે આથી માણસે કર્મ તો કરવું પણ કર્મના ફલની ઇચ્છાનો ત્યાગ કરીને કરવું. કર્મના ફલનો ત્યાગ થાય કે તરતજ મન શાન્ત પડે છે. અને આત્મા તરફ વળે છે જેમ જેમ માણસની કર્મફલના ત્યાગને લગતી સમજ દૃઢ થાય છે તેમ તેમ મન આત્મામાં ચોંટતું જાય છે અને આત્મામાં રાગદ્વેષ વગેરે સંસાર ધર્મો ન હોવાથી તરત શાન્તિ પ્રકટ થાય છે. આ વાત અનુભવે વધારે સમજાય એવું છે આથી કેવલ કર્મ કરવાથી, કે અજ્ઞાનપૂર્વક અભ્યાસ કરવાથી તરત શાન્તિ મળતી નથી કેમકે બધાંયે દુ ખોનું મૂળ જાતનું અજ્ઞાન—તેતો કાયમ છે. કેવળ આત્મજ્ઞાનથી કે આત્માના જ્ઞાનપૂર્વક તેના ધ્યાનથી પણ તરત શાન્તિ વળતી નથી. કેમકે એવા મનુષ્યો કર્મ કરતા નથી ! અને કર્મ ન કરતા હોવાથી કર્મથી મળનારું ઐશ્વર્ય પણ તેમને મળતું નથી ! અને જગતમાં જ્યાં સુધી માણસ રહે ત્યાંસુધી તેને જગતનું સુખ ઐશ્વર્ય શિવાય મળતું

નથી ! ઐશ્વર્ય કર્મ કર્યાથી મળે છે. કર્મ તો કરતો નથી. આથી કેવળ આત્મજ્ઞાન કે આત્માના જ્ઞાનપૂર્વક આત્માનું ધ્યાન એ શાન્તિનું સાધન નથી. કોઇ એમ ન માને કે આ જગતમાં છો અમને સુખ ન મળ્યું, અમારો પ્રયત્ન તો પરલોક સુખને માટે છે. આ લોક અને પરલોક બન્નેનું સુખ માણસને મળવું જોઇએ. એ બેમાં વિરોધજ નથી ! આથી બન્ને લોકમાં પરમશાન્તિનું સાધન તો આત્મજ્ઞાનપૂર્વક, ભક્તિભાવે, ફલની સ્પૃહા શિવાય, કેવળ કર્તવ્યબુદ્ધિથી, લૌકિક વૈદિક બધાં કર્મોનું અનુષ્ઠાનજ છે. એનુંજ નામ કર્મયોગ છે. અને એ બન્ને લોકમાં અવશ્ય શાન્તિનું કારણ હોવાથી સર્વશ્રેષ્ઠ છે. ॥ ૧૨ ॥

**अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।**
**निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥ १३ ॥**

**બધાં ભૂતોનો - દ્વેષ ન કરનાર; મિત્ર; અને નિશ્ચય કૃપાળુ; મમતા વગરનો; અહંકાર શિવાયનો, દુઃખ અને સુખમાં સરખો; ક્ષમાવાન (આવો ભક્ત મને પ્રિય છે). ॥ ૧૩ ॥**

આત્મજ્ઞાનપૂર્વક, ભક્તિસહિત, નિષ્કામ ભાવે કર્મ કરવાં એ શાન્તિનો સૌથી શ્રેષ્ઠ માર્ગ છે એમ આગલા શ્લોકમાં બતાવ્યું. તો એવા માણસના ચિન્હો ક્યાં ? ક્યાં લક્ષણો ? કેમ જાણવું કે આ વિશ્વરૂપ ભગવાનનો ભક્ત છે ? આ પ્રશ્ન અર્જુનના મનમાં ઉદ્ભવ્યો. આથી ભગવાન તેરથી તે ઓગણીસમા શ્લોક સુધી ભક્તનાં લક્ષણો આપે છે. એ લક્ષણો આપવામા હેતુ એ છે કે જેઓ અત્યારે ભક્ત નથી પણ જેમને ભક્ત થવું છે એવા માણસો ક્યા સાધનો—ક્યા ગુણો મેળવે કે જેથી છેમને પણ જીવતાંજીવત જીવનસિદ્ધિ પ્રાપ્ત થાય ? અર્થાત્ સિદ્ધ ભક્તનાં જે લક્ષણો તે સાધકનાં સાધનો છે. આથી હવે પછી જે લક્ષણો ભગવાન સ્વમુખે બતાવે છે તે બધાએ હમેશાં વિચારવા યોગ્ય છે !

" અદ્વેષ્ટા સર્વભૂતાનાં " આ પહેલું લક્ષણ છે. સર્વભૂત એટલે બધાં પ્રાણી. સ્થાવરજંગમ પ્રાણીમાત્ર. અદ્વેષ્ટા એટલે દ્વેષ ન કરનાર. દ્વેષ એટલે દુઃખ દેવું તે. અર્થાત્ ભક્ત કદી પણ કોઇ રીતે પણ કોઇને પણ દુઃખ દેનાર ન હોય. કદી કોઇ રીતે કોઇને દુઃખ દેવું એટલે હિંસા. આમ

અદ્વેષ્ટા કદી કોઇની કોઇપણ રીતે હિંસા ન કરે અર્થાત્ અહિંસક. અહિંસક બનવાને માટે માણસ પાસે કેટલી તૈયારી હોવી જોઇએ તેપણ અહિં વિચારી લેવું ઘટે છે.

માણસ પોતાની જાતને દુઃખ દેવા ઇચ્છતો નથી. કેમકે તેને પોતાની જાત ખુબ વહાલી હોય છે. જાત ઉપર પ્રેમ હોવાને લીધેજ તે જાતનો કદી દ્વેષ કરતો નથી. આતો જાતને માટે થયું. જેમ જાતને એ ચાહતો હોવાથી જાતને પીડતો નથી, અને સુખ દેવા મથે છે, તેમજ જો એ બધાનામાં પોતાના જેવીજ જાત છે—આત્મા છે એમ દૃઢપણે સમજે તો કોઇને દુઃખ ન દે, અને સુખ આપવા યત્ન કરે આથી અહિંસક થવા ઇચ્છનારે પહેલા પોતાની જાતને પૂરી પરખવી. જાતને જો પૂરી પીછાને તોજ બધામાં રહેલી આત્માની હસ્તિને એ પીછાની શકે આમ અહિંસક થવા ઇચ્છનારે બધાનામાં આત્મા છે—મારાજ જેવો—એ સમજને પહેલી સ્વીકારવી જોઇએ.

ત્યારબાદ બીજું પગથીઉં એ છે કે જેમ પોતે સુખને ઇચ્છે છે અને દુઃખને દૂર થયેલું જોવા ચાહે છે, તેમજ બધાજ પ્રાણીઓ સુખ ઇચ્છે છે અને દુઃખ દૂર થયેલું જોવા ચાહે છે એ સમજ.

તે ઉપરાંત જે જગતમાં પોતે અને બીજા બધાં પ્રાણીઓ વસે છે, તે જગત બધાંય પ્રાણીઓને સાધારણ છે, જગત બધાંને માટે સામાન્ય છે, તેથી પોતાને જેટલો જીવવાનો હક્ક છે તેટલોજ બધાને અહીં જીવવાનો હક્ક છે એ સ્વીકાર કરવો જોઇએ. આ સમજના સ્વીકારમાથી તેનું, બીજા પ્રાણીઓ સાથેનું વર્તન ફરે છે

કોઇને દુઃખ ન આપવું એ નક્કી થઇ ગયું અને બધાંને સુખ આપવું એ પણ ચોક્કસ થયું. કેમકે બધામાં એક સરખોજ આત્મા છે. સ્હેજ પણ ફરક નથી. આમ જ્યારે બધાનામાં એકજ આત્મા છે અને તે આત્મા મારોજ છે, અર્થાત્ હુંજ બધારૂપે છું, તો બધાનું પ્રિય કરવું એ મારો સ્વભાવિક ધર્મ છે. કેમકે મારી જાતને હું કેવી રીતે પીડું ? જાત ઉપર તો જાતનો દ્વેષ હોઇ શકતો નથી. એટલે દુઃખ દેવાની તો વાતજ ન રહે. આમ અદ્વેષ્ટા એટલે બધામાં જાતનેજ સમજતો હોવાથી બધાનું પ્રિય કરનાર. આથી વિશ્વરૂપ ભગવાનનો પ્રેમી, મનથી કોઇનું પણ થોડું કે વત્તું અકલ્યાણ કદી ન ઇચ્છે. એના મનના સંકલ્પો અભદ

ન હોય બધાને માટે એ શિવ-સંકલ્પજ ઊંડે વાણીથી એ કદને ન દુભવે ઇન્દ્રિયોથી પણ ન દમે પણ મનથી, વાણીથી, અને ઇન્દ્રિયોથી બધાનુ હિત થાય એવાજ ઉદ્યોગો કરે પ્રેમનો તે ભંડાર હોય. જગત જેટનોજ બધાના ઉપર સ્વાભાવિક પ્રેમ એ અદ્વેષ્ટાપણુ સાધવાનો ઉપાય છે આ અદ્વેષ્ટાપણુ બહુ વિશાળ છે જ્યાંસુધી દેહની, મનની, ઇન્દ્રિયોની, અને વિષયોની વળગણ ન છૂટે ત્યાંસુધી એનો શુદ્ધ અર્થ કલ્પીજ શકાય અનુભવી ન શકાય. પણ માણસે નિશ્ચયથી પ્રેમને માટે પ્રયત્ન કરતા રહેવુ ઘટે ધીરે ધીરે એ સ્થિતિને પહોંચી વળવા એ શક્તિમાન થાય છે

'મૈત્રી' ભક્તનુ બીજુ લક્ષણ છે પ્રાણીમાત્ર સાથે એ મિત્રભાવે વર્તનારો હોય બધાનામા પોતાના જેવોજ-પોતાનોજ આત્મા વસે છે એમ સમજનાર કોઇને દુશ્મન લેખીજ ન શકે બધાનો તે મિત્રજ રહે આખુ જગત તેનુ મિત્ર છે મિત્રના લક્ષણ પણ જાણવા જોઇએ ભર્તૃહરિએ મિત્રના લક્ષણો ગણ્યા છે —

पापात् निवारयति, योजयते हिताय,
गुह्यं च गूहति गुणान् प्रकटीकरोति ॥
आपद्गतं च न जहाति ददाति काले,
सन्मित्रलक्षणमिदं प्रवदन्ति सन्त ॥

(પાપમાથી અટકાવે હિતમા જોડે, ગુપ્ત રાખવા જેવુ ગુપ્ત રાખે, ગુણોને પ્રકટ કરે વિપત્તિમા આવી પડેલાને ન ત્યાગે વખત આવે આપે-આને સન્તો સન્મિત્રનુ લક્ષણ કહે છે)

આખુ જગત ભક્તનુ મિત્ર છે આથી તે આખાય જગતને પાપ માથી અટકાવે. પાપ એટલે દુષ્કર્મ, જ્યા જ્યા દુષ્કર્મો હોય ત્યા ત્યા તેમને ખાળવા તેણે કેડ કસવી રહી પોતાના સદાચારદ્વાર જગતને પાપ કર્મમાથી અટકાવવુ રહ્યુ આટલુ કરીનેજ તે બેસી ન રહે ભક્ત જગતને હિતકાર્યોમા જોડે. જગતને પોતાનુ હિત શેમાં રહેલું છે, એ હમદર્દીથી બતાવે અને તેમા તેને પ્રેરે તે ઉપરાત જગતરૂપી પોતાના મિત્રના દોષોને છૂપાવે એટલે કે તેની નિર્દયપણે ટીકા ન કર્યા કરે પ્રાણી જાતની અજાનમાથી જન્મેતી નબળાઇઓને નિભાવી લે અને તેમને-

નિર્બલતાઓને પ્રેમપૂર્વક હટાવવાનો યત્ન કરે. પણ મુરબ્બી થઇને તેની ઓલાફાડ ટીકાજ ન કર્યા કરે. તે ઉપરાંત જગતરૂપી પોતાના મિત્રમાં જે ગુણો હોય તેને પ્રકટ કરે અર્થાત્ બધાના ગુણો ઉપર હૃદય ઠેરવે. જગત ઉપર જ્યારે વિપત્તિ આવે ત્યારે કિનારે ન ખસી જાય, પણ તેની કુમકે રહે.-વખત આવ્યે દધિચીની માફક જગતરૂપી પોતાના જીગરજાન દોસ્તને માટે હાડકાં પણ આપે. પ્રાણતંત ભક્તને માટે બહુ મોટું ન હોય. આનું નામ જગતનો મિત્ર છે. ભગવાનનો ભક્ત આવો હોય.

કરુણા ભક્તનું ત્રીજું લક્ષણ છે. કરુણા પ્રેમની બ્હેન છે. કરુણા શબ્દનો સ્પષ્ટ અર્થ પારકાંનાં દુઃખોને સમૂળ નાશ કરવાની તીવ્ર ઇચ્છા અને તેમાંથી જન્મતો પ્રયત્ન છે. અદ્વૈષ્ટા હોવાથી હવે ભક્તને પોતાપણું તો રહ્યુંજ નથી. કેમકે બધાંજ તેને પોતાનાં છે. આથી હવે તેની નજરમાં બધાના સુખમાં સુખ અને દુઃખમાં દુઃખ બાઝી રહ્યું. દુનિયામાં એકપણ આત્મા દુઃખી હોય ત્યાંસુધી ભક્ત સુખ ઇચ્છતો નથી. પરદુઃખનિવારણ એજ હવે એનું યાવજ્જીવ કર્તવ્ય છે. અને દુઃખો ત્રણ જાતનાં છે. પહેલું દુઃખ તે શરીર, મન અને આત્માને લગતું. આનેજ આધ્યાત્મિક દુઃખ કહે છે જગતના પદાર્થોના સંબંધથી જન્મતું દુઃખ તે બીજું: આનેજ આધિભૌતિક કહેવામાં આવે છે. ત્રીજું દુઃખ તે કુદરતી અને અધિદૈવિક કહે છે. આથી બધાં પ્રાણીઓના શરીર, મન અને આત્માના દુઃખોને ટાળવા ભક્ત નિરન્તર પ્રયત્ન કરે છે. અહિં સમજવાં જેવું આ છે. દુઃખોનું મૂળ અજ્ઞાન છે, અજ્ઞાન અવળી સમજ. એ અવળી સમજમાંથી અહંકાર ઉપજે છે, અહંકારથી રાગ જન્મે છે. રાગજ દ્વેષરૂપે ખડો થાય છે. અને દ્વેષજ ભયનું રૂપ લે છે. દુઃખો એટલે આ પાંચનો અનંત ગુણાકાર. આથી ભક્ત જગતના અજ્ઞાન વગેરેને ટાળવા પ્રયત્ન કરે છે. અજ્ઞાનથી માંડી ભય સુધીના પાંચ ક્લેશોનું ક્ષેત્ર બહુ વિશાળ છે. મનુષ્ય જીવનના એકેએક ખૂણાને એ સ્પર્શે છે. આથી ભક્તને મન દરેક જગ્યાએ કરુણાનો પ્રયોગ કરવાનું સ્થાન છે. આથી જ્ઞાનીભક્તનું હૈયું લોકોના અજ્ઞાન જોઇને કરપે છે અહંકાર જોઇને દ્રવે છે. રાગ જોઇને પીગળે છે. દ્વેષ જોઇને ભીંજાય છે ભય જોઇને ગળી જાય છે અહંકાર વગેરે બધાએ સાથીઓ સહિત અજ્ઞાનને જડમૂળથી ઉખેડી નાંખવા માટે કેડ કસીને યત્ન કરતો ભક્ત એ કરુણાનો સાગર છે. ભગવાન બુદ્ધનો એ એ બીજો અવતાર છે. દયાની એ સાક્ષાત્ જીવતી પ્રતિમા છે. આમ લોક

જીવનનું દરેક ક્ષણ જ્ઞાની ભક્તની કરુણાનું પોષક હોય છે. આ દુનિયામા દયાને પાત્ર નથી! કયા સ્થાને અવકાશ નથી?

ભક્તનુ ચોથુ લક્ષણ તે નિર્મમતા મમના, એટલે મારાપણું. નિર્મમતા એટલે મારાપણાનો અભાવ ભક્ત હવે પોતાનામા રહ્યો નથી વિશ્વમય થયો છે મારું એમ પોતાને માટે હોઈ શકતું નથી એને માટે તો હવે બધુ "મારૂં" જ છે કેમકે આખુ જગત તેનુ થયુ છે વિશ્વના ભક્તને માટે પોતાનુ કાંઇ નથી બધું વિશ્વરૂપ ભગવાનનુંજ છે આથી આ કર્મ મેં કર્યું—એનું ફળ મારૂં—મારે ભોગવવાનુ છે એ તેની બુદ્ધિજ રહેતી નથી ભગવાનને માટે જે કર્મ તે ભગવાનનું જેનું કર્મ તેને ફળ એટલે ભક્તની બધી ક્રિયાનું ફળ આખી દુનિયાને મળે. જો પોતે રાખે તો ચોર થાય કેમકે એના કર્મો પોતાને માટે નથી, બીજાને માટે છે બીજાનું લેવુ એનું નામ ચોરી છે ભક્ત ચોર ક્યાંથી હોય? આથી સ્વપ્ને પણ ભક્તને માટે મમતા—એટલે કે કર્મના ફળમા ભોક્તાપણાની સમજણ હોતી નથી!

ભક્તમા મમતા કેમ નથી તે સમજાવતા ભક્તનુ પાચમુ લક્ષણ આપે છે—"નિરહંકાર" 'અહંકાર' એટલે 'હું પણું' 'હુ' સર્વનામનુ જ છઠ્ઠી વિભક્તિનું એક વચન 'મારૂ' એમ થાય છે અને છઠ્ઠી વિભક્તિ સબંધ બતાવનારી છે હું હોય તો મારૂં થાય ભક્તનું વ્યક્તિગત હુંપણુ તો પીગળીજ ગયુ કેમકે જો તે વ્યક્તિગત હુંપણુ રાખે તો વિશ્વરૂપનો સેવકજ ન બની શકે સ્વાર્થીજ બને તેનો અહંભાવ વિશ્વભાવમાં ડૂબી ગયેલો છે તેને બધામાં હુપણુ લાગે છે. આથી ભક્તનો "હુ" એ ક્ષુદ્રભાવ લાવનાર "હું" નથી એ કરે છે તે ભગવાનને માટે કરે છે એટલે એને 'હુ કરું છું' "મેં કર્યું" "હું કરીશ" એવો ભાનજ ન રહે કેમકે કર્તા હોય તે સ્વતંત્ર હોય. ભક્ત સ્વતંત્ર નથી પરમાત્માને પરતન્ત્ર છે એટલે એને સ્વતન્ત્રતા જેવી કોઇ ચીજજ નથી જે કાંઇ એનાથી થાય છે, તે ભગવાનની ઇચ્છાદ્વારા થાય છે પોતાને તે નિમિત્ત માત્ર માને છે—જાણે છે આથી સ્વપ્નેપણ પોતાના ઉપર તે કર્તાપણાનો બોજો ઓઢતો નથી ભક્તને જાણવાનું આ પણ એક મોટુ લક્ષણ છે. અહંકારનો જેનામાં અભાવ થાય તે પોતાની જાતને તરણાથી પણ નીચી માને આમ નમ્રતાની છેવટની હદ ઉપર તે પહોંચી જાય છે અને

વિનયની છેવટની હદે જે પહોંચે તેજ બધાનામાં પોતાના જેવોજ એકરસ આત્મા છે એ સાક્ષાત્ અનુભવી શકે છે. ભક્ત સર્વભૂતોમાં પોતાના આત્માને જોવા નીકળ્યો છે. આથી અહંકાર એને માટે મહા એરી વસ્તુ છે. એની નજરમાં અહંકાર એ અંત્યજ છે. એના સ્પર્શે—એના પડછાયાએ, એની કલ્પનામાત્રથી, એ અભડાય છે. આમ ક્ષુદ્રભાવને આણનાર અહંકાર સર્વાત્મભાવમાં ઓગળી ગયેલો હોવાથી ભક્ત નિરહંકાર હોય છે.

વર્તમાન જીવનમાં તો, ભક્તનાં કર્મોજ, એવાં હોય છે, કે જે સુખ શિવાય બીજું કાંઇ ન આપે પરંતુ પ્રારબ્ધકર્મ જ્યારે ફળે છે ત્યારે સામાન્ય માણસની પેઠેજ ભક્તને સુખ અને દુઃખ અનુભવવાં પડે છે સુખ અને દુઃખ એ કર્મનાં ફળ છે. વળી કોઇનાં કરેલાં કોઇને ભોગવવાં પડતાં નથી. જીવે જાતે કરેલાં શુભ કે અશુભ કર્મને લીધેજ તેને શુભ કે અશુભ જેનું બીજું નામ સુખ અને દુઃખ છે, તે અનુભવવું પડે છે. જે કરે તે ભોગવે એ અચલ નિયમ છે આથી ભક્ત કે જેને આ અચલ નિયમની અચલ સમજ છે, તે સુખ કે દુઃખને સરખી રીતેજ ભોગવે તેને સુખ માટે અભિલાષ નથી દુઃખ માટે દ્વેષ નથી. કેમકે તે જાણે છે કે મારું કરેલું મારેજ બહાદુરીથી ભોગવવુંજ રહ્યું સુખથી જે ફુલાય અને દુઃખથી જે સંકોચાય તો તે બ્હીકણ છે. પોતે કરેલું પોતે ન ભોગવવું એવી એઠી ઇચ્છાવાળો છે. વળી કર્મનાં ફળરૂપ સુખ કે દુઃખ ઇચ્છે કે ન ઇચ્છે ભોગવ્યેજ છૂટકો છે, તો પછી રડી ગડીને—કાંગારોળ કરીને શામાટે ભોગવવાં? ભોગથીજ જેનો ક્ષય છે તેવાં કર્મના ફળરૂપ સુખ કે દુઃખને ભક્ત પ્રેમપૂર્વક ભોગવી લે છે અને કર્મના દેવામાંથી છૂટો થાય છે. ઇશ્વર કર્મફલનો દાતા છે અને ઇશ્વર કે જે ભક્તનો પરમ પ્યારો છે, તેના હુકમને તે કેવી રીતે અપમાને? આથી પરમાત્માની—પ્રેમપાત્રની પ્રસાદીરૂપ—જાતને મુક્ત કરનારાં—પોતે કરેલાં કર્મનાંફલને એકરસપણે ભક્ત આનન્દથી ભોગવી લે છે, તેમ કરવામાં તેને આનન્દ આવે છે. માટે ભક્ત સુખદુઃખથી ડરતો ન હોય પણ તેને ભોગવવા સદા તૈયાર હોય છે. પણ હવે તે સુખદુઃખને એવી રીતે ભોગવે છે કે તેમનો તેના ઉપર રતિભાર પ્રભાવ પડતો નથી. એની સુખદુઃખને ભોગવાની રીત પણ લોકને મહાન ઉપદેશ કરનારી છે. રઘુનાથનાં જડેલાં—ટાળ્યાં ન ટળનારાં સુખદુઃખને વિના રાગદ્વેષે સમભાવે ભોગવવામાં ભક્તનું ઉંચામાં ઉંચું સ્વમાન છે. એમાં પોતાના આત્માનો છુટકારો છે, એવી એની દૃ

સમજ છે. આથી ગમતું નગમતું બધું આનન્દપૂર્વક-વગર કચવાયે-વગર સવાલ પૂછયે ભકત સહી લે છે. આ એનું છઠું લક્ષણ છે.

શ્લોકના છેલ્લા શબ્દમાં ભગવાન પોતાના ભકતનું સાતમું લક્ષણ આપે છે. ક્ષમી-એટલે ક્ષમાવાળો. ક્ષમા એટલે સ્હામાના અપરાધને સહી લેવો તે. અપરાધ શબ્દ બે શબ્દો મળીને થાય છે. અપ+રાધ. અપ એટલે દૂર કરવું. રાધ એટલે પ્રસન્નતા. જે વસ્તુ આપણી પ્રસન્નતાને દૂર કરે-એટલે કે મનની નિર્મલતાને દૂર કરે, મનમાં રાગદ્વેષ વગેરે મેલને ઉભરાવે તેનું નામ અપરાધ. ટુંકમાં સ્હામો માણસ આપણને ન ગમતું કરે એનું નામ અપરાધ. ભકતને માટે "ન ગમતું" એવી કોઇ ચીજજ નથી. કેમકે તેને 'હું' નથી. હું હોય તો મનમાં કચવાટ ઉપજે. એને મન તો બધાંજ પોતાનાં રૂપ છે, એટલે સામો માણસ અજ્ઞાનને વશ થઇ તેનું-ભકતનું બગાડે એમ લોકોને લાગે તોપણ ખરી રીતે તો તે ભકતનું કાંઇ બગાડીજ શકતો નથી. એવા કલ્પિત વિરોધીઓનું વર્તન તો ભકતને પોતાના આત્મ-સમભાવને અજમાવવાની તક છે. ભકતની સમાનતા-તેનું સમદર્શીપણું-તેની નિષ્કારણ દયા બતાવવાના એવા પ્રસંગોને ભકત કદી જવા ન દે. એવા પ્રસંગોમાં એને ગૂઢ ઇશ્વરીય સંકેત દેખા દે છે. આથી જેમ જેમ સામો માણસ તેનો અપરાધ કરે તેમ તેમ તેને સહી લેવાને ભકત તત્પર બને છે. તેના હ્રદયમાં એવા અપરાધો ક્ષોભ પેદા કરી શકતા નથી. કેમકે ભકત સર્વત્ર આત્મદર્શી છે. પોતાના રૂપે તે અપરાધ સહન કરે છે, અપરાધ કરનારના રૂપે તે અપરાધ કરે છે. અને દુનીઆમાં એવી કઇ વસ્તુ છે કે જે આત્મદર્શી ભકતની પ્રસન્નતાને દૂભવી શકે? તેનો આત્માજ આનન્દનો સાગર છે. એટલે એનામાં અપ્રસન્નતા પ્રવેશી શકતીજ નથી. આમ અપરાધને સહન કરવો એ ભકતનું શીલ છે-સ્વભાવ છે. એ દ્વારા પણ ભક્ત ભૂલતી માનવ જાતને સમદર્શીપણાનો બોધ આપે છે. ભગવાનને ક્રાઇસ્ટ શૂળી ઉપર પણ મારાઓને માફી આપે છે. તેમના ભલા માટે ભગવાન પ્રાર્થે છે. ભગવાન એકનાથ કોઇ એકસોને આઠ વખત થૂંકે, તોપણ શાન્તિ તજતા નથી. એ ક્ષમાને લીધે તો-તેઓ જગતના તારણહારો છે માછલીના ચળવળાટથી જો સમુદ્ર ખળભળતો હોય તો? અને કયો ભકત આવા અનુભવ શિવાયનો હોઇ શકે? જેનામાં આ સાત લક્ષણો બીજરૂપે, અંકુરરૂપે, વૃક્ષરૂપે કે સ્વભાવસિદ્ધ હોય તે બધા ભગવાનને પ્યારા છે. ॥ ૧૩ ॥

संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मद्भक्तः स मे प्रियः ॥ १४ ॥

હંમેશાં સન્તુષ્ટ, કર્મયોગી, જીતમના, દૃઢનિશ્ચયી, મને દઈ દીધેલાં મન અને બુદ્ધિવાળો જે મારો ભક્ત છે તે મને પ્રિય છે. ॥ ૧૪ ॥

આગલા શ્લોકમાં ભક્તનાં સાત લક્ષણો આપ્યાં આ શ્લોકમાં બીજાં પાંચ લક્ષણો આપે છે. એમાં પહેલું તે સન્તોષ. સન્તોષમાં બે શબ્દો છે. સમ્+તોષ સમ્ એટલે સારી પેઠે, તોષ એટલે તૃપ્તિ. પેટપૂર ખાઇ રહ્યા પછી જો માણસને પીરસવામાં આવે તો તે એકદમ 'બસ, બસ,' એમ બોલી ઉઠે છે. એ 'બસ, બસ,' બોલ ધરાયાની નીશાની છે. તેમ દુનિયાના અવરજવર કરનાર પદાર્થોથી જે ખૂબ ધરાઇ જાય તે 'બસ બસ' એમ પોકારી ઉઠે છે. બસ, એ 'બસ' નું નામ સંતોષ છે. માણસ જ્યાંસુધી સંતોષી નથી બનતો ત્યાંસુધી એ કુદરતના અટલ નિયમોને સમજતો નથી. માણસને જે કાંઇ મળે છે તે તેના કર્મનું ફલ છે. કર્મનું ફલ ન હોય એવું કાંઇ એને મળતું નથી, અને કર્મનું ફલ હોય તેનું મળતું ટળતું નથી એટલે કર્મનું ફલ જેટલું હોય તેટલુંજ મળે છે, તેનાથી વધુ કે ઓછું મળતું નથી. તો પછી તેની તૃષ્ણાનો કાંઇ અર્થ નથી એ ઓછું ઇચ્છે તેનો પણ અર્થ નથી. વધારે ઇચ્છે તેનો પણ અર્થ નથી. અને ન ઇચ્છે તો પણ મળવાનું તો મળેજ એટલે ઇચ્છા કરવાની જરુરજ નથી. આંથીજ માણસે સમજપૂર્વક પદાર્થોને મેળવવાને ફાંફાં મારવાની જરૂર નથી. ભક્ત સંતોષી હોવો જોઇએ. જો એ સંતોષી નથી તો ભક્ત પણ નથી. કારણકે પોતાને માટે એને કાંઇ જોઇતું નજ હોય. સંતોષ કેળવવા માટે ઇશ્વરમાં દૃઢ વિશ્વાસ, કર્મનું ફળ જેટલું હોય તેટલુંજ મળે છે તેમાં વધઘટ કરી શકાતી નથી એ સમજ, દુનિયાના પદાર્થો એ હાથનો મેલ છે એ સમજ, દુન્યવી પદાર્થો હમેશાં રહેનાર નથી, પદાર્થો આવવા જેવાના સ્વભાવવાળા છે, એ સ્વીકાર અને હું કે જે આત્મારૂપ છું એ પૂર્ણકામ છું એવો અનુભવ વગેરે ઇંદ્રિની જરુર છે જેનામાં એ ન હોય તે પદાર્થોને મેળવવાની તૃષ્ણાને રૂકી શકતો નથી સંતોષના કુદરતી નિયમને આધીન થઇ શકતો નથી. સન્તોષનુંજ બીજું નામ વિરાગ છે. એ સંતોષ માણસને કોઇ કોઇ વેળા થઇ આવે એનું નામ

સાચો સન્તોષ નથી. એ એના સ્વભાવમાં ઉતરી ગએલ હોવો જોઇએ. પદાર્થો આવે કે જાય, અડકે કે ન અડકે તોપણ નહિં તો તેમને લેવાની કે નહીં તો તેમને તજવાની વૃત્તિ એવી જે મનની કોઇ અદ્‌ભુત અવસ્થા એનું નામ સન્તોષ છે. ભક્ત એવો-સંતોષી હોય.

આ ઉપરાંત ભક્ત યોગી હોય. એટલે કે હંમેશાં સદુદ્યોગમાં તે રચ્યો પચ્યો રહેવો જોઇએ. ભક્તિને નામે હાથપગને સંકોચી બેસી રહેવું એવી જડતાનો ખ્યાલ દૂર થવો જોઇએ. કામ કરવું એતો ભક્તનો આનન્દ છે કેમકે સ્વાર્થ જેવી તેને કોઇ હવે ચીજ નથી. હવે એ જીવે છે બીજાને માટે. તો જો એ ભક્તજ હાથપગને સંકોચી બેઠો બને તો લોકો પણ તેને અનુસરે અને પ્રજામાં જડતા વ્યાપે. કામ ન કરનારી, બેઠીપણામાં આનન્દ માણનારી જાતિ ભગવાનને ગમતી નથી. આથી ભક્ત હંમેશાં સદુદ્યોગમાં ડુબેલો હોય છે. એની પાસે એના જીવનનું વખતપત્રક હોય છે અને એ વખતપત્રકની વ્હેંચણી મુજબ હંમેશાં કામ કરવું એ મારી ફરજ છે એમ સમજી કર્તવ્યમાં તે જોડાયેલોજ રહે છે ભક્તિ ને નામે જે નવરો બેસી રહે તે ભક્ત નથી. ભક્ત શિવાયનો ગમે તે હોય. આથી ભક્ત કર્મયોગી હોય એવો ભગવાનનો અભિપ્રાય છે

ભક્ત 'યતાત્મા' હોય યતાત્મા એટલે જીતેલા મનવાળો ભક્તનું મન હંમેશાં પોતાના વશમાં હોવું જોઇએ. નહિં તો ભગવાનને નામે અનેક અનર્થો કરવાનું એને સુઝે છે. ભક્ત મનને ભમતું ન મૂકે. શેખચલ્લી ન બનાવે. મનોરાજ્યમાં ન મહાલવા દે. મનને સ્વાધીન રાખી તેની પાસે કામ લે વશમાં આવેલું ભક્તનુ મન ભગવાન શિવાય બીજાને ઓળખેજ નહિં. આથી સાવધાન રહી હંમેશા મનને પોતાની દૃઢ ઇચ્છા શક્તિને અધીન રાખે. મનની ઇચ્છા મુજબ મનને ભટકવા ન દે તે યતાત્મા. ભગવાનમાં મનનો અવતાર કરનાર, ગંગાનું અવતરણ કરનાર ભગીરથથી પણ મોટો છે-ભવ્ય છે-વંદ્ય છે

આ ઉપરાંત ભક્ત દૃઢ નિશ્ચયી હોય. ઢીલા નિશ્ચયવાળો નહિં. દૃઢ એટલે ન હાલે એવો. નિશ્ચય એટલે બુદ્ધિ. માણસના બધા નિશ્ચયો ત્રણ વર્ગમાં વહેંચી શકાય. જાતને લગતો નિશ્ચય, જગતને લગતો નિશ્ચય અને ઇશ્વરને લગતો નિશ્ચય. ભક્તે જાતને માટે, જગતને માટે અને ઇશ્વરને માટ

જે સત્ય નિશ્ચય કર્યો હોય તેને તે વળગી રહેનારો હોવો. જોઇએ. જેના નિશ્ચયો પળેપળે બદલાય તે સ્થિર નિશ્ચયવાળો ન કહેવાય આખું જગત કદાચ્ ભક્તના સત્ય નિશ્ચયને ડોલાવવા યત્ન કરે તોપણ તસુભર જે ન ચળે, ન મચક આપે, તેજ, ખરો ભક્ત. સત્ય-નિશ્ચયની દ્રઢતા એતો ભક્તનું મહાન અમોઘ બળ છે એ જ્યાંસુધી ન હોય ત્યાંસુધી ભક્તિના સાંકડા, અણિઆળો, અસ્ત્રાની ધાર જેવા તીણા માર્ગ ઉપર એનાથી ટૂંચ ન થાય. દ્રઢ નિશ્ચયને મેળવવા માટે અને જોકની માફક તેને વળગી રહેવા માટે સત્શાસ્ત્રનું અધ્યયન, સત્સંગ અને સત્યનેજ પ્રાણાન્તે પણ વળગી રહેવાની તીવ્ર ઇચ્છા હોવી જોઇએ. આકાશ અને અવનિ એક થાય તોપણ સત્યનેજ હું સ્વીકારીશ-સત્ય. શિવાયનું મને કશું ન ખપે એ સત્યપ્રેમમાથી દ્રઢ નિશ્ચય જન્મે છે

ભક્તનું બારમુ લક્ષણ "મારામાં દઇ દીધેલાં મન અને બુદ્ધિવાળો." એમ ભગવાને આપ્યું છે. મારામા એટલે ભગવાનમાં. મનને દઇ દેવું એટલે પોતાનામાં મનને ન રાખતાં ભગવાનમાં પરોવવું. અર્થાત્ મનના ચિન્તનનો વિષય ભગવાનનેજ બનાવવા તે. સમજવાનું આ છે. ઇન્દ્રિયો બહારના પદાર્થો લાવી મનને સોંપે છે અને મન બુદ્ધિને સોંપે છે. ભક્તની બધી ઇન્દ્રિયો શુદ્ધ હોઇ ભગવાનના વિશ્વરૂપનેજ પકડે છે, એટલે મનને પણ વિશ્વરૂપ ભગવાનનુંજ ભાન સોંપે છે. આમ મન ભગવાનમય બની જાય તો ભક્ત બનાય. આ ઉપરાંત મન જ્યારે ભગવાનમય બની જાય એટલે મનની દોરવણીથી દોરવાતી બુદ્ધિ પણ ભગવાનનેજ બધામાં નિશ્ચય કરે. અર્થાત્ બુદ્ધિ જે જે નિશ્ચય કરે તે તે નિશ્ચયમાં ભગવાનજ મુખ્ય હોય. નામ અને રૂપ જુદાં જુદાં છે પણ એ નામરૂપના પડદા હેઠળ એકજ આત્મા રમી રહયો છે, એવી ભક્તની પાકી સમજ હોવાથી જે જે પ્રાણી કે પદાર્થ તેની સમક્ષ આવે તે બધામાં તેને ભગવાનજ પ્રધાન જણાય. ઝવેરી જેવો ભક્ત હોય. ઝવેરીની દ્રષ્ટિમાં દાગીનાના નામ કે આકાર. મહત્વનાં નથી. તેમાં રહેલું સોનુંજ તેને મન મહત્વનુ છે. તેમ ભક્તની નજરમાં નામરૂપ મહત્વનાં નથી નામરૂપ ઓઠાં હેઠળ જે લીલા કરનાર છે તેજ મુખ્ય છે. આથી ભક્તની ભાવનામાં ભગવાનજ રહે છે એનુંજ નામ 'મય્યર્પિતમનોબુદ્ધિ'. છે જેનામાં એ હોય તે ભગવાનને પ્રિય છે. ॥ ૧૪ ॥

**यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।**
**हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥ १५ ॥**

**જેનાથી લોક ઉદ્વેગ પામતો નથી અને જે લોકથી ઉદ્વેગ પામતો નથી, તથા જે હર્ષ–રોષ–ત્રાસ અને ઉદ્વેગથી છૂટેલો છે તે મારો વ્હાલો છે. ॥ ૧૫ ॥**

પંદરમા શ્લોકમાં ભકતનાં બીજાં કેટલાંક લક્ષણો બતાવે છે. ભકતથી કોઇપણ પ્રાણીને ઉદ્વેગ થવો ન જોઇએ. ઉદ્વેગ એટલે ભય. આ પારકો છે એમ જ્યારે માણસ સામા માણસને જોએ છે, ત્યારે તેને તેનો ભય લાગે છે. બીજો હોય તો ભય લાગે. ભકતની નજરમાં તો બીજો કોઇ હોતોજ નથી. બધાંજ તેને પોતાનાં છે. અને પોતે તો પોતામાથી બ્હીતો નથી. વળી કોઇપણ પ્રાણીને ન પીડવું એ ભકતની પ્રથમ પ્રતિજ્ઞા છે અને એ પ્રતિજ્ઞાની શરૂઆત થાય છે બધાંય પ્રાણીઓને અભયદાન આપવાથી. આમ ભકતે બધાંય પ્રાણીઓને અભયદાન આપેલું હોવાથી તેનાથી બીજાને પોતાના તરફથી ભય લાગે એવું વર્તન ન કરી શકાય. કોઇને પણ ભયભીત કરવો એ મહાન પાપ છે. અને એ પાપ ભકત જેવા પવિત્રાત્માથી થઇ શકેજ નહિં. ભકતને તો લોકો પોતાનો જાણી સુખદુઃખની વાત કરી શાન્તિ મેળવે. કેમકે તે સંહારપ્રધાન જગતમાં શાન્તિનો દૂત છે. અશાન્તિ અને ઉદ્વેગને પ્રસરાવનાર તે ન હોય. આથી ભકતમાં પારકાપણાની બુદ્ધિનો અભાવ હોવાથી અને બધામાં પોતાપણું અનુભવતો હોવાથી કોઇપણ પ્રાણીને તેના તરફ ઉદ્વેગ થાયજ નહિં. ભેદબુદ્ધિ ઉદ્વેગનું કારણ છે અને ભકતની ભેદબુદ્ધિ ભૂંસાઇ ગએલી છે. આથી તેતો કોઇથી પણ ઉદ્વેગ પામેજ નહિં. આમ જેનાથી લોક અને લોકથી જે ઉદ્વેગ ન પામે તે ભકત.

વળી ભકત હર્ષ, અમર્ષ, ભય અને ઉદ્વેગથી મુકત હોવો જોઇએ. હર્ષ એટલે ગમતી વસ્તુ મળી જતાં મનનું મલકાઇ જવું તે. પદાર્થના સંયોગથી જો ભકત ફુલાય તો તેના વિયોગથી તે જરૂર કરમાય. પરંતુ ફુલાવવાના કે કરમાવવાનાં કારણરૂપ રાગદ્વેષ તેજ ભકતમાં નથી. આથી એને માટે પ્રિય વસ્તુનો સંયોગ અને અપ્રિય વસ્તુનો વિયોગ અથવા તો

પ્રિય વસ્તુનો વિયોગ અને અપ્રિય વસ્તુનો સંયોગ વિકાર પેદા કરનાર નથી. તેતો સદા પ્રસન્નજ રહે છે. રોવાનું જગતમાં કારણ નથી એટલે તે રોતો નથી હસવાનું પણ કારણ નથી એટલે તે હસતો નથી. અને પ્રસન્ન રહેવાનું તો પ્રતિપળે કારણ છે કેમકે આત્મા-સુખદુઃખ વગેરે વિકારોથી પર છે એ વિચારજ પરમ સુખનું કારણ છે. આમ જગત જેમાં હસે તેમાં ભક્ત તટસ્થ હોય છે. અમર્ષ એટલે સહન શકિતનો અભાવ. અસહિષ્ણુતા. જરા જરા વારમાં પિત્ત ચઢી આવવું તે. પાપીને જોઇને ભક્ત ક્રોધ કરતો નથી પણ તેને સહન કરી લે છે. કેમકે તે પણ ભગવાનનુંજ સ્વરૂપ છે. ફક્ત માયાના ફંદામાં સપડાયેલું છે એમ સમજી તે પાપી કે પાપ તરફ અસહિષ્ણુ રહી શકતો નથી. તે એમ સમજે છે કે ભલા ! જેને ભગવાન સહન કરી લે છે તેને હું કેમ ન નિભાવી લઉં? આમ અમર્ષરૂપી ક્રોધના સૌમ્ય સ્વરૂપને તે વર્ગ આપતો નથી. ભય અને ઉદ્વેગ તો તેનામાં હોઇ શકેજ નહિ એમ ઉપર બતાવ્યુંજ છે. અહિં એક ચમત્કૃતિ નોંધવા જેવી છે. ભગવાન કહે છે **"हर्षामर्षभयोद्वेगैः मुक्तः"** વ્યાકરણ રીતે અર્થ એમ થાય છે કે હર્ષ અમર્ષ ભય અને ઉદ્વેગથી છોડાયેલો. ભકતમાં ભક્ત થયા પછી તો હર્ષ વગેરેને માટે અવકાશજ નથી. પણ આગલા જીવનના જે એવા સંસ્કારો હોય તે હર્ષ વગેરેના સંસ્કારો ભક્તને છોડીને ચાલ્યા જાય છે. હર્ષ વગેરે એમ સમજે છે કે હવે આ માણસનું હૃદય હમારા નિવાસને માટે યોગ્ય નથી. ચાલો અહીંથી એમ ભકતના પ્રયત્ન વિનાજ તે હર્ષ વગેરે ભક્તને છોડીને ચાલ્યા જાય છે. ભકતને ત્યાં તે રહી જાય તો પણ ભક્તને તે કામનાજ નથી. એટલે બીચારાં હર્ષ વગેરે ભક્તની પોતાના તરફની ઉદાસીનતાને જોઇને જાતેજ ચાલ્યાં જાય છે, અને એ તો ભક્તિનો મહિમા છે. આથી ભગવાને કહ્યું હર્ષ વગેરે તેને છોડીને ચાલ્યા જાય છે. ભક્તને તો તે બધાને છોડવાં જેવું હવે રહ્યુંજ નથી. ॥ ૧૫ ॥

अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारम्भपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥ १६ ॥

નિઃસ્પૃહ, પવિત્ર, કુશલ, તટસ્થ, આધિ વગેરેનો, બધાંએ કામ્યકર્મોનો ત્યાગ કરવાના સ્વભાવવાળો, એવો જે મારો સેવક છે તે મને અત્યંત પ્યારો છે. ॥ ૧૬ ॥

આગલા શ્લોકમાં પાંચ લક્ષણો આપ્યાં હવે આ શ્લોકમાં બીજાં છ લક્ષણો દર્શાવે છે. ભક્ત અનપેક્ષ હોય. અપેક્ષા એટલે સ્પૃહા સ્પૃહા એટલે જડ કે ચેતન દ્રવ્યને ચોરવાની ઇચ્છા સ્પૃહા એ ચોરીની વૃત્તિનું મૂળ છે. ભક્ત સ્પૃહાવાળો ન હોય. દરિદ્રી હોય તે સ્પૃહા કરે. કંજૂસ હોય તે દ્રવ્ય માટે વલખાં મારે. ભક્તને તો ભગવાન મળતા હોવાથી તેના ભવોભવનું દળદર ફીટે છે. એની કંજૂસાઇ ટકી શકતી નથી. વળી સ્પૃહા રાખનાર ઉપર લોકોનો વિશ્વાસ રહેતો નથી. ભક્ત તો વિશ્વરૂપ ભગવાનનો સેવક. એટલે તે તો બધાય પ્રાણીઓ માટે વિશ્વાસનું ધામ હોય લોકોનો તેના ઉપર વિશ્વાસ ન હોય એનો ટૂંક અર્થ એટલોજ કે ભક્તમાં ઉંડે ઉંડે પણ ચોરવૃત્તિ–લાલસા વળગેલીજ છે. કેમકે જેનામાં ઉંડે ઉંડે પણ ચોરવૃત્તિ નથી તેજ લોકમાં વિશ્વાસપાત્ર થાય છે. વિશ્વાસનો ભંગ ત્યારે થાય કે જ્યારે સામો માણસ આપણને પોતાનાથી જુદો ગણે અને ભય પામે. વિશ્વરૂપના સેવક માટે જુદાઇ ઘટે નહિં અને લોકોનું તે તેનું પોતાનુંજ હોવાથી પોતાને માટે તે કાંઇજ ન ઝંખે. વળી અપેક્ષા–સ્પૃહા આત્માના પૂર્ણકામ સ્વભાવની ઓળખ ન હોવાથી જન્મે છે. જે જાણે છે કે આત્મા પૂર્ણકામ છે, તેને કોઇ કામના નથી, તે દુનિયાના ક્ષુદ્ર પદાર્થોની ચોરી માટે ન લલચાય. આથી આખાય જગતનું સંપૂર્ણ ઐશ્વર્ય પણ જો ભક્તના ચરણમાં લોટે તો તેની કાંકરી માટે પણ તે ન ઝંખે. આમ નિઃસ્પૃહતા એ ભક્તનો જીવનમંત્ર હોય છે. અચોરીની એ સ્થિર દશા છે.

આ ઉપરાંત એક અતિ મહત્વના લક્ષણનો ઉલ્લેખ કરે છે. ભક્ત શુચિ હોવો જોઇએ. શુચિ એટલે પવિત્ર. શરીરના અને મનના મેલ સિવાયનો તે હોવો જોઇએ. દરેક રીતે સ્વચ્છ હોય તેજ ભક્તિનું સાચું રહસ્ય પામી શકે છે. બહારની સ્વચ્છતા ઉપર અંદરની સ્વચ્છતાનો આધાર છે. માટે ભક્તની પવિત્ર ફરજ છે કે તે પોતાના શરીરની શુદ્ધિમાં ઢીલ ન કરે. રોગ વગેરેનો ભોગ ભક્ત ન બને. તે માટે તેણે આહાર વિહારમાં ખૂબજ કાળજી રાખવી ઘટે. આહાર વિહારની કાળજીથી શરીર સામાન્ય રીતે નીરોગીજ રહેશે. લુગડાંલત્તાં વગેરેની સ્વચ્છતા સાથે ભક્તિને ક્યાંયે વિરોધ નથી ભક્ત જરા મેલો ગંદો કેમ રહી શકે ! ભગવાનને જરા સરખો પણ મેલ પસંદ નથી. ભગવાનને જે નાપસંદ તે ભક્તને માટે કર્તવ્ય ન હોય. આથી બહારની સ્વચ્છતા પૂરી હોવી જોઇએ. રહેવાનું

સ્થાન, આજુબાજુનું વાતાવરણ, લુગડાં લત્તાં, શરીર વગેરેની સ્વચ્છતાનો સમાવેશ બાહ્ય પવિત્રતામાં થાય છે. મનના પાંચ મહામેલ છે. પહેલો મેલ તે અજ્ઞાન. એટલે કે ઉંધી સમજ. ઉલટા ખ્યાલો. જે વસ્તુ જેવી નથી તેને તેવી સમજવાની ટેવ. આ એક મહાન અને સર્વવ્યાપી મેલ છે. એ એ મહાન અશુદ્ધિ છે. આ ઉંધી સમજણને લીધેજ માણસનામાં હું સુખી, હું દુઃખી, હું મૂઢ, એવા સુખદુઃખમોહથી રંગાયેલા હુંપણાના ખ્યાલો પેદા થાય છે; એ સુખદુઃખ કે મોહવાળો હું તાત્વિક દ્રષ્ટિએ નથી છતાં છું એવો અમસ્તોજ ભાર ઉચકીને માણસ ફર્યા કરે છે અને દુનિયામાં ગંદુ વાતાવરણ ફેલાવે છે. એ મનનો બીજો મેલ છે એ, બીજા મેલમાંથીજ—અહંકારમાંથીજ—" મારે આ જોઇએજ" એવી જાતનો પોતાને જે ગમે તેના ઉપર તીવ્ર ભાવ હોવો અને એ તીવ્ર રંગે રંગાઇને પોતાને ગમતું કરવામાં પરોવનારો મેલ ઉપજે છે. એનું નામ રાગ છે. એક વખતે જેને સુખ-માન્યું હોય તેવાનો અનુભવ થતાં પાછું તેવાજ અનુભવ માટે ઝંખ્યા કરવું—દરેક ક્ષણે તલપાપડ થવું એનુ નામ રાગ છે. અમસ્તોજ માણસ એવી ઝંખના કર્યા કરે છે. એ ત્રીજો મેલ. ચોથા મેલનું નામ દ્વેષ છે. જેમ ગમે તેને ચાહે, અને તેને માટેજ પ્રયત્ન કરે તેમ ગમતું ન થાય એટલે તેને માટે ચીઢ કરે. જો બધાને ગમતુંજ જગતમાં થાય તો કોઇને કાંઇ નં મળે. અને પરિણામે બધી દુનિયામાં અવ્યવસ્થા થઇ જાય! મારે અમુક નજ જોઇએ એવી તીવ્ર ત્યાગઇચ્છા તેનું નામ દ્વેષ છે. એ પણ મહાન મેલ છે. પાંચમો મેલ તે મરવાનો ભય. પ્રાણીમાત્રને એ પીડે છે. દ્વેષ જ્યાં સુધી ટકે ત્યાં સુધી માણસ તેને ટકાવી રાખે છે. પણ તેનો દ્વેષ પણ જ્યારે ન સંતોષાય ત્યારે અશક્ત બની તે ભય પામે છે અને મોતથી બ્હીતો ફરે છે. ભય એ દ્વેષની દીનદશા છે. બસ આ પાંચ મેલો આ સુન્દર જગતને અસુન્દર કરી રહ્યા છે અને પ્રાણીમાત્ર એનાથી પીડાય છે. એ પાંચને સાફ કરવા ભક્તે હંમેશાં તૈયાર રહેવું ઘટે. અજ્ઞાન જ્ઞાનથી ધોવાય. અહંકાર વિવેકથી સાફ થાય. રાગનો ડાઘ વિરાગથી દૂર થાય. દ્વેષ પ્રેમથી જીતાય. સ્વરૂપના જ્ઞાનથી જન્મેલી નિર્ભયતાથી ભય પીગળે. આથી ભક્તનો યત્ન હમેશાં જ્ઞાન, વિવેક, વિરાગ, પ્રેમ અને નિર્ભયતા મેળવવાનો હોય છે આ મુખ્ય, મેલોને ધોવાનો યત્ન થાય તો ઇર્ષ્યા, અસૂયા, અમર્ષ અને પારકાનો અપકાર કરવાની ઇચ્છા રૂપી ચાર અમુખ્ય મેલો ધોવાય -મૈત્રી, મુદિતા, ઉપેક્ષા

અને કરુણા આ ચારની ભાવના સિદ્ધ થતાં એ અમુખ્ય મેલો માણસને ન અડી શકે. કોઇના સુખે સુખી થવું અને તેના સુખને વધેલું જોવા સહૃદયપણે ઇચ્છવું એટલે મિત્રતાની ભાવના. પુણ્યશાલી જીવને જોઇ મનમાં બળવું નહિં પણ તેના પુણ્યને અનુમોદન આપવું એટલે મુદિતા. પાપી અને પાપ એ બન્નેને જોઇ ચીડવાવું નહિં પણ તે બન્ને તરફ ઉદાસીન રહેવું, તટસ્થ રહેવું, બેદરકાર રહેવું એનું નામ ઉદાસીનતા છે. દુઃખીને જોઇને હસવું નહિં પણ તેના તરફ હમદર્દી રાખવી એનું નામ કરુણા. મૈત્રીની ભાવના સ્થિર થતાં ઇર્ષ્યારૂપી દોષ ધોવાય છે, મુદિતાથી અસૂયા નષ્ટ થાય છે. ઉપેક્ષાથી અમર્ષ સ્વચ્છ થાય છે અને કરુણાથી પારકાનો અપકાર કરવાની દાનત સાફ થાય છે. બસ. આ નવ મેલોને ધોવા–તેમનું નામ નિશાન ન રહેવા દેવું એનું નામ શુદ્ધિ છે અને ભક્ત શુદ્ધ હોવો જોઇએ. પરંતુ શુદ્ધિમાં આટલું જ નથી. આ ઉપરાંત ભક્તમાં વ્યવહારશુધ્ધિ પણ હોવીજ જોઇએ. વ્યવહારશુધ્ધિનું જ બીજું નામ ભાવસંશુધ્ધિ છે. ભક્ત પ્રમાણિક હોય. દગો ફટકો કરનાર ન હોય. જેનો દુન્યવી બધો વ્યવહાર પ્રપંચ વગરનો, સાફ, સીધો, સરળ, હોય તેવોજ ભક્ત ભગવાનને ગમે છે.

આ ઉપરાંત ભક્ત દક્ષ હોવો જોઇએ. દક્ષ એટલે એકી વખતે આવી પડેલાં અનેક કાર્યોને યથાર્થ રીતે સમજી આટોપવાને શક્તિમાન હોવો જોઇએ. એકી વખતે અનેક કાર્યોને સમજપૂર્વક આટોપવાની શક્તિ હમેશાં જાગૃત અને વિવેકી ભક્તમાં હોઇ શકે. એવી વખતે એ મુંઝાય નહિં. ભગવાનને ભૂલે નહિં અને પોતાનામાં સંઘરેલી અનેક પ્રકારની શક્તિનો એકી વખતે પ્રભાવ બતાવે. ભક્ત મુંઝી હોય, દુન્યવી કામો કરવા નાલાયક હોય, બીચારો–ભલો હોય એ મૂઢ માન્યતા ભગવાનને પસંદ નથી, એ આ લક્ષણોમાં ભગવાન કહેવા માંગે છે. ભગવાન જેમ પૂર્ણ છે તેમ ભક્ત પણ પોતાની પૂર્ણતા સાધવા નીકળ્યો છે. એટલે એણે પોતાનીમાં ભગવાનના ગુણોની સંક્રાન્તિ થયેલી છે એનો જગતને પુરાવો આપવોજ જોઇએ. આથી ભક્ત દક્ષ હોવોજ જોઇએ.

આ શિવાય ભક્ત ઉદાસીન હોય! ઉદાસીન શબ્દનો અર્થ 'ઉપર બેઠેલો' એવો થાય છે એટલે કે બે જણા વિવાદ કરતા હોય ત્યારે બેમાંથી એક પક્ષની તરફેણ ન લેનાર. ઢળી પડવાના સ્વભાવ વગરનો. તટસ્થ. ભક્ત સત્યના જેટલો નિષ્પક્ષપાતે હોવો જોઇએ. કોઇએક પક્ષ તરફ

એ આઈ જાય તો તે રાગદ્વેષનો ગુલામ છે એમજ સિદ્ધ થાય. પક્ષપાત કરવાની તકો જીવનના દરેક ક્ષેત્રમાં માણસને મળે છે. એ દરેક તકે જે માણસ સંસ્તનેજ વળગે તેજ છેવટે ઉદાસીન બની શકે. ઉદાસીનતાના વિકાસની છેવટની હદ રાગદ્વેષની શૂન્યતામાં આવે છે. છતાંએ એટલી ઉચ્ચ કોટિની ઉદાસીનતા તત્કાળ ન આવે તો પણ ધીરે ધીરે જાગૃત રહી, વિવેકનું શરણુ લઇ, માણસ જીવનની ઝીણી ઝીણી વિગતોમાં જે પક્ષપાત કરવાની તકો મળે તેમાંથી બચવાનો જરૂર પ્રયત્ન કરે. ભક્તને માટે તો એ જરૂરીજ છે કેમકે તેને તો પક્ષ જેવી વસ્તુજ નથી. બધાજ પોતાના પક્ષના છે, એટલે એકને દુભવે અને એકને રાજી રાખે એ એને માટે શક્યજ નથી. આમ ઉદાસીનતામાં સંસ્તનેજ વળગવાની–સમજવાની તમન્ના અને ઇચ્છા રહે છે.

ઉદાસીન ઉપરાંત ભક્ત ગતવ્યથ હોવો જોઇએ. ગતવ્યથ એટલે કે મનના સંતાપ શિવાયનો હોવો જોઇએ. મનમાં સન્તાપ કરતો હોય અને છતાં ભગવાનમાં માનતો હોય અને ભગવાનને બધું અર્પણું છે એમ લોકોને કહેતો હોય તો તે ભક્ત નથી! જેણે બધી વાત ભગવાન ઉપરજ નાંખી હોય તેને પોતાને શોક કરવા જેવી તકજ નથી. ભગવાન કરે અને કરાવે એજ તેની સમજ હોવાથી મનની પીડા સંઘરવી એ તેને માટે અશક્ય છે. ભગવાનમા પૂરી આસ્થા, હું ભગવાનનોજ છું એવી દૃઢ સમજણ, ઇશ્વરની ઇચ્છા એજ બળવાન છે એવી અચલ માન્યતા અને ભગવાનને સર્વસ્વનું અર્પણ કર્યા શિવાય ભક્ત કદી ગતવ્યથ થઇ શકતો નથી. જાતને માટે કે જાતનાં આપ્તોમાં સ્ત્રી, પુત્ર, ધન, પશુ વગેરે માટે તેને સંતાપ હોતો નથી. ભગવાન બધામાં છે માટે ચિન્તા કરવી, જગતના કાજી થઇને ફર્યા કરવું, ગાડાનો ભાર કુતરૂં તાણે તેમ માનવું એ અજ્ઞાનની નિશાની છે. આથી ભક્તિ અને ચિન્તા એ બે સાથે રહી શકતાં નથી, આ કારણે ભક્ત ગતવ્યથ હોવો જોઇએ.

વળી ભક્ત "સર્વારંભપરિત્યાગી" હોવો જોઇએ. સર્વ એટલે બધાં આરંભ એટલે ફળની ભાવનાથી શરૂ કરાનારાં કાર્યો. પરિત્યાગી એટલે સંપૂર્ણ છોડનાર. ભક્ત બધાંએ ફળની ભાવનાથી કરાંતાં કાર્યોનો ત્યાગનાર હોવો જોઇએ. ફળ ઉપર મમતા રાખવી એ ઇશ્વર ઉપર અશ્રદ્ધા બતાવનાર છે. વળી હું પહેલો અને ઇશ્વર પછી એવી એવી ભાવના બતાવનારી છે. ભક્ત તો,

વિશ્વરૂપ ભગવાનનેજ જાત કરતાં એ મુખ્ય , માને છે. એટલે પોતાના સ્વાર્થને ખાતર તે કામ્યકર્મને કરીજ ન શકે. આથી યજ્ઞાર્થે કરનારોજ તે હોય. યજ્ઞાર્થ કર્મમાં ફલેચ્છાની ગંધ પણ નથી એ કર્મ, ફલ આપે છે છતાં તે બંધનકર્તા નથી. કેમકે કરનારે અહંભાવ કે મમભાવથી તે કર્યું નથી અને અહંભાવ અને મમભાવથી થતાં કર્મોજ બંધન લાવનારાં છે. ભકતનો અહમેવ અને મારાપણું ભગવાનમાં છે. આથી ભગવાનને ખાતરજ તે કર્મો કરે છે. આ છ લક્ષણો જેનામાં હોય તે ભગવાનને પ્યારો છે. ॥ ૧૬ ॥

यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति ।
शुभाशुभपरित्यागी भक्तिमान् यः स मे प्रियः ॥ १७ ॥

જે હરખાતો નથી. ચીઢવાતો નથી. શોક કરતો નથી. ઇચ્છતો નથી. જે શુભ અને અશુભનો પૂરો ત્યાગી છે. જે પ્રેમી છે. તે મને પ્રિય છે. ॥ ૧૭ ॥

સત્તરમા શ્લોકમાં વળી બીજાં છ લક્ષણો આપે છે. જે હરખાતો નથી. જે દુભાતો નથી જે શોક કરતો નથી જે, ઇચ્છતો નથી. જે મંગલ કે અમંગલ કર્મફલનો ત્યાગી છે જે પ્રેમી છે. તે મને પ્રિય છે એમ ભગવાન કહે છે.

જ્યારે માણસને ગમતી–વહાલી વસ્તુ મળે ત્યારે તેને હરખ થઇ આવે છે. રાગ નામનો કલેશ જ્યારે સંતોષાય ત્યારે હરખ થઇ આવે છે. અને રાગ એતો મેલ છે વસ્તુની પ્રાપ્તિથી જો માણસ મલકાય તો તે આત્માના સ્વરૂપને ઓળખતો નથી એમ સિદ્ધ થયું. હજી તેનામાં ઉંડે ઉંડે મેલ છે અને મેલ જ્યાં સુધી છવે ત્યાં સુધી ભગવાન તેના ઉપર ખુશ થતા નથી એક તો વસ્તુમાં પ્રિયતા નથી, તેની તેમા કલ્પના કરવી કરવી પડે છે. વળી જેમાં પ્રિયપણું કલ્પી લીધું છે એવી વસ્તુનો સંયોગ એ પોતાનાજ કર્મનું ફળ છે. કર્મના ફલને જો સહેજપણ પોતાનામાં વગ આપે તો તે ફલેચ્છા આત્મજ્ઞાનમાં છિદ્ર પાડે છે, અને પછી ધીરે ધીરે એ પોતાનો પ્રભાવ એટલો જમાવે છે કે થોડા વખતમાં માણસ

આત્મજ્ઞાન વિસરી જાય છે. આથી આત્મા એ આનન્દનું ઉગમ સ્થાન છે એ સમજી, માની લીધેલી પ્રિય વસ્તુના સંયોગથી મનમાં હર્ષની માત્રાને વધવા ન દે તે જિતેન્દ્રિય ગણાય.

તેજ મુજબ ન ગમતી વસ્તુનો યોગ થાય એટલે માણસ દુભાય. એ દૂભવણીમાં પણ વિવેક નથી, કેમકે અપ્રિય માની લીધેલી વસ્તુનો યોગ પણ માણસનાજ કર્મનું ફલ છે. અને કર્મફલ ન ગમે તો તે પોતે કરેલું પોતે ભોગવવા માંગતો નથી એટલે કે તે સ્વમાની નથી એમ સિદ્ધ થાય. વળી મનની દૂભવણી એ દ્વેષનુંજ પાતળું-આછું રૂપ છે, દ્વેષ સાથે તો ભકતને સ્હેજે દોસ્તી નથી. તો પછી દ્વેષનાજ પરિવાર સાથે એ સંબંધ કેમ રાખે! આથી પ્રિય કે અપ્રિય વસ્તુના યોગમાં મનને વિકાર વગરનું રાખવા યત્ન કરે. પ્રિય વસ્તુના યોગથી જેમ હરખ તેમ તેના વિયોગથી શોક થાય છે. પ્રિય વસ્તુનો વિયોગ પણ કલ્પિત છે. બધે ઇશ્વર છે અને તે મારો આત્મા છે એમ જે સાચેજ જાણે છે તેને માટે પ્રિય વસ્તુનો વિયોગજ નથી! વસ્તુની અવસ્થાનો ફેર થાય કે આકારનો ફેર થાય કે દેશનો ફેર થાય તેમાં ભકતને શોક કરવા જેવું કાંઇજ નથી. એ ઇશ્વરની ઇચ્છા છે એમ સમજી તે શોક કરતો નથી. તે સમજે છે કે કોઇપણ વસ્તુનો છેક નાશ તો થતોજ નથી. ફક્ત અવસ્થા, આકૃતિ અને દેશનો ફેર થાય છે પણ તેથી તત્વમાં ફેર થતો નથી! આથી પ્રિય માનેલી વસ્તુનો વિયોગ થતાં ભકતને શોક કરવાની તક નથી. શોક કરે તે અજ્ઞાનથી ઘેરાયલો સમજવો.

તેજ પ્રમાણે કોઇ વસ્તુની પ્રાપ્તિ માટે ભકત ખાસ ઇચ્છા ન કરે. ભગવાનની ઇચ્છા એજ એની ઇચ્છા છે. તો પછી સ્વતંત્ર ઇચ્છા જેવી ભકતને માટે કોઇ ચીજ નથી! ન મળેલી વસ્તુ મને મળવી જોઇએ એનો ટૂંક અર્થ એટલોજ કે ભગવાન તે જાણતો નથી. અને ભગવાન કરતાં પણ હું મારે વિષે વધારે જાણકાર છું અને વધારે ડાહ્યો છું. પણ ભકતની તો સમજ નીતરી છે. તે જાણે છે કે મારે જેની જરૂર છે તે ભગવાનને માલુમ છે. અને તે વસ્તુ તેને જો મારે માટે જરૂરી લાગતી હશે તો તેનો યોગ કરાવીજ આપશે. આવી સમજ તેનામાં હોવાથી ન મળેલી વસ્તુને મેળવવા ભકત વલખાં મારતો નથી.

વળી સારું નરસું જેનું ફળ છે એવું કર્મમાત્ર ભક્તે ભગવાનને સોંપી દીધું છે. એટલે ભગવાન ઉપર જેને પૂરો ભરોસો છે, તે શા માટે કર્મનો અસલભાર પોતાના ઉપર રાખે? ઇશ્વરનો સેવક અહંભાવવાળો હોયજ નહિં. એટલે તેને પોતાના કર્મનું અભિમાન, કે તેની ફળેચ્છા ન ઘટે. આથી કર્મથી નીપજતાં સારાં નરસાં ફળનો તેણે જાત સાથે સંબંધજ તોડી નાંખ્યો છે. એ સંબંધ હતો અહંના અને મમતાનો. એ બન્નેનો તો તેણે છેદજ ઉડાવી દીધો છે. એટલે કર્માકર્મનાં ફળની ચિન્તા ભક્ત ન રાખે. એ ત્યાગવાનો તેનો સ્વભાવ થઈ પડે.

વળી ભક્ત હોય તે ભક્તિવાળોજ હોય. ભક્તિ એટલે પરમ પ્રેમ. માણસ પોતાને ચાહે છે. તેને જો પૂછવામાં આવે કે 'ભાઇ! તું કેમ તારી જાતને ચાહે છે?' તો એમજ કહે કે કોણ જાણે? પણ મારી જાતને ચાહ્યા સિવાય હું રહી શકતો નથી. કેમકે હું મારી જાત છું. તેમ જેને ઇશ્વરની અસ્તિ વિષે પોતાની "અસ્મિ" કરતાં પણ વધારે ખાત્રી છે અને તે ઇશ્વર પોતાની જાત છે એમ જાણે છે તે જાત રૂપી ઇશ્વરને ચાહેજ, અને તે ચાહના કાંઇપણ કારણસર નહિં. જાત હોવાથીજ તે જાતને ચાહે છે. ચાહ્યા સિવાય રહી શકતો નથી. વળી જેના ઉપર પ્રેમ હોય તેને ગમતું કરવું, તેના સુખે સુખી રહેવું એ પ્રેમનું લક્ષણ છે. ભગવાન ભક્તનું પ્રીતિપાત્ર છે. આથી ભગવાનને ગમતું ભક્ત કરે અને ભગવાનનું જેમાં સુખ હોય તેજ તેનું-ભક્તનું પરમ સુખ બની જાય, અર્થાત્ પ્રેમમાં પોતાનો વિચાર હોઇ શકેજ નહિં. હોય તો તે પ્રેમ નથી, પ્રેમ સિવાયનું બીજું ગમે તે હોય. આમ પરમાત્માના ઉપર નિસ્વાર્થ પ્રેમ એ ભક્તનાં જીવનનું રહસ્ય છે. આવો ભક્ત ઇશ્વરને પ્યારો છે. ॥ ૧૭ ॥

समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ॥
शीतोष्णसुखदुःखेषु समः संगविवर्जितः ॥ १८ ॥

**વળી જે વેરી અને વહાલામાં સરખો છે. તેમજ માન અને અપમાનમાં સરખો છે. ઠંડી ગરમી સુખ દુઃખમાં સરખો છે. સંગ વગરનો છે તે મને પ્રિય છે. ॥ ૧૮ ॥**

અઢારમા શ્લોકમાં બીજાં ચાર લક્ષણો આપે છે. ભક્ત વહાલામાં અને વેરીમાં સમાન બુદ્ધિવાળો હોવો જોઇએ. માન અને અપમાનમાં સમાન મનવાળો હોવો રહ્યો. ટાઢ અને તાપ સુખ અને દુઃખ વગેરે જોડાંઓમાં સરખી મનોદશા રાખનારો હોવો ઘટે અને રાગદ્વેષ વગેરે વિકારોને જન્મ આપે એવા સંગ વગરનો હોવો જોઇએ.

ભક્તને બધાનામાં એકજ આત્મા છે એવી દ્રઢ સમજ થઇ ચૂકેલી હોય છે. એટલે તેને માટે તો શત્રુ કે મિત્ર જેવી વસ્તુજ નથી. છતાં દુન્યવી વ્યવહારમાં સામો માણસ ભક્તને પોતાનો શત્રુ કે મિત્ર માની લે તોપણ ભક્ત તો એમજ સમજે કે શત્રુભાવ કે મિત્રભાવ એ આત્માએ કરેલો નથી! પ્રકૃતિનો એ પ્રભાવ છે. અને પ્રકૃતિ તો પળેપળે પોતાનો પરચો જુદીજુદી રીતે બતાવે છેજ. આથી હું આત્માને જોનારને પ્રકૃતિના નાચના રંગે રંગાઇ જવાની જરૂર નથી..આમ સમજી ભક્તને પોતે તો નથી તેવાઓ તરફ શત્રુભાવ કે નથી મિત્રભાવ. એનો તો બધા તરફ આત્મભાવજ હજે છે. આત્મદર્શનનો એજ મહિમા છે!

વળી માન અને અપમાન પણ વસ્તુતઃ કોઈ ચીજ નથી! માન એટલે અહંતાની પુષ્ટિ. અપમાન એટલે અહંભાવને પીંખી કાઢવો- તે. જેનામાં અહંભાવનો મેલ છે તેને તે ભાવની પુષ્ટિથી કે કંતામણથી પોતાની જાતમાં ફેર પડતો માલમ પડે. હાં ભક્તમાં સ્વમાન તો ભરપૂર હોય. સ્વમાન એટલે આત્માનો સત્કાર. જે કર્મોથી આત્મા હેઠો પડે એવાં દુષ્કર્મોના આચરણમાં સ્વમાનને ઘવાયેલું તે સમજે છે. જુઠું બોલવામા, હિંસામાં, ચોરી વગેરેમાં આત્માનું અપમાન છે. પણ લોકદ્વારા પોષાતા કે કંતાતા અહંભાવથી તેના આત્મામાં કશો ફરક પડતો નથી. આથી દુન્યવી વ્યવહારના માન અપમાનથી ભક્તપર રહે છે.

વળી ટાઢી ગરમી સુખ દુઃખ વગેરેમાં પણ ભક્ત સરખો રહે તે સમજે છે કે જે ભોગવવાનું છે તે ભોગવવાનુંજ છે. એમાથી છુટકો નથી. વળી ભોગ્ય વસ્તુ સદા ટકતી નથી. એ આવે છે અને જાય છે તો જે ભોગવ્યેજ છુટકો છે, અને જે હંમેશાં બેસી રહેતું નથી, તેને માટે વલખાં મારી, આત્માના અસંગ સ્વભાવને વિસરી, શા માટે રાગદ્વેષના વગેરેનો ગુણાકાર કરી જાતે જાતને દ્રઢ બંધનમાં નાખવી? જોઇએ-હસતાં હસતાં.

ભોગવે છે તો રાગદ્વેષના પ્રચંડ બળો ઢીલા પડે છે જો રડતા રડતા ભોગવે છે તો તે વધારે મજબૂત બને છે આથી પોતાનું હિત વિચારી અને સુખદુઃખ વગેરેનો સ્વભાવ જાણી ભક્ત એના જોકાઓથી ડરી ન જતા ધીરતાપૂર્વક તેને સહી લે છે આત્મજ્ઞાનના ઉંડાણમાં ભક્તના સુખ દુઃખ ક્યાંય ક્યાંયે અટવાઈ જાય છે ! લોકને તો તેની ગમ સરખીય પડતી નથી ! ॥

વળી ભગવાન કહે છે કે ભક્ત સંગશૂન્ય હોય સંગ એટલે હર્ષ કે શોક વગેરેને ઉપજાવે એવો સંબંધ ભક્ત જડ ચેતન પદાર્થોની વચ્ચે રહે છે પદાર્થો પોતાનો પ્રભાવ ભક્ત ઉપર પાડવા મથે છે ચોમેરથી જબરદસ્ત આકર્ષણ કરે છે ભક્તે એ પાર્થિવ આકર્ષણોથી જાતને બચાવવા સાવધ રહેવું જરૂરી છે એણે અનાસક્તિરૂપી અભેદ્ય કવચને પોતાની જાત ઉપર સજ્જડ પહેરી લેવું જોઈએ જો સ્હેજ પણ ક્યાંયે વળગણ રાખી તો ખેચાઈ જ જાણવું આથી હમેશાં નિઃસંગ રહેવા યત્ન કરવો ઘટે જગતમાં નાસી જવાથી એવી અનાસક્તિ કેળવાતી નથી આત્મા અને અનાત્માના ખૂબ દૃઢ વિવેક અને આત્માને જ વળગી રહેવાના દૃઢતમ નિશ્ચયમાંથી એવી અનાસક્તિ જન્મે. સંસારમાં રહ્યા છતાં સંસારથી ન સ્પર્શાય ન ખેંચાય એમાં તો આત્માનો વિજય છે અને એવા જ ભક્તો ભગવાનના પરમપ્રિય છે જગતના પરમ ગુરુઓ છે સાક્ષાત્ ઈશ્વરરૂપ છે ॥ ૧૮ ॥

तुल्यनिन्दास्तुतिर्मौनी सन्तुष्टो येन केनचित् ।
अनिकेत स्थिरमतिर्भक्तिमान् मे प्रियो नर ॥ १९ ॥

**સરખી નિન્દાસ્તુતિવાળો, પરિમિત બોલનાર, જેના તેનાથી સંતોષી, ઘર વિનાનો, દૃઢ બુદ્ધિવાળો ભક્ત મનુષ્ય મને પ્રિય છે ॥ ૧૯ ॥**

આ શ્લોકમાં બીજાં પાંચ લક્ષણો આપી ભગવાન લક્ષણોનો ઉપસંહાર કરે છે નિન્દા અને સ્તુતિમાં ભક્ત સરખો હોવો જોઈએ માપેલું બોલનારો જોઈએ વિધિપૂર્વક કરેલા કર્મના ફળમાં તૃપ્ત હોવો જોઈએ ઘર વિનાનો હોવો જોઈએ. ડામાડોળ ન થાય એવી બુદ્ધિવાળો હોવો જોઈએ.

નિન્દા એટલે પોતાનામાં દોષો ન હોય છતાં લોકો તેનું કથન કરે તે. એટલે કે લોકે કલ્પી લીધેલા પોતાના દોષોનું વર્ણન. સ્તુતિ એટલે પોતાના ગુણનું કથન. ભક્ત દોષના કથનમાં કે ગુણના કથનમાં તુલ્ય એટલે કે તોલવાને યોગ્ય હોવો જોઇએ. નિન્દા અને સ્તુતિને ત્રાજવે ભકતને તોલ્યો હોય તો તેના મનની દાંડી ન તો નિન્દા તરફ કે ન તો સ્તુતિ તરફ ઢળતી હોય. નિન્દા અને સ્તુતિ એતો લોકોનો સ્વભાવ છે અને સ્વભાવને દૂર કરવો એ કોઇની તાકાત નથી. આથી ભક્ત નિંદા કે સ્તુતિ બન્નેમાં નિર્વિકાર રહે. ઉલટું તેની મનોદશાજ, વિલક્ષણ હોય. છે - કલ્પિત દોષનું વર્ણન એટલે નિન્દા થઇ. નિન્દા કરનારને પણ દોષ ગમતો નથી. આત્મામાં દોષનું આરોપણ તેને પણ કબુલ નથી. અને તેથી તો નિન્દક દોષો તરફ ઘૃણા બતાવે છે. એટલે નિન્દક તો ભકતના ઉપર ઉપકારજ કરે છે, એમ માની ભક્તનો નિન્દક તરફ સદ્‌ભાવ વધતો જાય છે. સ્તુતિનું પણ તેમજ. લોકો ગુણ જોઇને વખાણ કરે છે. એટલે કે લોકોને ગુણ ગમે છે. ગુણો તરફ લોકોનું વલણ હોવાથી તો લોકો સ્તુતિ કરવા પ્રેરાય છે. આથી દોષોના કથન દ્વારા જેમ દોષને દૂર કરવા, તેમ ગુણોને સંપાદન કરવા લોકે ભકતને સ્તુતિ દ્વારા પ્રેરે છે, અને આવી રીતે લોકો ભક્ત ઉપર ઉપકારજ કરે છે આથી ભક્ત તો નિન્દા કે સ્તુતિ બન્નેદ્વારા આત્મદર્શનની શુદ્ધિજ સાધે છે. ભકતને તો બન્ને પક્ષમાં લાભજ છે. આમ ભકત સમજપૂર્વક નિન્દા સ્તુતિથી પર રહી તે બન્નેમાંથી લાભજ ઉઠાવે છે.

આ ઉપરાંત ભક્ત આવડે તેટલું બોલનાર ન હોય પણ આવડતાંથી પસંદ કરીને બોલનાર હોય જગતની મોટા ભાગની મારામારી જીભને છૂટી મૂકવાથી થાય છે. આથી ભક્ત વિના પ્રયોજને બકબકાટો કરનાર ન હોય. તેને વાણી ઉપર કાબુ હોય. જેને વાણી ઉપર કાબુ નથી તે સત્યનો સેવક ન થઇ શકે. ઉલટું માનવ જાતને તે મહાદુઃખમા ધકેલે છે. જાતે તો તે કષ્ટદાયી અવસ્થામા સબડેજ પણ સાથે સાથે દુનિયાને પણ કષ્ટ આપે છે. આથી ભક્ત પરિમિત બોલનારો હોય પરિમિત બોલનારો ન હોય અને ઓછાવત્તો લવારો કરનાર હોય તો તે જાતને સેવે છે કેમકે વાણીનું પ્રયોજન સામાનામાં આપણા જેવુંજ જ્ઞાન ઉત્પન્ન કરવાનું હોય છે. આથી સામાનામાં યથાર્થ જ્ઞાન ઉપજાવવા માટે વાણીમાં છેતરપીંડી ન હોય. ભ્રાન્તિ જન્માવે એવી વાણી ન હોય. સામાને સમજ ન પડે એવી

વાણી ન હોય. અને વિના પ્રયોજને બોલાયલી ન હોય. વાણી પ્રાણી માત્રના ઉપર ઉપકાર કરનારી છે કેમકે વ્યવહારનું સાધન વાણી છે. આથી સત્ય વાણી બોલવા ઇચ્છનારે વધુ પડતું, અચોક્કસ, ઉંધી સમજણ પેદા કરનારું, કોઇપણ જીવનને હાનિ પહોંચાડનારું, જનતાને ઉન્માર્ગે દોરનારું, દુઃખી માનવ જાતને અજ્ઞાનમાં વધારે ધકેલનારું બોલવું એ મહાપાપ છે. વળી શબ્દ શક્તિનો મહિમા અચિન્ત્ય છે. આથી 'જેણે સત્યનેજ સેવવું' છે તે વાણીને બહુ સાવધપણે બોલે. તે વાણીમાં કંજૂસ હોય. કૃપણની માફકજ પોતાની વાણીને તે વાપરે. જાગૃતિ-ખંત-પ્રાણીમાત્રનું હિતચિન્તન, અભ્યાસ વગેરે મૌન માટે જરૂરી છે.

ભક્તની જરૂરીયાતો બહુ થોડી હોય છે. આથી પોતાના વર્ણ અને આશ્રમને યોગ્ય હોય એવાં બધાં કર્મો તે કરે છે અને યથાવિધિ કરે છે. તે કર્મોનું જે ફળ મળે તેનાથી તે ધરાયલો રહે. સન્તોષની માત્રા જેટલી વધારે તેટલું ભક્તનું આત્મજ્ઞાન સ્પષ્ટ અને દૃઢ એમ સમજવું. આથી પોતાનાજ કર્મથી પ્રાપ્ત થયેલ હાનિ લાભ, જય પરાજય વગેરેમાં ભક્ત પ્રસન્ન રહે છે.

વળી ભક્ત ઘર વગરનો હોય. આનો અર્થ આકાશ તળે સુનારો ભીખારી નહિં. એવા અર્થને માટે ક્યાંયે અવકાશ નથી. ભક્ત ભલે મહેલમાં રહે. પણ તે મહેલની તેને વળગણ નહિં. શરીરરૂપી ઘરમાં રહે. તેની જેને વળગણ નથી તે માટી ચુનાના બનેલા ઘરમાં તો કેમજ ચોંટી રહે? આમ ઘરઘેલાપણું ભક્તમાં ન સંભવે. સબ ભૂમિ ગોપાળની એવી એની તો ભાવના છે. એટલે આખું જગત તેનું ઘર. જ્યાં જ્યાં એ જાય ત્યાં ત્યાં એનું તેટલા વખત પૂરતું નિવાસસ્થાન. ઘરઘેલાપણાંને લીધે તો માણસ કુવાનાં દેડકાં બની રહે છે.! અને વિશ્વની બેહદ વિશાળતા વિસરી જાય છે! આથી 'અનિકેત' આ શબ્દમાં ભગવાનની મતલબ એ છે કે ઘરમાં હોય તો પણ તે ઘરની વળગણ વગરનો ભક્ત રહે. આખું વિશ્વ તેનું ઘર છે. જન્મભૂમિ છે. તે અમુક ફુટના જમીનના ટુકડામાં તે જીવનભર રુંધાયેલો ન રહે!

ઉપરનાં બધાંય લક્ષણોની જન્મભૂમિ ભગવાન ભક્તના છેલ્લાં લક્ષણમાં બનાવે છે. ભક્ત સ્થિરમતિ હોવો જોઇએ. સ્થિર એટલે અડોલ. આત્મામાં

અથવ એટલે ગમ રૂપે એવી બુદ્ધિ એટલે નિશ્ચયવાળો હોવો જોઇએ. વધારે સ્પષ્ટતાથી કહીએ તો ભક્ત આત્મજ્ઞાનમા ઉંડરની નિષ્ઠાવાળો હોવો રહ્યો. જ્યાંસુધી જાતને બરોબર ન ઓળખે ત્યાંસુધી ઉપરનું એકે લક્ષણ તેનામાં ન ઉતરે. આત્મબુદ્ધિની બલિહારી તો ઇશ્વરમય જીવનમા છે ખૂબીજ બુદ્ધિની સ્થિરતામા–વિશુદ્ધિમાં–નીતરાપણામાં છે આથી ભક્ત જાતની અચળ સમજવાળો હોવો જોઇએ આત્મજ્ઞાન થતાંજ ઉપરનાં બધાં લક્ષણો એની મેળે પ્રકટ થાય છે. પ્રકટ્યા શિવાય રહી શકતો નથી. આથીજ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા પ્રાણીમાત્રે પ્રયત્ન કરવો જોઇએ. ઇશ્વર કૃપા અને જાતનો પ્રામાણિક પ્રયત્ન એ બેથી આત્મજ્ઞાન મળે છે ઇશ્વર કૃપા ઇશ્વરની સેવાથી મળે છે ઇશ્વર વિશ્વરૂપ છે આથી પરમ શાન્તિના કારણરૂપ આત્માની ઓળખને માટે વિશ્વરૂપ ઇશ્વરના સેવક થવુંજ જોઇએ. જે વિશ્વરૂપ પરમાત્માનો અનન્ય ભાવે સેવક થતો નથી તેને માટે શાન્તિ એ અશક્ય છે. આવો જે સ્થિરમતિ સેવક છે તે ભગવાનનો પરમ વહાલો ભક્ત છે. ભગવાન તેનાથી જુદા નથી..તેજ સાક્ષાત્ ભગવાન છે. ॥ ૧૯ ॥

ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥ २० ॥

પરંતુ જે ભક્તો શ્રદ્ધા કરનારા અને મ્હને પરમ પ્રમાણ માનનારા હોઇ આ ધર્મયુક્ત અમૃતને ચોમેરથી સેવે છે તે ભક્તોને મને અતીવ પ્રિય છે.

હવે છેલ્લા શ્લોકમા ભગવાન ઉપસંહાર કરે છે. પહેલી લીટીમાં તો ભગવાન પોતાના આ ઉપદેશને ધર્મયુક્ત અને અમૃત કહે છે. અને બીજી લીટીમાં એ ઉપદેશ પ્રમાણે વર્તનારાને પોતાના પરમપ્રિય ભક્તો તરીકે લેખે છે ધર્મમાત્રનો સમાવેશ ભગવાને બતાવેલા ભક્તનાં લક્ષણોમાં થઇ જાય છે. એ ધર્મનું આચરણ માણસને અમૃતનું ધામ-આત્માને મેળવી આપનાર હોવાથી એ અમૃત છે. આ ભક્તનાં લક્ષણો કોનામા સિદ્ધ થાય ? તો કહે છે કે જે તેમને આચારમા મૂકવાને યત્ન કરે તેમનામાં અને આચારમા મૂકવાનો પ્રયત્ન કરતીવેળાએ બે વાત પરમ ઉપયોગી છે. એક તો શ્રદ્ધા અને બીજું ભગવાનનું વચનજ પ્રમાણ. શ્રદ્ધા અને ભગવાનના

વચનમાં પ્રામાણિકતાના વિશ્વાસ શિવાય એકે લક્ષણ ભક્તમાં ન ઉતરે. પોતે જે કરી રહયો છે તે બરોબર છે એવો જાતના કર્તવ્યમાં ભરોસો એટલે શ્રદ્ધા. અને જ્યાં જ્યાં પોતાને ડગવાનો વખત આવે ત્યાં ત્યાં ભક્ત ન ગભરાતાં, ન ડગતાં, ભગવાનનું વચન યથાર્થજ છે એમાં બિલ્કુલ સન્દેહને અવકાશ નથી, એવો બાલક જેટલો નીતરો અને ગાઢ વિશ્વાસ એટલે "મત્પરમા". ભગવાનનું વચનજ મારે છેવટનું પ્રમાણ છે એવા વિશ્વાસની કપરી કસોટીમાંથી જે ભક્ત વિશ્વાસના બળેજ પસાર થાય ભલા! ભગવાન તેને કેમ તરછોડે? અચળ ભગવાનને ચળાવવાનો એક માત્ર ઉપાય તેના ઉપર ભરોસો મહાત્માઓ–સાધુઓ–સન્તો–ઓલીઆઓ અને ભક્તોના જીવનચરિત્રો એ ભગવાનમાં ભરોસા ઉપર જીવતા ટીકાઓ છે! ભરોસો એ સાધન માત્રનું પ્રવૃત્તિસ્થાન છે અને ભરોસોજ વિરામસ્થાન છે. ભરોસો આવ્યો એટલે ગુણમાત્ર આવી જાય છે! ભગવાન એ ભરોસો બધાને આપો. ॥ ૨૦ ॥

॥ इति श्रीभक्तियोगः ॥



। श्रीपरमात्मने नमः ।

॥ अथ त्रयोदशोऽध्यायः ॥

श्रीभगवानुवाच:- श्री ભગવાન બોલ્યા:-

इदं शरीरं कौन्तेय क्षेत्रमित्यभिधीयते ।
एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥ १ ॥

હે કુન્તીપુત્ર ! આ શરીર ખેતર એમ કહેવાય છે. અને જે જાણે છે તેને તેને, જાણનારાઓ ક્ષેત્રજ્ઞ એમ કહે છે. ॥ ૧ ॥

આત્મજ્ઞાન થાય ત્યારે માણસ પ્રાણીમાત્રને ચાહતાં શીખે છે. કેમકે સૌમાં એકજ આત્મા છે એવી તેની દૃઢ સમજણ થાય છે. પોતાની જાતજ પ્રાણીમાત્રમાં વ્યાપેલી હોવાથી સૌને ચાહ્યા શિવાય તેનાથી રહી શકતું નથી. કેમકે પોતે પોતાને ચાહવું એ સ્વાભાવિક છે આમ આત્મજ્ઞાનમાંથી પ્રાણીમાત્રને માટે પ્રેમ જન્મે છે આ પ્રેમ વાંઝીઓ નથી હોતો. માણસ પોતાને ચાહતો હોવાથી પોતાના હિતને માટે યત્નશીલ રહે છે. તેમજ જેને તે ચાહતો હોય તેના હિતને માટે તેનાથી પ્રયત્ન થયા શિવાય રહેતો નથી. સૌને ચાહતો હોવાથી સૌના હિતમાં તે પ્રયત્નશીલ રહે છે. આમ પ્રાણીમાત્રને માટે તે નિષ્કામભાવે કર્મ કરતો રહે છે. કર્તવ્યબુદ્ધિથી કર્તવ્યકર્મ કરવું એ જીવતા પ્રેમનું લક્ષણ છે. આમ આત્મજ્ઞાની મનુષ્ય પ્રાણીમાત્રને ચાહતો હોઇ પ્રાણીમાત્રને માટે નિષ્કામભાવે કર્મ કરે. આથી આત્માને ઓળખનાર વ્યક્તિ પ્રેમમય હોય છે. પ્રેમમય વ્યક્તિ નિષ્કામ કર્મમય હોય છે અર્થાત્ આત્મજ્ઞાન ભક્તિપ્રધાન કર્મયોગમા પરિણમે છે. એટલે કે કર્મયોગ જીવનનું જીવતરનું રહસ્ય છે.

ઉપલાં કારણસર પરમાત્માએ બારમા અધ્યાયમાં વિશ્વરૂપ ઇશ્વરની ભક્તિને કર્મયોગના અંગ તરીકે વર્ણવી પ્રધાનપણે તેનું વ્યાખ્યાન કર્યું. ભક્તિ એટલે પરમપ્રેમ. એ પરમપ્રેમ આત્મજ્ઞાનમાંથી જન્મે છે. તો આત્માનું જ્ઞાન કેવી રીતે મળે ? આત્મજ્ઞાન મળે તો પરમપ્રેમ જન્મે

અને પરમપ્રેમ જન્મે તો સારી રીતે કર્મયોગ સધાય. આત્મજ્ઞાન વિવેકમાંથી જન્મે છે. વિવેક એટલે શરીરથી માંડી બુદ્ધિ સુધીના બધાય પદાર્થોથી આત્મા જુદો છે, એવું સાક્ષાત્ અનુભવાત્મક જ્ઞાન. ટૂંકમાં જડ ચેતનનું ભેદજ્ઞાન. જડ એ જડ છે. ચેતન એ ચેતન છે. જડ ચેતન નથી અને ચેતન જડ નથી, આથી જડના ધર્મોનું ચેતન ઉપર અને ચેતનના ધર્મોનું જડ ઉપર આરોપણ કરવુ મિથ્યા છે. જડ ચેતનના ધર્મોની સેળભેળ કરી તે મુજબ વર્તવું એ મિથ્યા છે, અને મિથ્યામા શાન્તિ કયાંથી હોય ? સુખ કયાથી હોય ? તેમાં અશાન્તિજ હોય. દુઃખજ હોય કેમકે સત્ય સત્યજ રહે છે. કદી અસત્ય થતું નથી, આથી આત્માનું યથાર્થ જ્ઞાન મેળવ્યેજ છૂટકો.

આત્મજ્ઞાન વિવેકમાંથી ઉદ્ભવે છે. અને વિવેક દેહથી માંડી બુદ્ધિ સુધીના બધા પદાર્થોથી આત્મા જુદો છે એ સત્યની સતત આરાધનામાંથી જન્મે છે. સત્ય શુદ્ધ વિચારમાંથી નીપજે છે. આથી જેણે આત્માને ઓળખી પરમ પ્રેમપૂર્વક વિશ્વરૂપ પરમાત્માની સેવા કરવી છે એટલે કે જીવતાં જીવત પરમ શાન્તિ અનુભવવી છે તેણે દેહ અને આત્માનું નીતરું ભેદજ્ઞાન મેળવ્યેજ છૂટકો આ કારણે પરમપિતા બારમા અધ્યાય પછી તેરમા અધ્યાયમાં દેહ અને આત્માના વિવેકજ્ઞાનનું વિસ્તારથી નિરૂપણ કરે છે. શરીરને ક્ષેત્ર તથા આત્માને ક્ષેત્રજ્ઞ કહેવામાં આવે છે. દેહ અને દેહી એટલે કે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું ભેદજ્ઞાન, પરસ્પર ઉપકારક છે. ક્ષેત્રનું નીતરું જ્ઞાન ક્ષેત્રજ્ઞાન દર્શનમાં પરિણમે છે અને ક્ષેત્રજ્ઞનું નીતરું જ્ઞાન ક્ષેત્રના ઉપયોગને યથાર્થ રીતે સમજાવે છે. આથી ક્ષેત્ર એટલે શું અને ક્ષેત્રજ્ઞ એટલે શું એવો અર્જુનનો પ્રશ્ન હૃદયમાં કલ્પી પરમપિતા પ્રાણી માત્રના કલ્યાણ માટે તેરમો અધ્યાય શરૂ કરે છે.

ભગવાન કહે છે કે "હે કુંતીપુત્ર ! આ શરીર ક્ષેત્ર એમ કહેવાય છે" અહિં પ્રશ્ન થાય છે કે 'આ' એટલે કયું ? જવાબ આવે છે કે આ એટલે જે પ્રત્યક્ષ દેખાય છે તે. 'આ' શબ્દ દર્શક સર્વનામ છે. જે નજરો નજર દેખાઇ રહ્યું છે તે. આ પ્રત્યક્ષ દેખાતાં શરીરના બે પ્રકાર છે. વ્યષ્ટિ અને સમષ્ટિ. વ્યક્તિ એટલે પિંડ અને સમષ્ટિ એટલે બ્રહ્માંડ દરેક પ્રાણીનું પોતાનું શરીર વ્યષ્ટિ-વ્યક્તિ શરીર કહેવાય છે. અને પોતાના સિવાયનું બાકી રહેલું આખુ જગત્ સમષ્ટિ કહેવાય છે.

શરીર શબ્દ પણ સમજી લેવા જેવો છે. "शीर्यते इति शरीरं" આવી એની વ્યુત્પત્તિ થાય છે પ્રતિક્ષણ જે ક્ષીણ થાય તે શરીર. અર્થાત્ શરીર પ્રતિક્ષણ ક્ષીણ થનારી ચીજ છે. વિવેકના પ્રકરણમાં શરીર પ્રતિપળ ક્ષીણતા પામનાર વસ્તુ છે એવું જ્ઞાન અતિઉપયોગી છે. કેમકે જેને સમજ પડે કે શરીર પ્રતિક્ષણ નાશ પામે છેજ અને આત્માનો નાશ થતો નથીજ તેને આ દૃઢ સમજણમાંથી અવિનાશી આત્મા તરફ વળવાની અને આત્મ નિષ્ઠ થવાની પ્રેરણા મળે છે. આથી દરેક સાધકે શરીર શબ્દની ચમત્કૃતિ સમજી લેવી ઘટે.

વેદના જાણકારો આ શરીરને ક્ષેત્ર કહે છે. ક્ષેત્ર શબ્દનો રૂઢ અર્થ ખેતર થાય છે. ખેતરમાં વાવેલાં બી ઉગે છે. તેના અંકુરો ફુટે છે. પાંદડાઓ ખીલે છે અને ફળો આવે છે એ ફળોનો માલિક ઉપભોગ કરે છે શરીર એ સામાન્ય ખેતર નથી. અદ્ભુત ખેતર છે તો એમાં ક્યાં બીજો વવાયાં છે? શરીરરૂપી ખેતરમાં કર્મબીજ વવાય છે કર્મબીજ શબ્દોના બે અર્થો થાય. કર્મનું બીજ અને કર્મરૂપી બી એ અર્થોમાં પહેલો વધારે વ્યાપક છે. પહેલો અર્થ સ્વીકારીએ તો બીજાનો પણ તેમાંજ સમાવેશ થઇ જાય છે.

તો કર્મનું બીજ કયું? આ સવાલનો જવાબ આપતા પહેલાં કર્મના બે પ્રકાર છે એ જાણી લેવું જરૂરી છે ધોળાં કર્મો અને કાળાં કર્મો. ધોળાં કર્મો એટલે જે કર્મોનું પરિણામ ક્લેશ ન હોય તેવાં કર્મો. કાળા કર્મો એટલે જે કર્મોનું પરિણામ ક્લેશ હોય એવાં કર્મો. આમ કર્મના બે પ્રકાર હોવાથી તેનાં બીજ પણ બે પ્રકારના છે. વિચાર કરતાં જણાશે કે અજ્ઞાન એ કાળાં કર્મોનું બીજ છે. જ્ઞાન એ ધોળાં કર્મોનું બીજ છે અજ્ઞાનમાંથી અહંકાર, અહંકારમાથી રાગ, રાગમાંથી દ્વેષ અને દ્વેષમાંથી ભય ઉપજે છે જ્ઞાનમાથી અનહંકાર, વિરાગ, પ્રેમ એને નિર્ભયતા જન્મે છે. જ્ઞાન, નિરહંકાર, વિરાગ, પ્રેમ અને નિર્ભયતાથી થયેલાં કર્મો ધોળાં છે. અજ્ઞાન, અહંકાર, રાગદ્વેષ અને ભયથી થતાં કર્મો કાળા છે. જ્ઞાન અને અજ્ઞાનરૂપી બીજો આ શરીરરૂપી ખેતરમાં વવાયેલાં છે. જ્ઞાન અને અજ્ઞાનના બીજો ધોળા અને કાળાં કર્મોરૂપી ડાળી પાદડામાં પરિણામ પામે. છે અને એ ધોળાં કાળાં કર્મરૂપી ડાળી પાદડામાથી સુખ દુઃખરૂપી ફળો જન્મે છે. એ શરીર રૂપી ખેતરનો માલીક જીવ છે. અને જીવ સુખદુઃખરૂપી ફળોને ભોગવે છે

આમ શરીરને ખેતર તરીકે વર્ણવી, હવે જીવની ઓળખ આપે છે. ભગવાન કહે છે આ પિંડ અને બ્રહ્માંડરૂપી ખેતરને જે જાણે છે તેને, ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના જાણકારો 'ક્ષેત્રજ્ઞ' એમ કહે છે. શરીરરૂપી ખેતરને જાણે છે એટલે કે આ શરીરરૂપી ખેતર મારુ છે એમ જેને ભાન થાય છે તે ક્ષેત્રજ્ઞ છે. અર્થાત્ આ શરીરરૂપી ખેતરનો જે અન્તરાત્મા છે–તેનું નિયમન કરનાર છે–તેને શુભાશુભમાં પ્રવર્તાવનાર છે, એટલે કે તેનો સ્વામી છે તે ક્ષેત્રજ્ઞ છે. બીજા શબ્દોમાં આ શરીરરૂપી ખેતરનો માલીક હું છું અને એ મારું છે એમ જેને સતત ભાન થાય છે તે ક્ષેત્રજ્ઞ છે. આ એકજ વાકયમાં ભગવાન શરીર અને શરીરી–શરીરના માલિક વચ્ચેનો તાત્વિક તફાવત સમજાવી દે છે. જે 'મારુ' હોય તે 'હું' હોઇ શકે નહિં. કેમકે જેટલું મારુ તેટલું બધું મારાથી જુદું જ હોય એવો અચલ નિયમ હોય છે. 'આ મારૂં ઘર છે' એમ જાણનારો એટલું તો જરૂર જાણે કે હું ઘર નથી! હું અને ઘર જુદાં છે. તેમ આ શરીર મારું છે એમ જાણનાર વિચારે તો શરીર હું ન હોઇ શકું એટલું જરૂર સમજી શકે. આ ઉપરથી સમજાશે કે 'હું' અને 'મારૂં' એ બેમાં તાત્વિક તફાવત છે. એ બેની વચ્ચે અભિન્નતા હોઇ શકેજ નહિં. વળી 'હું' અને 'મારૂં' એ ઉપરથીજ બીજો ભેદ પણ વિચારકને મારે નીકળી આવે છે. મારૂં તેટલું બધું ગ્રાહ્ય–પકડાય એવું–હોવાથી જડ છે. અને હું–ગ્રહીતા–પકડનાર–જ્ઞાનેન્દ્રિયોદ્વારા સમજનાર–ચેતન છું. બસ. હું ચેતન છું જડ નથી. શરીર જડ છે ચેતન નથી શરીરના ધર્મો શરીરીના હોઈ શકે નહીં. શરીરીના ધર્મો શરીરના હોઈ શકેનહીં. આ તત્વજ્ઞાન છે. એ તત્વજ્ઞાનને સંપૂર્ણપણે પચાવીને વ્યવહાર કરવો એટલે સત્યાચરણ. એને વિસરીને વ્યવહાર કરવો એટલે મિથ્યાચાર. સત્યાચરણ પછી લાગલી શાન્તિ છે. મિથ્યાચરણ પછી લાગલી અશાન્તિ છે. કેમકે સત્ય માંડવાડની નીતિ પસંદ કરતું નથી. સત્ય અવ્યભિચારિણી ભક્તિજ ઇચ્છે છે. આમ શરીરરૂપી ખેતર અને શરીરી–ક્ષેત્રજ્ઞરૂપી ખેતરના માલિકમાં સ્વરૂપે ભેદ છે એમ પરમાત્મા બતાવે છે. ॥ ૧ ॥

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥ २ ॥

હે ભારત! બધાંએ ક્ષેત્રોમાં ક્ષેત્રજ્ઞ પણ મ્હનેજ જાણ. ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન તે મારૂં છે એમ નિશ્ચિત છે. ॥ ૨ ॥

પહેલા શ્લોકમાં ક્ષેત્રજ્ઞ ક્ષેત્રથી જૂદો છે એમ બતાવ્યું. અર્થાત્ આત્મા દેહથી જુદો છે એમ કહ્યું. તો તે આત્માનું મૂળ સ્વરૂપ શું? આપણને વ્યવહારમાં લાગે છે તેવુંજ એટલે કે અલ્પજ્ઞ અને અલ્પશક્તિ છે કે તેનાથી જુદું છે? અર્થાત્ જીવમાત્રનું પારમાર્થિક-સત્ય સ્વરૂપ શું છે? એ સત્ય સ્વરૂપનો બોધ થાય તો તેને ચેન પડે, તેનો જીવન વ્યવહાર સુખમય થાય. તેને કેમ વર્તવું એ સમજાય. આખી દુનીયા સાથે તેનો શો સંબંધ છે એનું ભાન થાય. આથી દયામય ભગવાન બીજા શ્લોકમાં જીવમાત્રનું મૂળ સ્વરૂપ શું છે તે સમજાવી તેના જીવન વ્યવહારનો માર્ગ ઉકેલી આપે છે.

હે અર્જુન! વળી બધાં ક્ષેત્રોમાં ક્ષેત્રજ્ઞ પણ મનેજ જાણ! શ્લોકમાં 'च' અને 'अपि' શબ્દો પહેલાં સમજી લેવા યોગ્ય છે. 'च' નો અર્થ 'જ' થાય છે અને 'માં' શબ્દ સાથે એનો સંબંધ છે. 'अपि' શબ્દનો અર્થ 'વળી' થાય છે. અર્થાત્ ભગવાન વિશ્વરૂપ હોવાથી જેમ ક્ષેત્ર છે તેમ વિશ્વનો અંતરાત્મા હોવાથી ક્ષેત્રજ્ઞ પણ તેજ છે એવો આ બે શબ્દનો ચમત્કાર પૂર્ણ અર્થ છે. અર્થાત્ જડ અને ચેતન બન્નેરૂપે ભગવાનજ છે. એટલે કે ભગવાન શિવાય બીજા કોઇની અસ્તિજ નથી. આ વિચાર તત્વજ્ઞાનની છેવટની હદ છે. એનો અનુભવ તેટલો બાકી છે. અને એ અનુભવ માટે ભગવાન આ શ્લોકમાં ઉપાય બતાવે છે. હે અર્જુન! તમામ શરીરોમાં જે શરીરી તને દેખાય છે તે પણ હુંજ છું. અર્થાત્ તું જેના જેના સંબંધમાં આવે તેના તેનામાં તું મને દેખ! એટલે કે, માણસ ભુલકણો છે. તત્વજ્ઞાન એમ સમજાવે છે કે પ્રાણીમાત્રમાં ઇશ્વરજ છે અને મિથ્યાજ્ઞાન તેની પાસે મનાવે છે કે ઇશ્વર શિવાય બીજું બધું છે જેને સાચેજ જડચેતનનું સમભાન થયું છે તેને બધા દેહોમાં પરમપિતાનો અનુભવ થશે. તે જીવદ્રષ્ટિ છોડી દેશે—નહીં તેની જીવદ્રષ્ટિ છુટીજ ગયેલી હશે. જે પોતે જીવ છે એ ભૂલી ગયો અને પોતે મૂળમાં શિવ એમ અનુભવતો થયો છે તે, બધાનામાં પણ જીવ છે એ ભુલી જશે અને શિવ છે એમ સાક્ષાત્ જોશે. પ્રાણીમાત્રનો સંસર્ગ થતાં તેને તેમાં પરમાત્માનુંજ સચોટ ભાન થશે. સ્મરણ થશે. બધાનામાં પરમાત્માજ છે એમ તેને હવે શાસ્ત્રોએ બતાવવું ન પડશે. સંતોએ ઉપદેશવું ન પડશે. જાત અનુભવે તે સંશયને તરી ગયેલો હશે. તેને બધા દેહો ઇશ્વરનું મંદિર જણાશે. બધામાં તીર્થભાવના થશે, બધાએ ક્ષેત્રોમાં પરમપિતાજ છે એવું

જ્ઞાન થવાથી માણસને પ્રાણીમાત્ર સાથે કેવી રીતે વર્તવું એ સૂચવશે. એવું અવિચળ જ્ઞાન માણસને પ્રાણીમાત્ર માટે પ્રેમમય થતાં શીખવશે. એના બીજાઓ સાથેના વ્યવહારથી આ જ્ઞાનની નિર્મલતા જણાશે. પ્રાણીમાત્રમાં પરમાત્મા છે. પરમાત્મા સંપૂર્ણ સત્ છે, ચિત્ છે, આનન્દ છે, સર્વશક્તિ છે. અને તે અણુમાં અણુરૂપે અને મહાનમાં મહાનરૂપે છે. આથી પ્રાણીમાત્ર સચ્ચિદાનન્દરૂપ છે. મારું પોતાનું સ્વરુપ પણ તેજ છે. જ્યારે હું અને બીજા બધાં એકજ સચ્ચિદાનન્દ સૂત્રમાં પરોવાયેલાં છીએ તો પછી બધાંજ આત્મરૂપ હોઇ પ્રેમપાત્ર છે. સેવા પાત્ર છે, પૂજ્ય છે, વન્દ્ય છે, એવું નિરન્તર ભાન થશે. આનેજ સર્વભૂતાત્મભૂતાત્મભાવ કહે છે. અને એની સ્થિરતા થતાં માણસ પ્રસન્ન શાન્તિ અનુભવે છે તેને શોક, મોહ અને તેની અપાર સંતતિ સ્પર્શતી નથી. આથી ભગવાન અર્જુનને કહે છે કે હે પ્રિય! હું જ બધામાં ક્ષેત્રજ્ઞરૂપ છું. અર્થાત્ ચારે પ્રકારના પ્રાણીઓને જોઇ તુ તે તે નામરૂપની કલ્પનામાં જકડાઇ ન રહે. તે તે નામરૂપના ખીબામાં હું જે સચ્ચિદાનન્દ રસ છું, તેના તરફ તું ધ્યાન આપ. નામરૂપના ભેદથી તું અકળાઇને સત્યને છોડી ન દેતો. નામરૂપનો ભેદ છે, છતાં તે ભેદમાં પણ હું જ એકરસ અખંડરૂપે તારી સમક્ષ ચોમેર પડયો પાથર્યો વર્તમાન છુ. પ્રાણીમાત્રમાં ભગવત્સ્વરૂપ શિવાયનું જેટલું ભાન થાય છે તેજ માયા છે. એ માયાને તરવાને માટે બધામાં પરમપિતાનું સ્મરણ એજ ઉપાયરૂપ છે! તેની કૃપા એજ છેવટનું સાધન છે. અને તેની કૃપા પ્રાપ્ત કરવા માટે તેની આજ્ઞાનું પાલન એજ એક માત્ર ઉપાય છે!

સર્વક્ષેત્રોમાં પરમાત્માજ ક્ષેત્રજ્ઞરૂપે છે એવાં સત્ય, નિર્મળ, જ્ઞાનનો જીવનમાં ક્યાં ઉપયોગ? એ જ્ઞાનનો ફાયદો શો? આથી બીજા ચરણમાં એ જ્ઞાનનો વ્યવહાર ઉપયોગ ભગવાન બતાવે છે. ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન–એટલે કે સમજ–એનેજ ભગવાન પોતાનું જ્ઞાન માને છે. અર્થાત્ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ બન્ને પરમાત્મરૂપે છે. આથી તે બન્નેની સેવા એ કર્તવ્ય છે. ભગવાન એ પ્રાપ્ય છે તો ભગવાનના સ્વરુપની સેવા થવી ઘટે. સેવા એજ સત્યજ્ઞાનની વ્યવહાર ભૂમિ છે! ભગવાન ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ સ્વરુપ છે. આથી પ્રાણીમાત્રની સેવા એ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ પરમાત્માજ છે એ સ્થિરતામાંથી ફળે છે. આથી પ્રાણીમાત્રમાં ભગવાનને અનુભવનાર માણસ સર્વરૂપ પરમાત્માનો નમ્રતમ સેવક હોય. જે જ્ઞાન નમ્ર સેવામાં ન ઉતરે

તેમાં ક્યાં કાંકરો છે એમ આના ઉપરથી સિદ્ધ થાય છે. કેમકે વાંઝીઉ જ્ઞાન કશા ઉપયોગનું નથી. આથી જડચેતનનો નીતરો વિવેક-વિશ્વરૂપે વિસ્તરેલા ભગવાનની કાયિક, વાચિક, માનસિક, આધ્યાત્મિક, નિઃસ્વાર્થ નિષ્કામભાવે પ્રેમપૂર્વકની સેવામાં પરિણમે છે એમ સિદ્ધ થાય છે. આ આ આદર્શને જીવતાં જીવત પહોંચી વળવામાં મનુષ્ય જીવન છે. ॥ ૨ ॥

तत्क्षेत्रं यच्च यादृक्च यद्विकारि यतश्च यत् ।
स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु ॥ ३ ॥

તે ક્ષેત્ર જે છે તથા જે પ્રકારનું છે, તે જે વિકારોવાળું છ તથા જેનાથી જે ઉપજે છે, તથા તે ક્ષેત્રજ્ઞ જે છે અને જે પ્રભાવોવાળો છે તે બધું મારી પાસેથી તું ટૂંકમાં સાંભળ ॥ ૩ ॥

પહેલા શ્લોકમાં ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ કઇ ચીજ છે તે બતાવ્યું. બીજામાં ક્ષેત્રજ્ઞનું પારમાર્થિક સ્વરૂપ યાદ કરાવ્યું. અને ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞની સેવા કરવી જોઇએ એ જ્ઞાને ભગવાને પોતાનું જ્ઞાન છે એમ બતાવ્યું. આતો ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞને લગતી સામાન્યવાત થઇ માણસનું સામાન્ય જ્ઞાન તેને વિશેષ ઉપયોગી થતું નથી. વસ્તુ માત્રનું વિશેષજ્ઞાન તેને ઉપયોગી છે. ઈશ્વર છે, જીવ છે, જગત છે, આવું સામાન્ય જ્ઞાન કોને નથી? પરંતુ ઈશ્વર, જીવ, જગત ક્યાં છે? એમનું યથાર્થ સ્વરૂપ શું છે? એ બધાનું વિશેષ જ્ઞાન ભાગ્યેજ કોઇને હોય છે. અને વિશેષ જ્ઞાન સિવાય કર્તવ્યનો માર્ગ સરળ બનતો નથી. સંશય અને ઉલટા ખ્યાલ સિવાયનું જ્ઞાનજ માણસને કર્તવ્ય કર્મમાં યથાર્થ રીતે પ્રેરે છે. આથી ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ રૂપ પદાર્થને વિશેષ રીતે સમજાવવાને ભગવાન અર્જુનને અભિમુખ કરે છે.

હે અર્જુન! તે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ વિષે હું તને ટૂંકમાં યથાર્થ સમજ આપું છું તે તું સાંભળ. ક્ષેત્રને માટે ભગવાન ચાર વાત કહે છે. 'યત્' 'યાદૃક્' 'યદ્વિકારિ' અને "યતશ્ચ યત્" તથા ક્ષેત્રજ્ઞને માટે બે વાત કહે છે. 'સ ચ યઃ.' "યત્પ્રભાવ." આ છ પદો ખાસ સમજવા જેવાં છે. હે અર્જુન! તે ક્ષેત્ર 'જે' છે, 'જેવું' છે, 'જે વિકારોવાળું છું' અને 'જેમાંથી જે ઉત્પન્ન થાય છે' તે હું તને ટૂંકમાં કહું છું. અર્થાત્ 'જે' શબ્દથી ક્ષેત્રનું વાસ્તવિક સ્વરૂપ, 'જેવું' શબ્દથી—જે પ્રકારનું

જે જે પેટાભેદવાળું', "જે વિકારોવાળું" શબ્દથી જે જે કાર્યોથી યુક્ત અને 'જેમાંથી જે' શબ્દથી તે તે વિકારોમાં ક્યા ક્યામાં કાર્યકારણભાવ છે તે બધું ટૂંકમાં હું તને કહું છું એમ ભગવાન કહે છે. બીજા શબ્દોમાં ભગવાન અહીં ક્ષેત્રને લગતી ચાર વાત કહેવા માંગે છે. ક્ષેત્રનું વાસ્તવિક સ્વરૂપ, તેના પેટાભેદો, ક્ષેત્રના વિકારો, અને તે વિકારોમાંથી કયો કોનાથી ઉપજે છે એ-પરસ્પર કાર્ય કારણભાવ. આ ચારના નિર્ણયથી ક્ષેત્રને લગતી તમામ વિશેષ જ્ઞાનની ઇચ્છા તોષાય છે.

તે ઉપરાંત ક્ષેત્રજ્ઞનું વાસ્તવિક સ્વરૂપ અને તેના પ્રભાવનું વર્ણન પણ ભગવાન અહીં આપવા ઇચ્છે છે. ક્ષેત્રજ્ઞ મૂળમાં ક્યા- સ્વરૂપનો છે અને તેનામાં કેવી અદ્‌ભુત તાકાત છે,-એનું જ્ઞાન અતિઉપયોગી છે. કેમકે જાતને જાણવાથી તો માણસ કૃતાર્થ થાય છે. આથી ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞને લગતા તાત્વિક નિર્ણયની ભગવાન અહીં પ્રતિજ્ઞા કરે છે. ॥ ૩ ॥

ऋषिभिर्बहुधा गीतं छन्दोभिर्विविधैः पृथक् ।
ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥ ४ ॥

ઋષિઓએ તથા નિશ્ચિત અર્થવાળા અને હેતુયુક્ત બ્રહ્મ સૂત્ર પદો વડે અનેક રીતે જુદું જુદું વિવિધ છન્દોથી ગાયેલું છે. ॥ ૪ ॥

આગલા શ્લોકમાં ભગવાને ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞને લગતાં વિશેષ જ્ઞાનને ટૂંકમાં કહેવાની પ્રતિજ્ઞા કરી. સવાલ એ ઉઠે છે કે ભગવાન જ્યારે સંક્ષેપમાં એ વાત કહે છે તો એજ વાતને વિસ્તારથી કોણે કહી છે? તત્વજ્ઞાનના વિષયમાં છેવટના પ્રમાણરૂપ ગણાતાં ઉપનિષદો અને વેદાન્ત સૂત્રોમાં આ વાત વિસ્તારથી કહેવામાં આવી છે, એમ ભગવાન જવાબ આપતાં કહે છેઃ—

પોતે જે વાત સંક્ષેપમાં બતાવવાના છે તેજ વાત ઉપનિષદો અને વેદાન્ત સૂત્રોમાં વિસ્તારથી કહેવાઇ છે, એમ કહી ભગવાન અર્જુનને પોતાની વાતમાં વિશેષ શ્રદ્ધા ઉપજાવે છે. સત્પ્રમાણોનો સંચય સિદ્ધાન્તનો પોષક બને છે. એટલે કોઇ એમ ન માને કે ભગવાનને પોતાનાં કથનની

પ્રમાણિકતા માટે ઋષિઓના કથનની સહાય લેવાની શાથી જરૂર પડી! ઋષિહૃદયમાં પરમાત્માની સ્ફુરણાથી સ્ફુરેલી વાણીજ ઉપનિષદરૂપે અવતરેલી છે! આથી સૂક્ષ્મ વાતોને સિદ્ધ કરવા માટે ઋષિહૃદયની વાણીનો જો ભગવાન ઉલ્લેખ કરે તો તેમા ખોટું ને અનુચિત નથી. ઋષિવાણીમાં નિરતિશય શ્રદ્ધા ઉપજાવી ભગવાન અહીં સત્યને અંજલિ આપે છે.

ઋષિ શબ્દનો અર્થ દ્રષ્ટા થાય છે. અર્થાત્ જેમને યથાર્થજ્ઞાન હોય તે ઋષિ છે. જીવનને લગતી જેની નિર્મલ સમજ તે ઋષિ! જાત જગત અને જગત્કર્તાને લગતી નિર્મલ સમજવાળાઓની વાણી પ્રામાણિકજ હોય. એવા ઋષિઓએ અનેક છંદોબધ્ધ પદ્યાત્મક વેદવાક્યો દ્વારા આ તત્ત્વજ્ઞાન ભિન્ન ભિન્ન રીતે ગાયેલું છે. તે ઉપરાંત એ છૂટા છૂટા વેદ વાક્યોને ભગવાન વ્યાસે વેદાન્ત સૂત્રોમાં ગૂંથી તેમની એકવાક્યતા સિદ્ધ કરેલી છે. વેદાન્તસૂત્રમાં વેદવાક્યોરૂપી સદા વિકસિત, સુગંધીથી ભરપૂર, ફુલોનો એક મનોહર હાર ભગવાન વ્યાસજીએ કરેલો છે તેનોજ અહીં ઉલ્લેખ છે. એ સૂત્રો હેતુમત્ અને વિનિશ્ચિત છે. હેતુ એટલે સિદ્ધ કરવાના વિષયને, સિદ્ધ કરવાના કારણ બતાવતા, ત્રીજી અગર તો પાંચમી વિભક્તિવાળા શબ્દો. જે શબ્દો ત્રીજી અગર તો પાંચમી વિભક્તિમાં વપરાય અને સાધ્ય વસ્તુને સિદ્ધ કરવાના કારણો બનાવે તેને હેતુમત્ પદો કહે છે. વેદાન્ત સૂત્રોમાં એવાજ હેતુમત્ પદોનો પ્રયોગ છે. તે ઉપરાંત એ સૂત્રો વિનિશ્ચિત છે. એટલે કે છેવટના નિર્ણયાત્મક અર્થને બતાવનારાં છે. એમના બતાવેલા–સિદ્ધ કરેલા અર્થોમાં સંશયને અવકાશ નથી. ઊલટાં જ્ઞાનને એમાં તક નથી. આથી વેદાન્ત વિષયમાં બ્રહ્મસૂત્રો એ છેવટનાં પ્રમાણરૂપ છે એમ સ્વીકારાતું આવે છે. અને વસ્તુતઃ તેમજ છે. આથી વેદાન્તસૂત્રોએ કહેલી પ્રામાણિક વાતને પ્રમાણપૂર્વક વિચાર કરનારાઓ એ સ્વીકારથી રહી. પ્રમાણપૂર્વક સ્વીકારેલી વાત સાચી શ્રદ્ધા જન્માવે છે. પ્રમાણપૂર્વક સંપાદિત કરેલી શ્રદ્ધા, માતાની પેરે સાધકને બચાવે છે. આથી ભગવાન અહીં બ્રહ્મસૂત્રોનો ઉલ્લેખ કરી આપ્ત પ્રમાણોનોજ સંચય કરી સાધકને નિઃસંશય બનાવે છે. આમ જે વાત ભગવાને ઋષિઓના હૃદયદ્વારા અને ભગવાન વ્યાસના હેતુપૂર્વકના નિઃસંશય બ્રહ્મસૂત્રોદ્વારા જગત આગળ પ્રકાશિત કરી હતી, તેજ વાતને અર્જુનનાં ઉપરના અતિવાત્સલ્યને લઇને સાક્ષાત્ શ્રીમુખે સમાસમાં કહે છે. ખરે! અર્જુનના સૌભાગ્યનો પાર નથી! ॥ ૪ ॥

महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च ।
इन्द्रियाणि दशैकं च पञ्च चेन्द्रियगोचराः ॥ ५ ॥

પંચતન્માત્રાઓ, અહંકાર, બુદ્ધિ અને નિશ્ચય અવ્યક્ત તથા દશ ઇન્દ્રિયો અને એક મન તથા પાંચ મહાભૂતો (આ બધાં મળીને ક્ષેત્ર છે). ॥ ૫ ॥

ભગવાને શ્રીમુખે ક્ષેત્ર ક્ષેત્રજ્ઞનું વિશેષ જ્ઞાન આપવાની અર્જુન આગળ પ્રતિજ્ઞા કરી. ભગવાનની આ ઘેરી વત્સલતાથી અર્જુનનું હૃદય દ્રવી ગયું અને એકાગ્ર બન્યું. અર્જુન પોતાના વચનામૃતની શ્રવણલાલસામાં એકાગ્ર થયેલ જોઇ પરમપિતા એ શ્લોકમાં પહેલાં તો ક્ષેત્રનું યથાર્થ સ્વરૂપ વગેરે બતાવે છે.

શાસ્ત્રમાં ખાસ કરીને મનુષ્યનોજ અધિકાર હોવાથી મનુષ્ય શરીરમાં જેટલાં તત્ત્વો છે તેનીજ ઓળખ અહીં ભગવાન આપે છે. પરંતુ એ શરીરની રચનામાં જે જે તત્ત્વો છે તેનાંથી વધારે તત્ત્વો બીજા કોઇપણ પ્રાણીના શરીરમાં હોય એમ લાગતું નથી. આથી હાથીના પગમાં જેમ બીજા બધા પ્રાણીઓના પગનો સમાવેશ થઈ જાય છે તેમ મનુષ્યના ક્ષેત્રના ઉલ્લેખથી પ્રાણીમાત્રના ક્ષેત્રનો ઉલ્લેખ પણ એની મેળેજ થઈ જાય છે.

ક્ષેત્ર પાંચ સૂક્ષ્મભૂતો, અહંકાર, બુદ્ધિ, અવ્યક્ત, અગીઆર ઇન્દ્રિયો અને પાંચ મહાભૂતોનું બનેલું છે. મહાભૂત શબ્દથી અહીં પાંચ સૂક્ષ્મભૂતો જેને 'તન્માત્રા' કહેવામાં આવે છે, એ અર્થ લેવો. કેમકે પંચ મહાભૂતોને 'ઇન્દ્રિય ગોચરા' એ શબ્દથી બતાવવામાં આવ્યાં છે. એમનો ઉત્પત્તિક્રમ શ્લોકમાં જાળવ્યો નથી એ બધામાં મુખ્ય અવ્યક્ત છે, અવ્યક્ત એટલે પ્રકૃતિ- સત્વ, રજ અને તમોગુણની કોઇ સામ્યાવસ્થાને પ્રકૃતિ કહેવામાં આવે છે. એનોજ માયા, પ્રધાન, અવ્યક્ત, વગેરે શબ્દોથી શાસ્ત્રમાં ઉલ્લેખ છે. પ્રત્યેક ક્ષેત્ર વાસ્તવિક રીતે અવ્યક્તાત્મક છે. કેમકે અવ્યક્ત એ મૂળ કારણ છે. ત્રિગુણાત્મિકા પ્રકૃતિ એ કાર્યમાત્રનું કારણ હોઇ, વસ્તુમાત્રનું છેવટનું રૂપ તેજ છે. કેમકે કાર્યથી કારણ ભિન્ન નથી હોતું. આથી ક્ષેત્રનું વાસ્તવિક સ્વરૂપ અવ્યક્ત એટલે કે ત્રિગુણાત્મિકા પ્રકૃતિજ છે. અર્થાત્ ભગવાને અવ્યક્ત શબ્દદ્વારા ક્ષેત્રના સ્વરૂપને કહી દીધું છે.

એજ અવ્યકતના બુદ્ધિ, અહંકાર વગેરે પેટા વિભાગો છે. પ્રકૃતિ બુદ્ધિ વગેરેને રૂપે પરિણામ પામે છે. અર્થાત્ 'યાદૃક્' શબ્દનો અર્થ અહીં આપવામાં આવ્યો છે. પ્રકૃતિનું પહેલું કાર્ય તે બુદ્ધિ છે, બુદ્ધિનું કાર્ય અહંકાર છે અને અહંકારમાંથી પંચતન્માત્રાઓ તથા અગીઆર ઇન્દ્રિયો ઉપજે છે. પંચતન્માત્રાઓમાંથી પાંચ મહાભૂતોની ઉત્પત્તિ થાય છે. આથી બુદ્ધિ, અહંકાર અને પાંચ તન્માત્રાઓ એ પ્રકૃતિરૂપી મૂળ કારણના પેટા વિભાગો છે. પાંચ મહાભૂતો અને અગીઆર ઇન્દ્રિયો એ સોલ વિકાર છે, એટલે કે કાર્યમાત્ર છે. બુદ્ધિ જેમ પ્રકૃતિનું કાર્ય અને અહંકારનું કારણ છે, તેમ આ સોલ નથી. અર્થાત્ એ સોલ કેવળ વિકારજ છે. આ સોળનોજ ઉલ્લેખ 'યદ્વિકારી' શબ્દથી ભગવાન કરવા માગે છે. અર્થાત્ આ શ્લોકમાં ભગવાને ક્ષેત્રને ચોવીસ તત્ત્વોનો માળો કહ્યો છે. કોઇપણ પ્રાણી દેહધારી તેમાં પ્રકૃતિ, બુદ્ધિ, અહંકાર, અગીઆર ઇન્દ્રિયો, પાંચ તન્માત્રાઓ તથા પાંચ મહાભૂતો હોવાનાજ. આ ચોવીસનોજ અનન્ત ગુણાકાર, સરવાળો કે બાદબાકી એ આખાએ વિશ્વનો પ્રપંચ છે.

અવ્યક્ત વગેરે શબ્દોનો સ્પષ્ટાર્થ પણ સમજી લેવો જરૂરી છે. અવ્યક્ત એટલે ત્રણ ગુણો-સત્વગુણ, રજોગુણ, તમોગુણની સામ્યાવસ્થા. સૃષ્ટિકાળે એ ત્રણે ગુણોની વિષમાવસ્થા હોય છે. અને આથીજ કોઇનામાં વધારે પડતો સત્વગુણ તો કોઇનામાં રજોગુણ તો વળી ત્રીજામાં તમોગુણ દેખાય છે. સુખદુઃખ અને મોહરૂપે એ પ્રાણીમાત્રના અનુભવમાં આવે છે. સત્વ જેનામાં પ્રધાન હોય તેને સુખાનુભવ, રજોગુણ જેનામાં પ્રબળ હોય તેને દુઃખાનુભવ અને તમોગુણ જેનામાં વધારે હોય તેને મોહાનુભવ થાય છે. કોઇપણ પ્રાણી આ ત્રણ અનુભવ શિવાયનું નથી આ ઉપરથી સમજાય છે કે પ્રાણીમાત્રમાં ત્રણ ગુણોનું ઓછાવત્તાપણું રહેલું છે અને બધા એને અધીન છે. બસ આ ત્રણ ગુણોજ છેવટે આપણા અનુભવમા આવતા હોવાથી વસ્તુમાત્રમાં છે. સત્વાદિ ગુણો અતિસૂક્ષ્મ પદાર્થ હોઇ, ઇન્દ્રિયોથી પકડાતા નથી, પણ તેના કાર્ય ઉપરથી તેમની અસ્તિત્વનું અનુમાન થાય છે. સુખ, દુઃખ, મોહ એનાં કાર્ય હોઇ, ક્રમે સત્વ, રજ અને તમોગુણના અસ્તિત્વનું અનુમાન કરાવે છે. એ ત્રણે ગુણો પણ પ્રકૃતિથી જુદા નથી. એ ત્રણ સ્વરૂપે આપણને પરમાત્માની એકજ માયા નામની અદ્ભુત શક્તિનો અનુભવ થાય છે. આ માયાજ જગતનું કારણ છે.

બુદ્ધિ એ પ્રકૃતિનું પ્રથમ બાળક છે. બુદ્ધિ એટલે નિશ્ચયાત્મક જ્ઞાન. મારી સામે પુસ્તક પડ્યું છે તો એને વિષે 'આ પુસ્તકજ છે બીજું કશું નથી' એવું જે નિશ્ચલજ્ઞાન તેને બુધ્ધિતત્ત્વ કહેવામાં આવે છે. એ બુધ્ધિમાં પણ પ્રકૃતિના ત્રણે પાસાં હાજર હોવાથી સાત્વિક, રાજસ અને તામસ એવા ભેદો પડે છે. અઢારમાં અધ્યાયમા ભગવાન જાતે તે વિષે કહેનાર છે.

બુધ્ધિ પછી બુધ્ધિનું બાળક તે અહંકાર. અહંકાર એટલે હુંપણાનું સજાગ ભાન. સુખદુઃખ અને મોહથી ખરડાયેલું હુંપણું-હું છું એવું દ્રઢતમ ભાન એનું નામ છે અહંકાર.

અહંકારના બે પરિણામો છે. સાત્વિક અહંકારમાંથી અગીઆર ઇન્દ્રિયો પ્રવર્તે છે. તામસ અહંકારમાંથી પંચ તન્માત્રાઓ થાય છે. તન્માત્ર શબ્દ નો અર્થ 'કેવળ તે' એવો થાય છે. કેવળ તે એટલે કે વસ્તુનું અમિશ્રિત સ્વરૂપ. શબ્દતન્માત્ર, સ્પર્શતન્માત્ર, રૂપતન્માત્ર, રસતન્માત્ર અને ગંધતન્માત્ર. અર્થાત્ શબ્દ વગેરેના જે અમિશ્રિત સ્વરૂપ તેને તે તે તન્માત્રા કહેવામાં આવે છે સ્થૂળભૂતોનું આ સૂક્ષ્મભૂતો કારણ છે. એ કારણમાંથી આકાશ, વાયુ, તેજ, પાણી અને પૃથ્વી પાંચ સ્થૂલભૂતો ઉપજે છે. અને એ સ્થૂલભૂતોનો મેળો એટલે આપણું શરીર.

પંચ મહાભૂતોમાંથી બનેલાં આ શરીરમાં પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો અને એ જ્ઞાન કર્મ ઉભય ઇન્દ્રિયરૂપ મન એમ અગીઆર ઇન્દ્રિયો છે. શબ્દને પકડનાર કાન, સ્પર્શને પકડનાર ચામડી, રૂપને પકડનાર આંખ, રસને પકડનાર જીભ, અને ગંધને પકડનાર નાક. એ પાંચ જ્ઞાનેન્દ્રિય છે. બોલવાનું, લેવાનું, ચાલવાનું, મલવિસર્જન કરવાનું અને સંભોગ જન્ય આનન્દ લેવાનું કામ કરનારી અનુક્રમે વાણી, હાથ, પગ, ગુદા અને ઉપસ્થ એમ પાંચ કર્મેન્દ્રિય છે. સંકલ્પ વિકલ્પ કરનાર અને જ્ઞાનેન્દ્રિય સાથે જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિય સાથે કર્મેન્દ્રિય બનનારું અગીઆરમું તે મન છે. બસ. આ ચોવીસ તત્ત્વો મળીને મનુષ્ય શરીર બનેલું છે. અને એમાં ક્ષેત્રજ્ઞ બેઠો છે. આમ આ શ્લોકમાં ભગવાને ક્ષેત્રનું મૂળ સ્વરૂપ, પેટા વિભાગો અને વિકારો સમજાવ્યા છે. આ બધાંની સમજણનો ઉપયોગ ક્યાં છે તે યોગ્યસ્થાને આગળ બતાવવામાં આવશે. ॥ ૫ ॥

इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः ।
एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥ ६ ॥

ઇચ્છા-દ્વેષ-સુખ-દુઃખ, સંઘાત-ચેતના અને ધૃતિ, આ ટૂંકમાં વિકાર સહિત ક્ષેત્ર મેં તને કહ્યું છે. ॥ ૬ ॥

આગલા શ્લોકમાં પ્રતિજ્ઞા મુજબ ભગવાને ક્ષેત્રનું વાસ્તવરૂપ, તેના પેટા વિભાગો તથા તેના વિકારો વર્ણવ્યા. હવે પછીના શ્લોકમાં 'જેમાંથી જે જન્મે છે' તે બતાવતાં ભગવાન ક્ષેત્રનું સ્વરૂપ નિર્ધારિત કરે છે.

ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ સંઘાત, ચેતના, અને ધૃતિ આટલાનો ભગવાન ક્ષેત્રમાં સમાવેશ કરે છે. ઇચ્છાથી માંડીને ધૃતિ સુધીના બધા પદાર્થો બુધ્ધિ વગેરેના વિકારો છે. એટલેકે બુદ્ધિ વગેરેમાંથી જન્મે છે. બુદ્ધિ પ્રકૃતિથી જન્મે છે. એટલે છેવટે તો ઇચ્છા વગેરેનો પણ અવ્યક્તમાં જ સમાવેશ થાય છે. આમ અવ્યક્તથી માંડી ધૃતિ સુધીના બધાએ પદાર્થો મળીને ક્ષેત્ર બને છે.

ઇચ્છા વગેરેનો શબ્દાર્થ પણ સમજી લેવો જરૂરી છે. ઇચ્છા એ ચિત્તની વૃત્તિ છે. સ્પૃહા કહો-ઝંખના કહો-પદાર્થોની તરસ કહો એકની એકજ વાત છે. એક વખત જેમાં આપણને સુખ લાગ્યું તે પદાર્થને અગર તો તેના સાધનને લગતી 'મ્હને અમુક હો' એ આકારની પદાર્થને અપનાવવાની ઉત્કટવૃત્તિ તેને ઇચ્છા કહે છે. એનુંજ નામ રાગ છે. તેજ મુજબ દ્વેષ તેનાથી ઉલટી વૃત્તિ છે. દુઃખ અગર તો દુઃખના સાધનને 'મ્હને અમુક નહીં' એવી સ્પૃહા વિરૂદ્ધ ચિત્તવૃત્તિ તેને દ્વેષ કહું છે-દ્વેષ કહો, ક્રોધ કહો "મારે અમુક ન જોઇએ" એવી જે ઉત્કટ પદાર્થને ત્યાગવાની વૃત્તિ તેને દ્વેષ કહે છે. માણુસને જે ગમ્યું તે તેને માટે સુખ છે. ઇષ્ટ પદાર્થને મળતાં જે ક્ષણિક તૃપ્તિ થાય છે તેને સુખ કહે છે. જે તેને ન ગમ્યું તે તેને માટે દુઃખ છે. અર્થાત્ અનુકૂળ વેદના એટલે સુખ, પ્રતિકૂળ વેદના એટલે દુઃખ. દેહ અને ઇન્દ્રિયોનો મેળો-એકત્ર સ્થિતિ એટલે સંઘાત. એ દેહ અને ઇન્દ્રિયોમાં અભિવ્યક્ત થયેલી જ્ઞાનશક્તિ એટલે ચેતના. ઢીલાં પડતા-શિથિલ બનતા-ગભરાતા લાગતા દેહ અને ઇન્દ્રિયોના સંઘાતને ટકાવી રાખવાના કારણરૂપ જે પ્રયત્ન, તેને ધૃતિ કહે છે.

ઇચ્છાથી માંડી ધૃતિ સુધીના ચિત્તમાંથી–બુધ્ધિમાંથી જન્મતા હોવાથી તે બુધ્ધિના ધર્મો છે. ક્ષેત્રજ્ઞ–આત્મા નથી. ચિત્ત–મન–બુધ્ધિ–અંતઃકરણ ક્ષેત્રમાં અન્તર્ભૂત હોવાથી તેના ધર્મો પણ ક્ષેત્રમાંજ કહેવામાં આવ્યા છે. આમ ભગવાને પ્રકૃતિના બુદ્ધિ વગેરે વિકારો અને તે બુધ્ધિ વગેરેના ઇચ્છા વગેરે વિકારોથી યુક્ત એવા ક્ષેત્રનું ટૂંકમાં કથન કર્યું.

ઉપર જણાવ્યા પ્રમાણેના ક્ષેત્રના જ્ઞાનનો ઉપયોગ શો એ પ્રશ્ન અહીં અસ્થાને નથી. ક્ષેત્રનું યથાર્થ જ્ઞાન થાય તો માણસને ભગવાન હવે પછી જે જ્ઞાનનાં સાધનોનો ઉલ્લેખ કરવાના છે તેની પ્રાપ્તિ માટે મુશ્કેલી ન પડે. જ્ઞાનના તમામ સાધનો ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના અચલ વિવેકમાંથી ઉપજે છે. આથી ક્ષેત્ર તે ક્ષેત્રજ્ઞ છે તે આત્મા નથી અને આત્મા તે આત્માજ છે ક્ષેત્ર નથી એવી દૃઢ અવિચલ સમજમાંથી માણસનામાં આગળ કહેવામાં આવનારી જ્ઞાનસંપત્તિ, અંકુરિત, પુષ્પિત, પલ્લવિત, અને ફલિત થાય છે. આ સમજણને વળગી રહી તેમાંથી ફળતી મતિને પાટલાઘો ની માફક ચોંટી રહેવાથી અમાનિતા વગેરે ગુણો પ્રકટે છે. અમાનિતા વગેરે જ્ઞાન સાધનોની સ્થિરતામાંથી આત્મજ્ઞાનની નિર્મલતા જન્મે છે. અને આત્મજ્ઞાનની નિર્મલતામાંથી છેવટનું કલ્યાણ જન્મે છે. આથી ક્ષેત્રની નિર્મલ અચલ સમજ માણસને અસંત ઉપકારક છે. સત્યનેજ વળગવાની અને અસત્યને નજ અડવાની જે દૃઢ બુદ્ધિ તે ક્ષેત્રની યથાર્થ સમજમાંથી નિપજવી જોઇએ. ક્ષેત્રની સાચી સમજમાંથી માણસનામાં અનેક ગુણો વિકસે છે. પ્રાણીમાત્રમાં જ્યારે ચોવીસ તત્ત્વોનોજ ઓછોવત્તો આવિષ્કાર છે, બધામાંજ ઇચ્છા છે, દ્વેષ છે, સુખદુઃખનો અનુભવ છે, સંઘાત છે, ચેતના છે, ધૃતિ છે અને એ બધામાં પણ એકજ પરમાત્મા તે તે રૂપે ખેલી રહ્યા છે. તો પછી માણસને માટે ઉંચ નીચના ખ્યાલો, અસમાનતા, અસહિષ્ણુતા વગેરેના ક્ષુદ્ર ખ્યાલો મટી જવા જોઇએ. તે ઉપરાંત આ બધા વિશ્વપ્રપંચનો તેને સ્પર્શ થવા છતાં તે સ્પર્શથી તે અસ્પૃષ્ટ રહે છે. બધામાં એકરસ આત્માનું દર્શન તેને માટે સદા સર્વદા સર્વથા સરળ થઇ છે. ટૂંકમાં ક્ષેત્રની સાચી સમજ શિવાય ક્ષેત્રજ્ઞનું જ્ઞાન કદી થતું નથી. જો થાય તો તેમાં ક્યાંક કચરો–મેલ હોય છે અને એવું જ્ઞાન તારક નથી બનતું, ડુબાવનાર થાય છે. આથી દરેક સાધકે ક્ષેત્રની યથાર્થ સમજ માટે હંમેશાં યથાશક્તિ પ્રયત્ન કરવો રહ્યો. ક્ષેત્રનું જેમ જેમ સ્પષ્ટ જ્ઞાન થતું જશે તેમ તેમ હવે પછી ભગવાન પાંચ શ્લોકોમાં

જે જ્ઞાનસંપત્તિ બતાવનાર છે, તે જ્ઞાનસંપત્તિ કુદરતી રીતે તેનામાં આવતીજ જશે. એ જ્ઞાનસંપત્તિ આવતાં તેનામાં કુદરતી રીતે જ્ઞાનગમ્ય જે ક્ષેત્રજ્ઞ, તેની સાચી સમજ આવતી જશે. આથી ક્ષેત્ર પ્રકરણનું સાચું જ્ઞાન વિવેકવાર્તામાં અતિઉપયોગી છે. ॥ ૬ ॥

अमानित्वमदम्भित्वमहिंसा क्षान्तिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥ ७ ॥

અમાનિતા, અદાંભિકતા, અહિંસા, ક્ષમા, સરળતા, ગુરુસેવા, શુધ્ધતા, સ્થિરતા, મનનો વિશેષ નિગ્રહ. (એ જ્ઞાન છે–એમ આગળ સંબંધ છે). ॥ ૭ ॥

આગલા બે શ્લોકમાં ક્ષેત્રની સિધ્ધિ બતાવી. હવે ક્ષેત્રજ્ઞનું પ્રતિપાદન કરવું યોગ્ય છે. ક્ષેત્રજ્ઞનું દર્શન એ સાધ્ય છે. સાધ્ય વસ્તુની સિદ્ધિ, સાધનો ઉપર અવલંબે છે. જ્યાંસુધી સાધનની સિદ્ધિ ન થાય ત્યાંસુધી સાધ્ય સિધ્ધ હોવા છતાં પ્રાપ્ત થતું નથી. અથી સાધકે સાધ્યના કરતાં સાધન ઉપરજ વધુ મદાર રાખવો ઘટે. જેની પાસે સાધનની સંપત્તિ મોજૂદ છે તેને માટે સાધ્યની સિદ્ધિ આઘે નથી. આથી ભગવાન હવેના પાંચ શ્લોકમાં દર્શનીય જે ક્ષેત્રજ્ઞ તેના દર્શનમાં સાધનરૂપ જ્ઞાનનો ઉલ્લેખ કરે છે. ક્ષેત્રની નીતરી સમજમાંથીજ આ જ્ઞાનસાધનો ફલિત થાય છે. આથી દરેક સાધક આ ક્ષેત્રના સાક્ષાત્કારના સાધનરૂપ જ્ઞાનનું હંમેશાં મનન કરે. હંમેશાં એ જ્ઞાનની સંપત્તિ મેળવવા માટે પ્રયત્નશીલ રહે એ હેતુથી ભગવાન ક્ષેત્રજ્ઞના જ્ઞાનના સાધનોને કહે છે

જ્ઞાનના સાધનો પૈકી પહેલું તે અમાનિત્વ છે. આ અમાનિત્વની યથાર્થ સમજ મેળવવી જરૂરી છે. માનિત્વ એટલે પોતાની જાતમાં ઉત્કૃષ્ટપણાનો નિશ્ચય. માણસ પોતાની જાતને સૌથી ઉંચી માને છે. બાકીના બધા કરતાં પોતેજ ખરી બાબતમાં ચઢીઆતો છે એમ એ અચૂક બોલતો ન હોય તોપણ ઉંડે ઉંડે મનમાં માન્યા કરતો હોય છે. માણસ જ્યારે પોતાની જાતનું સત્યની દૃષ્ટિએ નિષ્પક્ષ મૂલ્યાંકન નથી કરતો ત્યારે એ માની બને છે. જો એ આજુબાજુના વિશાળ વિશ્વને જુવે અને તેમાં સત્યની દૃષ્ટિએ પોતાનું યથાર્થ સ્થાન નક્કી કરી લે તો કદી પોતાની જાતને ઉંચો

ન માને. પોતાને વિષે મનમાની કલ્પનાઓ દોડી બેસાડી ને કલ્પના મુજબ આખું જગત પોતા વિષે માને એમ ઇચ્છે છે. આખું જગત તેની કલ્પનાએ કલ્પના કરવા બંધાએલું નથી. પરિણામે વ્યક્તિ અને સમષ્ટિ વચ્ચે સંઘર્ષ થાય છે. માણસ જો સત્યનો એકાન્ત આશ્રય લે તો પોતાને વિષે ખોટી કલ્પના ન કરે. પોતે જેવો છે તેવોજ જો એ પોતાને માનતો થાય તો પોતાનામાં વધઘટ કરવાથી એનામાં કશો ફેરફાર પડતો નથી એમ એ જોઈ શકે. સત્ય ઉપર અસત્યનું આરોપણ કરવાથી માનીપણું જન્મે છે અને એ માનીપણું માણસને ક્ષુદ્ર બનાવે છે. ઈશ્વરની યોજના ભૂલાવે છે, સત્યથી એને વેગળો રાખે છે. માણસ જો વિવેકી દૃષ્ટિથી વિચારે તો એને એક વાતમાં અભિમાન લેવા જેવું ન દેખાશે. પ્રાણી માત્રમાં એક સરખોજ આત્મા છે. બધાના ક્ષેત્રો જુદાં જુદાં છે—આત્મામાં કશી વધઘટ થતી નથી. અને ક્ષેત્રમાં તો વધઘટ હોવાનીજ. આથી આત્મ દૃષ્ટિએ વિચારતાં તો માણસ કદી પોતાનામાં ક્ષેત્રના ઉચ્ચનીચપણાથી ઉચ્ચનીચપણું ન આરોપી શકે. શરીર દૃષ્ટિએ જો તે અભિમાન રાખે તો તે નકામું છે. કેમકે જો એ પોતાનું શરીર નિરોગી છે—સુખી છે—સ્વસ્થ છે—કદાવર છે—ધાટીલું છું—માંસલ છે, આથી શરીર દૃષ્ટિએ હું બીજાથી ઉંચો છું એમ માને તો તે વિશ્વની વિલક્ષણતા વિસરે છે. શેરને માથે સવાશેર હોય છે એ કહેવતમાં ભરેલાં સાદાં સત્યને તે તે વેળા સ્વીકારતો નથી. હોતો અને તેજ રીતે મન, ઇન્દ્રિયો, બુદ્ધિ વગેરેની બાબતમાં પણ હું સૌથી ઉંચો છે એમ જ્યારે એ માનવા માંડે છે ત્યારે એના કરતાં દુનીઆમાં અજબ અજબ મન બુધ્ધિ વગેરે વિદ્યમાન છે અને તેમની સરખામણીમાં પોતે કાંઇ નથી એ સત્યને વિસરે છે. વળી પોતે જે કાંઇ માનવા મંડી પડે છે તેવો પોતે થઈ જતો નથી. સત્ય કલ્પનાને વશ આપતું નથી. આથી પોતાને વિષે મનગમતી કલ્પનાઓ કરવાથી માણસ સત્યને ડારી શકતો નથી. પોતા વિષે ગમે તેવું એ માનવાની ટેવમાં રાચે તોપણ તે જેવો મૂળમાં હશે તેવોજ રહેશે કેમકે સત્ય કદી અસત્ય થતું નથી. આ કારણસર મનુષ્યે પોતાનાં વાસ્તવિકરૂપને તટસ્થપણે તપાસતું રહ્યું. પોતાની જાત વિષે જ્યારે એ યથાર્થ ખ્યાલ સેવશે ત્યારે એ માની ન રહે. એ નમ્રતાનો અવતાર બનશે. નમ્રતાની છેવટની હદ પર જઇ પહોંચેલ મનુષ્ય વંદનીય છે. તેના તો દર્શનમાત્રથી પાપ ધોવાય છે. આમ વિચારતાં માલમ પડશે કે માનીપણું અસત્યનિષ્ઠામાંથી જન્મે છે.

એ માનીપણામાંથી વિષમ વ્યાધિ પેદા થાય છે. ક્ષુદ્રતા જન્મે છે. હિંસા જન્મે છે. અસ્પૃશ્યતાનો ભાવ પેદા થાય છે. બધામાં ઇશ્વરનું વિસ્મરણ થાય છે. સ્વાર્થ વધે છે. દૈવી ઉપર અસત્યનું આવરણ ઘાડું થાય છે. અને આ બધાને લીધે માણસ દુઃખી થાય છે. કચડાય છે. હંમેશાં પોતાના અભિમાનને પોષવા તેણે પ્રયત્નશીલ રહેવું પડે છે અને અભિમાનનો ચૂરો થાય ત્યારે તેને અસહ્ય સહસ્ત્ર વીંછીના ડંખોની પીડા થાય છે. માનીપણું અસત્યમાંથી જન્મતું હોવાથી ક્ષેત્રજ્ઞ કે જે પરમ સત્ય છે, તેના દર્શનમાં મહાન આડખીલીરૂપ છે. આથી ભગવાન કહે છે કે માણસનામાં અમાનીપણું હોવું જોઇએ. અમાનીપણું વિવેક, વિચાર, સત્યનિષ્ઠા, સત્યનેજ સ્વીકારવાની ઉત્કટ ઇચ્છામાંથી જન્મે છે. અમાનીપણું સત્યની આરાધના છે. અને અત્યારસુધી અવિવેકને લીધે આપણે આપણી જાત ઉપર જે કલ્પનાઓની પરંપરાની 'ચોટની' ચોડ ખડકી રાખી છે તેમાંથી–તેની અજગર ચૂડમાંથી છૂટવાનો ઉપાય છે. અમાનીપણું સત્ય–સરળતા–નમ્રતા–નિર્મળતા વગેરે દૈવીગુણોને જન્મ આપે છે અમાનીપણાની છેવટની હદ, જેને શાસ્ત્રો અધ્યાસ કહે છે, એ અધ્યાસના પૂર્ણ દેશવટામાં આવે છે. અસત્યની છટામાત્રથી પણ અમાનીપણું ભડકે છે. અમાનીપણું આત્મદર્શનનું દ્વાર છે આથી ભગવાન પોતાનામાં ઉચ્ચપણાની ભળતીજ કલ્પનાથી સાધકને દૂર રહેવા આ સાધનમાં ચેતવે છે. જે અમાની થયો તેણે અધ્યાત્મ માર્ગમાં ઘણી લાંબી કૂચ કરી એમ જાણવું. અમાનીપણાના વિકાસમાં શાન્તિ હોય છે નિર્વિકારિતા હોય છે. અદ્ભુત પ્રસન્નતા હોય છે. અમાની બનવાથી બધામાં માણસને આત્મસત્તાનું ભાન થાય છે. આવાં સત્યમય માનવના દર્શન વિરલ છે!

માનિતા એટલે જાતમાં ઉંચાપણાનો આરોપ એ વાત આપણે જોઇ ગયા. એ માનિતાનો અભાવ એટલે અમાનિતા અર્થાત્ અમાનિતા એટલે જાતનું યથાર્થ મૂલ્યાંકન માનિતા એ અસત્યનું પ્રથમ પગથીઉં છે. એજ અસત્યનું ઘાડું સ્વરૂપ દંભ છે. દંભ એટલે જાતને જુદી બતાવવી તે. આપણે જેવા હોઇએ તેવા ન બતાવતા જેવા ન હોઇએ તેવા બતાવવાની વૃત્તિ એટલે દંભ. માનિતાથી માણસ પોતાનામાં મિથ્યા કલ્પનાઓ કરે છે એ કલ્પનાના રંગે રંગાયેલી પોતાની જાતને જગત સમક્ષ ટકાવી રાખવા એને દંભનો આશ્રય લેવો પડે છે માણસ દંભને લાભ ખાતર, પૂજા ખાતર,

કે ખ્યાતિ ખાતર સેવે છે. અને એ લાભ, પૂજા કે ખ્યાતિને ખાતર પોતાની જાતને જૂદી બતાવવા તે વેષનો, ભાષાનો, ક્રિયાનો કે ચાતુરીનો આશ્રય લે છે. અને જગતને છેતરવા પ્રયત્ન કરે છે. પરંતુ દંભ એ છેવટે આત્મવંચકજ નીવડે છે, કેમકે દંભથી સત્ય દબાતું નથી. શરૂઆતમાં સત્ય ઉપર દંભ ઢાંકપીછોડો કરી શકે છે, પરંતુ સત્ય છેવટે જય પામે છે અને માણસ પોતાના ખરા સ્વરૂપમાં પ્રકાશિત થાય છે. કેમકે દંભને સત્યનું પીઠબળ નથી. સત્ય નક્કર છે, દંભ પોચો છે. જ્યારે સત્ય એ સત્યજ રહે છે અને કદી અસત્ય બનતું નથી ત્યારે દંભને સેવવો એ આત્મઘાતજ કહેવાય દંભ રાખનાર માણસ ભૂલી જાય છે કે તેના બધા કર્મોને જાણનાર પુરાણ મુનિ પરમાત્માથી તો તે કશી વાત છૂપાવી શકે એમ નથી! આથી છેવટે તો દંભ પોતાના સેવકનેજ પાયમાલ કરે છે. દંભને દળી નાખનાર સત્ય છે. આથી સત્યનું શરણુ લેવાથી મનુષ્ય દંભથી મુક્ત થાય છે. દંભ, સત્ય એ વિશ્વરચનામાં સત્યજ રહે છે એ સત્યની વિસ્મૃતિથી થાય છે. દંભ અસત્ય સેવનથી જન્મે છે. અસત્યથી પોષાય છે અને માણસને છેવટે અસત્ કરી મૂકે છે. એ દંભના પંજામાંથી છૂટવાને માટે માણસે પરમાત્મા સર્વજ્ઞ છે તેનાથી કશું છૂપું રહી શકતું નથી, સત્યજ પરમ ઉદ્ધારક છે. સત્ય શિવાય બીજું શરણુ નથી. અને સત્યને સેવવામાંજ મને પરમલાભ, પરમપૂજા અને પરમ ખ્યાતિ મળનાર છે. આવી નિશ્ચલ સમજને વળગી રહેવાની જરુર છે. બાકી દંભનું ક્ષેત્ર અતિ વિશાળ છે. જીવનના પ્રત્યેક કોણુને તે સ્પર્શી રહેલ છે. સત્યનું જો ઢાંકણું હોય તો આ દંભ છે. એના ઘાતકપાશમાંથી છૂટવા માટે માણસે સત્યનો આશ્રય લેવો રહ્યો. સત્યના અનન્ય ઉપાસક બનવાથી દંભ દૂર થાય છે અને સત્યનિષ્ઠામાંથી આધ્યાત્મિક અવિનાશી અખંડ આનંદ જન્મે છે. આથી આ બે સાધનોદ્વારા ભગવાન આત્માના દર્શનને માટે ઝંખનાર માણસને સત્યનું સતત સેવન કરવા બતાવે છે. સત્યજ છેવટે તારક છે એમ વિધાન કરે છે.

આત્માના દર્શન કરવા ઇચ્છનારે અહિંસક બનવું જોઇએ. હિંસા એટલે વિના લેવા દેવાએ પ્રાણીઓને તનથી મનથી વાણીથી પીડવું તે. જે માણસ આત્માને ઓળખવા નીકળ્યો છે તેનાથી કોઇને પીડાયજ કેમ? કેમકે દરેક ક્ષેત્રમાં પરમાત્મા વસે છે. આખું વિશ્વ એ પરમાત્માનું હૃદય છે. કોઇને પણ કોઇરીતે પણ પીડા આપવી એટલે ઇશ્વરને હૃદયમાં ચોટ

લગાડવા બરોબર છે. જ્યારે કોઈપણ માણસ બીજા કોઈપણ પ્રાણીને રહેજ પણ પીડા કરતો હોય છે તે વેળા આખો વિશ્વાત્મા ત્રાસી ઉઠે છે. વળી વિચારકને માટે હિંસાની જરૂરજ નથી રહેતી, જે ઉદારચરિત માનવી આત્માની બન્યો તેને બધામાં આત્માની અસ્તિ લાગવાનીજ. અને આત્મા બધાનો સરખો છે—એકસરખી રીતે સુખને ઇચ્છનારો અને દુઃખને દૂર થયેલું જોવાને ચાહનારો છે એમ તેને લાગ્યા વિના નજ રહે એટલે બધાંએ પ્રાણીમાં એકરસ આત્માની અસ્તિ સ્વીકારનારને માટે હિંસકભાવ-પરપીડન—એ સ્વપ્ને પણ સંભાવ્ય નથી! પ્રાણીમાત્ર સુખને માટે ટળવળે છે. દુઃખના ત્રાસથી કરૂણ પોકાર કરી રહ્યાં છે ત્યાં આત્મદર્શન ઇચ્છનારને માટે દુઃખી દુનીઆને વધારે દુઃખી કરવા માટેની ભાવનાજ કેમ રહી શકે? આથી બધામાં ક્ષેત્રજ્ઞને જોવા ઇચ્છનાર અહિંસક હોય. કોઇનેપણ તે મન વાણી કે તનથી દુઃખ દેનારો ન હોય. અહિંસક બનવા માટે માણસે પ્રેમ અને દયાની અભંગ ઉપાસના કરવી જોઇએ. તેણે મૈત્રી કરુણા અને મુદિતાને પોતાની સહચરીઓ બનાવવી જોઇએ. કોઇપણ પ્રાણીને જોઇને તેને આત્મિક પ્રેમ ઉભરી આવવો જોઇએ. આત્મદર્શનનું અંતિમ ફળ છે તે અહિંસાની પ્રતિષ્ઠા છે. પ્રાણીમાત્ર સાથે નિર્વૈરબુદ્ધિથી આચરણ કરનાર માણસ પરમાત્મા કરતાં જરાયે ઓછો નથી! કેમકે પરમાત્મા પોતેજ પરમ અહિંસક છે!

અહિંસા પછી ભગવાન કહે છે કે ક્ષેત્રજ્ઞને જોવા ઇચ્છનારે ક્ષાન્તિ કેળવવી જોઇએ. ક્ષાન્તિ એટલે ક્ષમા. ક્ષમા એટલે પારકાના અપરાધને સહી લેવાની વૃત્તિ—અસીમ સહિષ્ણુતા. ક્ષમા આત્મદર્શનની સ્વચ્છતામાંથી જન્મે છે! આત્મદર્શન માણસને રાગદ્વેષથી પર બનાવી દે છે. રાગદ્વેષથી પર થયેલો માણસ નિર્બાધ પ્રસન્નતા ભોગવે છે. સત્વગુણનો જ્યારે ચોવીસે કલાક ઉદ્રેક રહે છે ત્યારે રજોગુણ અને તમોગુણ છેવટનાં દબાઇ રહે છે. હવે આત્મદર્શીના હૃદયમાં સત્વગુણની સ્થિરદશા હોય છે તે જગતમાંજ રહે છે અને જગતના બધાં પ્રાણીઓના સંબંધમાં રહે છે. તે પ્રાણીઓમાં એટલો સત્વનો ઉદય નથી હોતો જેટલો આ આત્મદર્શીમાં હોય છે. આથી અજ્ઞાનવશ પ્રાણીઓ આ આત્મદર્શીનો અજ્ઞાનને લઇને અનેકવેળા અપરાધ કરે છે. પણ આત્મદર્શી તો દયાજ એની ભોગવે છે કે એના સત્વગુણને ભેદીને રજોગુણ કે તમોગુણના પ્રવાહો છુટતાજ નથી! રજોગુણ અને તમોગુણના નિરોધનને લીધે તેનામાં મલિનતા-રાગદ્વેષ ઉભરાતા

નથી અને આથી આત્મદર્શી માણસ ક્ષમાનો અવતાર હોય છે માછીના ખળભળાટથી જેમ સમુદ્ર ખળભળતો નથી તેમ દુનીઆના ક્ષુદ્ર બનાવોથી આત્મદર્શી ખળભળતો નથી આથી ક્ષમા એ આત્માની સહજ શક્તિ થઈ પડે છે ક્ષમા એ ક્રોધનું રસાયન છે દ્વેષને એ પ્રજાળી કરી વગળ કરી નાખે છે ક્ષમા પ્રાણીમાત્રના ઉપરના આત્મિક પ્રેમનુ ચિન્હ છે ક્ષમા એ ભૂષણ છે આથી ક્ષમાવૃત્તિ વિચારપૂર્વક કેળવવી રહી રાગદ્વેષના પ્રચંડ તુમલાઓથી અત્યન્ત રક્ષણ કરનાર બખ્તર જ ક્ષમા એ આત્મદર્શીને ઉપાસ્ય છે!

ક્ષમા પછી ભગવાન આર્જવનો ઉલ્લેખ કરે છે આર્જવ એટલે સરળતા જેવુ હૈયે તેવુ હોઠે અને તેવુ વર્તનમા સત્યની સરળતા એ દીકરી છે જે માણસ સત્યની સેવા કરે છે તે કુદરતી રીતે સરળજ બને છે કેમકે તેની સમજ હોય છે કે સત્ય છુપાઈ શકતુ નથી! જે જેવુ છે તેવુજ તેને સ્વીકારવુ અને પ્રકટ કરવુ એ એક સત્યનોજ પ્રયોગ છે! પ્રપંચ છળકપટ, કુટિલતા, વાંકાપણુ વગેરે વ્યવહારમા જોવામા આવે છે તે બધા અસત્યના પડછાયાઓ છે પરંતુ એ પડછાયાઓથી સત્ય અંધારામા રહેતુ નથી એટલેજ છળ વગેરે નિરાધાર છે માણસે સત્યનો આશ્રય સ્વીકારી સીધા—સરળ—હોય તેવા બની જવુ રહ્યુ. દંભને દાટી દેવા માટે સરળતા જેવો એક ઉપાય નથી! વળી છળકપટ દંભ વગેરેની જરૂર નથી! આથી માણસે પોતાના પ્રત્યેક વ્યક્તિગત કે સામાજિક વ્યવહારમા સરળ બન્યેજ છૂટકો. સત્યની સેવા સરળતામા અવતરે છે અને સરળતાથી માણસને શાન્તિ મળે છે આત્મદર્શન સ્પષ્ટ થાય છે દંભથી તો ઉદ્વેગ વધે! આથી માણસે પોતાના પ્રત્યેક વ્યવહારમા સરળ થવુ ઘટે સરળતા એ દુન્યવી ડહાપણની દૃષ્ટિએ કદાચ ગાંડાઈ પણ ગણાય પણ આધ્યાત્મિક જીવનની આખી ઇચ્છનારે દુન્યવી ડહાપણની ઉંડાઇમા વિશ્વાસ રાખવો ઉચિત નથી કેમકે કવચીક વખત કેટલાક દોષો સર્વવ્યાપી હોવાથી માણસ તેને ગુણ તરીકે ખપાવી લઇને પોતાની નિર્બલતાનુ સમર્થન કરે છે! આથી સાધકને માટે તો સરળતા એજ ધ્યેય હોવુ ઘટે

સરળતા પછી ભગવાન આચાર્યોપાસના બતાવે છે આચાર્યની ઉપાસના એટલે ગુરુસેવા. ગુરુસેવામા—ગુરુપ્રત્યે માન, પ્રેમ, શ્રદ્ધા, ભક્તિ, તેના વચનમા અટલ વિશ્વાસ. ગુરુ વચનને અમલમા મૂકવાનો દૃઢ

નિશ્ચય, ગુરુ માટે પ્રાણદાનની પણ તૈયારી વગેરેનો સમાવેશ થાય છે ગુરુ શબ્દનો અર્થ ભારી થાય છે શિષ્યથી જ્ઞાનમા, કર્મમા, આચરણમા, દર્શનમા, સોલ્યા હોય તો જે ભારી થાય તે ગુરુ એક વખત ગુરુને સ્વીકાર્યા પછી તેનામા અવ્યભિચારી ભક્તિ હોવી ઘટે કેમકે ગુરુસેવા સિવાય ગતિજ નથી ગુરુ શિષ્યને જે દાન આપે છે તે દાનની આગળ બીજુ બધુ ગૌણ છે। ગુરુ માણસને ખરો માણસ બનાવે છે આત્મજ્ઞાનની દુર્લભતા અને શિવતા જોતા આ મહાન દેનાર માટે તો શરીરના દાન પણ ઓછા છે। સેવાદ્વારા ગુરુની થયેલી પ્રસન્નતામાંથી અમોવ આત્મવિદ્યા જન્મે છે। આથી ગુરુ સાક્ષાત્ પરમાત્માનો અવતાર છે ઇશ્વરનીજ પ્રતિમા છે। આથી અધ્યાત્મ માર્ગમા ગુરુની સેવા અતિઉપયોગિની છે। ગુરુઓનો ગુરુ પણ પરમાત્મા છે। અને તે બધામાં મોજુદ છે આથી માનવ ગુરુના દુકાળના વખતે માણસે મુંઝાવાની જરૂર નથી। શિષ્યનામા જો સાચી જીજ્ઞાસા હશે તો કોઇ કાળે ગુરુ વિના તેનુ ગાડુ ન અટકી પડે. આપણા મા સાચો શિષ્યભાવ જાગે એટલે આપણે માટે ગુરુ આવીજ મળશે. ગુરુનુ દર્શન થતા ગુરુસેવાથી માણસ તરી જાય છે

ગુરુસેવા પછી અતિઉપયોગી વસ્તુ તે શૌચ છે શૌચ એટલે બહારની અને અંદરની પવિત્રતા શરીરની સ્વચ્છતા રાખવી ઘટે. માણસે દિનકર, પવિત્ર, રમિત, અનખાનુ ઘટે પાણી વગેરેની શુદ્ધિનો આગ્રહ રાખવોજ ઘટે. હવાપાણી ખોરાક વસ્ત્ર વગેરેની શુદ્ધિથી એની બાહ્ય પવિત્રતા જળવાય છે તે ઉપરાંત માનસિક પવિત્રતા પણ તેને માટે અત્યંત જરૂરી છે રાગદ્વેષ વગેરે દોષોને ધોવાને માટે હમેશા તેને કેડ કસેલીજ રાખવી જોઇએ ખરી શુદ્ધિ તે આજ છે। રાગદ્વેષ વગેરેને ધોઇ નાખીને પ્રશાન્ત થાય તેનેજ આત્મદર્શનનો અધિકાર સાંપડે છે આ વિષય ઉપર વિસ્તૃત ચર્ચા માટે ગીતાજીનો બારમો અધ્યાય વાચવા વિનતી છે

સોરબાદ આવે છે સ્થૈર્ય સ્થૈર્ય એટલે અચળતા પોતાના કર્તવ્ય કર્મમાં નિષ્ઠા કર્તવ્યને અદા કરતા વચ્ચે જે જે આડખીલીઓ આવે તેનાથી ન ડરતા કર્તવ્યનેજ કરવાની દઢતા પોતાના કર્તવ્યમા નિશ્ચલતા એ દૈવ બુદ્ધિની નિશાની છે ઉદ્દાપોહી બુદ્ધિ વ્યવસાય બની જાય છે। કર્તવ્યમા નિરપવાદનિષ્ઠા એ મહાન આત્માનુ ચિન્હ છે। એમાં વિઘ્નોના ભયનો જેમાનું નિશ્ચય ભય છે ન મુઝાવાનો સંકેત છે આમ

તૂટી પડે કે હિમાલય ચળી જાય તોએ કર્તવ્ય એ કર્તવ્યજ છે એવી અચલ નીતરી સમજનુ નામ સ્થિરતા છે। ભયથી ન કાંપવાની જેણે પ્રતિજ્ઞા લીધી હોય, પામરતાને ન સ્વીકારવાની જેણે ટેક લીધી હોય, સમ્પત્તિ તૂટી જાય તોપણ વળગવાનો જેણે મક્કમ નિશ્ચય કર્યો હોય તેજ સ્થિર બની શકે છે આવી કસોટીના તો જીવનમા ડગને અને પગને પ્રસંગો પ્રાપ્ત થાય છે ॥

આત્મવિનિગ્રહ એટલે, કે વિવેકથી મનનો કાબુ, લોક જેનો દ્વેષ કરે. અને શાસ્ત્રો જેને નકાર એવી બાબતોમાથી મનને સદાને માટે હઠાવી લેવુ. તે લોકનિંદિત અને શાસ્ત્રથી નકારાયેલા, આશ્રમ અને વર્ણને અનુચિત, આત્મા, જાતિ અને દેશ કે પ્રાણીવર્ગનો દ્રોહ કરનારા કર્મોમાથી સદાને માટે મનને નિવૃત્ત કરવુ એટલે મનનો વિવેકપૂર્વક નિગ્રહ. સતત જાગૃતિ, વિવેક અને સાચી સમજના સેવનથી મન ધીરે ધીરે સમજી જાય છે, અને દુર્ગમ બાબતોમાથી સદાને માટે ઉગરી જાય છે. મનનો નિગ્રહ એ તો આત્માના દર્શનમા મુખ્ય છે એનો નિગ્રહ કરવામાજ માણસના પુરુષાર્થની પરીક્ષા અને કસોટી થાય છે આથી, માણસે આ માટે સમગ્ર વિવેકશક્તિને કેન્દ્રિત કરી પ્રયત્ન કરવા ઘટે ॥ ૭ ॥

इन्द्रियार्थेषु वैराग्यमनहङ्कार एव च ।
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥ ८ ॥

ઇન્દ્રિયોના અર્થોમાં વૈરાગ્ય તથા નિશ્ચય અહંકારનો અભાવ. જન્મ મૃત્યુ જરા વ્યાધિ દુઃખ અને દોષોનુ અનુસન્ધાન ॥ ૮ ॥

આ શ્લોકમા બીજા જ્ઞાનના સાધનો બતાવે છે ઇન્દ્રિયોના અર્થોમા વિરાગ એટલે કે આપણી ઇન્દ્રિયો જે જે વિષયોને પકડે છે તે તે વિષયોમા રાગ એટલે તૃષ્ણાનો અભાવ. કાન, ચામડી, આખ, જીભ અને નાક એ પાચ જ્ઞાનેન્દ્રિયો અને વાણી, હાથ, પગ, ગુદા અને જનનેન્દ્રિય એ પાચે કર્મેન્દ્રિયો છે આ દશ વિષયો છે શબ્દ કાનનો, સ્પર્શ ચામડીનો, રૂપ આખનો રસ જીભનો, અને ગંધ નાકનો વિષય છે વચન વાણીનો લેવુ હાથનો, ચાલવુ પગનો મલત્યાગ ગુદાનો, અને સંભોગજન્ય આનન્દ એ જનનેન્દ્રિયનો વિષય છે આ દશે

વિષયોના ઇષ્ટ કે અનિષ્ટ સ્પર્શથી નતો તેને સેવાની કે નતો તજવાની જે વૃત્તિ એનું નામ ઇન્દ્રિયોના અર્થોમાં વિરાગ છે. દિવ્ય કે અદિવ્ય પદાર્થોની હાજરી છતાં નતો તેને સેવાની કે તજવાની જે તટસ્થ વૃત્તિ છે એ વિષયોમાં દોષદર્શનથી સિદ્ધ થાય છે. બહારના વિષયો અંદર મનદ્વારા આવવાથી નથી તો આત્મામાં કંઇ વૃદ્ધિ કે કમી બનતી. વળી વિષયોની અવરજવર યાવજ્જીવ રહેવાનીજ. એ આપણા હાથની વાત નથી. વિષયોમાં એકરસતા નથી પરિણામ પામવું એ પદાર્થમાત્રનો સ્વભાવ છે. આથી સદા પરિણામી વિષયોના સ્પર્શ કે અસ્પર્શે મનને વિહ્વળ બનાવવું એ રાગદ્વેષનો પ્રભાવ છે. વસ્તુત આત્મા એ બધાની અંદર રહેવા છતાં બધાથી અલિપ્તજ રહે છે, તો આત્માના સ્વભાવને વિસરી જઇ આત્મામાં રાગદ્વેષની માત્રાઓ વધારવી એ અવિવેક છે. આથી માણસે વિષયોમાં દોષદર્શન કરી સમજપૂર્વક ઇન્દ્રિયોના તમામ અર્થોના વિરાગી થવું ઘટે. વિરાગ એ સાચી સમજનું અનિવાર્ય પરિણામ છે. સાચું જ્ઞાન વિરાગને સાથે નોતરતુંજ આવે છે. અને રાગદ્વેષ ઇન્દ્રિયોને વિષયોમાં પ્રેરે છે. એ પ્રેરકજ જ્યાં કાબુમાં આવે એટલે તેનાથી પ્રેરાતી ઇન્દ્રિયો સ્વયં કાબુમાં આવી જાય છે આથી વિરાગ દોષદર્શનથી ઉદ્ભવે છે અને વિવેકથી સ્થિર થાય છે. ઇન્દ્રિયોના અર્થમાં સમજપૂર્વકના વિરાગ સિવાય શાન્તિ એ આકાશના ફુલ જેવી છે. વિરાગથી ઇન્દ્રિયો મનોમય થાય છે અને મન પ્રત્યગાત્મા તરફ કુદરતી રીતે ઢળે છે કેમકે સતનિમ્નતા એ મનનો સ્વભાવ છે આથી ક્ષેત્રજ્ઞના દર્શન ઇચ્છનારે વિવેકનું શરણ લઇ સદા ઇન્દ્રિયોને વિષયવિમુખ કરવા સભાન જાગૃત અપ્રમાદી પ્રયત્ન કરવો જોઇએ।

ઇન્દ્રિયોના વિષયોમાં વિરાગ પછી ભગવાન માણસને અનહંકારી બનવા કહે છે સાચું જોતાં તો અહંકાર નરી ક્ષુદ્રતા છે જે જગતનાં અણુઅણુમાં સર્વજ્ઞ અને સર્વશક્તિ પરમાત્મા વસતા હોય ત્યા કોઇપણ બાબતનો ગર્વ એ નરી મૂર્ખતા છે. પણ એ મૂર્ખતાનો થોડે વત્તે અંશે બધાએ ભોગ બને છે અને એજ તો માયાનો પ્રભાવ છે બેએં કરતું બકરું અને હુંહું કરતું માણસ લગભગ સરખાં છે! ઉંડે ઉંડે પણ હું કંઇ છું, એવો ગર્વ ન રહેવો જોઇએ. વિવેકની ઉંચટની હદ પર, જ્યારે માણસ ઇશ્વરકૃપાથી પહોંચે છે ત્યારે તેનામાં દેહ, ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરેમાંથી અહંભાવ છુટી જાય છે કેમકે કેવળ આત્મામાં તે પ્રતિષ્ઠિત બને છે.

આત્મા અને અનાત્માને ભેળાં નાંખી માણુસ 'હું હું' એમ લવારો કરે છે. અને એ 'હું' ની અનન્ત ધાડને પોતાના ઉપર નોતરી લે છે. વિવેક, વિરાગ, ઇશ્વરકૃપા, સત્સંગ, ઇશ્વર મહિમાનું નિરન્તર ચિન્તન અને સત્ય નિષ્ઠા શિવાય અહંભાવ ઓગળતો નથી. અહંભાવ ઓગળે છે ત્યારે માણુસ આઘાત સામે પ્રત્યાઘાત કરતો નથી, આઘાતને સહી લે છે પોતાના અસલીરૂપનું જેને નિરન્તર ભાન ઇશ્વરકૃપાથી રહે તેને પોતાના નકલી સ્વરૂપના આઘાત પ્રત્યાઘાતની અસર ન નડે. આથી માણુસે સ્વરૂપના સતત સ્મરણે પરરૂપમાંથી—એટલેકે દેહ ઇન્દ્રિય વગેરેમાંથી હુંપણું ખેંચી લેવું રહ્યું. સત્યનેજ વળગાય તો અનહંકારી થવાય. અહંકાર જ્યાંસુધી જીવે ત્યાંસુધી ઉપદ્રવો આપણુને પીડે છે! ખરી નમ્રતા વિના સૃષ્ટિ યોજનાની નિર્દોષતા–ગંભીરતા–લીલા આપણુને સમજાતી નથી!

માણુસે આ ઉપરાંત જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ, દુઃખ, દોષનું અનુદર્શન કરવું જોઇએ. અનુદર્શન એટલેકે જન્મ વગેરે પ્રાણીમાત્રને સાધારણુ છે એવું અનુસન્ધાન. કોઇપણુ વસ્તુને જન્મથી માંડી દોષ સુધીના બધા ધર્મો સ્પર્શ્યા વિના રહી શકતા નથી. મને એકલાનેજ એ બધાં સ્પર્શે છે એમ મૂઢતાથી માની લઇ માણુસ ખુબ અકળાય છે. પરંતુ માણુસ જો જન્માદિ વગેરેનો સ્વીકાર કરી લે તો તેમનો તેના ઉપર પ્રભાવ પડતો નથી. તેણે વિચારવું ઘટે કે જન્મ વગેરે મને એકલાનેજ છે શું?. વિશ્વની રચનાજ એવી છે કે એમાંથી કોઈ મુક્ત નથી! વળી આત્મા તો એ બધાથી સદા અલિપ્તજ રહે છે. આત્માનો એ સ્વભાવજ નથી! હું અનાત્મા નથી. આથી તાત્ત્વિક દૃષ્ટિએ તો મને જન્મ વગેરે છેજ નહિં. રહ્યો વચગાળો! જે વિશ્વમાં હું છું તે વિશ્વની રચનાને મારે અધીન થવુંજ રહ્યું! તો પછી જન્મ મરણુ વગેરે સર્વપ્રાણીને સાધારણુ લેખી પોતાની તેમાથી બાદબાકી ન કરતા વારંવાર તેનું સમાલોચન કરતા રહેવું ઘટે. જેથી જન્માદિની ગેરસમજમાથી ઉપજતો ઉદ્વેગ ટળે! જે બધાને સાધારણુ છે, જેમાથી કોઇજ મુક્ત નથી તેનો ખરેખરો, તેને કેવળ આત્મસમવાયીજ માનવાની વૃત્તિ, એ અવિવેક છે. સત્યને ન સ્વીકારવાની કાયરતા છે! અસત્યને આરાધવાની એમાં એદી વૃત્તિ છે! આથી જન્મ મૃત્યુ જરાવ્યાધિ, દુઃખ અને દોષો એ ઉદ્વેગનાં કારણુ ન બનવાં જોઇએ. ઉલટું આ વિશ્વમા તે એક બીજાને માટે સહાનુભૂતિ અને હમદર્દીનાં

સાધન બનવા જોઇએ જન્મ મૃત્યુ વગેરેની સાધારણતા માણસમાત્રને પરસ્પર સહાયક બનાવે—એક બીજામાં ઉપર આત્મિક મમત્વ રાખતા શીખવે વેર વિરોધને ભૂલાવે! આવો ધ્વનિ આમાંથી સંભળાય છે! આ સાધનની આવી સમજ માણસમાં ઘણા ગુણોનો વિકાસ કરાવે છે! ॥ ૮ ॥

असक्तिरनभिष्वङ्गः पुत्रदारगृहादिषु ।
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥ ९ ॥

પુત્ર, પત્ની, ઘર વગેરેમાં અનાસક્તિ તથા અતિસ્નેહનો અભાવ તથા ઇષ્ટ અને અનિષ્ટની પ્રાપ્તિમાં હંમેશાં સરખી મનોદશા— ॥ ૯ ॥

આ શ્લોકમાં વળી બીજા જ્ઞાનનાં સાધનો ભગવાન બતાવે છે પુત્ર-પત્ની-ઘર વગેરેમાં માણસે અસક્ત રહેવું ઘટે વગેરે શબ્દથી ધન પશુ-ચાકર નોકરનો સમાવેશ થાય છે. સક્તિ એટલે સંગ સંગ એટલે વિકાર ઉપજાવે એવો સંબંધ, વિકાર એટલે હર્ષશોક અર્થાત્ સક્તિ એટલે હૃદયમાં હરખ અને શોકરૂપી વિકારો જન્માવે એવો સંબંધ પુત્ર-પત્ની-ઘર-ધન-પશુ વગેરે દરેક પદાર્થની પ્રાપ્તિ અને અપ્રાપ્તિ એટલે કે ભાવ અને અભાવ કર્માધીન છે કર્મના અચલ નિયમને અનુસરી પદાર્થમાત્રનો સંયોગ વિયોગ થાય છે વળી પોતે ન કર્યું હોય એવા એક કર્મનું ફળ માણસને મળતું નથી અને પોતે જે કર્યું હોય તેનું ફળ ભોગવે તો તે દુનિયાની પાર જઇને વસે તો તે મળતા અટકે એમ નથી કેમકે વિશ્વનો એ સત્ય અચલ નિયમ છે તો પોતાનાજ કર્મના ફલરૂપ પુત્ર-પત્ની વગેરેની પ્રાપ્તિ અને અભાવમાં માણસે હર્ષ-શોકને વશ આપવાની જરૂર નથી વિવેકના પ્રકરણમાં નિર્બલતા કે માંદવાઇને ક્યાંયે અવકાશ નથી સત્ય પોતાની અવ્યભિચારી ભક્તિ માગે છે કર્મને અધીન પદાર્થનો સંયોગ વિયોગ થાય છે એ સત્ય છે એ સત્યને એકનિષ્ઠાથી વળગી રહે તેજ પુત્રાદિ પદાર્થના સ્પર્શ કે અસ્પર્શથી જન્મતા હર્ષશોક વગેરે વિકારોથી પર થઇ શકે કર્મફલને ભોગવી લેવાની સદા ખમીર તૈયારી, વિશ્વભોક્તાના શરણપણામાં અચલ વિશ્વાસ ઇશ્વરમાં શ્રદ્ધા, અસંગ જ આરાધનાની નમ્રતા ગીતાનું નિત વિવેકમાત્ર છે એટલી જ સમજણ

વગેરેથી પુત્રાદિમાં આસક્તિ રહે છે. બાકી તો પુત્રાદિ પદાર્થોની, પકડ એટલી તો મજબૂત હોય છે કે ભલભલા બહાદુર–અધ્યાત્મમાર્ગમાં કૂચ કરી ચૂકેલાઓને પણ દીન-રાંક-નગમધેંગ બનાવી મૂકે છે! કોઇક ઇશ્વરનો લાલ, ઇશ્વરકૃપાથી એ ચૂડમાંથી અસ્પૃષ્ટ રહે છે સતત વિવેકનિષ્ઠાથી આ સાધન સિદ્ધ બને છે.

તે ઉપરાંત ભગવાન પુત્ર વગેરે પદાર્થોમાં અનભિષ્વંગ રાખવા કહે છે અભિષ્વંગ એટલે અતિસ્નેહ આસક્તિનું જ, એ ગાઢું સ્વરૂપ છે. આસક્તિમા ફક્ત વળગણ હોય છે અભિષ્વંગ એક ડગલું આગળ જાય છે. માણસને પુત્રાદિમાં ફક્ત વળગણજ નથી રહેતી, માણસને તે પદાર્થોમા તદ્રૂપતાનું અભિમાન થઇ જાય છે, એટલે કે પુત્રાદિ પદાર્થો સુખી હોય, દુ:ખી હોય, તો પોતેજ સુખી દુ:ખી થઇ જાય છે પુત્રાદિના સુખદુ:ખને તે પોતાનાંજ માની બેસે છે કેમકે પુત્રાદિમા તેને ગાઢ તાદાત્મ્ય–તે તે પણાનું–અભિમાન થઈ આવે છે. પુત્ર, વગેરે તરફના અતિશય સ્નેહને વશ થઈ તેના સુખદુ:ખે પોતાના સુખદુ:ખ અનુભવવા એનુ નામ અભિષ્વંગ છે સત્યદૃષ્ટિ એમ કહે છે કે પ્રાણીમાત્ર પોતપોતાનાં કર્મફલને ભોગવવા આવેલાં છે! એકનાં કર્મથી બીજો લેપાય તેથી તે કર્મ તેનું થઇ જતુ નથી! એતો દરેકેજ પોતપોતાનું કર્મફળ ભોગવવાનું છે! મમત્વ રાખી પોતે સામાના વિકારને પોતાના કરી લેવાથી સત્ય કરી જતું નથી પણ માણસ, છેવટે બીચારો માણસ હોઇ, નિર્બલતાને અધીન થઇ વિવેકની શિથિલતાને લઇ, અસત્યને વળગી રહે છે ભગવાન કહે છે કે વિવેક, સત્ય ઉપરથી કઠોરતમ દેખાય છે પણ છેવટે તેજ કલ્યાણમા દયાળુ છે! માટે વિવેક ભલે શરુઆતમા નિર્દય લાગે પણ છેવટે તેજ તારક હોવાથી વિવેક અને સત્યનું શરણુ લઇ માણસે અતિસ્નેહના મોહપાશમાથી છૂટવાનો પ્રયત્ન કરવો રહ્યો તે તે પદાર્થોમા તાદાત્મ્યના અભિમાનનો અભાવ એટલેકે અનભિષ્વંગ ઇશ્વરની કરુણાથી માણસને મળે છે. માણસ મૉ પોતાની પણ તૈયારી હોવી ઘટે કેમકે પ્રયત્નશીલ માટે ઇશ્વરકૃપા હોય છે.

એ ઉપરાંત માણસ ઇષ્ટ અને અનિષ્ટની ઉપપત્તિ એટલે કે પ્રાપ્તિમા હંમેશા સમાન મનવાળો હોવો ઘટે. ઇષ્ટ એટલે ગમતુ. અનિષ્ટ એટલે ન ગમતું માણસને સુખ અને તેનું સાધન ઇષ્ટ છે. દુ:ખ અને તેનું, સાધન અનિષ્ટ છે તે સુખ કે સુખનાં સાધનની અગર તો દુ:ખ કે દુ:ખના સાધનની

પ્રાપ્તિમાં માણસે સમતોલપણું જાળવવું રહ્યું! એટલે કે સુખ અને તેનાં સાધનની પ્રાપ્તિમાં હર્ષસન્નિપાત અથવા તો દુઃખ કે તેના સાધનોની પ્રાપ્તિમાં શોકસન્નિપાત તેને ન થવો ઘટે! હમેશાં તેણે જાણવું રહ્યું કે સુખદુઃખની અવરજવર થયાજ કરે છે! સુખદુઃખની પ્રાપ્તિ કર્માધીન છે. કર્મ જાતે કરેલાં છે. કરેલું ભોગવેજ છૂટકો છે. તો એકલાં સુખનેજ ભોગવવાની અને દુઃખને ન ભોગવવાની વૃત્તિ રાખવી એ તો કાયરપણું છે. અવિવેક છે. અતોષ્ય વૃત્તિ છે! કેમકે કર્મ તો માણસને ગમે કે ન ગમે પણ ફળ આપ્યા વગર રહી શકતું નથી! કેમકે તે સત્ય છે. સત્ય ટળતું નથી! સત્યને સ્વીકારી લેવાથી તે આપણું બની જાય છે! અને તેને ન અપનાવવાથી તે આપણું નથી બનતું એમ નથી. તો કર્મ ભોગવ્યેજ છૂટકો છે તેને આનન્દથી ભોગવી લેવું જોઇએ એ વિવેકી પરામર્શ છે! વળી આત્માને ઓળખવા ઇચ્છનારે તો સત્યની સામે આંખ મીંચામણું કર્યે પાલવે એમ નથી! આથી કર્મના ફળરૂપ સુખદુઃખનાં સાધનોની પ્રાપ્તિમાં માણસે હમેશાં મનનું ત્રાજવું સરખું રાખવા યત્ન કરવો રહ્યો! સંતની સેવા અને ઇશ્વરની કૃપાથી એને માટે એ સત્ય બનશે! વિવેકને મોળો પાડવાથી વિવેકનું કશું બગડતું નથી. વિવેકને તજનારનુંજ અહિત થાય છે! ॥ ૯ ॥

मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥ १० ॥

તથા મારામાં અનન્યયોગથી અવ્યભિચારી ભક્તિ. પવિત્ર સ્થાન સેવવાનો સ્વભાવ. પ્રાકૃત મનુષ્યોના સમૂહમાં અપ્રીતિ. ॥ ૧૦ ॥

દશમા શ્લોકમાં પરમાત્મા સર્વસાધનોનું એક સાધન-કલ્યાણમાનનું ઉગમસ્થાન-વૃદ્ધિસ્થાન અને વિરામસ્થાનરૂપ-સાધન બતાવે છે. અનન્યયોગથી મારામાં અવ્યભિચારિણી ભક્તિ-એ જ્ઞાનનું સૌથી મોટું સાધન છે. શ્રેષ્ઠ સાધન છે. મારામાં એટલે કે પરમાત્મામાં. અનન્યયોગ એટલે બીજાના જોડાણનો અભાવ. અવ્યભિચારી એટલે સ્થિર. ભક્તિ એટલે કે પ્રેમ. ભગવાન આ ચરણમાં શું કહેવા માગે છે તે વિચારવા જેવું છે. માણસનામાં પ્રેમ હોવો જોઇએ. કોનામાં પ્રેમ હોવો જોઇએ? તો ઇશ્વરનામાં. કેવો પ્રેમ

હોવો જોઇએ ?—દૃઢ-સ્થિર-કેવી ભાવનાથી પ્રેમ હોવો જોઇએ ? તો અનન્યભાવે પ્રેમ હોવો જોઇએ. અર્થાત્ ઇશ્વરમાં અનન્યભાવે દૃઢપ્રેમ હોવો રહ્યો. તે માટ પહેલાં તો ઇશ્વર છે એવા પાકી સમજ હોવાની જરૂર છે. કેમકે જ્યાંસુધી 'છે' એમ ન સમજાય ત્યાંસુધી પ્રેમ કોનાઉપર થાય ? પ્રેમનો વિષય તો જોઇએ. આથી પહેલાં તો માણસે 'છે-બુદ્ધિ' મેળવવી રહી. 'છે' એમ સમજાય પછી કેવો છે તે સમજાવું જોઇએ. ઇશ્વર છે અને તે પ્રેમ કરવા યોગ્ય છે એમ ન સમજાય તો છે—એ જ્ઞાન પણ નકામું છે. એમ તો આ સાગ પત્થર પણ છે. પણ એ 'છે' એટલાથી એના ઉપર પ્રેમ ઉપજતો નથી. આથી પરમાત્માનું સ્વરૂપ જ્ઞાન આવશ્યક છે એક વખત પરમાત્માના સ્વરૂપનો ખ્યાલ-સત્ય ખ્યાલ આવ્યો એટલે માણસને તેના ઉપર પ્રેમ થયા વિના રહેશેજ નહીં કેમકે એ ચીજજ એવી છે, પ્રેમ કર્યા સિવાય તેનાથી રહી શકાતું જ નથી! પરમાત્મા વિશ્વનું ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું એક કારણ છે. વિશ્વરૂપે પણ તેજ છે. સર્વજ્ઞ, સર્વશક્તિમાન, સર્વત્ર, પરિપૂર્ણ, પરમાત્મા છે એટલું નીતરૂંજ્ઞાન માણસને પ્રેમ ઉપજાવવા બસ છે, કેમકે એવો ઇશ્વર એ પોતાની જાત છે. અને જાત ઉપર તો સ્વાભાવિક પ્રેમ હોવાનોજ. આમ જ્યારે ઇશ્વર છે અને સર્વજ્ઞ સર્વશક્તિ સર્વભૂતાન્તરાત્મારૂપ છે. એટલે એ વિશ્વરૂપ પણ છેજ. આથી નામરૂપ જુદાજુદા ભિન્ન હોય પણ એ નામરૂપના બીબામાં રહેલ રસરાજ તો એકરસ છે, આથી જેજે પદાર્થનો માણસને સંયોગ થશે તેતે પદાર્થનું આંતરસ્વરૂપ જ તેને યાદ આવશે. નામરૂપ અધ્યાત્મમાર્ગે જનારને ભમાવનારાં ન નીવડે. નામરૂપની ભિન્નતામાં એકજ પરમપિતાની અભિન્નતા છે એમ સમજાતાંજ અનન્યયોગી થશે. કેમકે હવે તેને મારે પરમાત્મા સિવાય બીજું નજરેજ નથી પડતું. નામરૂપની અનન્તતા તેને તેમાં છુપાયેલી એકતા વિસરવા ન દેશે. આમ સર્વભૂતોમાં જ્યારે મારોજ આત્મા વસે છે એવું નીતરૂં ભાન થશે ત્યારે તેના ઉપર અનન્યયોગે અવ્યભિચારી ભક્તિ એ અનિવાર્ય પરિણામ હશે. અને જેના ઉપર પ્રેમ તેના સુખે સુખ અને દુઃખે દુઃખ અનુભવવાની પ્રેમની ટેવ છે. પ્રેમનું સ્વરૂપજ પ્રેમપાત્રના સુખે સુખી થવામાં અને દુઃખે દુઃખ અનુભવવામાં છે. આખું વિશ્વ એ જ્ઞાનીનું પ્રેમપાત્ર છે. એટલે આખા વિશ્વનું સુખ તે તેનું અને દુઃખ તે પણ તેનું હશે. સરવાળે સુખ કરતાં દુઃખની માત્રા-વધારે હોવાથી તેની હૃદયની ઇચ્છા-પ્રાર્થના આટલી

જ હશે કે—“नत्वहं कामये राज्यं न स्वर्गं नापुनर्भवम् । कामये दुःखतप्तानां प्राणिनामार्तिनाशनम्” પ્રાર્થનામય હૃદયે પ્રેમથી ગળગળા, દયાથી નીતરતા સુરે તે પરમાત્માને કહેતો હશે કે હે પ્રભો! હું રાજ્ય, સ્વર્ગ કે મોક્ષને પણ નથી ઈચ્છતો દુઃખથી તપેલા પ્રાણીઓના દુઃખનો નાશજ મારી એક કામના છે! ખરે! આવો ભક્ત-આવું સર્વભૂતાત્મભૂતાત્મપ્રેમી હૃદય એ એક આશ્ચર્ય છે! પરમાત્મા અહીં આવું હૃદય હોવું જોઈએ એમ બતાવે છે ઈશ્વરમાં શ્રદ્ધા-ઈશ્વરનું સ્વરૂપ જ્ઞાન-આ બે હશે તો તેનામાં અનન્યયોગે દૃઢભક્તિ આવશે ઈશ્વરની કૃપા સિવાય નિરન્તર આવી હૃદયસ્થિતિ કેમ રહી શકે? આથી ઉપર તો તેની કૃપાજ મુખ્ય સાધન છે!

ઈશ્વરભક્તિ ઉપરાંત, માણસ 'વિવિક્ત દેશ-સેવી' હોવો જોઈએ. વિવિક્તનો અર્થ એકાન્ત છે એકાન્ત દેશ એટલે જગ્યા એકાન્ત જગ્યાનો સેવી એટલે સેવવાના સ્વભાવવાળો. જ્ઞાની માણસને એકાન્ત જગ્યાનું સેવન કરવાનો સ્વભાવ હોવો જોઈએ એકાન્ત એટલે કોઈજ ન હોય એવો કે એટલોજ અર્થ નથી એકાન્ત શબ્દથી સ્વભાવે કે સંસ્કારે પવિત્ર જગ્યાનો ઉલ્લેખ ભગવાન કરે છે! કેટલીક જગ્યાઓ કુદરતી રીતે પવિત્ર હોય છે, અને કેટલીક જગ્યાને માણસે સંસ્કાર કરીને પવિત્ર કરી લેવી ઘટે છે ટુંકમાં જ્ઞાનના પોષણને માટે, વૃદ્ધિને માટે, મનનને માટે-એકાન્ત વાતાવરણની જરૂર છે એકાન્ત જગ્યા માણસને સદી જવી જોઈએ. એકાન્તના અનેક ફાયદાઓ છે એકાન્ત સેવાથી જ્ઞાની માણસ સાંસારિક સંબંધથી ઉપજતા રાગદ્વેષો ઉપજાવે એના સંબંધથી મુક્ત થાય છે, મન શાન્તિ કેળવવા માટે સુયોગ મળી રહે છે ચિન્તનશીલને માટે જે અંતરાયો હોય તેને દુર કરવાને એકાન્ત તક આપે છે માણસ મુનિ બને ચાડીઆપણાની અતિશય ટેવમાંથી મુક્ત બને અને આ બધાને પરિણામે તે વધારે આત્મનિષ્ઠ-ધ્યેયનિષ્ઠ-જ્ઞાનનિષ્ઠ બને છે! ખાસ કરીને પ્રાથમિક સાધકને માટે તો એકાન્તસેવા અતિજરુરી છે પરંતુ એકાન્ત તેનેજ માટે ફાયદાકારક છે જે મનનો નિર્મલ હોય જેણે દુનિયામાં પોતે શું કરવા આવ્યો છે એનું સ્પષ્ટજ્ઞાન મેળવ્યું છે જે નિર્ભય હોય જેણે અધ્યાત્મમાર્ગે પ્રવાસ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો હોય નહીતર એકાન્ત 'આલસ્યનો અજ્ઞાનનો, ભ્રષ્ટકરનારૂં પતિતકરનારૂં' પણ નીવડે માટે સાધકે

ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી નિર્મળભાવે એકાન્તનું સેવન કરવું. હંમેશાં પ્રાર્થનામય હૃદયે તૈયાર રહેવું અને આમ એકાંત તેને માટે પોષક અને પ્રેરક નીવડશે. કેવળ એકાંત તો આત્માના પ્રદેશમાં વિહરવું એ જ છે. જ્યાં સંસારનો કોલાહલ નથી. જ્યાં રાગદ્વેષના ધમસાણો નથી. જ્યાં પરમશાંતિ છે જ્યાં પરમપિતાનો છેવટનો યોગ છે. આવું એકાન્ત તો ભવોભવના સંચિત પુણ્યે મળે! ત્યાંસુધી તો માણસે કુદરતી કે સાંસ્કારિક એકાન્તમાં જ વસવું તે જો શક્ય ન હોય તો સાચી સાધુ સંગતિ પણ એકાન્તરૂપ નીવડશે. જેનામાં એકલા રહેવાની અને એકાંતને જીરવવાની એટલી હિંમત ન હોય તે સંતપુરુષોના સહવાસમાં રહે. સંતપુરુષોનો સહવાસ પણ નીતરું એકાંત જ છે!

ત્યારબાદ ભગવાન જે જ્ઞાન સાધનનો ઉલ્લેખ કરે છે તે 'અરતિ જનસંસદિ' છે. જન એટલે માણસ તેની સંસદ્ એટલે સમુદાય માણસોના ટોળામાં રતિ ન રાખવી એટલે વધારે પડતી પ્રીતિ ન રાખવી. જનસંસદ્નો અર્થ અણઘડ–અસંસ્કારી–ભ્રષ્ટ–પ્રાકૃત–પામર મનુષ્યોનો સમવાય લેવો. માણસે પોતાનું ધ્યેય નક્કી કરી લેવું ઘટે. અને ધ્યેયાનુસાર તેણે ક્યાં ફરવું, કોની વચ્ચે બેસવું વગેરે નક્કી કરવું. અધ્યાત્મ પ્રવાસીને માટે અણઘડ માણસોનો સંસર્ગ હાનિકારક નીવડે છે. કેમકે તેમના મિલન અને સંબંધથી સાધકને નથી તો પોતાની ભાવનાનું પોષણ મળતું નથી તો પોતાના માર્ગે આગળ ધપવાનું પ્રોત્સાહન મળતું. નથી માર્ગના વિઘ્નોનો વિનાશ કરવાનું સામર્થ્ય મળતું. ઉલટું અસંસ્કારી–પામરોની સંગતિના પ્રભાવથી પ્રાથમિક સાધક જાતે નીચે પડે છે. એનું જ્ઞાન કુમળું હોવાને લીધે એને ઉછેરવા માટે મજબુત વાડની જરુર હોય છે. અસંસ્કારી માણસોનો સમવાય તો તેના કુમળા જ્ઞાનના રોપાને કચડી નાખે છે આથી ભગવાન અહીં માણસને ચેતવણી આપે છે કે જેણે આત્માની શોધમાં પડવું હોય તેણે ક્યા સમવાયમાં કઇ જાતના લોકોમાં પ્રેમ રાખવો, પોતાના ધ્યેયને પ્રતિકૂલ નીવડે એવા એવા તમામ સંબંધો તેણે તોડવા જ રહ્યા. આથી ભગવાનની આ ચેતવણી સાધકે ખૂબ ધ્યાનપૂર્વક સ્વીકારવાની છે. આ ચેતવણીમાં કોઇના તરફ તિરસ્કાર કે ઘૃણા નથી, પણ પોતાના ધ્યેય તરફની વફાદારી અને એકનિષ્ઠાનું સૂચન છે. આથી પ્રાકૃત મનુષ્યોના સમવાયમાં વિશિષ્ટધ્યેયવાન પુરુષ પ્રેમ ન રાખે. કેમકે તેમાં તેને જ છેવટે નુકશાન છે. સંગનો પ્રભાવ અચિંત્ય છે. પૂર્વપુરુષોએ તો ત્યાં સુધી કહ્યું છે

કે યોગરૂઢને પણ કુસંગ ભ્રષ્ટ કરે છે. પછી શરૂઆતના અણુજાણ ગભરુ સાધકની તો વાતજ શી ! આથી આ સાધનમાં ભગવાનની સાધક પ્રત્યેની કેવળ કરુણાનું દર્શન થાય છે. ॥ ૧૦ ॥

अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥ ११ ॥

જાતને લગતા જ્ઞાનમાં હંમેશાં નિષ્ઠા-નિષ્ઠા, યથાર્થ જ્ઞાન માટે શાસ્ત્રનું અવલોકન. આ જ્ઞાન છે એમ કહેવાયું છે. આથી જે ઊલટું તે અજ્ઞાન છે. ॥ ૧૧ ॥

અગીઆરમા શ્લોકમાં છેલ્લાં બે સાધનો બતાવી સાધનપ્રકરણનો પરમાત્મા ઉપસંહાર કરે છે. "અધ્યાત્મ જ્ઞાન નિત્યત્વ" શબ્દ પણ સમજવા જેવો છે અધ્યાત્મ એટલે આત્માને લગતું-પોતાની જાતને લગતું જ્ઞાન એટલે સમજ. જાતને લગતી સમજમાં નિત્યત્વ એટલે હંમેશપણું અર્થાત્ જાતને લગતી સમજમાં હંમેશાં નિષ્ઠા આ સાધનના ઉપર વિચાર કરતાં શું સિદ્ધ થાય છે તે જાણવું જોઈએ. એનો અર્થ 'આત્મપરીક્ષા' માં પરિણમે છે. માણસે પોતાના રોજંદા કર્મની પરીક્ષા કરી હંમેશાં ચિન્તા રાખવી. ઘટે કે આજે શું કર્યું ? શું ન કર્યું ?, કરવા જેવું શું રહી ગયું અને ન કરવા જેવું શું થઈ ગયું ? પ્રગતિ કરી કે પ્રતિગતિ કરી ? આજે શું મેળવ્યું અને શું ખોયું ? વિશ્વનો દ્રોહ કર્યો કે પ્રેમ કર્યો ? અર્થાત્ જાતને લગતી કડક પરીક્ષા ? ગીધના જેવી-ગરુડના જેવી તીવ્રદૃષ્ટિથી જાતને તપાસી સ્વીકાર્ય અને ત્યાજ્યનો નિત્ય વિચાર ! જાતને જે તપાસતો નથી અને બીજાની તપાસમાં જે મશગૂલ છે તે ખોવાઈ જાય છે. પરદોષ આસમાધિ કરવાની તેની ટેવ તેને નિર્બલ ચાડીઓ, પરદોષની સુંઘણીમાં આનન્દ માણતો બનાવે છે. ધ્યેયનું વિસ્મરણ કરાવે છે ! બધા જો જાતને તપાસે તો ઘણો કંકાસ, ઘણી ધમાલ, ઘણો કલેશ, જગતમાંથી ઓછો થાય. "ઘડી સાસરે ન જાય અને ગાંડીને શિખામણ આપે" આ કહેવતમાં જે સત્ય છે તેજ સત્યને ભગવાન અહીં જરા સંસ્કૃત શબ્દોમાં જણાવે છે કે હે મનુષ્ય ! તું 'અધ્યાત્મ જ્ઞાન-નિત્યત્વ' સંપાદન કર, માથકી પંચાત છોડી પારકી વગર પૈસાની પરવાહ તજી, જાતનો ઊંડો બન

જગતનો કોઈ જગતની સંભાળ લેશે. આનો સીધો સરળ અર્થ ભગવાન અહીં કહેવા માગે છે. માણસ જો પોતાની જાતને હંમેશાં તટસ્થપણે તપાસશે તો તે પ્રગતિ કરશે, જાગૃત બનશે, સાવધ રહેશે, નમ્ર બનશે, વિવેકી બનશે, સહિષ્ણુ બનશે, વિરોધીજનોને સમજવાને સુધારવા લાયક બનશે. આથી અધ્યાત્મ જ્ઞાનમાં નિત્ય નિષ્ઠા રાખવી એમ જ્યારે ભગવાન કહે છે ત્યારે માનવના કેવળ હિતૈષી બની જાય છે!

હવે છેલ્લાં સાધનનો ઉલ્લેખ કરે છે. "તત્વજ્ઞાનાર્થદર્શનમ્" આ છેલ્લું સાધન છે. એમાં ભગવાન આત્મા સિવાયના જેટલાં તત્ત્વો છે તે બધાંના યથાર્થ જ્ઞાનની હિમાયત કરે છે. કેમકે તે ખૂબ ઉપયોગી છે. વ્યવહારમાં અને પરમાર્થમાં બન્ને ઠેકાણે એનો ઉપયોગ પડે છે. આથી બુદ્ધિની વૃદ્ધિ કરે એવાં, જ્ઞાનની નિર્મળતા સાધે એવાં, પરિણામે હિતકર નીવડે એવાં શાસ્ત્રોનો અભ્યાસ તે તે તત્ત્વના સત્ય સ્વરૂપને ઓળખવા કરવો જોઈએ. વિજ્ઞાનને સાથે આત્મજ્ઞાનને વિરોધ નથી એવો સ્પષ્ટ આદેશ આમાં ભગવાનનો છે. વિજ્ઞાનની વિમળતા તો અધ્યાત્મ પ્રદેશમાં અતિ ઉપયોગી છે એનો અહીં સ્વીકાર છે! આથી આખી ગીતામાં વિજ્ઞાન માટે રોચન બુદ્ધિ હોવી જોઈએ, ભલા! સત્ય-શુદ્ધ જ્ઞાન માટે દ્વેષ એ કેટલી કંગાળ-દીન-દયાજનક જેવી મનોદશા સૂચવે છે! આથી જ્ઞાન મેળવવાની ઈચ્છાવાળાએ સત્-શાસ્ત્રનું શ્રવણ, મનન, નિદિધ્યાસન કરવું ઘટે. પ્રકૃતિથી માંડી સૃષ્ટિ પર્યન્તના તત્ત્વોનું વિમળ જ્ઞાન આત્મજ્ઞાનની વિમળતા સાધે છે. આથી માણસે બને ત્યાં સુધી વિજ્ઞાનપ્રેમ કેળવવો રહ્યો।

આમ અમાનિતાથી માંડી તત્ત્વજ્ઞાનને માટે શાસ્ત્રનું દર્શન, સુધીના સાધનોને પરમાત્મા જ્ઞાન કહે છે. જ્ઞાન એટલે જ્ઞાનનું સાધન. અર્થાત્ આ સાધનોનો જેનામાં બીજરૂપે, અંકુરરૂપે, વૃક્ષરૂપે કે ફળરૂપે, વિકાસ થયો છે તે આત્માના દર્શન માટે અધિકારી બને છે. આ અમાનિતા વગેરેથી ઊલટું જેટલું, તેટલું બધું અજ્ઞાન છે. અર્થાત્ અજ્ઞાનની વૃદ્ધિનું કારણ છે. આનાથી ઊલટું બધું અજ્ઞાન છે. એ કહી ભગવાને માણસને માટે છેવટનું શું આવશ્ય છે એ સ્પષ્ટ કર્યું છે. આપણે જ્ઞાનની કે અજ્ઞાનની કોટિમાં છે તે સૌએ પોતે વિચારી લેવું. માનિત્વ દંભ વગેરે ઉલટા ભાવો જ્યાં સુધી જીવે છે ત્યાં સુધી શાંતિ અશક્ય છે! સમાધાન અશક્ય છે! આત્મ-

જ્ઞાનની પ્રાપ્તિ અસંભવિત છે; અને ભગવાને તો એમ ખાત્રી દીધી છે કે આથી જુદું તે બધું અજ્ઞાન છે. માટે હે માનવ ! તું અજ્ઞાનની ચૂડમાંથી છૂટવા યત્ન કર. ઈશ્વરની દયાથી અને પોતાના પ્રમાણિક પ્રયત્નોથી મનુષ્યમાં ધીરે ધીરે આ જ્ઞાનસંપત્તિ આવતી જાય છે. જેનામાં આ સંપત્તિ છે તે વિશ્વવંદ્ય-વિશ્વપૂજ્ય મહાત્મા-ઉદારચરિત છે ! ॥ ૧૧ ॥

ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वामृतमश्नुते ।
अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥ १२ ॥

જે જાણવાનું છે તે હું તને કહીશ, જે જાણી અમૃત પ્રાપ્ત કરે છે. તે નિત્ય પર બ્રહ્મ સત્ નથી, અસત્ નથી એમ કહેવાય છે. ॥ ૧૨ ॥

આગલા પાંચ શ્લોકોમાં ભગવાને જ્ઞાનનાં સાધનો બતાવ્યાં એ જ્ઞાનનાં સાધનો નિત્ય વિચારવાં ઘટે. કેમકે જ્ઞાનનાં સાધનોની સંપત્તિ સમૃદ્ધ થતાં અજ્ઞાન ઘસાય છે. અને જેમ જેમ અજ્ઞાન ક્ષીણ થાય છે તેમ તેમ જ્ઞાન ચમકીલું બને છે. જ્યારે એ જ્ઞાન સાધનો તદ્દન સ્વાભાવિક થઈ જાય છે ત્યારે એ જ્ઞાનદ્વારા જે જાણવા યોગ્ય છે તે કુદરતી રીતે જણાય છે. આંખ જ્યારે ખુલ્લી હોય ત્યારે સામે પડેલો પદાર્થ જેમ વિના કંકાસે કે કલેશે એની મેળેજ પકડાય છે તેમ જ્ઞાનનાં સાધનો સ્થિર થાય, સ્વાભાવિક થાય, આપણામાં વણાઈ જાય, ત્યારે એ જ્ઞાનદ્વારા જે જ્ઞેય તે એની મેળે પ્રત્યક્ષ થાય છે ! અને માટે બીજા પુરુષાર્થની જરૂરજ નથી. આથી જ્ઞાનનાં સાધનો બતલાવી હવે ક્ષેત્રજ્ઞના સ્વરૂપને ઓળખવાની ભગવાન પ્રતિજ્ઞા કરે છે.

ભગવાન કહે છે જે ક્ષેત્રજ્ઞનું સ્વરૂપ જાણવા યોગ્ય છે એટલે કે અમાનિતા વગેરે જ્ઞાનનાં સાધનોથી ઓળખવા યોગ્ય છે તે તને યથાર્થ રીતે કહું છું. આટલા વાક્યમાં ક્ષેત્રજ્ઞની ઓળખ આપવાની ભગવાન પ્રતિજ્ઞા કરે છે. એ ક્ષેત્રજ્ઞના જ્ઞાનથી માણસને ફળ શું મળે ? એ જીજ્ઞાસા થતાં કહે છે કે જેને જાણીને પુરુષ અમૃતને પ્રાપ્ત કરે છે. અર્થાત્ ક્ષેત્રજ્ઞની સાચી ઓળખ થતાં મનુષ્યને અમૃત; એટલે કે જન્મમરણરહિત જે મોક્ષ તે મોક્ષ-જીવતાંજીવત પોતાની જાતને સંસારના સ્પર્શ સિવાયની

અનુભવવી–અર્થાત્ સ્વરૂપનિષ્ઠા મળે છે. જ્ઞાનનું સ્વાભાવિક ફળ મુક્તિ છે. અજ્ઞાનનું બંધન છે. આથી ભગવાન કહે છે કે જે ઓળખ હું તને આપું છું તે ક્ષેત્રજ્ઞનું સત્ય સ્વરૂપ છે. તારો અનુભવ એની સાથે મેળવી જો. રૂપીઆ ઉપર રૂપીઓ મુકતા જેમ ચારે ધાર બરોબર મળી રહે છે. ક્યાંયે વધઘટ થતી નથી તેમ હે મનુષ્ય! હું સર્વજ્ઞ તારી આગળ ક્ષેત્રજ્ઞની મારી સમજ મૂકું છું. મારી સમજનું ચોકઠું તારી સમજ સાથે બરોબર મળતી થાય તે તું જો. જો બન્નેની સમજ સરખી થઇ તો તને મેં જે ફળ કહ્યું છે તે મળશે એની આંતર ખાત્રી થઈજ જશે. કેમકે સ્વાનુભવમા શંકા રહેતી નથી પારકાનાં અનુભવે જે અનુભવવાળો થાય તે છેતરાય એવો સંભવ ખરો. પણ પોતાના અનુભવે જે શાણો બને તેતો નજ છેતરાય. ભલા જેણે ખાધુ છે તેને ભૂખ હોયજ કેવી રીતે અને કોઇના ખાધેલાએ જો પોતે ધરાતો હોય તો? આથી જ્ઞાનના સાધન મેળવી જ્ઞેયની–ક્ષેત્રજ્ઞના સ્વરૂપની જે ઓળખ આપે છે તેની સાથે માણસે પોતાના અનુભવનો તાળો મેળવી જોવો એવો અહીં સંકેત છે.

તો તે ક્ષેત્રજ્ઞનું સ્વરૂપ શું? ભગવાન કહે છે. 'અનાદિમત્ પરંબ્રહ્મ' અનાદિમત્મા અન્ + આદિ + મત્ એટલા શબ્દો છે. આદિ એટલે કારણ આદિમત્ એટલે કારણવાળું એટલે કે કાર્ય. જે આદિમત્ નથી–એટલે કે કારણવાળું નથી અર્થાત્ કાર્ય નથી તે અનાદિમત્. કાર્ય હમેશા અનત્ય હોય છે કાર્ય નથી તે હમેશા નિત્ય હોય છે એવો ધ્રુવ નિયમ હોય છે અર્થાત્ અનાદિમત્ એટલે નિત્ય–ત્રણેકાળમાં હોનાર. પરં એટલે અવ્યક્ત જે પ્રકૃતિ તેનાથી પર–અર્થાત્ નિરતિશય–જેમાં વધઘટ ન થાય એવું–બ્રહ્મ એટલે પરમાત્મા. બ્રહ્મ શબ્દનો ધાત્વર્થ થાય છે અપરિચ્છિન્ન એટલે કે દેશકાળ અને વસ્તુની મર્યાદાઓથી ન બંધાયેલ કોઇપણ પ્રકારના સંકોચ વગરનું–વૃદ્ધતમ. અર્થાત્ દેશ કાલ અને વસ્તુના અધ્યારોપથી ન અટકાયેલ. આવા જ પરમાત્મા એટલે કે નિત્ય નિરતિશય પરમાત્મા તે પરમાત્મા છે तत्–તે ક્ષેત્રજ્ઞનું સ્વરૂપ અર્થાત્ દેહી–ક્ષેત્રજ્ઞ–શરીરી–આત્મા. ખૂણ. સ્વરૂપમા. પરમાત્મા. છે. અર્થાત્ નિત્ય છે. નિરતિશય છે, અપરિચ્છિન્ન છે. કાળ એને સ્પર્શી શકતો નથી. પરિણામ એને અડી શકતુ નથી. દેશ કાળ અને વસ્તુથી એ મર્યાદિત નથી. અનિત્યના પરિણામ અને સંકોચ એ બુદ્ધિએ જીવ ઉપર લાદેલા કુતર્કો છે. કુતર્કોથી સત્ય ઢંકાતુ નથી! સત્ય તો અસત્યનો સ્પર્શ પણ

સાંખી શકતું નથી. એટલે મૂળમાં જીવ જે સ્વરૂપનો છે તેજ સ્વરૂપે તેનું નિરન્તર ભાન, અમાનિતા વગેરે સુતર્કો માણસને આપશે. આમ જીવ અને શિવની પારમાર્થિક એકતા બતાવી ભગવાન કહે છે કે તે ક્ષેત્રજ્ઞ સ્વરૂપે નથી તો સત્ કે નથી તો અસત્. સત્ અને અસત્ શબ્દ અહીં પારિભાષિક અર્થોમાં છે. સત્ એટલે કાર્ય અને અસત્ એટલે કારણ. જીવ નિત્ય હોવાથી સત્ નથી. પરિણામી ન હોવાથી અસત્ પણ નથી. પરંતુ કાર્ય અને કારણ કે જે અનુક્રમે અનિત્ય અને પરિણામી છે તેનાથી વિલક્ષણ છે અર્થાત્ ક્ષેત્રજ્ઞ સ્વરૂપે કાર્યકારણથી વિલક્ષણ છે. ક્ષેત્રજ્ઞના આવાં સ્વરૂપના અનુભવ શિવાયની મુક્તિ એ ફાંફાં છે. આત્મવંચના છે. અને જેને અનુભવ થશે તેને પરપ્રમાણની જરુરજ ન રહેશે. કેમકે હાથકંકણને આરસીની શી જરુર! ॥ ૧૨ ॥.

सर्वतःपाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।
सर्वतःश्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥ १३ ॥

**તે ચોમેર હાથ પગ વાળો, ચોમેર આંખ મસ્તક મુખવાળો, ચોમેર કાનવાળો, લોકમાં બધાં ને વ્યાપી ને રહે છે. ॥ ૧૩ ॥**

બારમા શ્લોકમાં ભગવાને ક્ષેત્રજ્ઞનું પારમાર્થિક સ્વરૂપ બતાવ્યું. એટલે કે મૂળ પ્રતિજ્ઞામાં "**સયચ:**" તે ક્ષેત્રજ્ઞ જે છે–અર્થાત્ સ્વરૂપે જેવો છે, એ બતાવવાની જે પ્રતિજ્ઞા લીધી હતી તે પૂરી કરી. હવે આગળના પાંચ શ્લોકમાં "યત્પ્રભાવશ્ચ"–તે ક્ષેત્રજ્ઞ જે સામર્થ્યવાળો છે એ બતાવશે એટલે પ્રતિજ્ઞા પૂરી કરશે. આથી હવેના પાંચ શ્લોકમાં ક્ષેત્રજ્ઞનો પ્રભાવ વર્ણવે છે. આ પાંચ શ્લોકમાં વેદાન્ત જ્ઞાનની, સમાપ્તિ થાય છે આગલો શ્લોકના બીજા ચરણ ઉપરથીજ પાંચ શ્લોક ફલિત થાય છે એ વિચારે જણાશે

ભગવાન કહે છે કે **તત્**–અર્થાત્ તે ક્ષેત્રજ્ઞસ્વરૂપી પરબ્રહ્મ પરમાત્મા **सर्वतः पाणिपादं** એટલે કે ચોમેર હાથપગવાળા છે. ચોમેર આંખ માથું અને મોઢાંવાળા છે. ચોમેર કાનવાળા છે. અને બધાને–જડ ચેતનને અંદર બહાર વ્યાપીને વર્તે છે અર્થાત્ પરમાત્મા સર્વભૂતના અંતરઆત્મા હોવાથી દશે દિશામાં અને ત્રણે લોકમાં વર્તમાન પ્રાણીઓના હાથ પગ

આંખ માથુ મોઢુ કાન છે તે તેનાજ છે કોઇ વસ્તુ એવી નથી જેમા એ ન હોય। અર્થાત્ પરમાત્મા સર્વવ્યાપી હોઇને સર્વના અંતર્ગાત્મા હોઇને આ વિશ્વમા સર્વત્ર મોજૂદ છે સર્વત્ર પરિપૂર્ણ પરમાત્મા છે અને સદ્રૂપ છે આથી સર્વ પ્રાણી કે અપ્રાણી પરમાત્મા રૂપ છે, પરમાત્મા સર્વત્ર પરિપૂર્ણ હોઇ બધુ પકડે છે બધે ફરે છે બધુ જુવે છે બધુ જાણે છે બધુ બોલે છે બધુ સાંભળે છે કેમકે હાથ પગ આંખ માથુ, મુખ, કાનની આ શક્તિઓ છે અર્થાત્ સાડાત્રણ હાથના માનવ દેહમા રહેલ ક્ષેત્રજ્ઞ મૂળ સ્વરૂપે સર્વત્ર પરિપૂર્ણ છે અને તેથી વિશ્વમય છે એની શક્તિઓ એકજ દેહમાં મર્યાદિત નથી પરંતુ સંપૂર્ણ બ્રહ્માંડમા એ વિચરે છે। બીજુ આત્મા મૂળ સ્વરૂપે પરમાત્મા હોઈ તે જ્યાં જ્યાં જાય છે પરમાત્મા ત્યા ત્યા મોજુદ હોવાથી તેને પકડે છે। અર્થાત્ જીવ પરમાત્માની પકડમાથી મુક્ત નથી કેમકે પરમાત્મા સર્વત્ર હાથવાળા છે જ્યા જ્યા જીવ જાય ત્યા ત્યા તેની સાથે પરમાત્મા પણ ફરે છે કેમકે પરમાત્મા સર્વત્ર હોઇને સર્વત્ર પગવાળા છે અર્થાત્ જીવ કદી એકલો નથી જ્યા જ્યા એ જાય ત્યા ત્યા પરમપિતા એની સગાથે જાય છે એને એકલો કેમ મૂકે? જે જે કરે તે તે જુવે છે કેમકે તે સર્વત્ર આંખવાળા છે. આથી માણસે સમજવુ રહ્યુ કે મારા કર્મોનો એક સાક્ષી છે જેની નજરથી મારા કર્મો હુ છૂપાવી શકુ એમ નથી। અર્થાત્ પરમાત્મા જીવના શુભાશુભ સર્વ કર્મનો સાક્ષી છે। વળી પરમાત્મા સર્વત્ર મસ્તકવાળા છે, મસ્તકમા બુદ્ધિ રહે છે અર્થાત્ પરમાત્મા સર્વત્ર હોવાથી એની બુદ્ધિ સર્વત્ર છે એટલે કે એ બધુ જાણે છે કોઈ વાત એનાથી છૂપી નથી। વળી એ પરિપૂર્ણ હોવાથી સર્વત્ર મુખવાળા છે મોઢાથી માણસ બોલે છે. વિશ્વરૂપે પરમાત્મા ઘણું કહે છે। પણ એ વચન આપણે બ્હેરા હોવાથી સંભળાતુ નથી, બાકી પ્રત્યેક વસ્તુ પરમાત્માની જીભ છે બધાને પોતાનું સ્વરૂપ કહેવુ છે પણ આપણને તે સાંભળવુ નથી। વસ્તુ તેટલી પરમાત્માની જીભ છે, તે બધાદ્વારા જીવને ઘણુ કહે છે। વળી પરમાત્મા બધુ સાંભળે છે। માણસની આર્તવાણીને પણ એ સાંભળે છે હર્ષવાણીને શોકવાણીને શુભવાણીને કે અશુભવાણીને એ સાંભળે છે। અને આ બધાનુ કારણ એજ કે તે બધી વસ્તુમાં-ચરાચરમા વ્યાપેલો છે। એટલે પરમાત્મામા આ બધી શક્તિઓ સ્વભાવસિદ્ધ છે। ક્ષેત્રજ્ઞ મૂળમાં પરમાત્મા રૂપ હોઇ તેનામા આ બધુ છે। જીવદશામાં એ લાગતુ નથી। આથી તો

જ્ઞેયનો મૂર્તસ્વરૂપે કેટલો અદ્ભુત પ્રભાવ છે તે પરમાત્મા બતાવે છે। આ સિવાય પણ આ શ્લોકમા ઘણા ધ્વનિઓ સંભળાય છે। સાધક જાતે એના ઉપર નિર્મલ મને વિચાર કરે। પરમાત્માની દયા હોય તોજ આવી સર્વત્ર સદ્બુદ્ધિ થાય છે અને તેની નિર્મલતા ટકે છે। ॥ ૧૩ ॥

सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम् ।
असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥ १४ ॥

બધીએ ઇન્દ્રિયોના ગુણનો પ્રકાશક. બધી ઇન્દ્રિયો વગરનો નિઃસંગ અને નિશ્ચય બધાનો પોષક નિર્ગુણ છતાં, ગુણનો ભોક્તા છે ॥ ૧૪ ॥

આગલા શ્લોકમા ભગવાને પરમાત્મારૂપ ક્ષેત્રજ્ઞનો પ્રભાવ વર્ણવ્યો એજ વાતને બીજી રીતે હવે પછીના શ્લોકમા બતાવે છે પરમાત્મા કહે છે કે ક્ષેત્રજ્ઞ "સર્વેન્દ્રિયગુણાભાસ" છે સર્વ એટલે બધી. કાન વગેરે ઇન્દ્રિય એટલે ઇન્દ્રિય. કાન વગેરે તમામ ઇન્દ્રિયોનો ગુણ એટલે ધર્મ. તે ગુણ કયો-તો કહે છે આભાસ આભાસ એટલે પોતપોતાના વિષયોને પ્રકાશિત કરવાની શક્તિવાળો ક્ષેત્રજ્ઞ છે અર્થાત્ કાન વગેરે તમામ ઇન્દ્રિયોમા ધર્મો એટલે કે શબ્દ વગેરે પોતપોતાના વિષયોને પ્રકાશિત કરવાની શક્તિ તે શક્તિવાળો ક્ષેત્રજ્ઞ છે અર્થાત્ કાન વગેરેમા જે જે પોતપોતાના શબ્દ સ્પર્શ વગેરે વિષયોને પ્રકાશિત કરવાની-ગ્રહણ કરવાની શક્તિ છે તે ક્ષેત્રજ્ઞની છે। ક્ષેત્રજ્ઞની ગેરહાજરીમા બીચારી ઇન્દ્રિયો પોતપોતાનું કામ કરવા અશક્ત છે। આમ બધી ઇન્દ્રિયોને પોતપોતાના-કામો કરવાની શક્તિ આપતો છતા ક્ષેત્રજ્ઞ સર્વ ઇન્દ્રિય વિવર્જિત છે એટલે કે કાન વગેરે તમામ ઇન્દ્રિયો વગરનો આત્મા છે। આત્મા ઇન્દ્રિયોનુ જીવન છે। ઇન્દ્રિયોના ઉપર આત્માનુ જીવન નથી। આમ બધી ઇન્દ્રિયો સિવાયનો હોઇને પણ તમામ ઇન્દ્રિયોના ધર્મવાળો છે-એ ક્ષેત્રજ્ઞનો અદ્ભુત પ્રભાવ છે। ઇન્દ્રિયોમા આત્મા અનુગત છે આત્મામા ઇન્દ્રિયો અનુગત નથી અર્થાત્ ઇન્દ્રિયોની સ્વરૂપસ્થિતિ આત્માને લીધે છે આત્માની સ્થિતિ ઇન્દ્રિયોને આધારે નથી। વળી એ પરમાત્મા સ્વરૂપ ક્ષેત્રજ્ઞ અસક્ત હોવા છતાં સર્વભૃત્ છે 'આસક્તિ કહો સંગ કહો-સંગ કહો-લેપ કહો' વગેરે વિગરના પ્રકારના પ્રાપ્ય કહો, એકનાંજ વાત છે. જે આસક્તિ-વગરનુ

વગરનો આત્મા છે છતાં પ્રાણીમાત્રનો એ ભરણ પોષણ કરનાર-પાલક છે!, અર્થાત્ બધાનું પાલન પોષણ કરે છે છતાં હું સૌને પાળું છું એવી વળગણ જેનામાં નથી! અને આ કાંઇ જેવો તેવો પ્રભાવ નથી! જીવ-દશામાં તો એક કુટુંબનું માત્ર પાલન-પોષણું રૂઢ અભિમાનનો વિષય-રૂપ પડે છે! પ્રબુદ્ધ-જાગૃત દશામાં આવું અભિમાન લજ્જાસ્પદ બને છે! આથી ભગવાન વિશ્વંભર છે એવી અવિચળ નિર્બાધ સમજ હોવી ઘટે!

વળી એ ક્ષેત્રજ્ઞ નિર્ગુણ છતાં ગુણભોક્તા છે એપણ આશ્ચર્યજ છે. ગુણ એટલે પ્રકૃતિ. સત્વ રજ અને તમોગુણની જે વિષમાવસ્થા, અર્થાત્ સૃષ્ટિની અવસ્થા, અર્થાત્ પ્રકૃતિ અને તેના પ્રત્યક્ષ શરીર ઇન્દ્રિય વિષયો વગેરે કાર્યો, તે પ્રકૃતિ અને તેના કાર્યોરૂપ શરીર ઇન્દ્રિયો અને વિષયોમાંથી નિષ્ક્રાન્ત=એટલે બહાર રહેલો અર્થાત્ સ્વરૂપે પ્રકૃતિ અને તેના કાર્યોથી તદ્દન જુદો એવો ક્ષેત્રજ્ઞ છે છતાં ગુણભોક્તા છે. ગુણો એટલે પ્રકૃતિ અને તેના શરીર ઇન્દ્રિય વિષયો વગરે કાર્યોના ભોગનો-પ્રાપ્તિનો અનુભવનો કર્તા છે અર્થાત્ મૂળમાં ગુણ સંબંધ વગરનો છતાં ગુણનો ઉપભોક્તા છે! આમ સ્વરૂપે અને ધર્મે જૂદો છતાં પ્રકૃત અને તેના કાર્યોમાં પથરાઇ રહેલા-તે બધાનો અનુભવ કરનાર ક્ષેત્રજ્ઞ અદ્‌ભુતજ છે! ॥ ૧૪ ॥

**बहिरन्तश्च भूतानामचरं चरमेव च ।**
**सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चान्तिके च तत् ॥ १५ ॥**

**તે ભૂતોની બહાર અને અંદર તથા નિશ્ચલ સ્થાવર અને જંગમ છે. તે સૂક્ષ્મ હોવાથી વિશેષપણે જાણી શકાય એવું નથી તથા જે દૂર તથા પાસે છે. ॥ ૧૫ ॥**

વળી આગળ પરમાત્મા ક્ષેત્રજ્ઞનો અદ્‌ભુત મહિમા વર્ણવે છે. એ ક્ષેત્રજ્ઞ ચરાચર પ્રાણીમાત્રની અંદર અને બહાર રહ્યો છે. ક્ષેત્રજ્ઞ સર્વ ભૂતોના અંતરમાં હોવાથી બધાંની અંદર છે-વ્યાપક હોવાથી બધાની બહાર પણ છે. વળી તેજ પરમાત્મ સ્વરૂપ ક્ષેત્રજ્ઞ સર્વનું કારણ હોવાથી જડ અને ચેતન-સ્થાવર અને જંગમ રૂપે છે. અને એક પરમાત્માજ બહાર અંદર સચર અચર રૂપે સર્વત્ર છે એટલે ભગવાન પરમાત્મા શિવાય બીજું કોઇ તત્વજ નથી એવો ઉલ્લેખ

કરે છે. એકજ પરમાત્મા પ્રકૃતિ અને તેનાં કાર્યરૂપે જીવરૂપે પરમાત્મારૂપે કેમ હોઇ શકે ! એ સવાલનેજ છેદ ઉડાડી દીધો ! 'કેમ' એ પ્રશ્નપરંપરાજ આપણું અદ્ભુત સ્વરૂપ છે ! અહીં તો પરમાત્માનો અચિન્ત્ય અદ્ભુત! અગાધ અમેય મહિમા છે ! અપાર છે ! પરમાત્મા આવો કેમ ? એ સવાલજ નાસ્તિકતા છે અસત્ય છે ! એવો હોવા સિવાય એ શું હોઇ શકે ? એજ ! એનો જવાબ છે. પરમાત્માજ પ્રકૃતિ રૂપે સત્ જીવરૂપે ચિત્ અને પરમાત્મા રૂપે સચ્ચિદાનન્દ છે ! બસ આનાથી આગળ બુદ્ધિ જઇ શકે એમ નથી ! એ બુદ્ધિની પેલેપાર ! — — આપણને શું ખબર ! અને આજ ક્ષેત્રજ્ઞનો અદ્ભુત મહિમા છે !

[illegible]

માણસની શક્તિ નિરંકુશ છે ... સર્વભૂતાન્તરાત્મા—વ્યાપક—સર્વનું [illegible] ...ી એવું હૃદયમન્થન એને યથાર્થ એવો આપણા બધાનોજ મત છે ! [illegible] નથી ! અર્થાત્ મતિ થવી એ તદ્દન સ્વાભાવિક છે પણ 'નથી' અને 'છે' એ બે શબ્દોમાં તો જીવનસિદ્ધિ છે ! 'નથી' એમ પકડી બેસાય તો પકડનાર પોતે 'નથી' બની જાય છે અને 'છે' એમ જો સમજાય તો તે સમજનાર પણ 'છે' થઇ જાય ! આમ આ અતિ સંક્ષેપે પ્રશ્નનો જવાબ પરમાત્મા સ્વમુખે આપી જિજ્ઞાસુને નિઃશંક બનવા કહે છે અને નિઃશંક બની ઉપર બતાવ્યો તેવો ક્ષેત્રજ્ઞ સમજવાને માટે શી તૈયારી જોઇએ છે તે બતાવે છે. ભગવાન કહે છે કે તે ક્ષેત્રજ્ઞરૂપ પરબ્રહ્મ છે. પણ અતિસૂક્ષ્મ હોવાથી વિશેષ રૂપે જાણવાને અયોગ્ય છે ! અતિ સૂક્ષ્મ એટલે શરીર, ઇન્દ્રિય, વિષય વગેરે પ્રકૃતિ અને તેનાં કાર્યો અને કાર્ય, કારણ ભાવમાં અત્યંત સૂક્ષ્મ એવી જે પ્રકૃતિ તે પ્રકૃતિથી પણ અત્યંત બારીક ક્ષેત્રજ્ઞ છે ! બારીક હોવાથી વસ્તુનું અસ્તિત્વ ટળી જતું નથી ! વસ્તુનું અસ્તિત્વ તેની બારીકાઇ કે જાડાઇપર નથી પોતાના સ્વરૂપમાં છે ! આથી ક્ષેત્રજ્ઞ અત્યંત સૂક્ષ્મ હોવાથી આપણી પાસે જે જાણવાનાં ઇન્દ્રિય મન બુદ્ધિ વગેરે સાધનો છે તેની પકડમાં આવે એમ નથી. ઇન્દ્રિયો વગેરેથી આપણને વિશેષ જ્ઞાન થાય છે. પરંતુ ક્ષેત્રજ્ઞ તો રૂપ વગેરેથી રહિત હોવાથી દરેક ઇન્દ્રિયથી પર છે ! એટલે આ આજ 'છે' એવું વિશેષ જ્ઞાન તેનું થઇ શકતું નથી ! વધારેમાં વધારે પરમાત્મા વાચક શબ્દ હોય તો તે બસ 'છે' શબ્દ છે આથીજ 'છે'

શિવાય પરમાત્મા રૂપ ક્ષેત્રજ્ઞની વધુ ઓળખ અશક્ય છે અને એ 'છે' બુધ્ધિ થઇ એટલે મનુષ્યના પુરૂષાર્થ પુરો થયો ! પછી શું?–એ પ્રશ્ન 'છે' બુધ્ધિ થઇ તેને માટે રહેતોજ નથી. આથીજ તમામ ઇશ્વર ભક્તો શ્રધ્ધાજીવી હોય છે કેમકે 'છે બુધ્ધિ'નુંજ બીજું નામ શ્રધ્ધા છે !

આમ પરમાત્મારૂપ ક્ષેત્રજ્ઞ અતિ સૂક્ષ્મ હોવાથી ન જાણી શકાય એવો છે નહીં કે તે છે નહીં માટે જાણી શકાય એવો નથી. તો એ કોને 'છે' એમ લાગે છે. તે બતાવે છે કે તે ક્ષેત્રજ્ઞ રૂપ પરબ્રહ્મ દૂરસ્થ છે અને નિકટસ્થ છે. સ્થૂલદર્શીઓ માટે દૂરસ્થ છે. અર્થાત્ દેહાદિમાં આત્મ-માનીને વર્તનારાઓ માટે તે દૂરમાં દૂર છે અર્થાત્ તેઓ ગમે તેટલું ચાલે તોએ તેની નિકટ આવી શકે એમ નથી. તેમનાથી તે દૂરનો દૂરજ રહે છે. કદી તેમની સમજમાં આવતો નથી. કેમકે તે અશુદ્ધ છે. જ્યારે પરમાત્મા શુદ્ધતમ છે ! સૂક્ષ્મદર્શીઓ માટે નિકટમાં નિકટ છે એટલે કે પોતાની જાતથી પણ વધુ પાસે છે તેને ક્યાયે તેના દર્શન માટે–અનુભવ માટે જવું પડતું નથી. કેમકે સૂક્ષ્મદર્શી એટલે નિર્મલતમ મનુષ્ય. નિર્મલતમને માટે પરમાત્મા સર્વત્ર છે. મલિનતમને માટે ક્યાયે નથી ! આમ એકજ જગતમાં વસનાર શુદ્ધાત્મા–અને અશુદ્ધાત્મા, દેહાત્મભાવવાળા અને સત્તાત્મ-ભાવવાળા મનુષ્યને માટે અનુક્રમે પરમાત્મા દૂરથી દૂર અને નિકટથી નિકટ રહે એ કાંઇ ઓછો પ્રભાવ છે ! ॥ ૧૫ ॥.

अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।
भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥ १६ ॥

**તથા તેને, બધાં પ્રાણીઓમાં અભિન્ન તથા ભેદાયલું–વહેંચાયલું હોય એમ રહેલું તથા ભૂતોનું ભરણ કરનાર, ગળનાર અને ઉપજાવનાર જાણવું ॥ ૧૬ ॥**

વળી આ શ્લોકમાં ક્ષેત્રજ્ઞ સ્વરૂપી પરમાત્માનો અદ્ભુત પ્રભાવ બતાવે છે. ચરાચર પ્રાણીમાત્રમાં તે પરમાત્મા અવિભક્ત છે એટલે કે અભિન્ન છે એટલે કે જુદો નથી અર્થાત્ એકજ છે. પ્રત્યેક દેહમાં વસતો પરમાત્મા એકજ છે. એ પરમાત્મા એક છે છતાં વિભક્ત હોય એમ રહેલા છે. અર્થાત્ પ્રાણીમાત્રમાં તે તે રૂપે દેખાય છે અને બધાં જુદાં હોય એમ

લાગે છે! અર્થાત્ દેહના ભેદે આત્માનો ભેદ પણ અનુભવાય છે! આકાશ જેમ એક છે, એકરસ છે, છતાં ઘટમાં મઠમાં વગેરેમાં રહેલાં આકાશને ઘટાકાશ મઠાકાશ વગેરે નામથી ઉદ્દેશવામાં આવે છે તેમ વ્યક્તિમાત્રમા રહેલો એકજ પરમાત્મા-તે તે ક્ષેત્રજ્ઞ રૂપે ભિન્ન ભિન્ન રહેલા હોય નહીં એમ જણાય છે! એક છતાં અનન્ત વિવિધતા જણાય એ અદ્ભુત પ્રભુત્વ નહીં તો બીજું શું હોય? તે ઉપરાંત તે ક્ષેત્રજ્ઞ સ્વરૂપ પરમાત્મા સૃષ્ટિની સ્થિતિકાલમાં ભૂતભર્તા એટલે કે ચરાચર બ્રહ્માંડના પોષક છે. સંહાર કાલે ગ્રાસકર્તા-શોષક છે. ઉત્પત્તિકાળે પ્રભવિતા-અનેક રૂપે ઉપજવાના સ્વભાવ-વાળા-એટલે પ્રાણીમાત્રના ઉત્પાદક છે! પરમાત્માનો સૌથી મહાન અને અદ્ભુતથી પણ અદ્ભુત પ્રભાવ હોય તો તે આ છે! સ્થાવર જંગમનું ઉત્પાદન-પાલન-અને સંકોચ કરવાની શક્તિ પરમાત્મામાંજ હોઇ શકે! પરમાત્મા સર્વજ્ઞ, સર્વશક્તિ 'કર્તુ અકર્તુ અન્યથાકર્તુ સમર્થ' છે એ વાતનો અહીં ઉલ્લેખ છે! અનેક કોટિ બ્રહ્માંડનું ઉત્પાદન પાલન અને સંહારની અચિન્ત્ય શક્તિ જેનામાં છે તેના અદ્ભુત પ્રભાવને યથાર્થપણે કહેવાને કોની શક્તિ? જેને એટલી સમજ-સાચી-ફંફાસ વિનાની-સમજ પડી ગઇ કે પરમાત્માજ સૃષ્ટિના ઉત્પાદ પાલક અને સંહારક છે તેને જાણવા જેવું બીજું કશું રહેતું નથી! એ સમજ મળ્યા પછીનું તેનું જીવન પરમાત્મમયજ હશે! બ્રહ્મ-અતિ પ્રશ્નની અધિક ચર્ચા અસ્થાને છે! ટુંકમાં પરમાત્મા વિશ્વપિતા-વિશ્વંભર-વિશ્વશોષક છે. એટલુંજ બસ નથી! આના ઉપર નિર્મળ મને વિચારતાં ભાવગાંભીર્ય અને અર્થગાંભીર્ય અને તત્વગાંભીર્યના મહાસાગરો પડેલા દેખાશે! જેને આ સમજ પડી ગઇ એટલે કે પરમાત્માજ સૃષ્ટિનું ઉત્પત્તિ સ્થિતિ અને લયનું એકમાત્ર કારણ છે તે મુનિ બની જશે! તેને હૃદયમાં શો અનુભવ થાય તેતો આપણને શી ખબર! પરન્તુ ભગવાન કહે છે કે ક્ષેત્રજ્ઞનું મૂળ સ્વરૂપ પણ પરમાત્માજ છે! ક્ષેત્રજ્ઞરૂપ પરમાત્માનો આ અદ્ભુત પ્રભાવ છે. ॥ ૧૬ ॥

ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ।
ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य विष्ठितम् ॥ १७ ॥

તે જ્યોતિઓની પણ જ્યોતિ તથા પ્રકૃતિથી દૂર છે એમ કહેવાય છે. જ્ઞાન જ્ઞેય અને જ્ઞાનથી પ્રાપ્ત કરવા યોગ્ય.

( આ ત્રણે તેજ છે અને તે ) સર્વના હૃદયમાં વિશેષ રૂપે રહેલું છે ॥ ૧૭ ॥

ક્ષેત્રજ્ઞ રૂપ પરમાત્મનો અદ્દ્ભુત મહિમા ગાતાં પરમાત્માને આળસ થી-વળી કહે છે કે તે ક્ષેત્રજ્ઞ સ્વરૂપ પરબ્રહ્મ જ્યોતિની પણ જ્યોતિ છે! જ્યોતિ એટલે સૂર્ય વગેરે જગતને પ્રકાશ આપનારા દેવતા! સૂર્ય ચન્દ્ર વગેરે જગત્પ્રકાશક દેવતોને પણ પ્રકાશદાન દેનાર પરમાત્મા છે! અર્થાત્ સૂર્ય વગેરેની જ્યોતિ એ તેમની પોતાની નથી પરમાત્માએ આપેલી જ્યોતિએ તે જ્યોતિવાળાં છે! પરમાત્માના પ્રકાશના તેઓ આભારી છે! બીચારા સૂર્ય ચન્દ્ર! શી તાકાત છે તેમની કે પરમાત્માની જ્યોતિ સિવાય જગતને જ્યોતિદાન દઇ શકે? સૂર્યની જ્યોતિથી જગતનું જીવન છે! અને એ જ્યોતિ સૂર્યને પણ ઉછીની મળેલી છે! આ કાંઇ ઓછો પ્રભાવ છે? માણસના મનનું જ્યારે ઠેકાણું નથી હોતું ત્યારે તેને બધી વસ્તુમાં ક્ષુદ્રતા, લઘુતા-તુચ્છતા ઉભરાતી લાગે છે.- પણ એનું પોતાનું મન જો મહિમાશાળી હોય, ઉદાત્ત હોત તો તેને વસ્તુમાત્રમા જે અદ્દ્ભુત મહિમા ભર્યો છે તેનું પરખું થાય! જ્યાં સૂર્ય ચન્દ્ર પણ ઉધાર લીધેલા પ્રકાશવાળા છે ત્યા બીચારી વીજળી-બીચારા અગ્નિ-વગેરેની તો વાતજ શી?

જ્યારે સૂર્ય વગેરેને પણ ક્ષેત્રજ્ઞ રૂપ પરમાત્મા પ્રકાશ આપે છે ત્યારે સૂર્યની જ્યોતિ જેમ ભૌતિક છે તેમ પરમાત્માની પણ જ્યોતિ ભૌતિક હશે? એ સવાલ સ્વાભાવિકપણે ઉઠે. પરમાત્મા એ શંકાનું નિવારણ કરતાં વળી પરમાત્માનો મહિમા ગાય છે. તે પરમાત્મા 'તમથી પર' છે તમ એટલે અંધારૂં-જડતા-પ્રકૃતિ. પ્રકૃતિ ચૈતન્યરૂપી પ્રકાશ વિનાની છે. આથી તમ એટલે અહીં પ્રકૃતિ સમજવી. એ જડ પ્રકૃતિથી પરમાત્મા પર છે એટલે કે અસ્પૃષ્ટ છે. જડનો પરમાત્માને સ્પર્શ નથી. અર્થાત્ સ્વરૂપે તે ચૈતન્યઘન છે! પ્રકૃતિમા રહેલા છતાં પ્રકૃતિથી બીલકુલ ન અડાયેલા હોવું એ ચમત્કારજ છે! આશ્ચર્યોનું આશ્ચર્ય છે! પ્રકૃતિમાં ઓતપ્રોત છતાં પ્રકૃતિથી તદ્દન ભિન્ન રહેવું-અસંગ રહેવું એ મહાન પ્રભાવ છે!

આતો પરમાત્માનો મહિમા ગવાયો! પરન્તુ આવા પરમાત્માને ક્યાં શોધવા? પરમાત્મા ખોવાઈ ગયેલા છે! બધે તે તે રૂપે રહેલા હોવાથી

ક્યાંયે પકડાતા નથી. તો એ પરમ અદ્‌ભુતને ક્યાં શોધવા? ક્યાં એમને ખોળવા? એ પ્રશ્નનો જવાબ પરમદયાળુ કૃષ્ણ ભગવાન આપતા કહે છે–કે હે અર્જુન! જ્ઞાન–સમજનો આકાર, એ જ્ઞાનથી જાણવા યોગ્ય જ્ઞેય, અને જ્ઞેયને જ્ઞાનથી જાણીને મેળવવા જેવું જે ફળ–જ્ઞાનગમ્ય, તે બધું સર્વના–પ્રાણીમાત્રના હૃદયમાં વિશેષ રૂપે રહેલું છે! અમાનિતાથી: માંડી તત્ત્વજ્ઞાનાર્થદર્શન સુધીની જ્ઞાન સાધનોની સંપત્તિ માણસના–પ્રાણીમાત્રના હૃદયમાંજ રહેલી છે! હૃદયથીજ એ મેળવી શકાય છે! એ જ્ઞાન સાધનોદ્વારા જે જ્ઞેય– પરમાત્મા–ક્ષેત્રજ્ઞ સ્વરૂપ પરમાત્મા જેનો અત્યાર સુધી મહિમા વર્ણવ્યો તે–ઈશ્વર પણ સૌના અંતરમાંજ છે! અને એ પરમાત્માના યથાર્થ જ્ઞાનથી મળતું જે ફળ–મોક્ષ તે પણ માણસના હૃદયમાંજ છે! હૃદયમાંજ આ બધું વિશેષરૂપે–એટલે કે જીવરૂપે અને અન્તર્યામિ રૂપે પડયુંપાથર્યું રહેલું છે! અર્થાત્ જેણે જ્ઞાન સંપાદન કરવું હોય–જેણે પરમાત્માને જોવા હોય–જેણે પરમપદ–પ્રાપ્ત કરવું હોય તેણે ક્યાંયે જવાની જરૂર નથી તેણે પોતાની હૃદય ગુફામાંજ શોધ ચલાવવી. હૃદયગુફા ઘણી ઉંડી છે ઘણી અંધારી છે! ઘણા ઝાડ ઝાખર અને વિષમતાઓથી ભરેલી છે! પરમપિતા ઉપર વિશ્વાસ રાખી નિર્ભયપણે એક નિષ્ઠાથી દૃઢપણે જે પોતાના હૃદયમાં ડૂબકી મારશે તેને ભગવાન મળશે. આ જ્ઞાન જ્ઞેય અને જ્ઞાનગમ્ય એ ત્રણ વસ્તુજ ક્ષેત્રજ્ઞ સ્વરૂપ પરબ્રહ્મ પરમાત્મા છે! સૌની હૃદયગુફામાં વિદ્યમાન છે! બીજે કશે ફાંફા મારવાની–દોડધામ કરવાની–જરૂર નથી કારણ કે પરમાત્મા પોતે કહે છે કે હૃદયમાંજ હું વસું છું અર્થાત્ પ્રાણીમાત્રનું હૃદય તીર્થોનું પણ તીર્થ, મંદિરોનું પણ મંદિર, પરમધામની પણ પ્રતિષ્ઠા છે આથી સૌ પોત પોતાના હૃદય મંદિરનાં બારણાં ખોલવા તીવ્રતમ પ્રેમપૂર્વક વિનમ્રભાવે શ્રદ્ધા અને ભક્તિ પૂર્વક પ્રયત્ન કરે આવો કાંઈક આદેશ ભગવાન અહીં આપે છે! ॥ ૧૭ ॥

इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः ।
मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते ॥ १८ ॥

આમ ક્ષેત્ર તથા જ્ઞાન તથા જ્ઞેય તને ટૂંકમાં કહ્યું. એ વિશેષ રૂપે જાણી મારોસેવક મારા ભાવને માટે લાયક બને છે. ॥ ૧૮ ॥

હવેના શ્લોકમાં 'પરમેપિતા' અત્યાર સુધીનાં ચર્ચેલા પ્રકરણનો ઉપસંહાર કરતાં કહે છે કે હે અર્જુન ! આમ મેં તને ક્ષેત્ર જ્ઞાન અને જ્ઞેય ટુંકમાં કહ્યું છે. મહાભૂતોથી માંડી ધૃતિ સુધીનું ક્ષેત્ર, અમાનિત્વથી માંડી તત્ત્વજ્ઞાનાર્થદર્શન સુધીનું જ્ઞાન અને "જ્ઞેય યત્તતત્થી માંડી વિષ્ઠિતમ્" સુધીનું જ્ઞેય મેં તને ટુંકમાં કહ્યું. ટુંકમાં કહેવાનું કારણ એટલુંજ કે એના ઉપર તો પુસ્તકશાળાઓ ભરી શકાય એટલું કહી શકાય. કેમકે ક્ષેત્ર, ક્ષેત્રજ્ઞ અને જ્ઞાન એ ત્રણુંજ તો એક અથવા તો બીજી રીતે અનેક પ્રયોજનોથી શાસ્ત્ર માત્રનો વિષય છે! અને એ બધું ટુંકમાંજ કહેતાં પાલવે! માણસને આમ કહી પરમાત્મા સત્યની સ્વયં શોધ કરવા કહે છે. ટુંકમાં બતાવ્યું તેની વિસ્તૃત સમાલોચના કરવાથી સત્ય સમજાય છે અને હૃદય શાન્ત બને છે! હવે આ બધું જાણવાથી ફળ શું તે કહી આ પ્રકરણને સમાપ્ત કરે છે. ભગવાન કહે છે કે મારો ભક્ત આને જાણીને મારા ભાવ માટે યોગ્ય થાય છે. 'મદ્ભક્ત', 'એતદ્વિજ્ઞાય' અને 'મદ્ભાવ' એ ત્રણે શબ્દો સમજી લેવા છે. આ વિષયમાં પડનાર ભગવાનનો ભક્ત હોવોજ જોઇએ. જો નહીં હશે તો તેના ક્યાંયે પત્તો નહીં લાગે! બીચારો ક્યાંક અટવાશે–ખોવાઈ જશે તેથી અભક્તે કદી આ બાબતમાં માથું નહી મારવું એમ કહી ભગવાન અભક્તના ઉપર હિતદષ્ટિજ વરસાવે છે. અને ભક્ત શબ્દ પણ અનેક ધ્વનિપૂર્ણ છે. ભક્ત હશે તે ભગવાનમાં માનતો હશે. તેનામાં પ્રેમવાળો હશે. તેની સેવામાં રાચનારો હશે. પ્રેમની જેટલી શરતો તેટલી બધીનું કડક પાલન કરનાર હશેજ આમ ભક્ત શબ્દથી ભગવાન ટુંકમાં ઘણું કહેવા માગે છે. તે ઉપરાંત જ્ઞાન જ્ઞેય અને ક્ષેત્રનું પણ વિજ્ઞાન મેળવવું રહ્યું. વિજ્ઞાન એટલે વિશેષ જ્ઞાન અર્થાત્ સત્યજ્ઞાન–યથાર્થજ્ઞાન. અધકચરૂં–અધુરૂં–અચોક્કસ જ્ઞાન નહીં ખપ આવે એવો અહીં આશય છે. આમ જે ભક્ત આ ત્રણનું વિશેષ–સત્ય જ્ઞાનવાળો એટલે કે સમજવાળો હશે તે 'મદ્ભાવ'ને માટે લાયક બનશે. અર્થાત્ ભગવદ્ભાવની પ્રાપ્તિ વિજ્ઞાની ભક્તને થશે. ભગવદ્ભાવ એટલે ભગવાનની સત્તા. પરમાત્મા સર્વત્ર વિદ્યમાન છે. સર્વત્ર વિદ્યમાન પરમાત્માને માટે તે લાયક બનશે. અર્થાત્ સર્વત્ર વિદ્યમાન પરમાત્માને અનુભવી શકશે. અને પરમાત્માંજ ક્ષેત્રજ્ઞ સ્વરૂપે છે અર્થાત્ પોતેજ સર્વત્ર છે—એવો એટલે કે પોતાની જાતને સર્વત્ર પરિપૂર્ણ અનુભવવા માટે લાયક બનશે. અને આ કાંઇ ઓછું છે?

॥ ૧૮ ॥

प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि ।
विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान् ॥ १९ ॥

**પ્રકૃતિ તથા પુરુષ એમ એ બન્નેયને અનાદિ જાણ. વિકારોને તથા ગુણો એ બન્નેને પ્રકૃતિમાંથીજન્મેલા જાણ. ॥ ૧૯ ॥**

અત્યાર સુધી ભગવાને ક્ષેત્રજ્ઞરૂપ પરબ્રહ્મનો અદ્‌ભુત પ્રભાવ વર્ણવ્યો. પરંતુ સાતમા અધ્યાયમાં ભગવાને પોતાની પર અને અપર એવી બે પ્રકૃતિનાં વર્ણન કર્યાં હતાં. પર અને અપર પ્રકૃતિથી પ્રાણીમાત્રનીઉત્પત્તિ બતાવી હતી. અહીં ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ એમ બે ચીજો બતાવી તો તે પર અને અપર પ્રકૃતિથી આ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ જૂદા છે કે તેજ છે ? આ પ્રશ્ન છે. ભગવાન એમ બતાવવા ઇચ્છે છે કે પર અને અપર પ્રકૃતિનાંજ બીજાં નામો છે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ. પરમાત્માની પરં પ્રકૃતિ તે ક્ષેત્રજ્ઞ-અપર તે ક્ષેત્ર. પર અને અપર કહો ક્ષેત્રજ્ઞ અને ક્ષેત્ર કહો કે પુરૂષ અને પ્રકૃતિ કહો બધું એકનું એકજ છે. નામના ભેદે વસ્તુનો ભેદ થતો નથી. એ પ્રકૃતિ અને પુરૂષ બન્ને અનાદિ છે. અને પ્રાણીમાત્ર તે એની પ્રજા છે। એમ ભગવાન અહીં બતાવવા ચાહે છે. એમ બતાવી પ્રકૃતિ અને પુરૂષ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ એ બન્ને પરાપર પ્રકૃતિજ છે એમ ખાત્રી કરાવે છે

ભગવાન કહે છે કે હે અર્જુન ! પ્રકૃતિ અને પુરૂષ એ બન્નેનેજ તું અનાદિ જાણ. અને વિકારોને તથા ગુણોને પ્રકૃતિથી પ્રકટ થયેલા જાણ ! પ્રકૃતિ અને પુરૂષ અનાદિ છે એટલે કે કારણ શિવાયનાં છે. કેમકે પ્રકૃતિ અને પુરૂષ એ બન્ને અનાદિ પરમાત્માની શક્તિઓ છે. પરમાત્મા નિત્ય છે—અનાદિ છે એટલે પરમાત્માની શક્તિભૂત એ બન્ને પણ અનાદિ જ છે ! અને આથીજ નિત્ય છે ! આ બન્ને જો પરમાત્માની નિત્ય શક્તિ ન હોય તો પરમાત્મા કદી ઇશ્વર ન થઈ શકે. પરમાત્મા પોતાની શક્તિરૂપ આ પરાપર પ્રકૃતિ—ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ—પ્રકૃતિ પુરૂષ—દ્વારા ચરાચર જગતનું કારણ થાય છે. તે એ શિવાય કદી નહીં. કેમકે જો આ બે શક્તિ તેમનામાં ન તો તે પોતે અશક્ત થાય ! અને અશક્ત, જગતના જન્મ વગેરે ન કરી શકે ! અશક્ત કદી ચરાચર જગતને જન્માવવા જીવાડવા કે મારવાને શક્તિશાળી ન બને ! અને જ્યારે એ શક્તિ ન હોય તો ઇશ્વર શાના ? પ્રકૃતિ અને પુરૂષનું આદિપણું ન્યાયસિદ્ધ નથી પ્રકૃતિ અને પુરૂષને

આદિવાળા માનીએ તો ક્યાંયે આરો ન આવે. જેને તે બેનું કારણ માનીએ તે કારણનું પણ એજ દલીલે કોઈ બીજું કારણ હોવું ઘટેજ. અને આમ કારણપરમ્પરા લેખવા જઈએ તો ક્યાંયે આરોજ ન આવે! ક્યાંક તો અટકવું જોઈએ. કેમકે અટક્યા શિવાય છૂટકો નથી. જ્યાં કાર્ય કારણ ભાવને વિરામ આવી જાય ત્યાં અટકવુંજ ન્યાયસંગત છે. પ્રકૃતિ અને પુરૂષ આગળ આવીને ન્યાયબુદ્ધિ થોભી જાય છે. આગળ કારણ શોધવાની જરૂર નથી. આથી અનવસ્થા પ્રસંગની પ્રાપ્તિને લીધે પ્રકૃતિ અને પુરૂષ બન્ને અનાદિ છે. વળી તે બન્ને નિત્ય ઇશ્વરની પ્રકૃતિ-સ્વભાવરૂપ હોવાથી ઇશ્વરની માફકજ તે બન્ને પણ અનાદિ અને નિત્ય છે. અને જે વસ્તુ જેવી છે તેવી તેને આપણે માનવી જોઇએ. આથી ભગવાન અર્જુનને પ્રકૃતિ અને પુરૂષરૂપ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞને અનાદિ જાણવા ઉપદેશ છે! તે એમાં પણ શરીરથી માંડીને બુદ્ધિ પર્યન્તના બધા વિકારો અને સુખ દુઃખ અને મોહરૂપ, સત્વ રજ અને તમ નામના ત્રણ ગુણોને પ્રકૃતિમાંથી પ્રકટ થયેલા જાણવા. પુરૂષ, શરીરથી માંડી સુખ દુઃખ મોહ વગેરેનું કારણ બની શકતો નથી. કેમકે પુરૂષ તો એ બધાનો ભોક્તા છે એટલે ભોક્તા ભોગ્ય હોઇ શકે નહીં. તેથી પ્રકૃતિજ શરીરથી માંડી ગુણ સુધીના ક્ષેત્રની કર્તા છે એમ જાણવું રહ્યુ. આ જ્ઞાન વિવેકના પ્રકરણમાં ઉપયોગી છે. ॥ ૧૯ ॥

कार्यकरणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ।
पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥ २० ॥

**પ્રકૃતિ કાર્ય અને કારણના કર્તાપણામાં કારણ કહેવાય છે. સુખ અને દુઃખને ભોક્તાપણામાં પુરુષ કારણ કહેવાય છે. ॥ ૨૦ ॥**

આગલા શ્લોકમા પ્રકૃતિ શરીર વગેરે વિકારોનું અને સુખદુઃખાદિ ગુણોનું કારણ છે એમ બતાવ્યું તો પુરૂષ કેવું કારણ છે એ જીજ્ઞાસા થવી સ્વાભાવિક છે. આથી પ્રકૃતિ અને પુરૂષ બન્નેની કારણતાનો ભેદ બતાવે છે.

ભગવાન કહે છે કે કારણ અને કાર્યના કર્તાપણામાં પ્રકૃતિ કારણ છે. અને સુખ દુઃખના ભોક્તાપણામાં પુરૂષ કારણ કહેવાય છે! કાર્ય

અને પુરૂષ બન્ને સ્વભાવે અને ગુણે જુદાં છે એ સંસજ છે. એ બેની કદી સેળભેળ થઇ જતી નથી ! અને છતાં જે સેળભેળ-જે સંકરતા જણાય છે તેનું કારણ જાણવું રહ્યું ! જે કારણની શોધમાં માણસ ખોવાઇ જાય છે તે કારણ તે અજ્ઞાન છે ! હે અર્જુન ! પુરૂષ પ્રકૃતિમાં જો ઉભેલો હોય તો તે પ્રકૃતિથી ઉપજતાં સુખ દુઃખ મોહના આકારે અનુભવાતા ગુણોને ભોગવે છે. પુરૂષ, શરીર-ઇન્દ્રિય-અહંકાર-બુદ્ધિ રૂપી આકારે છતી પ્રકૃતિ ને પોતાનું સ્વરૂપ માની બેઠો છે! પોતાનું સ્વરૂપ વિસરી પારકા રૂપમા તેણે આત્મભાવ-સજ્જડ-સુદૃઢ- આત્મભાવ સ્વીકારી લીધો છે ! અને માન્યતા ઉપરતો સત્ય થોડુંજ ટકે છે! સત્ય તો સહજ છે માટે ટકે છે! પોતાના ઉપરજ સત્ય જીવે છે. આથી સ્વરૂપે તો પુરૂષ ભોકતા નથી. પણ પ્રકૃતિમાં તદ્રૂપતા માની બેઠો હોવાથી એને-પુરૂષને ભોકતાપણાનો અનુભવ થાય છે! જો પુરૂષને ભોકતાપણું સ્વાભાવિક હોય તો તે કદી ટળે નહીં. કેમકે પુરૂષ નિત્ય હોઈ ભોકતાપણું જો સ્વાભાવિક હોય તો સ્વાભાવનો કદી અભાવ ન થતો હોવાથી નિત્ય ભોકતાપણુ આવે તો કદી મોક્ષ ન સંભવે. અને જો મોક્ષ ન હોય તો પછી સંસાર સમજાવી શકાય એવો ન રહે! જો વરેજ ન હોય તો જ્ઞાન કોની ? મોક્ષના અસ્વીકારમાં અનેક પ્રતાપગર્ધ-બુદ્ધિદોષ સમાયેલા છે ! એ ન્યાય વિસંગત છે. આથી સ્વરૂપે પુરૂષનું ભોકતાપણું નથી પણ પ્રકૃતિના ગુણોમા તદાત્મતાને લીધે પુરૂષને ભોકતાપણુ છે ! ગુણનો ભોગ એટલેજ સંસાર. અને એ ભોગનો અભાવ એટલે સંસારનો પણ અભાવ એટલે કે મોક્ષ.

આમ પ્રકૃતિમા ઉભો રહેલો પુરૂષ ભોકતા છે. અને ભોગ તો અનન્ત છે એટલે અનન્ત ભોગને ભોગવવાને માટે અનન્ત શરીરોની પણ આવશ્યકતા છેજ. આથી ભગવાન ઉપલીજ વાતને સમજાવતાં એક અતિ ચમત્કારિક સત્ય બતાવે છે ! હે અર્જુન ! સદ્ અને અસદ્ યોનિમાં જન્મનું કારણ એ પુરૂષનો ગુણમા સંગ છે ! -દેવ, ઋષિ, મનુષ્ય વગેરે યોનિ સદ્યોનિ છે. પશુ પક્ષી વગેરે યોનિ અસદ્યોનિ છે કેમકે સદ્-યોનિની પ્રાપ્તિ એ કંયાણનું દ્વાર છે. તો એ સદ્અસદ્ યોનિમા વારંવાર જન્મ થવામા કારણ ગુણસંગ છે. અર્થાત્ સુખ દુઃખ મોહમા-આરે આ જોઇએ, આ ન જોઇએ, એવો જે સતત આગ્રહ-રાગ દ્વેષ વગેરે વિકારોના કારણરૂપ સંબંધ એ સંબંધ એટલે ગુણસંગ ! જેનામા એ ગુણસંગ નથી તેને જન્મ નથી. અર્થાત્ ગુણોમા વસે છતા ગુણોને જાણી, ગુણરૂપ

સંસારમાં જેને આસક્તિ નથી એવો જ્ઞાની કર્મયોગી ભક્ત મનુષ્ય મુક્ત જ છે! આવો અહીં ભગવાનનો ધ્વનિ છે! ॥ ૨૧ ॥

उपद्रष्टानुमन्ता च भर्ता भोक्ता महेश्वरः ।
परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ॥ २२ ॥

આ શરીરમાં જે ક્ષેત્રજ્ઞ, પર, નિકટથી નિરખનાર, અનુમોદન આપનાર તથા પોષક અને ભોક્તા છે તે મહેશ્વર છે. તથા પરમાત્મા છે એમ પણ કહેવાયું છે. ॥ ૨૨ ॥

આગલા શ્લોકમાં પ્રકૃતિમાં ગુંચવાઈ ગયેલા પુરૂષનું ભોક્તૃત્વ કહ્યું અને તેના અનેક યોનિમાં જન્મને માટે ગુણમાં આસક્તિ જવાબદાર છે એમ સિદ્ધ કર્યું. હવે એજ પુરૂષ પ્રકૃતિસ્થ છે–પ્રકૃતિમા રહેલ છે છતાં પ્રકૃતિમાં નથી અર્થાત્ સ્વરૂપે પ્રકૃતિ નથી–જડ નથી એમ તેનું સ્વરૂપ ઓળખાવતાં કહે છે કે હે અર્જુન ! આ દેહમા પર છે. ઉપદ્રષ્ટા છે અનુમન્તા છે ભર્તા છે ભોક્તા છે મહેશ્વર છે અને એજ વળી પરમાત્મા પણ છે એમ કહેવાય છે. અર્થાત્ આ પ્રકૃતિ સ્વરૂપ દેહમા–એટલે કે કાર્ય અને કારણના સંઘાતમા રહેલો છતા તે કાર્ય કારણરૂપ શરીરથી આ પુરૂષ ભિન્ન છે. વળી એજ પુરુષ લોક અને શાસ્ત્રથી નિહિત એવી તમામ પ્રવૃત્તિમાં રોકાયલ કાર્ય અને કારણના સમુહને નજીકથી જોનાર છે. અર્થાત્ પોતાના શરીરદ્વારા ઇન્દ્રિયોદ્વારા થતી તમામ પ્રવૃતિનો એ પુરૂષ નિકટ રહી જોનાર છે. કોઇ પ્રવૃત્તિ તેનાથી અજાણી નથી! વળી એ અનુમન્તા છે એટલે લોક અને શાસ્ત્રથી ન નિન્દાયેલી કાર્ય અને કારણની જે ક્રિયાઓ છે તેમાં સંતોષને–પ્રસન્નતાને વ્યક્ત કરનાર છે તમામ સત્ પ્રવૃત્તિઓમા માણસનો અંતરાત્મા તેને અનુમોદન આપે છે–તેમાં પરિતોષને પ્રકટ કરે છે એ બધાનો અનુભવજ છે વળી એ પુરૂષ શરીરનો ભર્તા એટલે કે યોગ્ય આહાર વિહારાદિથી પોષણકર્તા છે વળી ભોક્તા એટલે કે પ્રકૃતિના ગુણ, સુખ દુઃખ વગેરેનો સમાનભાવે અનુભવ કરનાર પણ તેજ છે શરીર અને ઇન્દ્રિયોનું નિયમન કરતો હોવાથી મહાન ઇશ્વર પણ તેજ છે. અને એજ આત્મા ઉંચારે પરમાત્મા પણ છે! પરમાત્મા એટલે શ્રેષ્ઠ આત્મા એટલે કે મૂળ સ્વરૂપે તે મુક્તાત્માજ છે! આમ એકજ આત્મા જુદી જુદી દૃષ્ટિએ જુદો જુદો ભાસે છે! ॥ ૨૨ ॥

य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ।
सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ॥ २३ ॥

જે મનુષ્યો આ રીતે પુરૂષને તથા ગુણો સહિત પ્રકૃતિને જાણે છે તે દરેક રીતે પ્રવર્તતો છતાં પણ પાછો જન્મતો નથી. ॥ ૨૩ ॥

હવે ઉપર બતાવ્યાં તેવા પ્રકૃતિ અને પુરુષની સમજથી જે ફળ નીપજે છે તે ફળ બતાવે છે જે માણસ આમ પુરુષને અને ગુણો સહિત પ્રકૃતિને જાણે છે તે માણસ સર્વ પ્રકારે વર્તતો છતાં તે પાછો જન્મતો નથી. જે માણસ જાણે છે કે પ્રકૃતિ એ પ્રકૃતિજ છે અને પુરૂષ એ પુરુષજ છે તે પ્રકૃતિ પુરુષની સેળભેળ કરતો નથી. સેળભેળ કરીને માણસ બંધાય છે જેને યથાર્થ વિવેકજ્ઞાન થયું તેને માટે બંધનનું કારણ નથી એટલે તે બંધાતો નથી! સંસારમા જ્યાં સુધી તેના પ્રારબ્ધ કર્મ હોય ત્યાં સુધી તે માણસ રહે છે અને પાછળથી મુક્ત થાય છે. જેને સાચું જ્ઞાન થયું તે માણસ સર્વ પ્રકારે વર્તે છતા તેને સંસાર એ સાકળરૂપ નથી કેમકે કર્મના ફળનો તેના ઉપર પ્રભાવ નથી. હિંસાત્મક કે અહિંસાત્મક જે કર્મ તેને ફાળે વર્ણધર્મને અનુસરીને આવ્યું હોય તેને તે ફરજ તરીકે બજાવતોજ ચાલ્યો જાય છે! આમ નિષ્કામ ભાવે ધર્મ બુદ્ધિથી કરેલુ કર્મ હવે તેને બંધનકર્તા નહીં નીવડે! સંસારમા રહ્યા છતા સંસારના લેપથી ન ખરડાવું અને સાચા-અર્થમાં જીવી શકવું એ પ્રકૃતિ પુરૂષના યથાર્થ જ્ઞાનનું ફળ છે એમ અહીં ભગવાન કહે છે. ॥૨૩॥

ध्यानेनात्मनि पश्यन्ति केचिदात्मानमात्मना ।
अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥ २४ ॥

કેટલાક ધ્યાનદ્વારા એકાગ્ર મનથી દેહમાં આત્માને જુવે છે બીજા સાંખ્ય યોગથી તથા સૌથી શ્રેષ્ઠ કર્મયોગથી દેહમાં આત્માને જુવે છે. ॥ ૨૪ ॥

ઉપરુ જે પુરૂષ જ્ઞાન કહ્યુ છે તે પુરુષનું જ્ઞાન એકજ રીતે માણસને પ્રાપ્ત થાય છે એવું કહ્યુ નથી પ્રકૃતિ ભેદે માણસમાં ભેદ હોય છે એટલે

રુચિનો પણ ભેદ હોય છે કેટલાક લોકો યોગમાર્ગે જનારા હોય છે. કેટલાક જ્ઞાનમાર્ગે જનારા હોય છે. કેટલાક કર્મયોગના માર્ગે વિચરનારા હોય છે. એટલે કે સાધનમાં ભેદ હોઈ શકે પણ સાધ્ય એકજ છે. તે વાત બતાવતાં પરમાત્મા કહે છે કે હે અર્જુન! કેટલાક આત્માવડે આત્માને આત્મામા જુવે છે. એટલે કે મનથી અંતગત્માનો દેહમા ધ્યાનદ્વારા સાક્ષાત્કાર કરે છે. ધ્યાન એટલે કે એકજ પ્રકારની વૃત્તિનો લાગલગાટ મનમા આવિર્ભાવ તિરોભાવ થવા કરવો તે. અર્થાત્ મનમાં આત્માકાર વૃત્તિનું લગાતાર સ્ફુરણ થવું તે માણસને આત્મા–પરમાત્માની શોધ માટે ક્યાંયે જવાનું નથી. કેમકે પરમાત્મા સૌના હૃદયમાં છે. પરમાત્મા જેવા છે તેવા તેને સમજી તેની ખોજ માટે હૃદયમાં મનની એકાગ્રતા સાધી પરમાત્મતાનનો સતત સાત્વિક ઉદ્રેક અનુભવવો. એટલે ધ્યાન છે! એ ધ્યાન પણ સ્થિરતાની ભૂમિકાએ પહોંચે એટલે આત્માનું યથાર્થ જ્ઞાન માણસને થાય છે. કેટલાક આ સમાધિને માર્ગે જઈ પોતાના દેહમા મનથી આત્માના દર્શન સાધે છે વળી બીજા સાંખ્યયોગદ્વારા મનથી દેહમાં આત્માને અનુભવે છે. અર્થાત્ આત્માને લગતું જ્ઞાન જ્ઞાની ગુરુ પાસે સાંભળી, તેનું મનન કરી, ધીરે ધીરે નિદિધ્યાસન કરતા કરતા, અંતર સંસ્કારી બનતા, આત્માના દર્શન કરે છે. દેહથી આત્મા ભિન્ન છે એમ સંતો–શાસ્ત્રો–સદ્ગુરુદ્વારા સાંભળી, વિવેકનો આશ્રય લઈ ધીરે ધીરે આત્મામાં પહોંચવું–આત્માને દેહમાં–પોતાના હૃદયમા અનુભવવો એ સાંખ્ય યોગનો માર્ગ છે કેટલાક આ સાંખ્ય યોગના આશ્રયે આત્માને અનુભવે છે. તે ઉપરાંત કેટલાક વળી કર્મયોગદ્વારા આત્માને આત્માવડે આત્મામાં જુવે છે. અર્થાત્ નિષ્કામભાવે કર્મ કરવાં એ જીવનસિદ્ધિના મહામૂલા મંત્રને સ્વીકારી જીવતાંજીવત પરમાત્માને પોતાના હૃદયકમળમા મનથી અનુભવે છે. મારો હૃદયસ્થ આત્માજ પરમાત્મા છે એવું જ્ઞાન સંપાદન થતાં પરમાત્મામા પરમપ્રેમ ઉપજે. એટલે સાચાં આત્મજ્ઞાનથી ભક્તિ ઉદ્ભવે અને જ્યા ભક્તિ હોય ત્યા ભક્તવ્ય–પરમાત્માને ખાતર કર્મ કરવાં અનિવાર્યજ હોય. એટલે જે નિષ્કામ-કર્મયોગી છે તે માણસ આત્મજ્ઞાનપૂર્વક ભક્તિભાવે પ્રિયતમ પરમાત્માને ખાતર સર્વકર્મ કરતાં કરતા જીવન વીતાડે છે આમ જીવન જીવતા પરમાત્મા આ પરમપ્રેમી ભક્તને પોતાનો અનુભવ કરાવી કૃતાર્થ કરે છે! ત્રીજો ઉત્તમ માર્ગ–સ્વાભાવિક માર્ગ આ લાગે છે! કેમકે કર્મ ન કરવાની ઈચ્છા તો આખાય એવી જગતની

મોજનાજ નથી. કર્મ ઇચ્છો કે ન ઇચ્છો તો પણ થયાજ કરવાનાં! તો એ તમામ કર્મો પ્રિયતમને માટે કરવામાં જે આત્મસંતોષ છે તે બીજે ક્યાંથી મળે? બસ આનેજ કર્મયોગ કહેવામા આવે છે. ધ્યાનદ્વારા-સાંખ્ય દ્વારા કે કર્મયોગદ્વારા માણસ પોતાના નાથને હૃદયમાં જોઈ શકે છે. જેને જે માર્ગ માફક આવે તેણે તે માર્ગે જવું રહ્યું. એટલે ભગવાનની પણ પણ અહીં અતિ નિગ્રહ બુદ્ધિનું દર્શન થાય છે. જ્યાં ભગવાન નિરાગ્રહ છે ત્યાં અલ્પજ્ઞ આપણે સાગ્રહ બુદ્ધિ રાખી કેમ પામરતા બતાવી શકીએ? કરવામાં મહત્તા છે—માનવામા કે મનાવવામા નથી એટલું આપણે સમજવું રહ્યું ॥ ૨૪ ॥

अन्ये त्वेवमजानन्तः श्रुत्वान्येभ्य उपासते ।
तेऽपि चातितरन्त्येव मृत्युं श्रुतिपरायणाः ॥ २५ ॥

**અને બીજાઓ આ ન જાણતા હોઇને બીજાઓ પાસેથી સાંભળીને આચરે છે. તે શ્રવણપરાયણો પણ નિઃસન્દેહ મૃત્યુને ઓળંગી જાય છેજ. ॥ ૨૫ ॥**

અર્જુને ભગવાનનો ઉપદેશ—આત્મ જ્ઞાનની પ્રાપ્તિમાં સાધનોને લગતો ઉપદેશ સાંભળ્યો. પરંતુ વિચાર કરતાં જણાશે કે માણસ જાત બીચારી અજ્ઞ છે! બધાને માટે આટલી બધી ઉંચી જ્ઞાનની ભુમિકા મેળવવી મુશ્કેલ છે! એથી હવે ભગવાન એવું કાંઇક બતાવે તો ઠીક કે જેથી સંસારમાં ખૂંચી બેઠેલા છતાં આત્માને મેળવવાને ઝંખતા મનુષ્ય પણ સંસાર તરી જાય! સર્વજ્ઞ ભગવાન અર્જુનનું મનોગત સમજી ગયા અને અત્યંત કરુણામય બની હવે પ્રાણીમાત્રના ઉદ્ધારનો માર્ગ બતાવે છે કે હે અર્જુન! આ પ્રમાણે ન જાણનારાઓ પણ જાણકાર પાસે સાંભળીને જો તે સાંભળ્યા અનુસાર વર્તવાનો દૃઢ નિશ્ચય કરી લે તો હું તને એટ! કહું છું કે તેઓ પણ—તે સાંભળેલાને આચરણમાં મુકવાનો સહૃદય પ્રામણિક પ્રયત્ન કરનારાઓ પણ મોતને ઓળંગી જાય છે! એમા શો સંશય! ભલા! કરણી કરે તે નરનો નારાયણ થાય! એકલા શાસ્ત્રને જાણનારાઓનોજ કાંઇ ઇશ્વરને મેળવવાનો ઇજારો નથી! જે માણસો બહુ જાણતા ન હોય તે લોકો પણ આત્માને મેળવવાનું કર્મયોગ એ સાધન છે એમ સાંભળી તે ઉપદેશ પ્રમાણે [illegible]

રુચિને પણ ભેદ હોય છે કેટલાક લોક યોગમાર્ગે જનારા હોય છે કેટલાક જ્ઞાનમાર્ગે જનારા હોય છે કેટલાક કર્મયોગના માર્ગે વિચરનારા હોય છે એટને કે સાધનમાં ભેદ હોઈ શકે પણ સાધ્ય એકજ છે તે વાત બતાવતા પરમાત્મા કહે છે કે હે અર્જુન ! કેટલાક ' આ માવડે આત્માને આત્મામા જુવે છે એટલે કે મનથી અતરાત્માને દેહમા ધ્યાનદ્વારા સાક્ષાત્કાર કરે છે. ધ્યાન એટને કે એકજ પ્રકારની વૃત્તિને લાગલાગ મનમા આવિર્ભાવ તિરોભાવ થયા કરવો તે. અર્થાત્ મનમા આત્માકાર વૃત્તિનુ લગાતાર સ્ફુરણ થવુ તે માણસને આત્મા-પરમાત્માની શોધ માટે ક્યાંય જવાનુ નથી કેમકે પરમાત્મા સૌના હૃદયમાં છે પરમાત્મા જેવા છે તેવા તેને સમજી તેની ખોજ માટે હૃદયમા મનની એકાગ્રતા સાધી પરમાત્મજ્ઞાનને સતત સાત્વિક ઉદ્રેક અનુભવવો એટને ધ્યાન છે ! એ ધ્યાન પણ સ્થિર તાની ભૂમિકાએ પહોંચે એટલે આ માનુ યથાર્થ જ્ઞાન માણસને થાય છે કેટલાક આ સમાધિને માર્ગે જઇ પોતાના દેહમા મનથી આત્માના દર્શન સાધે છે વળી બીજા સાખ્યયોગદ્વારા મનથી દેહમા આત્માને અનુભવે છે. અર્થાત્ આત્માને લગતુ જ્ઞાન જ્ઞાની ગુરુ પાસે સાભળી તેનુ મનન કરી ધીરે ધીરે નિદિધ્યાસન કરતા કરતા અતર સસ્કારી બનતા આત્માના દર્શન કરે છે દેહથી આત્મા ભિન્ન છે એમ સતો-શાસ્ત્રો-સદ્‌ગુરુદ્વારા સાંભળી વિવેકને આશ્રય લઈ ધીરે ધીરે આત્મામા પહોચનુ-આત્માને દેહમા-પોતાના હૃદયમા અનુભવવો એ સાખ્ય યોગને માર્ગ છે કેટલાક આ સાખ્ય યોગના આશ્રયે આત્માને અનુભવે છે તે ઉપરાત કેટલાક વળી કર્મયોગદ્વારા આત્માને આત્માવડે આત્મામા જુવે છે અર્થાત્ નિષ્કામભાવે કર્મ કરવા એ જીવનસિદ્ધિના મહામૂલા મત્રને સ્વીકારી જીવતાજીવત પરમાત્માને પોતાના હૃદયકમલમા મનથી અનુભવે છે મારો હૃદયસ્થ આત્માજ પરમાત્મા છે એવુ જ્ઞાન સપાદન થતા પરમાત્મામા પરમપ્રેમ ઉપજેજ એને સાચા આત્મજ્ઞાનથી ભક્તિ ઉદ્ભવેજ અને જ્યા ભક્તિ હોય ત્યા ભક્તવ્ય-પરમાત્માને ખાતર કર્મ કરવા અનિવાર્યજ હોય. એટને જે નિષ્કામ કર્મયોગી છે તે માણસ આત્મજ્ઞાનપૂર્વક ભક્તિભાવે પ્રિયતમ પરમાત્માને ખાતર સર્વકર્મ કરતા કરતાં જીવન વીતાડે છે આમ જીવન જીવતાં પરમાત્મા આ પરમપ્રેમી ભક્તને પોતાનો અનુભવ કરાવી કૃતાર્થ કરે છે ! સૌથી ઉત્તમ માર્ગ-સ્વાભાવિક માર્ગ આ લાગે છે ! કેમકે કર્મ ન કરવાની ઇચ્છા રાખાય એવી જગતની

સંગતે લીધે સુખ દુઃખ મોહ ભાસે છે, તે પ્રકૃતિના નાચથી મોહિત ન થાય ! તેવો પુરુષ હંમેશાં સ્વરૂપનિષ્ઠ થવા વળશે ! આથી ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો અવિદ્યાએ કરેલો સંયોગ જન્મનું કારણ છે. અને આથીજ અજ્ઞાનની નિવૃત્તિ એટલે કે સત્યજ્ઞાનની પ્રાપ્તિ મોક્ષનું કારણ બને છે. આવો આ શ્લોકનો ધ્વનિ છે. ॥ ૨૬ ॥

समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम् ।
विनश्यत्स्वविनश्यन्तं यः पश्यति स पश्यति ॥ २७ ॥

**બધાં પ્રાણીઓમાં એકરસ રહેતા, વિનાશ પામતામાં અવિનાશી રહેલ પરમેશ્વરને જુવે છે તેજ જુવે છે. ॥ ૨૭ ॥**

હવે આત્મા-ક્ષેત્રજ્ઞ-પુરુષનાં જ્ઞાનને વિશદ કરતાં છતી આંખે પણ આંધળાનો કોણ છે તે બતાવે છે.—હે અર્જુન ! સમસ્ત પ્રાણીમાં જે અવિનાશી છે એવા પરમેશ્વરને જે જુવે છે-જાણે છે તેજ જુવે છે-તેજ સાચા અર્થમાં દેખતો છે-તેજ જ્ઞાની છે. પ્રાણીમાત્રના દેહમાં ભેદ છે. કર્મમાં ભેદ છે-સ્વભાવમાં ભેદ છે-પ્રકૃતિકૃત તમામ વસ્તુમાં વ્યક્તિએ વ્યક્તિએ ભેદ છે છતાં એ બધાએ ભેદમાં એક અભેદ છે-અને તે આત્માનો. આત્મા તો બધામાં એક રસ છે ! એટલે કે બધામાં એક સરખો છે. બધામાં વધઘટ વગરનો છે. ઉંચોનીચો નથી. એ દેહ ઇન્દ્રિય વગેરેના સ્વામી પરમાત્માને બધામાં એકરસ જોવો એમાં આંખની કૃતાર્થતા છે. આ આંખ તે આ ચામડાની નહીં. હૃદયની આંખ ! જે માણસની હૃદયની આંખ-જ્ઞાનનેત્ર ખુલે તેને બધામાં એકજ આત્મા તે તે રૂપે વિહારકર્તા જણાય છે. જેમાણસને આત્માની એકરસતા નથી સમજાતી, નથી જણાતી, તે છતી આંખે આંખ વગરનો છે. તે ઉપરાંત એ પરમાત્મા વિનાશી વસ્તુઓમાં રહેતા છતાં સ્વરૂપે અવિનાશી છે ! જે અવિનાશી હોય તે જન્મરહિત પણ હોયજ ! આથી છએ ભાવ વિકારથી રહિત પરમપિતાને જે પ્રાણીમાત્રની હૃદયગુહામાં એકરસ-સત્યરસપણે વસેલા જોઈ શકે છે તેજ માણસ ખરી રીતે જુવે છે. બીજા બધા જુવે છે છતાં જોતા નથી. સમજે છે છતાં સમજતાં નથી ! ॥ ૨૭ ॥

અગ્ર માણુસો પણ મૌતને તરી જાય છે! કેમકે તેણે કર્યું છે અને જે ભગવાનને ખાતર કરે તેને ભગવાન ન વીસરે! જ્ઞાન આપવું એતો ભગવાનને હસ્તક છે! જેના ઉપર તેની દયા ઉતરે, અનુગ્રહ થાય તેને જ્ઞાન આપવું એ ભગવાનને માટે બહુ મોટી વાત નથી. અને ભગવાનનો અનુગ્રહ ભગવાનને ખાતર કામ કરનારાને અવશ્ય મળવાનોજ. કેમકે ભગવાનને તે વહાલોછે. અરે માણુસને માટે કામ કરનારના ઉપર માણુસનો પક્ષપાત ઉતરે તો પછી ભગવાનને ખાતર કર્મ કરનારના ઉપર ભગવાનનો કેમ ન ઉતરે! એટલે ભગવાન તેવા સહૃદય, પ્રમાણિક, શ્રદ્ધાભક્તિભર્યા, બીજાની પાસે સાંભળીને પણ આચરનારને તારી લે છે! એટલે કોઈને માટે પણ ભગવાનનો માર્ગ ખુલ્લો છે એમ સિદ્ધ થયું! જેને જવું હોય તેને માટે રસ્તો મોકળો છે કોઈને માટે પણ રસ્તો બંધ નથી પ્રાણીમાત્ર ત્યાં જઈ શકે જો જવાની ઇચ્છા હોય તો આવો કાંઈક ધ્વનિ અહીં ભગવાન કહેવા માંગે છે! ॥ ૨૫ ॥

यावत्संजायते किंचित्सत्त्वं स्थावरजङ्गमम् ।
क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ॥ २६ ॥

**હે ભરતવંશશ્રેષ્ઠ! જે કાંઈ સ્થાવર જંગમ પ્રાણી જન્મે છે તે બધાં ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંયોગથી જન્મે છે એમ તું જાણ. ॥ ૨૬ ॥**

આગલા શ્લોકમાં મૃત્યુને તરી જવાનો ઉપાય બતાવ્યો. આત્મા-ક્ષેત્રજ્ઞનું જ્ઞાન, મોતમાંથી માણુસને ઉગારે છે. એ જ્ઞાનને સ્પષ્ટ કરતાં પહેલાં પ્રાણીમાત્રનો જન્મ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંયોગથી થાય છે એમ બતાવે છે.

ભગવાન કહે છે કે હે અર્જુન! આ જગતમાં સ્થાવર જંગમ જે કોઇ પ્રાણી ઉત્પન્ન થાય છે તે તમામ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંયોગથી થાય છે એમ તું જાણ! ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો આ સંયોગ-જોડાણ, અવિવેકને લીધે થાયછે. અર્થાત્ પ્રાણીમાત્રના જન્મમાં કારણભૂત અજ્ઞાન છે. જો માણુસને વિવેકજ્ઞાન થાય એટલે કે જો એ એમ જાણે કે ક્ષેત્ર જડ છે અને ક્ષેત્રજ્ઞ ચેતન છે. એ બેના સ્વરૂપ અને ધર્મો જુદા છે. એક બીજાના ઉપર એક બીજાના ગુણ ધર્મોના આરોપણ કરીને વર્તવું એ સત્યદૃષ્ટિએ મિથ્યા છે, પુરુષમાં સ્વરૂપે ભોક્તૃત્વ નથી પણ ગુણ

સંગતે લીધે સુખ દુઃખ મોહ ભાસે છે તે પ્રકૃતિના નાચથી મોહિત ન થાય! તેવો પુરુષ હંમેશાં સ્વરૂપનિષ્ઠ થવા વળશે! આથી ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો અવિદ્યાએ કરેલો સંયોગ જન્મનું કારણ છે. અને આથીજ અજ્ઞાનની નિવૃત્તિ એટલે કે સત્યજ્ઞાનની પ્રાપ્તિ મોક્ષનું કારણ બને છે! આવો આ શ્લોકનો ધ્વનિ છે. ॥ ૨૬ ॥

समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम्
विनश्यत्स्वविनश्यन्तं यः पश्यति स पश्यति ॥ २७ ॥

**બધાં પ્રાણીઓમાં એકરસ રહેતા, વિનાશ પામતામાં અવિનાશી રહેલ પરમેશ્વરને જુવે છે તેજ જુવે છે. ॥ ૨૭ ॥**

હવે આત્મા–ક્ષેત્રજ્ઞ–પુરુષના જ્ઞાનને વિશદ કરતાં છતી આંખે પણ આંખવગરનો કોણ છે તે બતાવે છે.—હે અર્જુન! સમસ્ત પ્રાણીમાં જે અવિનાશી છે એવા પરમેશ્વરને જે જુવે છે–જાણે છે તેજ જુવે છે–તેજ સાચા અર્થમાં દેખતો છે–તેજ જ્ઞાની છે. પ્રાણીમાત્રના દેહમાં ભેદ છે કર્મમાં ભેદ છે–સ્વભાવમાં ભેદ છે–પ્રકૃતિકૃત તમામ વસ્તુમાં વ્યક્તિએ વ્યક્તિએ ભેદ છે છતાં એ બધાએ ભેદમાં એક અભેદ છે–અને તે આત્માનો. આત્મા તો બધામાં એક રસ છે! એટલે કે બધામાં એક સરખો છે. બધામાં વધઘટ વગરનો છે. ઉંચોનીચો નથી. એ દેહ ઇન્દ્રિય વગેરેના સ્વામી પરમાત્માને બધામાં એકરસ જોવો એમાં આંખની કૃતાર્થતા છે. આ આંખ તે આ ચામડાની નહીં. હૃદયની આંખ! જે માણસની હૃદયની આંખ–જ્ઞાનનેત્ર ખુલે તેને બધામાં એકજ આત્મા તે તે રૂપે વિહારકર્તા જણાય છે. જેમાણસને આત્માની એકરસતા નથી સમજાતી, નથી જણાતી, તે છતી આંખે આંખ વગરનો છે. તે ઉપરાંત એ પરમાત્મા વિનાશી વસ્તુઓમાં રહેતા છતાં સ્વરૂપે અવિનાશી છે! જે અવિનાશી હોય તે જન્મરહિત પણ હોયજ! આથી છએ ભાવ વિકારથી રહિત પરમપિતાને જે પ્રાણીમાત્રની હૃદયગુહામા એકરસ–સત્યરસપણે વસેલા જોઈ શકે છે તેજ માણસ ખરી રીતે જુવે છે. બીજા બધા જુવે છે છતાં જોતા નથી. સમજે છે છતાં સમજતાં નથી! ॥ ૨૭ ॥

समं पश्यन्हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
न हिनस्त्यात्मनात्मानं ततो याति परां गतिम् ॥ २८ ॥

બધા પ્રાણીઓમાં સારી પેઠે રહેલા ઈશ્વરને નિશ્ચય એકરસ જોનાર જાતે જાતને હણતો નથી, તેથી તે પરમગતિને પામે છે ॥ ૨૮ ॥

હવે આ શ્લોકમાં સાચા આત્મ દર્શનનું ફળ બતાવે છે–હે અર્જુન! પ્રાણીમાત્રમા સારીપેઠે રહેલા ઈશ્વરને–એકરસપણે રહેલા ઈશ્વરને જોનાર પુરૂષ આત્માથી આત્માને હણતો નથી તે પરમ ગતિને પામે છે જે માણસને એવીજ આત્માના યથાર્થ દર્શન થયેલા છે તે માણસની દૃષ્ટિમા આત્મા સિવાય બીજી વસ્તુજ હોતી નથી! આત્મા તો આત્માને હણતો નથી કેમકે તેવા પુરુષને હુ હણુ છુ એવી બુદ્ધિજ રહેતી નથી! તે ઉપરાંત આત્મા નિત્ય અને એકરસ હોવાથી મૃત્યુજ હતો નથી! આ જાતના અવિનાશી નિત્ય આત્માના દર્શનના પ્રભાવે આત્મજ્ઞાની પુરુષ પરમગતિને પામે છે! હણવા છતા તે પુરુષ કોઈને હણતો નથી! અને એતો આત્મ દર્શનની ચમત્કૃતિ છે! અહીં કોઈ એમ માની લેવાની ભૂલ ન કરે કે ભગવાન આત્મ દર્શન પછી હિંસાને માટે રજા આપે છે! એવા ભ્રામક અર્થને ક્યાયે સ્થાન નથી! ખરી વાતતો એ છે કે માણસને પૂરેપૂરા અહિંસક થયા શિવાય ઉપર બતાવ્યા તેવી રીતના આત્માના દર્શન પૂર્ણપણે થતાજ નથી! અને જેને થાય છે તે માણસને અહંતા મમતા રહેતી નથી એટલે દુનિયામા ઈશ્વરની લીલાદ્વારા જે થતુ હોય તેમા તેણે પોતે કર્યું છે એમતેની સમજ જ રહેતી નથી! આથી અહીં હિંસાનુ વિધાન નથી પણ વિશ્વમાં જે હિંસા થઈ રહી છે તેમા આવો આત્મ દર્શી પુરુષ પોતાનુ કર્તૃત્વ માનતો નથી! કર્તૃત્વ ભોક્તૃત્વના ખ્યાલ ઉપર તો સંસારની મહેનાતો ચણાય છે! ભગવાન એ ખ્યાલોને દૂર કરવાનો ઉપાય અહીં ફળરૂપે બતાવે છે! સંપૂર્ણ તત્વજ્ઞાન એ આદર્શ પરિસ્થિતિ છે! એટલે ભગવાનનેજ એ આદર્શ સ્થિતિ વિષે પૂરો ખ્યાલ આપવાનો હક્ક છે! આપણને તો તે આદર્શને પહોચી વળવા માટે પ્રયત્નનો અધિકાર છે એ આદર્શને પહોચી જઈએ પછીની વાત એ અતિ પ્રશ્ન છે એટલે તેની અહીં ચર્ચા અસ્થાને ગણાય! આથી અહીં ભગવાનની વાણી ઉંધી રીતે સમજવા જેટના સ્વછંદ આપણે ન બનીએ એટલુજ ચેતવાનુ છે! ॥ ૨૮ ॥

प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।
यः पश्यति तथात्मानमकर्तारं स पश्यति ॥ २९ ॥

અને વળી બધાં કર્મોને પ્રકૃતિથીજ કરનારાં જે જુવે છે તથા પોતાની જાતને તેના ન કરનારો જાણે છે તેજ જાણે છે. ॥ ૨૯ ॥

આત્મજ્ઞાની હણતો છતાં કોઇને હણતો નથી એતો 'મારે કુભ નથી' એમ બોલનાર જેટલુંજ મિથ્યા ગણાય! માણસ જ્ઞાની હોય કે અજ્ઞાની હોય જ્યાં સુધી તે જીવે ત્યાં સુધી તેણે પોતપોતાના વર્ણને ઉચિત હિંસાત્મક કે અહિંસાત્મક કર્મ કર્યેજ છૂટકો છે. તો પછી ભગવાન એમ કેમ કહે છે કે "તે આત્માથી કોઇ આત્માને હણતો નથી"—આવો પ્રશ્ન અર્જુનના મનમાં થાય એ સ્વાભાવિક છે આનો તોડ કાઢતાં નરી તત્ત્વજ્ઞાનની ભગવાન દૃષ્ટિ બતાવે છે કે હે અર્જુન જે માણસ તમામ કર્મોને પ્રકૃતિથીજ—દેહ ઇન્દ્રિય વિગેરે રૂપે પરિણમેલી પ્રકૃતિથીજ કરાતાં સાક્ષાત્ અનુભવે છે તથા સાચેજ જે માણસ પોતાના આત્માને તે તે કર્મોનો ન કરનાર સમજે છે તે માણસજ સાચા અર્થમાં જુવે છે એટલે કે તે કોઇનો હણનાર છતાં કોઇને હણનો નથી. કોઇથી પોતાનો દેહ હણાય છતાં જાતે હણાતો નથી કેમકે તે જાણે છે કે દેહ વિનાશીજ છે આત્મા અવિનાશીજ છે! આમ કેવળ આત્મનિષ્ઠ માણસજ નથી તો દેહના નાશે હણાતો, નથી તો તે કોઇને હણતો છતાં હણતો! તત્ત્વજ્ઞાનની આ બહુ આકરી જલદ માત્રા છે. ગમે તે તેનો ઉપયોગ કરવા જાય તો જીવનમાંથી ઓખવી જાય! માટે આ વાતની યથાર્થ સમજ શિવાય માણસ અંધારામાં અટવાય તો નવાઇ નથી! આમાં સ્વચ્છંદાચારને સિદ્ધિ નથી! આતો નર્યા નીતરતું નિર્મળતમ આત્મભાનનું અદ્ભુત ફળ છે! એટલે અનધિકારી પુરૂષ આ શ્લોકના બળે ઉગ્રકર્મા થાય તો તેથી તેનું અને જગતનું અકલ્યાણજ થાય એમ નક્કી સમજવું! ટૂંકમાં અહિં આત્મજ્ઞાનનો મહિમા બતાવ્યો છે. હિંસાની પ્રશંસા નથી! ॥ ૨૯ ॥

यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।
तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥ ३० ॥

જે વેળા પ્રાણીમાત્રની જુદી સત્તાને એકમાં રહેલી તથા તેમાંથીજ વિસ્તારેલી અનુભવે છે ત્યારે બ્રહ્મ થાય છે. ॥ ૩૦ ॥

ઉપલા શ્લોકમાં જ્ઞાની માણસ જડ્ ચેતનના વિવેકની છેવટની ભૂમિકાએ ચઢેલો હોઇને પુરુષને અકર્તા અનુભવે છે. એ ભૂમિકા ઉપર આરૂઢ થયા પછી તેને પરમાત્માનું દર્શન કયારે થાય છે તે બતાવે છે. હે અર્જુન! જ્યારે ભૂતના પૃથક્‌ભાવને એકમાં રહેલો અનુભવે છે અને તે ભૂતના પૃથક્‌ભાવને તેજ એક આત્મામાંથી વિકસિત થતો અનુભવે છે ત્યારે બ્રહ્મને પામે છે. ભૂતનો પૃથક્‌ભાવ એટલે સ્થાવર જંગમ વસ્તુમાત્રની જુદી જુદી અસ્તિ. સંસાર દશામાં માણસને વસ્તુમાત્રની જુદી જુદી અસ્તિ દેખાય છે એ આપણો બધાનો અનુભવ છે. આપણી ભેદબુદ્ધિ પળે પળે સુદૃઢ થતી જાય છે. અને વસ્તુમાત્રને આપણે એકબીજાથી જુદી જુદી અનુભવીએ છીએ. જ્ઞાનની ખૂબી એ છે કે તે બધી વસ્તુઓની જુદી જુદી અસ્તિનો ખ્યાલ મટાડી દઇ આપણને આ અનન્ત વિવિધ દેખાતી અસ્તિમાં એક મહા સત્તાનો અનુભવ કરાવે છે. અર્થાત્ ઉપર ઉપરથી દેખાતી ભિન્ન ભિન્ન દશાની મૂળે એકજ અસ્તિ છે એટલે કે એકજ આત્મા સ્થાવર જંગમ રૂપે પોતાની જાતને પાથરીને રહ્યો છે—એ બતાવે છે! એકજ આત્મા પોતાની અચિન્ત્ય માયા શક્તિને લીધે આપણને ભિન્ન ભિન્ન ભાવે ઉભેલો–વર્તતો અનુભવાય છે! આપણું 'કેમ' અને 'કેવી રીતે' છૂટી જાય છે! જ્ઞાન પ્રાપ્ત થવાથી માણસ નિઃશંક થઇ જાય છે. તેની પ્રશ્ન પૂછવાની ટેવ ટળી જાય છે! તે ઉપરાંત આત્મજ્ઞાનથી માણસ સાક્ષાત્ અનુભવે છે કે વસ્તુમાત્રનો આવિર્ભાવને એક પરમાત્મામાંથીજ થાય છે! કેવી રીતે આટલી અનન્ત વસ્તુઓ અનન્ત રૂપે એકજ આત્મામાંથી ઉદ્ભવે છે એ આપણને સમજ પડતી નથી! બસ તેની અનવગાહ્ય–ડૂબકી ન મારી શકાય, પ્રશ્ન ન પૂછી શકાય એવી અગાધ ઇચ્છા! આપણને તે જાણવાની જરૂર નથી, હક્ક નથી!-એકજ પરમાત્મા આટલા બધારૂપે કેમ વિલસી રહ્યો છે એ પ્રશ્નમાં ઊંડી ઊંડી નાસ્તિકતા છે! અને જ્યાં નાસ્તિ છે ત્યાં સત્ય દર્શન નથી! આથી જ્ઞાની માણસ તેજ પરમાત્મા-

માંથી અનન્ત પ્રહ્લાદનો આવિર્ભાવ થતો સાક્ષાત્ અનુભવ થાય છે અને તે મૂંગો થઇ જાય છે! આમ જ્યારે એકજ આત્મામાંથી સૃષ્ટિનો વિકાસ લાગે છે. એકજ આત્માને સૃષ્ટિરૂપે વર્તમાન જાણે છે ત્યારે તે જાતે બ્રહ્મ થઇ જાય છે! મૂળમાં તે તેજ હતો વચ્ચે અજ્ઞાનની ઝપટમાં આવી ગયેલો. એ અજ્ઞાન શમી જતાં વળી પાછો પોતાના મૂળ સ્વરૂપે તેની આગળ પ્રગટ થાય છે અર્થાત્ જ્ઞાની માણસ પોતાની અસ્તિ મહાસત્તામાં ડૂબી ગયેલી-મહાસત્તારૂપે અનુભવે છે. પાણીનું ટીપું સમુદ્રમાં પડી સમુદ્રરૂપ થઇ જાય છે. પોતાની મર્યાદા તોડી અમર્યાદ વિશ્વવ્યાપી સત્તામાં તે લીન થાય છે! અર્થાત્ પરમાત્મામય તે થઇ જાય આચરણદ્વારા આવી વિભૂતિની માણસને ઓળખ થાય છે! ॥ ૩૦ ॥

अनादित्वान्निर्गुणत्वात्परमात्मायमव्ययः ।
शरीरस्थोऽपि कौन्तेय ! न करोति न लिप्यते ॥ ३१ ॥

**આ આત્મા શરીરમાં રહેલો છતાં પણ અનાદિ અને નિર્ગુણ હોવાથી કરતો નથી અને હે કૌન્તેય! લેપાતો નથી ॥ ૩૧ ॥**

શરીરમા રહેલ છતા શરીરી-આત્માને શરીરના સંબંધથી પ્રાપ્ત થતા દોષો કેમ નથી વળગતા એ અતિ સૂક્ષ્મ પ્રશ્નને બે કારણોથી ટાળી, શરીરી આત્માનું આગળ કહેલું અકર્તૃત્વ સ્પષ્ટ કરતા કહે છે! આત્મા શરીરમાં રહેલો છે. તો શરીરના સંબંધથી તેને અનેક દોષો લાગવાજ જોઇએ. એ દોષો કેમ તેને લાગતા નથી એ પ્રશ્ન છે. આ શ્લોકમાં તે પ્રશ્નનો ન્યાયપૂર્વકનો ભગવાન ઉકેલ આપે છે અને એ ઉકેલ આપતા આપતાં સાથે પુરુષ કદી કર્તા થતો નથી અને કર્તા નથી માટેજ ભોક્તા પણ નથી એ આગળ કહેલી વાતને સ્પષ્ટ કરે છે!

ભગવાન કહે છે કે હે અર્જુન! આ-દરેક દેહમાં સાક્ષાત્ અનુભવાતા પરમાત્મા-એટલે કે દેહ વગેરેથી શ્રેષ્ઠ એવો આ ક્ષેત્રજ્ઞ પુરુષ દરેક શરીરમા રહેલો છતા-વર્તમાન છતા અવ્યય એટલે અવિનાશી, પ્રત્યગાત્મા-ક્ષેત્રજ્ઞ-અવિનાશી છે એમ તું જાણ એટલે કે જેમ શરીરના જન્મથી આત્મા જન્મતો નથી તેમ તેના નાશથી નષ્ટ થતો નથી! વિનાશ બે પ્રકારે હોય સ્વરૂપે અને ધર્મે. તેમાં આત્મા સ્વરૂપે વિનાશી નથી કેમકે તે અનાદિ છે, એટલે

કે કારણુ વિનાનો છે અર્થાત્ કોઈનું કાર્ય નથી. અર્થાત્ અકાર્ય હોવાથી–એટલે કે અવયવ વગરનો–ટૂંકમાં નિત્ય હોવાથી આત્માનો સ્વરૂપે નાશ નથી. જે વસ્તુ કારણુવાળી હોય તે સાવયવ હોવાથી સ્વરૂપે નાશ પામે છે જેમકે ઘટપટ વગેરે. આત્મા આદિમતું– કારણુવાળો નથી. અને, અનાદિ હોવાથી નિરવયવ છે આથી આ આત્માનો ઘટપટ વગેરેની માફક સ્વરૂપે નાશ નથી ! તેજ પ્રમાણે ધર્મે પણુ આત્માનો નાશ નથી કેમકે આત્મા નિર્ગુણુ છે. ગુણુ એટલે ધર્મ તે શિવાયનો એટલે કે નિર્ધર્મ હોવાથી ધર્મ દૃષ્ટિએ પણુ આત્મા અવિનાશી છે. સગુણુ વસ્તુ ગુણુના નાશથી નાશ પામે છે. જેમકે પ્રકૃતિ વગેરે. આત્મા તો નિર્ગુણુ છે–ધર્મ શિવાયનો છે. વળી ઇચ્છા દ્વેષ વગેરે ધર્મો આત્માના નથી પણુ ક્ષેત્રના છે એ આગળ બતાવ્યું જ હતું. આથી આત્મા નિર્ગુણુ હોવાથી ધર્મદૃષ્ટિએ પણુ તેનો વ્યય–વિનાશ નથી ! આત્મા નિર્ગુણુ હોવાથીજ શરીરમાં છતો છતો કાંઇ કરતો નથી કર્તાપણાનો ધર્મ એ પ્રકૃતિનો છે. અર્થાત્ આત્મા નિર્ધર્મ હોવાથી કરતો નથી. જે કાંઇ કરાય છે તે તો પ્રકૃતિથી પ્રકૃતિ આત્મા નથી. આથી પ્રકૃતિનું કર્તૃત્વ આત્મામાં સંભવતુંજ નથી ! અને નથી કરતો તેથીજ તે નથી લેપાતો. એટલે કરેલાં કર્મોના ફળથી નથી અડકાતો ! કર્મ ન કરનારને તે કર્મફલનો લેપ ન થાય. કેમકે જે કરે તેને તે ફળ ભેટીને ચોંટે. ન કરનારને કદી ચોંટેજ નહીં ! આથીજ નિત્ય નિર્ધર્મ આત્મા શરીરમાં છે છતાં શરીરના દોષોથી એ લેપાતો નથી નથી એ કાઇ કરતો નથી કરેલાંના ફળ એને ચોંટતાં. આથી આત્મા મૂળમાં અકર્તા અને અભોક્તા છે એ સિદ્ધ થાય છે ! ॥ ૩૧ ॥

यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।
सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥ ३२ ॥

જેમ બધે વ્યાપેલું આકાશ અસંગ સ્વભાવવાળું હોવાથી ક્યાંયે લેપાતું નથી તેમ બધા દેહમાં રહેલો આત્મા લેપાતો નથી. ॥ ૩૨ ॥

આત્માને કર્મનો લેપ નથી થતો એ વાતને દૃષ્ટાન્તદ્વારા સમજાવે છે. કે હે અર્જુન ! જેમ તમામ સારી નરસી વસ્તુમાં વ્યાપેલું આકાશ–સૂક્ષ્મતા ને લીધે–અસંગતાને લીધે તે તે વસ્તુના ધર્મથી લેપાતું નથી

તેમજ ઉત્તમ કે અધમ દેહમાત્રમાં વર્તમાન આત્મા દેહના ધર્મોથી કે કર્મના ફલરૂપ સુખદુઃખાદિથી નથી લેપાતો. પ્રાણીમાત્રમાં રહેલ આત્મા પ્રાણીમાત્રના ઉત્તમ અધમ કર્મના ફળથી ઉંચો નીચો નથી થઈ જતો–તે બધાંથી તે અસ્પૃષ્ટ છે–મૂળ સ્વરૂપે તે અસંગ હોવાથી દુષ્ટ થતો નથી–અર્થાત્ પ્રાણીમાત્રમાં એકજ સતસ્વભાવનો આત્મા વસે છે. એ દર્શન કેટલું નીતરું છે! સંસારની ધાંધલ અને ધમાલ આત્માના ઉંડાણને સ્પર્શી શકતાંજ નથી. કેમકે આત્મામાં સંસાર નથી એ અતિ સ્વચ્છ ઉંડુ દર્શન અહીં ભગવાન અર્જુનને દયાથી પ્રેરાઇને કરાવે છે। ॥૩૨॥

यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।
क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ! ॥ ३३ ॥

જેમ એકલો સૂર્ય સંપૂર્ણ રીતે આ લોકને પ્રકાશિત કરે છે તેમ ક્ષેત્રી ક્ષેત્રને હે ભારત ! સંપૂર્ણપણે પ્રકાશિત કરે છે. ॥ ૩૩ ॥

પણ અર્જુન કહે છે કે હે ભગવાન ! આપે જે દૃષ્ટાન્ત આપ્યું તે વિષમ છે। આત્મા તો દેહ અને તેના ધર્મોને પ્રકાશિત કરે છે. આકાશ તે તે વસ્તુને પ્રકાશિત કરતું નથી। તો આપનું દૃષ્ટાન્ત અનુચિત તો નથી। એટલે ભગવાન કહે છે–કે હે અર્જુન! તને બીજું દૃષ્ટાન્ત આપું છુ. આકાશનું દૃષ્ટાન્ત અયોગ્ય: નથી। આત્માનું વ્યાપિત્વ અને અસંગત્વનું એ સ્મારક છે. હવે તને જે દૃષ્ટાન્ત આપું તે આત્માના પ્રકાશકપણાનું સ્મારક છે. જેમ એકલો સૂર્ય પોતાની સાથે સંબંધ ધરાવતા સમગ્ર લોકને પ્રકાશિત કરે છે અને છતાં તે તે વસ્તુના ધર્મથી લેપાતો નથી–એંઠો થતો નથી તેમ ક્ષેત્રી–ક્ષેત્રમાં વસનાર આત્મા એકલો આખાં પોતાની પરિધિમાં રહેલાં વ્યક્તિગત શરીરને પ્રકાશિત કરે છે છતાં તે તે શરીરના ધર્મથી લેપાતો નથી–એંઠો થતો નથી। સત્સ્વરૂપ અસંગ આત્મા ચૈતન્ય સ્વરૂપ છે એમ ભગવાન અહીં કહે છે. અર્થાત્ આત્મા સત્ ચિત્ સ્વરૂપ છે અને તેથીજ આનન્દમય છે. અર્થાત્ આત્મા મૂળ સ્વરૂપે, સચ્ચિદાનન્દ છે એમ ભગવાન કહે છે. ॥ ૩૩ ॥

क्षेत्रक्षेत्रज्ञयोरेवमन्तरं ज्ञानचक्षुषा ।
भूतप्रकृतिमोक्षं च ये विदुर्यान्ति ते परम् ॥ ३४ ॥

આમ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના ઇતરેતર ભેદને તથા ભૂતોનો પ્રકૃતિમાંથી છૂટવાના ઉપાયને જેઓ જ્ઞાનનેત્રથી જાણે છે તેઓ પરબ્રહ્મને પામે છે. ॥ ૩૪ ॥

હવે આ અધ્યાયનો ઉપસહાર કરતા ભગવાન કહે છે કે હે અર્જુન! ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો આ પ્રમાણે ભેદ જ્ઞાનનેત્રથી જે કોઇ જુવે છે, અને ભૂત પ્રકૃતિમાંથી જેઓ મોક્ષ જાણે છે તે પરમાત્માને પામે છે અર્થાત્ આ પ્રમાણે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનુ વિકારીપણુ અવિકારીપણું વગેરે જે વૈલક્ષણ્ય-ભેદ છે-તેને તથા ભૂતો એટલે કે પ્રાણીમાત્રનો સત્વાદિ ત્રિગુણમયી પ્રકૃતિના બંધનમાંથી મોક્ષ એટલે કે મુક્તિના ઉપાયને વિવેકજ્ઞાનરૂપી નેત્રથી જાણે છે તે પરબ્રહ્મને પામે છે અર્થાત્ જે કોઇ ઇશ્વરનો લાન-પરમાત્માનો કૃપાપાત્ર-શરીર અને શરીરમાં રહેનાર આત્માના વિવેક જ્ઞાનને પ્રાપ્ત કરે છે અને તે વિવેકને અનુસરીને જીવન જીવે છે તે માણસ પ્રાણીમાત્રનો મોક્ષ-પ્રકૃતિના બંધનમાંથી છૂટકારો-વિવેકને અધીન છે એમ જાણી તે પ્રમાણે વર્તી જીવતા જીવત અને આ દેહ મટયા પછી પણ પરબ્રહ્મ પરમાત્માને પામે છે. અહીં ભેદને જોવો એ ચર્મચક્ષુનુ કામ નથી એમ ભગવાન કહે છે એ જ્ઞાનનેત્રનુ કામ છે! અર્થાત્ દરેક જીવને પોતાની બે આંખ ઉપરાંત એક ત્રીજી પણ આંખ છે અને તે જ્ઞાનચક્ષુ જેમ ભગવાન શંકરની ત્રીજી આંખ ઉઘડે ત્યારે તેના અગ્નિથી કામ નાશ પામે તેમ જે જીવની ત્રીજી આંખ ઉઘડે તેને માટે સંસાર-કામ નાશ પામે છે કેમકે દરેક જીવ એ ઇશ્વરે શિવજ છે ॥ ૩૪ ॥

इति क्षेत्रक्षेत्रज्ञयोग

हरि ॐ तत्सत्



॥ अथ चतुर्दशोऽध्यायः ॥

**श्रीभगवानुवाच** **ભગવાન કહે છે.**

**परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम् ।**
**यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः ॥ १ ॥**

**ફરીથી તને જ્ઞાનોમાં પરમ ઉત્તમ જ્ઞાન કહીશ. જે જાણી બધા મુનિઓ આ લોકમાં પરમસિદ્ધિને પામ્યાં છે. ॥ ૧ ॥**

આગલા અધ્યાયમાં પ્રકૃતિના પાશમાં પ્રાણીના મોક્ષનો ઉપાય જે જાણે તે પરમગતિને પામે છે એ પરમાત્માએ કહ્યું. તો, તે, ત્રણ ગુણોરૂપી પ્રકૃતિના પાશમાંથી છુટવાનો ઉપાય શો ! તે ગુણો તે શું ? પુરુષને તે ગુણોનું બંધન કઈરીતે છે. ગુણોના બન્ધનમાંથી છૂટેલા પુરુષનાં ચિન્હ કયાં વગેરે સૌ વાતને વિસ્તારથી કહેવાને માટે, ભગવાન આ ચૌદમો વિચારરમણીય અધ્યાય શરુ કરે છે. આ બધા પ્રશ્નોના યથાર્થ ઉકેલમાં શાન્તિ રહેલી છે. જ્યાં સુધી એ બધાય પ્રશ્નોના હૃદયસમાધાન થાય એવા ઉકેલ ન આવે અને એ જ્ઞાન માણસનામાં સહજ ન બને ત્યાં સુધી શાન્તિ–જીવતાં જીવત–પરમ શાન્તિ માણસને ન મળે. આથી આ બધાય સવાલોના યથાર્થ નિરૂપણમાં આંતર શાન્તિ છૂપાયેલી છે. આથી આ અધ્યાયની જરુરીઆત તેરમા અધ્યાય પછી અનિવાર્ય છે.

ભગવાન કહે છે કે હે અર્જુન ! હું તને જ્ઞાનોનું જ્ઞાન હવે કહીશ. એ જ્ઞાન પરમજ્ઞાન છે. એ ઉત્તમ છે. એ જ્ઞાનને મેળવીને તેના ઉપર છેવટ સુધીનું મનન કરનારા પુરુષો આ લોકમાં પરમસિદ્ધિને પામેલા છે. પરમાત્મા હવે જે જ્ઞાન આપવાના છે તેને પોતાના મુખે જ્ઞાનોનું જ્ઞાન કહે છે. પરમજ્ઞાન કહે છે. ઉત્તમ જ્ઞાન કહે છે. જ્ઞાનોનું જ્ઞાન એટલે કે પ્રકૃતિ અને તેના કાર્યોના જ્ઞાનથી ઉત્તમ. પ્રકૃતિ અને તેના કાર્યો યથાર્થ સમજણથી શાન્તિ નથી થતી. આથી પ્રકૃતિ અને તેના કાર્યોના જ્ઞાનથી સૌથી ઉંચુ ફળ–આ લોક અને પરલોકમાં શાન્તિ–મુક્તિ નથી મળતી. જ્યારે હવે જે જ્ઞાન પરમાત્મા આપનાર છે તે ઉચ્ચતમ ફલવાળુ હોવાથી

જ્ઞાનોનુ પણ જ્ઞાન છે આથીજ તે ઉત્તમ છે વળી એ જ્ઞાન 'પરજ્ઞાન' છે એટલે કે પરમાત્માને લગતુ છે જે જ્ઞાન પરમાત્માને લગતુ હોય તે જ્ઞાન સૌથી પરમ હોય એ સમજાય એવુ છે આ જ્ઞાનને પ્રાપ્ત કરીને તેના ઉપર મનન કરનારાઓ આ લોકમાં પરમ સિદ્ધિને પામેલા છે એમ ભગવાન કહે છે અર્થાત્ એનુ ફલ પ્રત્યક્ષ છે મુનિ એટલે મનન કરવાના સ્વભાવવાળો મનન એટલે જ્ઞેય-જાણવાની ચીજને લગતો સાધક બાધક યુક્તિ પૂર્વકનો વિચાર અર્થાત્ બાધક યુક્તિઓનો ત્યાગ કરી સાધક યુક્તિઓના ઉપર મનને ઠેરવવુ અર્થાત્ યથાર્થ વિચાર કરવો એટને મનન એ મનન કરનારા પુરુષો આ જ્ઞાનને પ્રાપ્ત કરી સિદ્ધ થઈ ગયા છે એવા મુનિઓ પરા સિદ્ધિને પામ્યા છે સિદ્ધિ એટલે પરમાત્માની પ્રાપ્તિ-ઉભય મુક્તિ. પરાસિદ્ધિ એટલે દુ ખના સબધ શિવાયની સુખની-બ્રહ્માનન્દની પ્રાપ્તિ અને ઉપભોગ એ બ્રહ્માનન્દની પ્રાપ્તિ અને ઉપભોગ જીવનસિદ્ધિ છે મનનશીલને તે મળે છે આવા જ્ઞાનને સ્પષ્ટપણે કોઇને પણ શકા ન રહે એવી રીતે કહેવાની હવે પરમાત્મા પ્રતિજ્ઞા કરે છે ॥ ૧ ॥

**इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः ।**
**सर्गेऽपि नोपजायन्ते प्रलये न व्यथन्ति च ॥ २ ॥**

આ જ્ઞાનને પ્રાપ્ત કરી મારી સમાન ધર્મતાને પામેલાઓ સૃષ્ટિ થતાં પણ જન્મતા નથી તથા પ્રલયમાં પીડા પામતા નથી ! ॥ ૨ ॥

બીજા શ્લોકમા ભગવાને જે જ્ઞાન કહેવાની પ્રતિજ્ઞા કરી છે તેનો અદ્‌ભુત મહિમા ફળરૂપે કહે છે હે અર્જુન ! જે માણસો આ જ્ઞાનનો ઉપાશ્રય લે છે-અર્થાત્-જે, માણસો આ પરમ ઉત્તમ, જ્ઞાનોના જ્ઞાનને, પચાવે છે-પોતાની અદર એને સહજ કરી મૂકે છે-તે જ્ઞાનમય બની જાય છે તેને શુ મળે છે ? તેવા લોકો મારી સમાન ધર્મતાને પહોંચે છે તો પ્રાપ્ત થાય છે ! પરમાત્માની સમાનધર્મતા એટને શુ ? તો પરમાત્મામાં જે ધર્મો છે તેજ ધર્મો એવા જ્ઞાનીમા પણ સિદ્ધ થઈ જાય છે અને જે બે વસ્તુમાં એક સરખા ધર્મો હોય તે બન્ને સ્વરૂપે એકજ હોય છે અર્થાત્ આ જ્ઞાન જેનામાં રગેરગમા પચી ગયુ તે ઇશ્વરરૂપ થઈ જાય છે અને ઇશ્વરના તમામ ધર્મો તે માણસનામાં સક્રાન્ત થઇ જાય છે અર્થાત્

જીવતાંજીવ એવા પુરુષો પરમાત્મા બની જાય છે! તો પછીનો મહિમા તો એ કે જેઓ આ જ્ઞાનને પ્રાપ્ત કરે છે એટલે કે પોતાનામા સહજસિદ્ધ કરે ઉન્રોમરોમમા પચાવે છે તેઓ જીવતાજીવત ઇશ્વરરૂપ બને છે! અને જે ઇશ્વરરૂપ બને છે તે ઇશ્વરની માફક સદા મુક્ત બને છે! કેમકે ઇશ્વર મ! મુક્ત છે! આથીજ ભગવાન કહે છે કે તેના મહાત્મા મુનિઓ સૃષ્ટિ થાય-એટલે કે સસાર જન્મે તો પણ જન્મતા નથી! અર્થાત્ સૃષ્ટિનો આરભ થાય તો પણ જન્મતા નથી! મધ્યમા પણ જન્મતા નથી એવો ધ્વનિ 'અપિ' શબ્દમા છે અને સૃષ્ટિનો પ્રલય થાય તો પણ પીડા પામતા નથી અર્થાત્ નથી તો તે જન્મતા નથી તો પ્રલય પામતા! જન્મ અને મરણની ખખામાથી મુક્ત થાય છે! અને જન્મ મરણની નિવૃત્તિ તો મોક્ષ છે! જેમ ઇશ્વરનો જન્મ કે વિનાશ નથી તેમ તેમનો પણ જન્મ વિનાશ નથી! અર્થાત્ તેઓ નિત્ય સ્વરૂપમા નિઠ થાય છે! વધારે ચમત્કાર તો એ છે કે તેઓ જન્મે છતા જન્મતા નથી અને મરે છતા મરતા નથી! મુક્તાઓ પણ ઇશ્વરેચ્છાથી જન્મ લે તો તેમનો તે જન્મ બદ્ધાત્માઓની માફક નથી હોતો તેઓનો જન્મ સસારના ઉધ્ધારાર્થ હોય છે! તેમનો જન્મ ઇશ્વરીય સકેત મુજબ હોય છે! ઇશ્વરસૃષ્ટિ યોજનામા વારવાર એવા મુક્ત પુરુષોને જન્મારી સૃષ્ટિને મુક્તિનો માર્ગ બતાવવા મોકલે છે! અને તેમનો જન્મ કર્મવશ ન હોવાથી તેમને જીવનમા દુ:ખ નથી! તેઓનુ મરણ પણ દુ:ખરૂપ નથી! કેમકે તેમનુ મરણ એ પણ કલ્પિત હોય છે! આમ મુક્તાત્માઓ પણ જન્મે-જીવે-કરે-મરે પણ તે બધામા ઇશ્વરીય સકેત હોવાને લીધે નથી તેઓ જન્મતા-દુન્યવી રીતે આયુષ્યની મર્યાદામા જીવતા-કરતા કે મરતા! આવા ઇશ્વરીય પુરુષો ઇશ્વર સકેત મુજબ જન્મે જીવે મરે તોપણ ખરી રીતે તેઓ ઇશ્વરના જેવાજ-જેટલાજ જન્મ મરણ રૂપ સસારથી નિતાન્ત નિર્લેપ હોય છે આપણને ઇશ્વરની ગહન યોજના ખબર પડતી નથી!! બાકી ઇશ્વરીય જ્ઞાન સપન્ન મહાત્માઓમા જન્મ મરણ કેવળ કલ્પિત હોય છે! આમ "સર્ગેઽપિ" વગેરેનો ચમત્કારથી ભરપૂર અર્થ તો સીધો નીકળે છે કે સર્ગ છતા-જન્મ્યા છતાં તેઓ નથી જન્મતા અને મર્યા છતા તેઓ નથી મરતા! આવો અદ્ભુત મહિમા આ જ્ઞાનનો છે એમ કહી અર્જુનને ભગવાન પરમાર્થવિષયક જ્ઞાન માટે અભિમુખ કરે છે!! ૨ !!

ઉદ્ધતાઈ, નીચતા, સત્પુરુષ નહીં કરે ! વળી તેવો માણસ—જેને સંયોગે આ જ્ઞાન થયું—ઈશ્વરની કૃપાથી જેને સમજ પડી કે—આ સૃષ્ટિના ઈશ્વર અને પ્રકૃતિ મા બાપ છે તે મા બાપની આજ્ઞાનો સંપૂર્ણ અમલ કરવાનો પ્રયત્ન કરશે ! અર્થાત્ પ્રકૃતિ અને પરમાત્માના અવિચલ નિયમોને તે આધીન રહેશે ! આવા તો અનેક રમણીય વિચારો આ શ્લોકના ગર્ભમાં રહેલા છે ! આ ઉત્તમ વિચારોની સ્થિર સમજમાંથી પ્રાણીમાત્ર સાથે કેવી રીતે વર્તવું તેની સચોટ સમજ—અજ્ઞાને—જ્ઞાનીને આવવી જોઈએ ! પોતાના પરમપિતાની અખૂટ વિશ્વ સમૃદ્ધિથી તે માણસ સદા પ્રસન્ન રહેશે અને એક સપુતને છાજે એવું તેનું વર્તન હશે ! ॥ ૩ ॥

सर्वयोनिषु कौन्तेय मूर्तयः संभवन्ति याः ।
तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ॥ ४ ॥

હે કૌન્તેય ! બધીએ યોનિયોમાં જે આકૃતિઓ ઉપજે છે તેની માતા પ્રકૃતિ છે અને હું વીર્યપ્રદાતા પિતા છું. ॥ ૪ ॥

પરમપિતાની ઇચ્છા શિવાય કાંઈ થતું નથી એ વાત આગલા શ્લોકમાં કહી. એજ વાતને વળી કહી કરુણામય ભગવાન અર્જુનને સૃષ્ટિનું રહસ્ય સમજાવે છે. ભગવાન કહે છે કે હે અર્જુન ! તમામ યોનિમાં જે જે મૂર્તિઓ થાય છે તે બધાની મહદ્‌બ્રહ્મ—પ્રકૃતિ યોનિ છે અને હું બીજ આપનારો પિતા છું ! પહેલા શ્લોકમાં એમ કહ્યું કે પ્રકૃતિ એ મારી યોની છે અને તેમાં હું ગર્ભાધાન કરું છું, અને તેથી આખી સૃષ્ટિ થાય છે ! પરંતુ પ્રત્યક્ષ જોતાં તો પ્રાણીમાત્રમાં નરમાદાની જોડીથીજ સૃષ્ટિ થતી લાગે છે ! એમાં પ્રકૃતિ અને પરમાત્મા ક્યાં આવ્યા ? આવો વિચાર થવો કુદરતી છે ! કેમકે આપણે પ્રત્યક્ષમાની છીએ. આથી પહેલા શ્લોકનીજ વાતને સ્પષ્ટતાથી બીજામાં સમજાવે છે ! હું કહું છું તે હે અર્જુન ઠીક છે ! દરેક પ્રાણી તે તે જાતિનાં નરમાદાનાજ પ્રાકૃત્ય ધર્મથી ઉપજે છે એવું તને લાગે છે. પરંતુ તે તે પ્રાણીમાં સર્જન ઇચ્છા—હું બહુ થાઉં—અનેક થાઉં એ ચેતનધર્મ છે ! અને તે તે પ્રાણીના હૃદયમાં રહેલ પરમાત્માજ તે સિસૃક્ષાને ઉપજાવે છે. અને પ્રાણીમાત્રનું અંશી સ્વરૂપ પરમાત્મા છે. તેમનો નામરૂપ—દેહનું અંતિમ સ્વરૂપ—પ્રકૃતિ છે. એટલે પ્રાણીમાત્રની ઉત્પત્તિનું છેવટનું કારણ તો પરમાત્મા અને પ્રકૃતિ

જ છે. બાળકો કેવળ પ્રત્યક્ષમાની હોય. વિચારવૃદ્ધ તો કેવળ પ્રત્યક્ષમાની નથી હોતા પણ સર્વ પ્રમાણને માનનારા હોય છે ! અને આવા ગહન પ્રશ્નમા બાળકોનો અભિપ્રાય વજૂદ વગરનોજ હોય ! વિચારવૃદ્ધનો અભિપ્રાયજ પ્રમાણિક હોય ! અને પરમાત્મા કરતા વધારે વિચારવૃધ્ધ કોણ હોય ? અને પરમાત્મા કહે છે કે સર્વ યોનિમાં–મનુષ્યયોનિ–પશુયોનિ પક્ષીયોનિ–સ્થાવરયોનિમા જે વિવિધ વિલક્ષણ અવયવ વિન્યાસવાળા પ્રાણીના દેહો ઉપજે છે તે બધાની મૂળયોનિ સત્ત્વ, રજ, તમોગુણ, રૂપ પ્રકૃતિ છે અને તે તે યોનિમાં તે તે દેહની ઉત્પત્તિ માટે જે નિરતિશય વિચારરૂપી–તાપરૂપી–ઇક્ષણરૂપી વીર્ય જોઇએ તે વિચારરૂપી વીર્યનો આધાન કર્તા પરમાત્મા છે ! 'કેમ કેવીરીતે, શામાટે" વગેરે પૂછપરછને ત્યા અવકાશ નથી ! આવુંજ છે માટેજ–એજ હોઇ શકે માટે–આ શિવાયનું બીજું કશું ન હોઇ શકે–બસ આટલુંજ એના ઉપર કહી શકાય ! જેના હૈયામા પરમાત્મા સૃષ્ટિનો પિતા છે અને પ્રકૃતિ માતા છે એ સમજ સ્વભાવસિદ્ધ થઇ ગઇ તે પુરુષ વન્દ્ય છે તે સૃષ્ટિનો એક ચમત્કાર છે. એ અદ્ભુતશક્તિ–પરમાત્માનો અદ્ભુત કિમિયો છે–એમ જાણવુ. કેમકે તેવો પુરુષ વિશ્વકુટુંબી હશે અને આથીજ સૃષ્ટિને આશીર્વાદરૂપ હશે ! જે માબાપવાળો તે સનાથ અને માબાપ વગરનો તે અનાથ ! અનાથના દુખ જોયા જોવાય એમ નથી ! સહ્યાં સહેવાય એમ નથી ! માટે વિચારશીલ પુરુષ સનાથ હોવાનું સમજશે વિચારહીન અનાથ રહેશે. કેમકે અહીં તો 'છે અને નથી'ની–

ઉદ્દનાદ, નીચતા, સત્પુત્ર નહીં કરે ! વળી તેવો માણસ—જેને સાચેજ આ જ્ઞાન થયું—ઇશ્વરની કૃપાથી જેને સમજ પડી કે—આ સૃષ્ટિના ઇશ્વર અને પ્રકૃતિ મા બાપ છે તે મા બાપની આજ્ઞાનો સંપૂર્ણ અમલ કરવાનો પ્રયત્ન કરશે ! અર્થાત્ પ્રકૃતિ અને પરમાત્માના અવિચલ નિયમોને તે આધીન રહેશે ! આવા તો અનેક રમણીય વિચારો આ શ્લોકના ગર્ભમાં રહ્યા છે ! આ ઔદાતમ વિચારોની સ્થિર સમજમાંથી પ્રાણીમાત્ર સાથે કેવી રીતે વર્તવું તેની સચોટ સમજ ભક્તને–જ્ઞાનીને આવવી જોઇએ ! પોતાના પરમપિતાની અખૂટ વિશ્વ સમૃદ્ધિથી તે માણસ સદા પ્રસન્ન રહેશે. અને એક સુપુત્રને છાજે એવું તેનું વર્તન હશે ! ॥ ૩ ॥

सर्वयोनिषु कौन्तेय मूर्तयः संभवन्ति याः ।
तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ॥ ४ ॥

હે કૌન્તેય ! બધીએ યોનિયોમાં જે આકૃતિઓ ઉપજે છે તેની માતા પ્રકૃતિ છે અને હું વીર્યપ્રદાતા પિતા છું. ॥ ૪ ॥

પરમપિતાની ઇચ્છા શિવાય કોઇ થતું નથી એ વાત આગલા શ્લોકમાં કહી. એજ વાતને વળી કહી કરુણામય ભગવાન અર્જુનને સૃષ્ટિનું રહસ્ય સમજાવે છે. ભગવાન કહે છે કે હે અર્જુન ! તમામ યોનિમાં જે જે મૂર્તિઓ થાય છે તે બધાની મહદ્‌બ્રહ્મ–પ્રકૃતિ યોનિ છે અને હું બીજ આપનારો પિતા છું ! પહેલા શ્લોકમાં એમ કહ્યું કે પ્રકૃતિ એ મારી યોની છે અને તેમાં હું ગર્ભાધાન કરું છું, અને તેથી આખી સૃષ્ટિ થાય છે ! પરંતુ પ્રત્યક્ષ જોતાં તો પ્રાણીમાત્રમાં નરમાદાની જોડીથીજ સૃષ્ટિ થતી લાગે છે ! એમાં પ્રકૃતિ અને પરમાત્મા ક્યાં આવ્યા ? આવો વિચાર થવો કુદરતી છે ! કેમકે આપણે પ્રત્યક્ષમાની છીએ. આથી પહેલા શ્લોકનીજ વાતને સ્પષ્ટતાથી બીજામાં સમજાવે છે ! તું કહે છે તે હે અર્જુન ઠીક છે ! દરેક પ્રાણી તે તે જાતિનાં નરમાદાનાજ પ્રત્યક્ષ કર્મથી ઉપજે છે એવું તને લાગે છે. પરંતુ તે તે પ્રાણીમાં સર્જન ઇચ્છા—ફુલું ફાલું—અનેક થાઉં એ ચેતનધર્મ છે ! અને તે તે પ્રાણીના હૃદયમાં રહેલ પરમાત્માજ તે સિસૃક્ષાને ઉપજાવે છે. અને પ્રાણીમાત્રનું અસલી સ્વરૂપ પરમાત્મા છે. તેમનો નામરૂપ–દેહનું અંતિમ સ્વરૂપ પ્રકૃતિ છે. કોઇપણ પ્રાણીમાત્રની ઉત્પત્તિ જોતાં, તો પરમાત્મા અને પ્રકૃતિ

જ છે. બાળકો કેવળ પ્રત્યક્ષમાની હોય. વિચારવૃદ્ધ તો કેવળ પ્રત્યક્ષમાની નથી હોતા પણ સર્વ પ્રમાણને માનનારા હોય છે! અને આવા ગહન પ્રશ્નમાં બાળકોનો અભિપ્રાય વજૂદ વગરનોજ હોય! વિચારવૃદ્ધનો અભિપ્રાયજ પ્રમાણિક હોય! અને પરમાત્મા કરતાં વધારે વિચારવૃદ્ધ કોણ હોય? અને પરમાત્મા કહે છે કે સર્વ યોનિનાં–મનુષ્યયોનિ–પશુયોનિ પક્ષીયોનિ–સ્થાવરયોનિમાં જે વિવિધ વિલક્ષણ અવયવ વિન્યાસવાળા પ્રાણીના દેહો ઉપજે છે તે બધાની મૂળયોનિ સત્ત્વ, રજ, તમોગુણ, રૂપ પ્રકૃતિ છે અને તે તે યોનિમાં તે તે દેહની ઉત્પત્તિ માટે જે નિરતિશય વિચારરૂપી–તાપરૂપી–ઇક્ષણરૂપી વીર્ય જોઇએ તે વિચારરૂપી વીર્યનો આધાન કર્તા પરમાત્મા છે! 'કેમ કેવીરીતે, શામાટે" વગેરે પૂછપરછને ત્યાં અવકાશ નથી! આવું-'જ છે માટેજ–એજ હોઇ શકે માટે–આ શિવાયનું બીજું' કશું ન હોઇ શકે–બસ આટલુંજ એના ઉપર કહી શકાય! જેના હૈયામાં પરમાત્મા સૃષ્ટિનો પિતા છે અને પ્રકૃતિ માતા છે એ સમજ સ્વભાવસિદ્ધ થઇ ગઇ તે પુરુષ વન્દ્ય છે. તે સૃષ્ટિનો એક ચમત્કાર છે. એ અદ્ભુતશક્તિ–પરમાત્માનો અદ્ભુત કિમિયો છે–એમ જાણવું. કેમકે તેવો પુરુષ વિશ્વકુટુંબી હશે અને આથીજ સૃષ્ટિને આશીર્વાદરૂપ હશે! જે માબાપવાળો તે સનાથ અને માબાપ વગરનો તે અનાથ! અનાથનાં દુઃખ જોયાં જોવાય એમ નથી! સહ્યાં સહેવાય એમ નથી! માટે વિચારશીલ પુરુષ સનાથ હોવાનું સમજશે. વિચારહીન અનાથ રહેશે. કેમકે અહીં તો 'છે અને નથી'ની–

છે ભગવાન કહે છે કે હે મહાબાહો! અવ્યય હોઈને દેહમાં, પ્રકૃતિમાંથી પ્રકટેલા સત્વ, રજ અને તમરૂપી ગુણો અસત બાંધે છે। ગુણોની સામ્યાવસ્થા એટલે પ્રકૃતિ એ પ્રકૃતિમાં સમાયેલા એટલે કે આવિર્ભાવ પામેલા-ગુણ પ્રધાન ભાવે પ્રકટેલા-પરસ્પર ન્યૂનાધિકભાવે વ્યક્ત થયેલા હોઇને આ સત્વ, રજ અને તમ એમના ત્રણ ગુણો પુરુષને દેહમાં બાંધે છે એ પુરુષ સ્વરૂપે અવ્યય છે અવ્યય એટલે અવિનાશી છે એટલે કે જન્મથી માંડી વિનાશ પર્યન્તના બધા ભાવવિકારથી પર છે આવા અવ્યય પુરુષને આ ગુણો દેહમાં કસીને બાંધી રાખે છે દેહ પ્રકૃતિનું પરિણામ છે। ગુણ શબ્દનો સંસ્કૃત ભાષામાં બીજો અર્થ રસી-દોરડું થાય છે, જેમ દોરડું વાછરડાને થાંભલા સાથે બાંધેલું-મજબુત બાંધેલું રાખે છે તેમ દેહરૂપી થાંભલા સાથે આ ત્રણ ગુણનું વણેલું મજબૂત દોરડું, અવ્યય વત્સરૂપ પુરુષને દૃઢપણે બાંધી રાખે છે આ ત્રણગુણોનું બંધન સામાન્ય નથી। એ બંધન અદ્ભુત છે। પ્રતિક્ષણ અનુભવાય છે થાંભલાએ દોરડાથી બંધાયલું વાછરડું જેમ દોરડાની સીમાથી દોરાતા વર્તુલની બહાર પ્રયત્ન છતાં પણ જઈ શકતું નથી તેમ દેહરૂપી સ્તંભ, સાથે ગુણરૂપી રસીથી બંધાયેલું જીવરૂપી પ્રકૃતિ-ગાયનું વાછરડું તે રસીની સીમાથી દોરેલા વર્તુલની બહાર નથી જઈ શકતું। અને આથી તે જીવ-વત્સ સ્વરૂપે સર્વજ્ઞ સર્વશક્તિ પરમાત્મા હોવા છતાં પણ અલ્પજ્ઞ-અલ્પ શક્તિ-કૃપણ થાય છે। અર્થાત્ જીવનો-ક્ષેત્રજ્ઞનો-પુરુષનો દેહાત્મભાવ ગુણોના બંધનને લીધે થાય છે ગુણની રસીને છેદવા માટે પ્રત્યેક પુરુષનો પ્રયત્ન છે. જે છૂટે તે મુક્ત છે બીજા બધા બદ્ધ છે એટલે સ્વરૂપે તેવા નહીં છતાં તેવા દેખાય છે અને એજ માયા-પ્રકૃતિ-ગુણોની અદ્ભુતતા છે! ॥ ૫ ॥

तत्र सत्त्वं निर्मलत्वात्प्रकाशकमनामयम् ।
सुखसङ्गेन बध्नाति ज्ञानसङ्गेन चानघ ॥ ६ ॥

છે. પણ એ ગાંઠને છોડવાની—અગર તો છેદવાની રીત ન આવડતી હોય તો તેમાંથી છૂટવાની બદલે માણસ વધારે બંધાતો જાય છે. આથી કઇ દોરીનો કેટલો પાશ છે—કઇ દોરી કેવી છે—એ જાણવું રહ્યું. જાણ્યા પછી તે દોરીને જેવી રીતે પકડીને એ ગાંઠ છોડી નાખવી જોઇએ એ સમજે. અર્થાત્ સત્વ, રજ, તમરૂપ ત્રણ ગુણોનું સ્વરૂપ ધ્યાનમાં આવવું જોઇએ. અને એ પુરૂષને કઇ રીતે બાંધે છે એ બંધનનો પ્રકાર સમજાવો જોઇએ. એ જો થાય તો પ્રયત્ન અને પ્રયત્ન પાછળ સદા અનુસરતી ઇશ્વર કૃપાથી પુરૂષનો છૂટકારો થાય. આથી હવેના શ્લોકમાં પરમપિતા ગુણોનું સ્વરૂપ અને તેમનો બંધનનો પ્રકાર બતાવતાં અનુક્રમે કહે છે કે હે નિષ્પાપ અર્જુન ! તે ત્રણ ગુણો પૈકી સત્વગુણ નિર્મલ હોવાને કારણે પ્રકાશક અને અનામય છે. અને તે સત્વગુણ સુખસંગથી અને જ્ઞાનસંગથી માણસને—પુરૂષને બાંધે છે ! સત્વગુણ સ્વરૂપે નિર્મલ છે ! મેલ વિનાનો છે. એટલે કે સ્વચ્છ છે. અર્થાત્ વિવેકના પ્રકરણમાં જે મેલનો ઉલ્લેખ હોય તે કપડાં ઉપર લાગે તેવો તો નજ હોઇ શકે ! આ મેલ તે રજોગુણ અને તમોગુણનો મેલ છે ! સત્વગુણ મૂળરૂપે રજોગુણ અને તમોગુણના કાર્યો—કે જેનો ઉલ્લેખ આગળ આવનાર છે—તેમનાથી અસ્પૃષ્ટ છે. અને આથી એ ગુણ અત્યંત સ્વચ્છ છે ! એ ગુણ જ્યારે હૃદયમાં ઉભરાય છે ત્યારે તે કાર્યદ્વારા અનુભવાય છે. એક તો પ્રકાશરૂપે અને બીજું અનામયરૂપે—અર્થાત્ જ્યારે હૈયામાં સત્વગુણનો ઉભરો આવે ત્યારે બુદ્ધિ—અહંકાર—મન—ઇન્દ્રિયો દેહ વગેરે બધાં હલકાં લાગે છે. સૌ પોતપોતાનું કાર્ય યથાર્થ રીતે કરે છે. માણસમાં તે વેળા આંતર—અલૌકિક પ્રકાશ જેવો લાગે છે. તે વેળા દેહથીમાંડી બુદ્ધિસુધીના તમામ પદાર્થો સ્વચ્છ અનુભવાય છે. જ્ઞાનમય પ્રકાશથી ભરપૂર અનુભવાય છે. અને ચિત્ત શાન્ત—એકાગ્ર—ધ્યેયાભિમુખ થઇ જાય છે ! તે ઉપરાંત જ્યારે સત્વગુણનો ઉભરો થાય છે ત્યારે શરીર મન ઇન્દ્રિયો વ્યાધિ વિનાનાં અનુભવાય છે. વ્યાધિ તમોગુણનું ચિન્હ છે. સત્વના ઉદ્રેક વખતે તમોગુણ શાન્ત હોવાથી તેના કાર્યરૂપ વ્યાધિ વગેરે ઉપદ્રવો ધમસાણ મચાવતા નથી. આથી જ્યારે દેહથીમાંડી બુદ્ધિ પર્યન્તના તમામ પદાર્થો કુદરતી પ્રસન્નતામાં હોય—જ્ઞાનની ચમકથી ચમકીલાં હોય હલકાં ફુલજેવાં લાગે એટલાં હલકાં લાગે, કે તે બધાનું અસ્તિત્વ પણ ન લાગે—નાસા ઉપર પડેલા રૂનાં તાંતણાનું જેમ આપણને ભાન નથી રહેતું તેમ સત્વગુણની પ્રશાંત અવસ્થામાં શરીર ઇન્દ્રિય વગેરેનું ભારરૂપ અસ્તિત્વ પણ ન લાગે અને શરીરમાં સ્ફુર્તિ અને નીરોગિતા અનુભવાય ત્યારે

मम योनिर्महद्‍ब्रह्म तस्मिन्गर्भं दधाम्यहम् ।
संभवः सर्वभूतानां ततो भवति भारत ॥ ३ ॥

હે ભરતવંશોદ્‍ભવ ! મહાન પ્રકૃતિ એ મારી યોનિ છે તેમાં હું ગર્ભ મૂકું છું. તેનાથી બધાં પ્રાણીઓનો જન્મ થાય છે. ॥ ૩ ॥

આગલા શ્લોકમાં ભગવાન જે જ્ઞાન કહેનાર છે તે જ્ઞાનને આધારે જીવનારે ઈશ્વરે બને છે અને જન્મ મરણથી લેપાતા નથી એવું વિધાન કરી અર્જુનને એ જ્ઞાન સાંભળવા ઉત્સુક બનાવ્યો. એ જ્ઞાનને સ્પષ્ટ રીતે કહેવાની હવે શરુઆત કરે છે ભગવાન કહે છે કે હે અર્જુન ! મહદ્‍બ્રહ્મ એ મારી યોનિ છે તે યોનિમા હું ગર્ભનું આધાન કરું છું, હે ભારત ! તે ગર્ભાધાનથી સર્વભૂતોનો સંભવ થાય છે મહદ્‍બ્રહ્મ શબ્દનો અર્થ પ્રકૃતિ થાય છે પ્રકૃતિ એ પરમાત્માની યોનિ છે. એ પ્રકૃતિરૂપી યોનિમાં પરમાત્મા ગર્ભાધાન કરે છે બ્રહ્માથી માંડીને સ્થાવર સુધીના તમામ સ્થાવર જંગમ પ્રાણીના જન્મમાં કારણરૂપ જે વીર્ય–બીજ–તે વીર્ય–તે બીજ પ્રકૃતિરુપી યોનિમાં પરમાત્મા મૂકે છે આવો આનો શબ્દાર્થ થયો એમાં સમજવા જેવું ઘણુ છે ! પ્રાણીમાત્રની ધાત્રી–માતા પ્રકૃતિ છે અર્થાત્ પ્રાણીમાત્રનાં કલેવર પ્રકૃતિથી ઘડાય છે. એ પ્રાણીમાત્રના જન્મના કારણરૂપ પિતા તે પરમાત્મા છે. અર્થાત્ પરમપિતા પરમાત્મા અને પરમમાતા પ્રકૃતિના સંયોગથી પ્રાણીમાત્ર નીપજે છે અર્થાત્ જેમ સ્ત્રી પુરુષના સહવાસથી પ્રજોત્પત્તિ થાય છે તેમ પ્રાણીમાત્રની ઉત્પત્તિ પરમાત્મા અને પ્રકૃતિના સહવાસથી થાય છે ફેર એટલો કે સંસારી માતા પિતાની પ્રજા ગ્રામ્ય ધર્મથી નીપજે છે જ્યારે આ ઉત્પત્તિ એ ગ્રામ્ય ધર્મથી થતી નથી ! પરમાત્મા જે બીજ પ્રકૃતિરૂપી યોનિમા મૂકે છે તે બીજ પ્રાકૃત નથી ! પરંતુ જેને વેદમાં કામ–સંકલ્પ–ઈક્ષણ વગેરે નામથી ઓળખવામાં આવે છે તે છે અર્થાત્ પરમાત્માની સિસૃક્ષા–સૃષ્ટિને સરજવાની ઈચ્છા એજ બીજરૂપે છે ! પરમાત્મા જ્યારે ઈચ્છે કે હું એક છું, અનેક થાઉં ત્યારે તે અનેક કેવી રીતે થાઉં એવું વિચારમય તપ કરે છે. અને એ વિચારાત્મક તપ પ્રાણીમાત્રની ઉત્પત્તિનું વીર્ય છે ! અર્થાત્ પ્રાણીમાત્ર પરમાત્માના વિચાર પુત્ર છે વિકાર પુત્ર નથી ! અનન્ત નામરૂપે અનન્ત

બાજુના પાનાપર મથાળે અધ્યાય ૧૩ ને બદલે અધ્યાય ૧૪ મો વાચવો.

પ્રાણીને સર્જવામાં જે વીર્ય જોઇએ છે તે વીર્ય ભૌતિક હોઇ શકે નહીં ! એ વીર્ય એ વિચાર વીર્ય-સંકલ્પ વીર્ય-અભિધ્યાન વીર્ય-તપો વીર્ય-ઇક્ષણ વીર્ય-વગેરે નામોથી પ્રસિદ્ધ વીર્ય જ હોઇ શકે છે ! જ્યાં પરમાત્મામાં આ વિચારવીર્ય ઉપજે કે સતી પ્રકૃતિ તે સર્જને તે તે સંકલ્પાનુરૂપ આકાર આપવામાં સદા સર્વદા સર્વત્ર બદ્ધાન્જલિ ખડી રહે છે ! અને અનન્ત બ્રહ્માંડનાં સર્જનો આખના પલકારામાં થાય છે ! સર્વજ્ઞ અને સર્વશક્તિ પરમપિતાના સંકલ્પે સર્જવતી પ્રકૃતિ બ્રહ્માથી માંડીને ઘાસના તણખલાં સુધીની સમસ્ત સૃષ્ટિની જનેતા બને છે ! પરમાત્માનું આ ઇક્ષણ અગાધ છે-અમેય છે- અનવગાહ્ય છે-આપણી અલ્પ અને અત્યંત તુચ્છ સમજ શક્તિ એને સમજવા સમર્થ નથી ! સૃષ્ટિની એકેએક ચીજ-પરમપિતાના સંકલ્પની સાક્ષી છે ! એકે એક વસ્તુ મહાનમાં મહાન સૃષ્ટિની રોડને પણ છક્કડ ખવડાવે છે ! અનન્ત આકાર અનન્ત નામની પાછળ કયો અને કેવો સંકલ્પ છે તેની આપણને સમજ પડતી નથી ! બસ વસ્તુમાત્ર પરમાત્માની ઇચ્છાથી-તેના વિચાર વીર્યથી ઉપજે છે ! આ સમજમાથી ભક્તને માટે-સાધકને માટે તો અનેક પ્રેરણાઓ નીકળી આવે છે ! સમજુ સાધક-કદી આ સૃષ્ટિ કેવી રીતે ઉપજે છે તે જાણવાની ફીકર કરશે નહીં ! જેમ બાળક પોતાના માબાપ કેવી રીતે પોતાના ભાઇ ભાંડુને ઉપજાવે છે એ જાણવાની નીચ મનોવૃત્તિ સેવતું નથી તેમ પરમાત્માનો ભક્ત કદી પરમાત્મા આ બધું પ્રકૃતિદ્વારા કેવી રીતે ઉપજાવે છે એ જાણવાની ઉચ્છિષ્ટ-એઠી વૃત્તિ નહીં રાખે. તેને માટે મારે માબાપ છે એટલું બસ છે. બીજું જેને આટલી સમજ પડીજ કે પરમાત્મા એ મારો પિતા છે અને પ્રકૃતિ એ મારી માતા છે તેને માટે એ માતા પિતા-ની સારી સૃષ્ટિ એ કુટુંબજ હશે ) અને વિશ્વકુટુંબના પ્રત્યેક સભ્યને તે ભાઇભાંડુંજ ગણશે ! તેમની સાથેના વ્યવહારમાં સહોદરની ભાવનાજ તેને માટે મુખ્ય હશે ! વળી તે કોઇ પ્રાણીને તિરસ્કારની દૃષ્ટિથી નહીં જુવે-કોઇ પ્રાણીની અસ્તિની શી જરૂર છે એવો-નીચ વિચાર પણ નહીં કરે ! કેમકે તેને ખબર હશે-તેને સમજ હશે-કે પરમાત્માની અમુક પ્રાણીદ્વારા-અમુક વસ્તુદ્વારા અમુક યોજના હશેજ. એટલે સૃષ્ટિમા નિરર્થક કોઇ વસ્તુ નથી ! બધાની અસ્તિ સાર્થક છે-આપણે જ્યારે કોઇની અસ્તિને પડકારીએ છીએ ત્યારે પરમાત્માના સિદ્ધ સૃષ્ટિસંકલ્પને પડકારીએ છીએ ! અને પરમ પિતાના સિદ્ધ સંકલ્પને પડકારવાનું સાહસ,

જાણવું કે સત્વગુણનો ઉદ્રેક થયો છે! આવો ઉલટો ચિરંજીવી હોય તો તે એક શુભ લક્ષણ છે। પરંતુ સાધક જાણે કે આ નિર્મલ પ્રકાશક—અને નિરુપદ્રવ સત્વગુણ પણ પુરુષને જકડીને બાંધી નાખે છે! સોનાની હોય તેથી સાંકળ સાંકળ મટી જતી નથી। અને એને કાટ ખાઈ જતાં કેટલો વાર લાગે! આથી વિવેકી મુમુક્ષુઓએ આવી સુખાભિપૂર્ણ અવસ્થાથી લોભાઈને આંધળા થઈ જવાનું નથી! એનું તો ઉત્તરનું ધ્યેય મટકવાનું છે તે ઉત્તરનું ધ્યેય તે અચ્યુત સ્વરૂપનિત્ય છે આત્મા તો ગુણ નથી. પછી ભલે તે ગુણ ગુણોમાં સૌથી સારો સત્વગુણ હોય! આથી સત્વપૂર્ણ અવસ્થાના સોનેરી દેખાવથી સાધક એસની સાથે માંડવાળ કરવાની નથી! સત્વને રોજ વધારતા જઈ મનદ્વારાજ સત્વને ત્યજવાનો છે! અર્થાત્ જેમ જેમ સત્વગુણની વૃદ્ધિ થશે તેમ તેમ જ્ઞાનની શુદ્ધિ થતી જશે. અને જ્ઞાનની વૃદ્ધિની સીમા સંપૂર્ણ વિવેકનિષ્ઠામાં આવશે. એ વિવેકની પ્રાપ્તિથી સત્વનો સંગ પણ માણસને છૂટશે અને ફરી તેના મૂળસ્વરૂપમાં હતો તેવો પાછો આવી જશે. આ શ્રદ્ધા ધીરજ પ્રયત્ન અને ઈશ્વર કૃપાનો પ્રયોગ છે આથી ભગવાન સાધકને અર્જુનદ્વારા ચેતવે છે કે તે સત્વગુણ પણ બાધક છે કેમકે બીચારો સત્વગુણ પણ શું કરે! તે પણ પોતાનો સ્વભાવ તો છોડીજ ત્યજી શકે? અને ગુણનો સ્વભાવજ બાંધવાનો છે. આથી સત્વને સેવે પણ સત્વની પણ ઉત્તરની દોસ્તી તજવાની છે, એ ધ્યેય સાધક સંભાળે એમ અહીં પરમાત્માની સૂચના છે! એ સત્વગુણ પુરુષને કેવી કેવી રીતે બાંધે છે? ભગવાન કહે છે સુખ અને જ્ઞાનના સંગથી પુરુષને તે બાંધી રાખે છે! અર્થાત્ સત્વ ગુણના ઉભરામાં આસક્તિવાળો—તેમાં ચોટી બેઠેલો—તેની સાથે ચીકટી બેઠેલો, તેને પોતાનું સ્વરૂપ છે એવી ભ્રાન્તિથી વળગી રહેલો—સજ્જડ બેઠી રહેલો પુરુષ મનમાં હમેશાં 'મને સુખ મળો' એવી ભાવના કર્યા કરશે. મને 'સર્વ પ્રકારનું સુખ હો' એ આકારનું સત્વગુણનું બન્ધનમધુરું દોરડું છે! પણ આ આકારના ભાનમાં પણ તૃષ્ણા કુમારીનું આખું—ઘેરું મધુર—સ્વરૂપ સફળ, રૂપાળું સુખડું છુપાયું છે અને તે માણસના આત્માને પોતાની સાથે ચોટેલો રાખે છે! અને સહેજપણ વળગેલું પુરુષનું સ્વરૂપ સહી શકતું નથી! સ્વરૂપ તે સ્વરૂપજ! સત્ય તે સત્યજ! સહેજસહાજ પણ માંડવાળથી સત્ય છંછેડાઈ જાય છે! આથી અતિ સૂક્ષ્મજ સુખ સંગ તે પણ વિવેકીને માટે તો બન્ધનજ છે! અને તે ઉપરાંત આ અવસ્થા માણસનામાં જ્ઞાનસંગ પણ

ઉપજાવે છે ! અર્થાત્ દેહથી માંડીને પ્રકૃતિ પર્યન્તના પદાર્થોના સુસ્પષ્ટ જ્ઞાનમાં પણ માણસોને આસક્તિ ઉપજાવે છે. અર્થાત્ જ્ઞાન જ સર્વાર્થનું સાધક છે એવો ભ્રમ ઉપજાવે છે. જ્ઞાન-કર્મશૂન્ય-જ્ઞાન જીવનનું લક્ષણ નથી ! મોતનું ચિન્હ છે ! અને જ્ઞાનથી પણ કરવું શું છે ! કેમકે જ્યાં સુધી પ્રકૃતિ પર્યન્તનાં પદાર્થનું જ્ઞાન છે ત્યાં સુધી જ્ઞેયની વળગણ રહેવાની જ અને જ્ઞેય તો પ્રકૃતિ છે ! આથી પ્રકૃતિની છગી અંતરમાંથી જ્યાં સુધી જ્ઞાનવૃત્તિ રહેવાની ત્યાં સુધી ન ભૂંસાવાની. આથી સ્વરૂપ જ્ઞાનમાં છિદ્ર પડવાનું ! આમ જ્ઞાને પણ સ્વરૂપ નિષ્ઠામાં છિદ્ર પાડતું હોવાથી વિવેકને માટે આદ્ય નથી ! તે તો નમસ્કાર કરે છે સર્વ જ્ઞાનને ! દીકરીને [illegible] હંમેશને માટે દીકરીમાં [illegible] છે તેમ સત્વગુણ અને [illegible] સાથે પરણાવી, તેને [illegible] સીમાના પાધરેથી રડતાં [illegible] પરમાત્માનો સદાયોગ અજ પુરુષનો યોગ અર્થાત્ સ્વરૂપમાં છવટનો-અહર્નિશ એજ તેનું અંતિમ ગન્તવ્ય ! વન્દન હજો તે ઇશ્વરના લાલને જેણે આવી સ્વરૂપનિષ્ઠા જીવતાંજીવત અનુભવી છે ! વન્દન હો તે જનેતાને જેણે આવાને જણ્યો ! આમ સત્વગુણ પણ બંધક છે એમ બતાવતાં દયામય ભગવાન અર્જુનને અનઘ વિશેષણથી સંબોધે છે ! અર્થાત્ હે નિષ્પાપ ! તું હવે એ સત્વગુણને પણ ઓળંગી જજે. સત્વગુણ પણ સ્વરૂપનિષ્ઠાની દ્રષ્ટિએ તો પાપમય છે. કેમકે પ્રકૃતિ ક્ષણ પરિણામી છે. સત્વ ઉપરથી તમોગુણ ઉપર ભુસકો મારતાં એને અડવાર લાગતી નથી ! ॥ ૬ ॥

रजो रागात्मकं विद्धि तृष्णासङ्गसमुद्भवम् ।
तन्निबध्नाति कौन्तेय कर्मसङ्गेन देहिनम् ॥ ७ ॥

હે કુન્તીપુત્ર ! રજો ગુણને રાગરૂપી, તૃષ્ણા અને આસક્તિનો ઉત્પાદક જાણ. તે કર્મમાં આસક્તિ વડે દેહીને બાંધે છે. ॥ ૭ ॥

આગલા શ્લોકમાં નિર્મલ હોવાથી સત્વગુણ પ્રકાશક અને નીરોગી છે અને તે પુરુષને સુખ અને જ્ઞાનમાં સંગે બાંધે છે એમ ભગવાને કહ્યું...

હવે રજોગુણનું સ્વરૂપ અને તેના બંધનનો પ્રકાર વર્ણવતાં કહે છે-હે કુન્તીપુત્ર ! રજોગુણને રાગાત્મક જાણ. તે તૃષ્ણા અને સંગનો ઉપજાવનાર છે. તે દેહીને-પુરૂષને કર્મસંગવની દેહમાં સજ્જડપણે બાંધે છે રાગ એ એ રજોગુણનું નિજરૂપ છે. રાગ એટલે વિષયોની ઇચ્છા. વિષયોમાં માણસના મનને ચોંટાડી રાખનાર, અત્યંત ચીકણો, કેમેય ફીટે નહીં એવો જે પ્રકૃતિનો ગુણ તેને રજો ગુણ કહેવામાં આવે છે. અર્થાત્ માણસને વિષયોમાં-દુનીયાના ક્ષણિક પદાર્થોમાં ચોંટાડી રાખનાર પદાર્થ એટલે રાખનાર પદાર્થોમાં ચોંટાડી રાખનાર પદાર્થ એટલે રાગ. કામ-ગર્ધા-અભિલાષા-સ્પૃહા વગેરે બધા તેનાજ પર્યાયો છે એ રજોગુણ તૃષ્ણાનો ઉપજાવનાર છે તૃષ્ણા એટલે કે એક વખત જે વસ્તુ-મળી હોય તેવીજ ન મળેલી વસ્તુને માટે નિરંતર ઝંખના પ્રાણીમાત્રને આ તૃષ્ણા વરેલી છે. અને છતાં હજુય કુંવારી છે ! કોઇએ તૃષ્ણાનું પેટ ભર્યું હોય એવી સાક્ષી નથી. તૃષ્ણા સદા અતૃપ્તજ રહે છે. અને તૃષ્ણાના સ્વરૂપો અનન્ત છે અનન્ત બ્રહ્માંડના અનન્ત પદાર્થોની પ્રાપ્તિ માટે મન ઝપ મારેજ છે. એ દુષ્પૂર-ખાઉધરી તૃષ્ણા રજોગુણની પુત્રી છે ! રજોગુણ એકલી તૃષ્ણાનેજ નહીં સાથે-સાથે સંગને પણ જન્મ આપે છે. તૃષ્ણા પ્રાપ્ત થયેલ સજાતીય અપ્રાપ્ત. વસ્તુને માટે વલખાં મરાવે છે સંગ તેના કરતા એક ડગલું આગળ વધે છે. પ્રાપ્ત થયેલ વસ્તુનો કદી વિયોગ ન થાય-સદા આપણીજ રહે-એવા પ્રકારની પ્રાપ્ત થયેલ વસ્તુમાં અત્યંત પ્રીતિ-આસક્તિ-વળગણ એટલે સંગ. પ્રાપ્ત વસ્તુમાં નિત્ય વધનારી પ્રીતિ-અતિશય-માત્રાથી પણ અધિક વળગણ એટલે સંગ. આ પદાર્થોની કદી ન છીપનારી તરસ અને કદી ન છૂટનારી વળગણ રૂપી તૃષ્ણા અને સંગનો જન્મદાતા રજોગુણ છે ! રજોગુણ કર્મસંગરૂપે બંધનવતી માણસને દેહમા બાંધી રાખે છે ! પરવશ બનાવી દે છે ! કર્મસંગ એટલે પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ ફળવાળાં તમામ કામ્ય કર્મોમાં અતિશય પ્રીતિ. અર્થાત્ કામ્ય કર્મમાં અતિશય પ્રીતિ. કામ્ય કર્મોદ્વારાજ હું ઇચ્છિત પદાર્થોને મેળવીશ એવો આગ્રહ. ટુંકમાં સ્વાર્થની પરમહદ જે માણસનામા રજોગુણની માત્રા વધારે હોય તેની દૃષ્ટિ સ્વાર્થમય બને છે. તેને સ્વાર્થ શિવાય કશું સુઝતું નથી ! સ્વાર્થની પ્રાપ્તિ માટે વલખાં મારતું માણસ અત્યંત કૃપણ છે ! બીચારૂં છે. દયાખાવા જેવું છે ! કેમકે તે માણસ ઓછું છે. તેનામાં જનાવરનો અંશ વધારે પડતો હોય છે ! માણસ થઇને જે માણસાઇથી વેગળો રહે તે માણસાઇની કિંમત

નથી પીછાનતો. માણસાઇના તેમાં મૂલ્યાંકન અધૂરાં છે. માણસાઇની અધૂરી ઉંધી કિંમત આંકીને પ્રવર્તતો મનુષ્ય મનુષ્ય જન્મના પરમ ધ્યેયથી ભ્રષ્ટ થઇ સ્વાર્થાંધ કેવળ મતલબીઉં જીવન ગાળે છે ! અને મરતાં સુધી તેની કામ્ય-સ્વાર્થી કર્મોમાંથી વળગણ છૂટતી નથી ! જીવનનું ધ્યેય ન સમજાવું અને કેવળ હુંમાંજ દુનિયાની સમાપ્તિ થઇ જવી એ રજોગુણનું બન્ધન છે ! માણસના જ્ઞાનને મર્યાદિત કરી તેને સ્વાર્થ સાધનમાં રચ્યો-પચ્યો રાખનાર બન્ધક ગુણ તે રજોગુણ જેનું જ્ઞાન બંધાયલું હું-હુંની કલ્પેલી મર્યાદામાંથી રજમાત્ર પણ આગળ ન વધે અને એ હુંની તૃપ્તિ માટે સદા પ્રયત્ન કરે તે રજોગુણી માણસ આમ રજોગુણ માણસને હું-હુંપણામાં ઝકડી નિરન્તર કામ્યકર્મમાં જોડી રાખી દેહમાં વળગેલો રાખે છે। આથી એનું બન્ધન અત્યંત આકરું છે ! એમ ભગવાન કહે છે ! ॥ ૭ ॥

तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ।
प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥ ८ ॥

હે ભારત ! તમો ગુણને તો અજ્ઞાનનો જનક, સર્વ દેહીઓને મોહ કરાવનાર જાણ. તે પ્રમાદ આળસ અને નિદ્રા વડે પુરુષને બાંધે છે. ॥ ૮ ॥

રજોગુણનો બન્ધન પ્રકાર સમજાવ્યો હવે ગુણોમાં સૌથી વધારે ભયંકર જેનું બન્ધન છે એવા તમોગુણનું સ્વરૂપ અને બન્ધન પ્રકાર બતાવે છે ભગવાન કહે છે કે હે ભારત ! તમોગુણને તુ અજ્ઞાન નીપજાવનાર જાણ. સર્વ દેહીઓને મોહમા રાખનાર જાણ. પ્રમાદ-આલસ અને નિદ્રા એ ત્રણ પ્રકારે તે પ્રાણીમાત્રના દેહમાં આત્માને જકડીને બાંધી રાખનાર છે ! અર્થાત્ તમોગુણ અજ્ઞાનજનક છે જ્ઞાન એટલે યથાર્થ સમજ. તેનાથી ઉલટું તે અજ્ઞાન અર્થાત્ જૂઠી સમજ. એ જૂઠી સમજને ઉપજાવનારો-ખોટી સમજને જન્માવનારો તમોગુણ છે ! એટલે કે તમોગુણ જ્ઞાનનું આવરણ છે- જ્ઞાનને ઢાંકનારી પીછોડી છે ! વળી જ્ઞાનને ઢાંકી દઇ તમોગુણ વધારે જે કરે છે તે મોહ- મોહ એટલે પુરુષને ઉંધી સમજણે દોરનારો છે ઉલટી-જે વસ્તુ જેવી છે તેવી ન બતાવતા તેનાથી તદ્દન ઉલટી બનાવવાનુ અદ્ભુત સામર્થ્ય મોહમા છે ! મોહનો આખો અંધન્ય

વસ્તુમાત્ર ઉપર મિથ્યાપણાને આરોપી તે મુજબ વ્યવહાર કરે છે ! આ મોહ પ્રાણીમાત્રને પાડે છે ! અને આથીજ ભગવાન કહે છે કે સર્વ દેહીઓને મોહમાં રાખનાર આ તમોગુણ છે ! આમ જે ગુણ માણસની યથાર્થ જ્ઞાનશક્તિને ઢાંકી દે અને એ જ્ઞાન શક્તિને ઢાંકી દઈ પછીથી ખોટા ખોટા ખ્યાલોની પરંપરા ઉપજાવે તે તમોગુણ છે ! એ તમોગુણનો પહેલો પાશ છે પ્રમાદ ! પ્રમાદ એટલે પ્રાપ્ત થયેલું કર્તવ્ય ન કરવું તે. પ્રાણી માત્રને કાંઈને કાંઈ કર્તવ્ય–કરવા યોગ્ય કર્મ, કુદરતી રીતે અને શાસ્ત્રોદ્વારા પ્રાપ્ત થયેલું છે ! કર્તવ્ય કરવાને માટે તો સૌનો જન્મ છે ! બસ એ કર્તવ્ય કર્મ ન કરવાની ટેવ પાડવી તેનું નામ પ્રમાદ છે ! સવારે વ્હેલા ઉઠવું જોઈએ–પ્રભુ પ્રાર્થના કરવી જોઈએ એ માણસને માટે પ્રાપ્ત કર્તવ્ય છે ! પણ તે વહેલો ન ઉઠે પ્રાર્થના ન કરે એ પ્રમાદનો મહિમા છે ! આતો સામાન્ય વાત થઈ ! મનુષ્યનું ખરું અને ઉંચામાં ઉંચું પ્રાપ્તકર્તવ્ય તો પ્રભુપ્રાપ્તિ છે ! મનુષ્ય છે ને પ્રાપ્ત–કર્તવ્ય જે કરતો નથી. તે પણ પ્રમાદનો પ્રભાવ ! જેની વિવેક બુદ્ધિ મન્દ, જેની જાગૃતિ ઓછી જેની ગફલતા વધુ તે પ્રમાદનો શિકાર થયા વિના રહેતો નથી ! આથી વિવેકી–માણસે પ્રમાદને હાંકવાને માટે ભગીરથ પ્રયત્ન કરવા પડે છે ! ઇશ્વર પ્રાપ્તિમાં વિલંબ પણ પ્રમાદનું જ કર્તૃક છે, એટલું બધા સમજી લે. તીવ્ર વિવેક, જાગૃત મન, બેભાનપણાનો અભાવ વગેરે અપ્રમાદી બનવા માટે જરુરી છે ! ધ્યેયનું સતત ચિન્તન પણ પ્રમાદમાંથી બચવાને માટે જરુરી છે ! ભગવાન કહે છે કે પ્રમાદ એ તમોગુણનું ફરજંદ છે અને એ પાશે બંધાયેલો ઘણી મહેનતે છૂટે છે ! પ્રમાદ પછીની અવસ્થા તે આલસ. આળસ એટલે ઉદ્યોગ કરવા માટે અતૈયારી. મન શરીર ઇન્દ્રિયો તમોગુણના ઉભરાને લીધે ભારી રહે એટલે ઉદ્યોગ કરવાનું માણસને સુઝેજ નહીં. અને ઉદ્યોગ શબ્દ પણ એના મૂલ અર્થમાં સમજી લેવો રહ્યો. ઉત્ અને યોગ એવા શબ્દોનો એ બનેલો છે. ઉત્ એટલે ઉંચો યોગ એટલે જોડાણ. ઉચ્ચની સાથે જોડાણ કરી આપે એવી પ્રવૃત્તિનું નામ ઉદ્યોગ છે ! ઉચ્ચ તો છેવટની દૃષ્ટિએ જોતાં પરમપિતા પરમાત્મા છે. એ પરમાત્મા સાથે જોડાણ કરી આપે એવી પ્રવૃત્તિનું નામ ઉદ્યોગ છે ! શરીર મન ઇન્દ્રિયોની પ્રવૃત્તિ પરમાત્માના જોડાણ માટે હોવી ઘટે. આળસ માણસને આ ઉદ્યોગમાંથી હેઠે પાડે છે. અને છેવટે એ એટલું વધી જાય છે કે માણસનો જન્મ ખટુંવાનાં જાળામાંના આંચળની

નિરર્થક થઇ જાય છે। આથી આળસને મહાન શત્રુ તરીકે લેખવામાં આવે છે અને ઉદ્યોગને સુહૃદ તરીકે માનવામાં આવે છે, આ આળસ પણ તમોગુણની માત્રા વધવાથી સ્થિર થાય છે અને માણસ ઉત્તરોત્તર જડપ્રાતું જાય છે આથી ભગવાન આળસને બંધક બનાવે છે। પ્રમાદની જ ગાઢી અવસ્થા આળસ છે। આળસની ઘનઅવસ્થા એ નિદ્રા છે નિદ્રા પણ તમોગુણનીજ દીકરી છે। નિદ્રા આવશ્યક છે પણ દિવસેરાત ઉંઘ્યાજ કરવું એવો એનો અર્થ નથી। વળી નિદ્રા એટલે સામાન્યપણે જાગૃતિનો અભાવ। માણસે જે પરમતત્ત્વ તરફ સદા જાગૃત રહેવું જોઇએ તેના તરફ જાગૃતિનો અભાવ એટલે નિદ્રા અર્થાત્ મનુષ્ય અહીં સ્વરૂપની ઓળખ માટે અવતર્યો। એ ઓળખ એને છેવટ સુધી ન થાય એટલે એ આખો જન્મારો જાગતે છતાં ઉંઘેજ ગણાય। અને આ સ્વરૂપ તરફ આંખમીંચામણા એટલેજ સાચી ઉંઘ છે આ ઉંઘ તમોગુણમાથી જન્મે છે। અને જેને આ ઉંઘની ટેવ પડી ગઇ તે ખોવાઇ ગયો જાણવો. તમોગુણ જ્યારે દૂર થઇજ ન શકે એવી અવસ્થામા આવી જાય ત્યારે સ્વરૂપની ઓળખમા અજાગૃતિ-નિદ્રા એ સ્વાભાવિક બની જાય છે। આ દૃષ્ટિએ જોતા લાગશે કે આપણે બધાજ પ્રમાદી-આળસુ-નિંદિત છીએ અને આથીજ દયાને પાત્ર છીએ જે આ બન્ધનો જાણે છે, તે આ બન્ધનોમાથી છૂટવા પ્રભુને પ્રાર્થશે કેમકે તમોગુણ તો સૌથી કનિષ્ટ છે। આર્તનામય હૃદય શિવાય-બાળકની માફક સરળ હૃદયે ભગવાનનો પાલવ પકડવા શિવાય-આ પ્રમાદ, આળસ અને નિદ્રાના લોખંડી પંજામાથી બચવુ મુશ્કેલ છે એમ દરેક વિચારકને લાગશે આથી ભગવાન પ્રમાદ આળસ અને નિદ્રા ને આત્માના બંધન તરીકે અહીં ઓળખાવે છે। ॥૮॥

सत्त्वं सुखे संजयति रजः कर्मणि भारत ।
ज्ञानमावृत्य तु तमः प्रमादे संजयत्युत ॥ ९ ॥

હે ભારત। સત્વ સુખમાં, રજોગુણ કર્મમાં તથા તમોગુણ જ્ઞાનને ઢાંકી પ્રમાદમા પણ લગાડે છે. ॥ ૯ ॥

સાધકને માટે ગુણોના બન્ધનપ્રકારનુ જ્ઞાન-સ્પષ્ટ સમજ ઘણી જરુરી છે એટલે વારંવાર તેને કહેતા ભગવાનને આળસ નથી કેમકે ભગવાન ભિલા છૂટે એમ ચાહે છે-તેથી દયામૂર્તિ ભગવાન વગા કહેલાં

નેજ સંક્ષેપમાં પાછું કહે છે કે હે ભારત ! સત્વગુણ માણસને સુખમાં-વિષયને લગતાં સુખમાં લગાડે છે. રજોગુણ કામ્ય-સ્વાર્થ કર્મોમાં જોડે છે. અને તમોગુણ, જ્ઞાનને ઢાંકી પ્રમાદ આળસ અને નિદ્રામાં માણસને લગાડે છે. અર્થાત્ સત્વગુણની વૃદ્ધિ વિષય સુખ, રજોગુણની વૃદ્ધિ સ્વાર્થ, અને તમોગુણ પ્રમાદની માત્રા વધારી માણસને તેમાં બંધાયલો રાખે છે ! આથી માણસે તમોગુણમાંથી નિકળી રજોગુણને વટાવી સત્વમાં વિહાર કરી સત્વગુણથી પણ પર થઇ, જ્યાં સત્વ રજ કે તમો ગુણનો સ્પર્શ પણ નથી એવા અખંડ અક્ષય આનન્દધામમાં પ્રતિષ્ઠા મેળવી ગુણના બંધનમાંથી મુક્ત થવું ઘટે-પુરૂષાર્થ કરવો ઘટે. ॥ ૯ ॥

रजस्तमश्चाभिभूय सत्त्वं भवति भारत ।
रजः सत्त्वं तमश्चैव तमः सत्त्वं रजस्तथा ॥ १० ॥

હે ભારત ! સત્ત્વ ગુણ રજોગુણ તથા તમો ગુણને, તથા રજોગુણ સત્ત્વ તથા તમને તથા તમો ગુણ સત્ત્વ તથા રજને દબાવીને પ્રગટે છે. ॥ ૧૦ ॥

આગલા શ્લોકમાં ગુણોનું કાર્ય ટૂંકમાં વર્ણવ્યું. હવે તે ગુણો પોત, પોતાનું કાર્ય કેવી રીતે કરે તે બતાવે છે. અને એ બતાવતાં માણસે કેવી રીતે ગુણની પેલેપાર જવું એની ચાવી ગર્ભિતપણે ભગવાન કહે છેઃ-હે ભારત ! રજોગુણ અને તમોગુણને દબાવીને સત્વગુણ ઉત્કર્ષ પામે છે. સત્વગુણ અને રજોગુણને દબાવી દઇને તમોગુણ ઉભરાય છે. સત્વ અને તમને દબાવી રજોગુણ ઉભરાય છે. અર્થાત્ સત્વગુણની વૃદ્ધિ ઇચ્છનારે તમોગુણ અને રજોગુણને દાબવો રહ્યો. અને રજોગુણ તથા તમોગુણની વૃદ્ધિ તો કોઇ પણ સમજુ માણસ ઇચ્છેજ નહીં. કેમકે માણસની પ્રગતિ તમોગુણમાંથી રજોગુણમાં અને રજોગુણમાંથી સત્વગુણમાં થવી જોઇએ. હેવટે તો ત્રણે સત્વગુણને પણ વન્દનજ કરવાનાં છે ! પણ જ્યાં સુધી એ કરવા તે શક્તિમાન ન થાય ત્યાં સુધી તો ગુણોમાં પણ સત્વગુણજ શ્રેષ્ઠતમ છે ! આથી સત્વગુણની સ્થિર ભૂમિકા સાધવા ઇચ્છનારે રજોગુણ અને તમોગુણને દબાવવા રહ્યા એટલે કે રજોગુણ અને તમોગુણના કાર્યોને પોતાનામાં આવવા ન દેવાં રહ્યાં અર્થાત્ રાગ-તૃષ્ણા-સંગ-સ્વાર્થ-અજ્ઞાન-મોહ-પ્રમાદ-આળસ અને નિદ્રાના પાશમાંથી તેણે બચવું રહ્યું. ગજાદિ સાથે તુમુલ યુદ્ધ મચાવી તેમને હરવી

માણસ સત્વ નિષ્ઠ થાય છે. અને સત્વ નિષ્ઠનો છૂટકારો જલદી થાય છે. કેમકે તે સત્વજ્ઞાનની અતિ નજીક છે ! આથી આ શ્લોકમાં ભગવાનની ગર્ભિત સૂચના એ છે કે જ્યાંસુધી બને ત્યાં સુધી ગળ વગેરેની ચૂડમાંથી બચે એવાં કર્મોમાં તત્પર રહેવું ! આમ સદા સત્વનો ઉભરો રહે એવાં કર્મોમાં લગાતાર મચ્યા રહેવું એવો આ શ્લોક ભગવાનનો આશય છે. ॥ ૧૦ ॥

सर्वद्वारेषु देहेऽस्मिन्प्रकाश उपजायते ।
ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्त्वमित्युत ॥ ११ ॥

જ્યારે આ દેહમાં બધાં બારણાઓમાં પ્રકાશ-જ્ઞાન-તથા સુખ વગેરે ઉત્પન્ન થાય છે. ત્યારે સત્વ વધેલો છે એમ જાણે ॥ ૧૧ ॥

આગલા શ્લોકમાં સત્વ વગેરે ગુણો પોતાના શિવાયના બીજા બેને દબાવી દઈને કેવીરીતે આગળ આવે છે એ બતાવ્યું. હવેના શ્લોકમાં તે તે ગુણોના આવિર્ભાવ-ઉભરાના ચિન્હો બતાવે છે. ભગવાન બતાવે તે તે અવસ્થા જો અનુભવમાં આવે તો તે તે ગુણોનો આપણામાં ઉદ્રેક છે એમ સમજાય. કેમકે તે તે ગુણના કાર્યદ્વારા તે તે ગુણોનું અસ્તિત્વ ઓળખવાનું છે. આથી આ શ્લોકમાં સત્વગુણની વિશેષ વૃદ્ધિનાં ચિન્હો બતાવે છે ભગવાન કહે છે કે હે અર્જુન ! આ દેહમાં બધાએ બારણાઓમાં જ્યારે પ્રકાશ તથા જ્ઞાન-સુખ-અને લઘુતા ઉપજે છે ત્યારે સત્વગુણ વૃદ્ધિ પામ્યો એમ જાણવું. અર્થાત્ ભગવાન કહે છે કે આ દેહ એ પુરૂષને રહેવાનો મહેલ છે ! અને એ મહેલમાં આવવા જવાનાં બારણાં છે ! બહારની ચીજોને અંદર આણવા માટે અને બહાર લઈ જવા માટે, જેમ ઘરમાં બારણા હોય તેમ બહારના વિષયોને અંદર લાવવા માટે અને અંદરની ચીજને બહાર આણવા માટે આ દેહમંદિરના પણ બારણાંઓ છે. આ બારણાં તે સામાન્ય બારણા નથી એ જ્ઞાનેન્દ્રિયરૂપી દ્વારો છે એ જ્ઞાનેન્દ્રિયરૂપી બારણામા જ્યારે પ્રકાશ ઉભરાય ત્યારે સત્વગુણ વધ્યો એમ જાણવું. આ પ્રકાશ તે સૂર્ય કે દીવાના જેવો લૌકિક સ્થૂલ પ્રકાશ નથી ! પરંતુ શબ્દ વગેરે વિષયોને યથાર્થપણે સમજવાનો પ્રકાશ છે. અર્થાત્ શ્રોત્ર વગેરે ઇન્દ્રિયોમાં પોતપોતાના વિષયોને યથાર્થપણે સમજવાની શક્તિ ઉભરાય ત્યારે સત્વગુણની વૃદ્ધિ થાય છે તે ઉપરાંત વસ્તુમાત્રને લગતું સાચું જ્ઞાન પણ તે વખતે ઉપજે છે. માણસને પ્રતિ-

ફૂલોનામા પણ અનુકૂલતાનો એટલે કે સુખનો અનુભવ થાય છે એનું શરીર ઇન્દ્રિયો મન વગેરે હલકાં ફૂલ જેવાં-રૂના તાંતણા જેવા એને લાગે છે! બસ જ્યારે ઇન્દ્રિયોમાં પોતાના વિષયોને ગ્રહણ કરવાની-યથાર્થપણે સમજવાની તાકાત લાગે-હૃદયમા જ્ઞાનનો પ્રકાશ લાગે-અંતરમા સુખનો અનુભવ થાય-શરીરથી માંડી બુદ્ધિ સુધીના તમામ સ્વસ્થ તત્વો રૂના પૈસા જેવા હલકા-ભારવિનાના-લાગે ત્યારે સત્વગુણની ભરતી થઇ છે, ગજ અને તમની ઓટ આવી છે એમ સમજવું આવી સ્થિતિ સહજ થઇ જાય એવો યત્ન માણસે કરવો રહ્યો એવો ભગવાનનો આશય છે ॥૧૧॥

लोभः प्रवृत्तिरारम्भः कर्मणामशमः स्पृहा ।
रजस्येतानि जायन्ते विवृद्धे भरतर्षभ ॥ १२ ॥

લોભ, પ્રવૃત્તિ, કામ્યકર્મનો આરંભ, અશાન્તિ-સ્પૃહા-આ રજોગુણ વધતા હે ભરત શ્રેષ્ઠ! ઉપજે છે. ॥ ૧૨ ॥

આગલા શ્લોકમા સત્વની ભરતીના ચિન્હો આપ્યાં. હવે ક્રમપ્રાપ્ત રજોગુણની ભરતીને ઓળખવાના લક્ષણો બતાવે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! રજોગુણ જ્યારે વિશેષપણે વધે છે ત્યારે માણસનામા લોભ-પ્રવૃત્તિ-કામ્યકર્મોનો આરંભ, અશાન્તિ, અને સ્પૃહા જન્મે છે!, લોભ એટલે કે જડ ચેતન દ્રવ્ય માટે અતિ લાલસા દરેક પ્રકારનુ દ્રવ્ય ઘણા પ્રમાણમા હોય છતા, તેને મેળવવા માટે દરેક ક્ષણે વધતી જતી-લાલસા એને લોભ અર્થાત્ હમેશા પારકાના દ્રવ્યને લેવાની તીવ્ર ઇચ્છા! બધાનો અનુભવ છે કે, લક્ષ્મીને થોભ નથી! અને લોભ તો આકાશ કરતાએ વિશાળ છે! અનન્ત બ્રહ્માંડો આકાશમા સમાઇ જાય છે એ અનન્તકોટિ બ્રહ્માંડો સહિત આખું આકાશ લોભના પેટમાં રાઇના દાણા જેવડું છે! આથી જડ ચેતનાત્મક દ્રવ્યનુ હમેશા આગમન હોય તોપણ માણસના મનમાં તેને માટે 'બસ બુદ્ધિ' થતી નથી! અને પરિણામે પરદ્રવ્યને મેળવવા માટે, તે નિરન્તર ન્યાય કે તેથી ઉલટા ઉપાયોમા મશગૂલ રહે છે. આ લોભ રજોગુણનો ચિરસાથી છે! તે ઉપરાંત પ્રવૃત્તિ નિરન્તર અસંત પ્રયત્નશીલ રહેવુ તે! માણસને જીવનમા એકલી પ્રવૃત્તિ છૂટે નથી! યુક્તતા-દરેક બાબતમા, સમતોલ વર્તતો નથી તેનુ જીવન સાચા આનન્દમા પસાર થાય છે! છઠ્ઠા અધ્યાયમા જેને ભગવાન 'યુક્તાહારવિહાર'

લે છે. ઉત્તમવિદ્ એટલે પરમાત્માને જાણનાર. કેમકે, સૌથી ઉત્તમ જાણવા જેવો પદાર્થ પરમાત્મા છે. એટલે કે પરમાત્માના જ્ઞાની એવા કર્મયોગીના અમલ લોકને પામે છે. અમલ એટલે મેલ વગરના. મેલ એટલે રજોગુણ અને તમોગુણ. રજોગુણ અને તમોગુણરૂપી મેલ જેનામા નહીં જેવો હોય એવા પરમાત્માના જ્ઞાની કર્મયોગીઓના કુલમાં સત્વગુણનો ઉપાસક મૃત્યુ પછી દેહને પામે છે. અહીં ધ્યાનમાં રાખવાની આ વાત છે. મોતવેળા માણસનામાં એકાએક સત્વગુણ વધી જતો નથી ! જીવનભર જેણે સત્વનો સંચય કર્યો હોય તેનેજ મૃત્યુવેળા સાત્વિક અવસ્થા પ્રાપ્ત થાય ! જીવનકાલે જેણે રજોગુણ અને તમોગુણનોજ સંચય કર્યો હોય તેને માટે મૃત્યુકાલે આકસ્મિક સત્વનિષ્ઠા ન સંભવે. ઇશ્વરકૃપા યદ્યપિ પ્રશ્નથી પર છે. છતાં સામાન્ય રીતે જેનું સેવન તેનુંજ સ્મરણ એ અભંગ નિયમ છે. જીવે ત્યાં સુધી જે રજ તમથી મુક્ત ન હોય તે છેલ્લી પળે સત્વનિષ્ઠ થાય એ સંભવ ઓછો. માટે જેણે પોતાનો પરલોક સુધારવો હોય અને મૃત્યુને સંભાળવું હોય તેણે જીવનભર સત્વ સંચયમાં તત્પર રહેવું જોઇએ ! અને આ લોક તથા પરલોક સુધારવાની તથા મોતને સંભાળવાની કોને ઇચ્છા ન હોય ? આથી દયામય ભગવાન આ શ્લોકદ્વારા પ્રાણીમાત્રને સત્વગુણની નિરન્તર વૃદ્ધિ કરવા માટે પ્રેરે છે. ગર્ભિત સૂચન કરે છે ! જેવો જે જીવનકાળે તેવો તે મોતવેળા અને મૃત્યુકાળે જેવી મતિ તેવીજ ગતિ એ સૌને જાણીતી વાતનોજ ભગવાન અહીં ઉલ્લેખ કરી જીવને સાત્વિક થવા કહે છે. ॥ ૧૪ ॥

रजसि प्रलयं गत्वा कर्मसङ्गिषु जायते ।
तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥ १५ ॥

રજોગુણમાં પ્રલય પામતાં કર્મસંગીઓમાં જન્મે છે. તથા તમોગુણમાં મરતાં મૂઢયોનિમાં જન્મે છે. ॥ ૧૫ ॥

જેમ સત્વનિષ્ઠનું ખૂબ સુન્દર, તેમ રજોનિષ્ઠ અને તમોનિષ્ઠનું ખૂબ માઠું એમ બતાવતાં વળી સત્વનિષ્ઠાની પ્રશંસા કરે છે. કે હે અર્જુન ! રજની વૃદ્ધિ હોય અને મનુષ્ય મરણ પામે તો તે સ્વાર્થ કર્મમાં વળગણવાળાઓને ત્યાં જન્મે છે. અને તેજ પ્રમાણે તમોગુણની પ્રવૃદ્ધિમાં જો મરણ પામે તો તે મૂઢયોનિઓમાં જન્મ પામે છે ! અર્થાત્ જેણે જીંદગીમાં રજોગુણ સાથે

ત્યારે માણસ પ્રમાદી બને. એનો ચેપ એની પ્રજાને પણ લાગે છે! આ બધાં—અપ્રકાશ—અપ્રવૃત્તિ—પ્રમાદની ત્રિપુટિ જ્યાં હોય ત્યાં તે બધાનો મુખ્ય નેતા રાજા મોહ આવ્યા શિવાય રહે નહી! મોહ એટલે ઉલટું જ્ઞાન! વસ્તુને લગતું જૂઠું જ્ઞાન! જૂઠાં જ્ઞાનની પરંપરા-સંસ્કારોની ચોંટ, ચપ્પીપરથપ્પી—ઢગલો ઉપર ઢગલો—અને પરિણામે માનવ જીવનની ભયંકર અવનતિ! મોહ એ તમોગુણની ચમત્કૃતિ! પ્રાણીમાત્ર એનાથી પીડાય છે! પિલાય! અપ્રકાશ—અપ્રવૃત્તિ—પ્રમાદ અને મોહ એ તમોગુણની ભરતીનાં ચિન્હો છે! આ ત્રણ શ્લોકમાં પરમાત્મા શું લેવું અને શું ત્યજવું તેનો વિવેક કરવા મથવે છે! તમોગુણ અને રજોગુણમાંથી અને ત્યાં સુધી મુક્ત થઇ સત્વ ગુણમાં વિહરવા માટે અહીં સૂચના છે એવો ગર્ભિત અર્થ આ શ્લોકમાં છે! ॥ ૧૩ ॥

यदा सत्त्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत् ।
तदोत्तमविदां लोकानमलान्प्रतिपद्यते ॥ १४ ॥

જ્યારે સત્ત્વગુણ ખૂબ વધતાં, દેહસ્વામી પ્રલય પામે, ત્યારે તે પરમાત્માને જાણનારાઓના નિર્મલ લોકને પામે છે. ॥ ૧૪ ॥

આગલા ત્રણ શ્લોકમાં સત્વ વગેરે ગુણોના ઉભરાને ઓળખવાની નિશાનીઓ ભગવાને આપી. એ નિશાની આપવામાં હેતુ એ હતો કે માણસ સમજે કે જીવનમાં એને કયા ગુણના ઉભરાની હંમેશાં આવશ્યકતા છે. અર્થાત્ ત્રણગુણો પૈકી સંસાર દશામાં સત્વગુણજ કેળવવા જેવો છે. કેમકે સત્વગુણની સ્થિરદશા પ્રાપ્ત થતાં મનુષ્યને પોતાનું કલ્યાણ માલમ પડે અને આગળ પ્રયત્ન કરી ઇશ્વરકૃપા મેળવી જીવનમાં કૃતાર્થતા અનુભવે. આ સિદ્ધાન્તનેજ દૃઢ કરતાં ભગવાન જીવનભર જેણે જે ગુણ કેળવ્યો હોય તેને તે ગુણનું ફળ મળે છે અને તેનું મોત અને પુનર્જન્મ પણ તે તે ગુણના વિકાસ ઉપર આધાર રાખે છે. અર્થાત્ જેણે પોતાનું મોત સુધારવું હોય અને બીજે જન્મે પણ સુધારવો હોય તેણે શું કરવું એની રેખા ભગવાન ચચિત કરે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! જ્યારે સત્વગુણની અતિ વૃદ્ધિ થાય તે વેળા જે પુરૂષ મૃત્યુ પામે તો તે ઉત્તમ જ્ઞાનીઓના નિર્મળ લોકને પ્રાપ્ત થાય છે! અર્થાત્ સત્વગુણની વૃદ્ધિ થાય અને જો માણસ મૃત્યુ પામે તો તે પરમાત્માના ભક્તોના કુલમાં જન્મ

अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ।
तमस्येतानि जायन्ते विवृद्धे कुरुनन्दन ॥ १३ ॥

હે કુરુનંદન! અપ્રકાશ; આળસ; પ્રમાદ અને મોહ નિશ્ચય આ તમોગુણું વધતાં થાય છે. ॥ ૧૩ ॥

રજોગુણની વૃદ્ધિનાં ચિન્હો બતાવી હવે તમોગુણની ભરતીનાં લક્ષણો સુનાવે છે! ભગવાન કહે છે કે હે અર્જુન! તમોગુણની ખાસ વૃદ્ધિ થતા અપ્રકાશ–અપ્રવૃત્તિ–પ્રમાદ અને મોહ જન્મે છે એમા સંશય નથી! પ્રકાશ એટલે વિષયોનું યથાર્થ જ્ઞાન. અપ્રકાશ અપ્રકાશ એટલે યથાર્થ જ્ઞાનનો અસ્ત! ઇન્દ્રિયોની પોતપોતાના વિષયોને પકડવાની, સાચી રીતે ગ્રહણ કરવાની શક્તિનો તિરોભાવ! અર્થાત્ ઇન્દ્રિયો વિષયોને વળગે ખરી પણ વિષયોને જેટલી સ્પષ્ટ રીતે એમણે અજવાળવા જોઇએ તેટલી સ્પષ્ટ રીતે, ન અજવાળતાં તેમનું ઝાંખું દર્શન કરાવવું તે. ધુમ્મસથી વિંટળાયેલી વસ્તુનું યથાર્થ દર્શન જેમ દષ્ટિ છતાં થતું નથી તેમ ઇન્દ્રિયો જ્ઞાનને ઢાંકી દેનારી તમો વૃત્તિથી વિંટળાયેલી હોવાથી પોતાનો વિષયોને પકડતી હોવા છતાં તેમને યથાર્થ રીતે પકડતી ન હોય તેનું નામ અપ્રકાશ છે! આ અપ્રકાશ–ઇન્દ્રિયોની–અતિ અલ્પ પ્રકાશન શક્તિ તમોગુણનું માહાત્મ્ય છે! તે ઉપરાંત તમોગુણની વૃદ્ધિમાં અપ્રવૃત્તિ હોય છે! અર્થાત્ તમોગુણ વધતાં માણસનું શરીર ઇન્દ્રિય મન બુદ્ધિ વગેરે ભારેખમ થઇ જાય છે! અને કોઇ પણ કામ કરવામાં તેને ઉત્સાહ ન રહે–પાડાની માફક પડ્યા રહેવાની, ગળીઆ બળદની માફક ગળી રહેવાની વૃત્તિ હોવી તે! સત્વગુણમાં શરીરાદિ રુના રેસા જેવાં હલકાં લાગે–તમોગુણમાં દેહમણની કાયા જાણે પહાડ જેટલી ભારી હોય એમ લાગે–અને પરિણામે માણસ જડ બની જાય–એદી બની જાય–અઘોરી બની જાય–નિરાનન્દ બની જાય. બસ આવી જડ–અવસ્થા એટલે તમોગુણની વિવૃદ્ધિ!, જ્યાં પ્રકાશ નથી–પ્રવૃત્તિ નથી ત્યાં પ્રમાદ તો ઘરઘાલીને રહે છે! માણસ જાણે કે મારે અમુક કર્તવ્ય છે છતાં તે કરવામા તેની પ્રવૃત્તિજ ન થાય, એનું નામ પ્રમાદ છે! આ દોષ વ્યાપક અને ભયંકર છે! પ્રાપ્ત કર્તવ્ય ન કરવું એટલે આખી જગદ્વ્યવસ્થાને ક્ષુભિત કરવા બરોબર છે! પ્રમાદ એ બ્રહ્મશાપ છે એમ માનવું. માણસ માણસ થઇને સ્વકર્તવ્ય ન કરે એ ઇશ્વરીય નારાજીનું લક્ષણ છે. ભાવિ અકલ્યાણનું ચિન્હ છે! તમોગુણની–અત્યંત ભરતી થાય

યુક્ત ચેષ્ટા' 'યુક્ત સ્વપ્ન અને અવબોધ' કહે છે તેનો ઇન્કાર એટલે પ્રવૃત્તિ! શાન્તિ વિસની યોજના ન સમજી ગમે પણ ઇશ્વર વિહિત આરામ ન લેવાની વૃત્તિ! આનાથી જીવન ઘસાય છે! અને મનુષ્ય અકાલે વૃદ્ધ થાય છે અને જીવનનો સાચો આનન્દ માણી શકતો નથી! પ્રવૃત્તિ યોગ્ય છે પણ તેની યોગ્ય અવધિ હોવી જોઈ! આવી નિરન્તર દેહ ઇન્દ્રિય મન વગેરેની પ્રયત્નશીલતા એટલે પ્રવૃત્તિ એ પ્રવૃત્તિ પણ રજોગુણનુ બાળક છે! તે ઉપરાન્ત સર્વ કામ્યકર્મોનો આરંભ એ રજોગુણનુ લક્ષણ છે! અર્થાત્ રજોગુણની જ્યારે ભરતી થાય ત્યારે માણસને સ્વાર્થ કામ શિવાયનુ બીજુ કાઇ સૂઝેજ નહીં તેનો 'હુ' મોટે ઊભો થાય છે! અને 'તુ કે તે' તિરસ્કાર છે! તુ એટલે જગત અને તે એટલે પરમાત્મા! 'તુ કે તે' ની ચિન્તા વિસરી જઇ 'હુ' ની આરાધનામાજ મશગૂલ રહેવુ એનુ નામ કર્મોનો આરંભ છે! તે ઉપરાન્ત અશાન્તિ એ રજોગુણનુ લક્ષણ છે! 'અમુક કર્યા પછી અમુક કરીશ' એવા સંકલ્પના પ્રવાહનુ સતત વહેવુ તે! માણસનામા આ સંકલ્પના પ્રવાહને અટકાવવાનુ સામર્થ્ય નથી! એટલે અનિયન્ત્રિતપણે તે મનસૂબાના હવાઇ કિલ્લા બાંધતોજ રહે છે! જ્હોર્લેર પેઇનો આદિ કાર્યક્રમ તે ઘેરો ઘેરો ઘડતો હોય છે! બસ સંકલ્પના પ્રવાહનુ વગર અટકયે વહેવુ એટલે અશાન્તિ! અને આમાથી ઘણા થોડા મુક્ત હોય છે! આ અશાન્તિ રજોગુણનુ ચિન્હ છે તે ઉપરાન્ત એ બધામા રૂપાળેની સ્પૃહા રજોગુણની દીકરી છે! સ્પૃહા એટલે ઇચ્છા! તુચ્છ કે ભવ્ય નજરે પડેલા પદાર્થ માત્રને કોઇપણ પ્રયત્ને લેવાની–હસ્તગત કરવાની ઇચ્છા એટલે સ્પૃહા જેને આપણે ભવરાગીરી–કે વાઘરીવૃત્તિ કહી શકીએ! દુનિઆનો પ્રત્યેક પદાર્થ એઠો છે–અજીઠો છે કેમકે કોઇક તેને ભોગવીને છાડેલો છે પણ માણસને તેની–એઠાપણાની દરકાર નથી એટલે નજરે પડેલા પદાર્થ માત્રના ઉપર ભુખાળીઆ મકોડાની માફક–વાઘરીની માફક તુટી પડે છે! અને કુતરાંની માફક પોતાના જડબામાથી, હાડકુ ચાવતા નીકળેલા લોહીના રસને ચાખતા–આનંદ માણે છે! બસ આ મકોડાં–વાઘરી–કે વૃત્તિનુજ સંસ્કૃત નામ સ્પૃહા છે! રજોગુણની એ સદા કુવારી પુત્રી છે! બધાની સાથે એ રહે અને બધાને છેવટે દગો દે! કોઇ વિરલા તેની ચુડમાથી–પ્રાણહર મધુરી ચુડમાથી મુક્ત હોય છે! બસ લોભથી માંડીને સ્પૃહા સુધીના ચિન્હો જ્યારે આપણામાં કામ કરતા લાગે ત્યારે જાણવુ કે રજોગુણની ભરતી થઇ છે! ॥ ૧૨ ॥

ગાઢ દોસ્તી બાંધી હોય અને તેનાં દોરાયેલો દોરાયો હોય તે છેવટે મોત પામી વળી તેવાજ લોકોને ત્યાં જન્મ લે છે સ્વાર્થી કર્મને અવધિ નથી આથી રજોગુણમાં મસગૂલ માણસ જન્મોજન્મ એજ પ્રમાણે પ્રગતિને બદલે પ્રતિગતિ કરે છે સુખને બદલે દુઃખમાં ધકેલાય છે અને આગળ જતાં તમોગુણમા સરકી જાય છે. તમોગુણના પ્રભાવમાં અને સકંજામાં સપડાયેલ જીવ ખોવાઈ જાય છે. તમોગુણી મનુષ્ય અંતે મૂઢ યોનિમાં પ્રવેશે છે। મૂઢયોનિ એટલે અવિવેકી યોનિ અર્થાત્ પશુપક્ષી વગેરે યોનિમાં પ્રવેશ કરે છે। આમ જગતનું તંત્ર નિરંતર ચાલ્યાં કરે છે। સૌને વ્યક્તિગત ઇશ્વરને ત્યાં જવાબ વાળવો પડે છે। જેને સાત્વિક જીવન ગાળ્યું હોય તેને ઉંચે જેણે રજોગુણી જીવન ગાળ્યું હોય તેને વચ્ચે અને જેણે તમોગુણી જીવન ગુજાર્યું હોય તેને નીચે અટવાનું પડે છે। મનુષ્ય હોઇને જે વિવેક વાપરે તેને સમજાશે કે આ ત્રણગુણ પૈકી કોને પસંદ કરવો. પસંદગી કર્યા પછી પ્રયત્ન કરવો અને પ્રયત્ન કર્યા પછી તો ઇશ્વરની કૃપા અવશ્ય ઉતરેજ. કેમકે પ્રયત્નશીલ માટે તે દોહલી નથી। આમ સત્વગુણ રજોગુણ અને તમોગુણની અતિવૃદ્ધિનું ફલ બતાવી તેદ્વારા ભગવાન મનુષ્ય માત્રને કેમ જીવવું તેની ચાવી અંગે બતાવે છે। ॥ ૧૫ ॥

> कर्मणः सुकृतस्याहुः सात्त्विकं निर्मलं फलम् ।
> रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम् ॥ १६ ॥

**સુકૃત કર્મનું નિર્મલ સાત્વિક ફલ રાજસનું દુઃખ ને ફલ અજ્ઞાન તામસનું ફલ છે. એમ કહે છે. ॥ ૧૬ ॥**

ઉપલા બે શ્લોકમાં પ્રત્યેક ગુણની વૃદ્ધિમાં થયેલાં મરણનું ફળ બતાવ્યું. દરેક ગુણ જીવનમાં કર્મ ઉપરથી જણાય છે સત્વ વગેરેની ઓળખ માણસના કર્મ ઉપરથી અંતરને સમજાય છે। દરેક કર્મ જે ગુણથી થયું હોય તે ગુણનો અનુભવ પ્રત્યેકને પોતાના હૃદયમાં થાય છેજ. અને દરેક કર્મ પોતાનો સંસ્કાર હૃદયપર કોરે છે. જેટલા તે સંસ્કારો મજબુત તે તે ગુણનો જમાવ મજબૂત. આથી સત્વાદિ ગુણના ઉભરામાં થયેલાં કર્મનું ફળ વિવેકને માટે ભગવાન આપે છે ભગવાન કહે છે કે સારીપેઠે કરેલા કર્મનાં ફલને સાત્વિક તથા નિર્મલ કહ્યું છે. દુઃખ રાજસ, કર્મનું ફળ છે અજ્ઞાન તામસ કર્મનું ફળ છે. અર્થાત્ પ્રત્યેક સાત્વિક કર્મ માણસના દિલને નિર્મલ કરે છે। સત્વગુણ સ્વભાવે પ્રકાશમાન અને

મુક્ત ચેષ્ટા' 'મુક્ત સ્વપ્ન અને અવબોધ' કહે છે તેનો ઇન્કાર એટલે પ્રવૃત્તિ! રાત્રિ દિવસની યોજના ન સમજી રાત્રે પણ ઇશ્વર વિહિત આરામ ન લેવાની વૃત્તિ! આનાથી જીવન ઘસાય છે! અને મનુષ્ય અકાલે વૃદ્ધ થાય છે અને જીવનનો સાચો આનન્દ માણી શકતો નથી! પ્રવૃત્તિ યોગ્ય છે. પણ તેની યોગ્ય અવધિ હોવી રહી! આવી નિરન્તર દેહ ઇન્દ્રિય મન વગેરેની પ્રયત્નશીલતા એટલે પ્રવૃત્તિ એ પ્રવૃત્તિ પણ રજોગુણનું બાળક છે! તે ઉપરાંત સદા કામ્યકર્મોનો આરંભ એ રજોગુણનું લક્ષણ છે! અર્થાત્ રજોગુણની જ્યારે ભરતી થાય ત્યારે માણસને સ્વાર્થ કામે શિવાયનું બીજું કાંઇ સૂઝેજ નહીં. તેનો 'હું' બધે છતો થાય છે અને 'તું' કે 'તે' નો તિરસ્કાર છે! તું એટલે જગત અને તે એટલે પરમાત્મા! 'તું કે તે' ની ચિન્તા વિસરી જઇ 'હું' ની આરાધનામાંજ મશગૂલ રહેવું એનું નામ કર્મોનો આરંભ છે! તે ઉપરાંત અશાન્તિ એ 'રજોગુણનું' લક્ષણ છે! 'અમુક કર્યા પછી અમુક કરીશ' એવા સંકલ્પના પ્રવાહનું સતત વહેવું તે! માણસનામા આ સંકલ્પના પ્રવાહને અટકાવવાનું સામર્થ્ય નથી! એટલે અનિયન્ત્રિતપણે તે મનસૂબાના હવાઇ કિલ્લા બાંધતોજ રહે છે! ઉત્તરોત્તર પેઢીનો ભાવિ કાર્યક્રમ તે ઘેરો ઘેરો ઘડતો હોય છે! બસ સંકલ્પના પ્રવાહનું વગર અટકયે વહેવું એટલે અશાન્તિ! અને આમાંથી ઘણા થોડા મુક્ત હોય છે! આ અશાન્તિ રજોગુણનું ચિન્હ છે તે ઉપરાંત એ બધામા છૂપાયેલી સ્પૃહા રજોગુણની દીકરી છે! સ્પૃહા એટલે ઇચ્છા! તુચ્છ કે ભવ્ય નજરે પડેલા પદાર્થ માત્રને કોઇપણ પ્રયત્ને લેવાની-હસ્તગત કરવાની ઇચ્છા એટલે સ્પૃહા. જેને આપણે મવડાગીરી-કે વાઘરીવૃત્તિ કહી શકીએ! દુનિઆનો પ્રત્યેક પદાર્થ એંઠો છે-અજીઠો છે કેમકે કોઇક તેને ભોગવીને છાંડેલો છે. પણ માણસને તેની-એંઠાપણાની સૂગ નથી એટલે નજરે પડેલા પદાર્થ માત્રના ઉપર દુકાળીઆં મવડાંની માફક-વાઘરીની માફક તુટી પડે છે! અને કુતરાંની માફક પોતાના જડબામાંથી, હાડકું ચાવતાં નીકળેલાં લોહીના રસને ચાખતાં-આનંદ માણે છે! બસ આ મવડાં-વાઘરી-કે શ્વાનવૃત્તિનુંજ સંસ્કૃત નામ સ્પૃહા છે! રજોગુણની એ સદા કુંવારી પુત્રી છે! બધાની સાથે એ રહે અને બધાને છેવટે દગો દે! કોઇ વિરલા તેની ચૂડમાંથી-પ્રાણહર મધુરી ચૂડમાંથી મુક્ત હોય છે! બસ. લોભથી માંડીને સ્પૃહા સુધીના ચિન્હો જ્યારે આપણામાં કામ કરતાં લાગે ત્યારે જાણવું કે રજોગુણની ભરતી થઇ છે! ॥ ૧૨ ॥

આક દોસ્તી બાંધી હોય અને તેનો દોરાયેલો દોરાયો હોય તે છેવટે ગતિ પામી વળી તેવાજ લોકોને ત્યાં જન્મ લે છે. સ્વાર્થી કર્મને અવધિ નથી. આથી રજોગુણમાં મશગુલ માણસ જન્મોજન્મ એજ પ્રમાણે પ્રગતિને બદલે પ્રતિગતિ કરે છે. સુખને બદલે દુઃખમાં ધકેલાય છે અને આગળ જતાં તમોગુણમાં સરકી જાય છે. તમોગુણના પ્રભાવમાં અને સકંજામાં સપડાયેલ જીવ ખોવાઈ જાય છે. તમોગુણી મનુષ્ય અંતે મૂઢ યોનિમાં પ્રવેશે છે. મૂઢયોનિ એટલે અવિવેકી યોનિ અર્થાત્ પશુપક્ષી વગેરે યોનિમાં પ્રવેશ કરે છે. આમ જગતનું તંત્ર નિરન્તર ચાલ્યા કરે છે. સૌને વ્યક્તિગત ઈશ્વરને ત્યાં જવાબ વાળવો પડે છે. જેને સાત્વિક જીવન ગાળ્યું હોય તેને ઉંચે જેણે રજોગુણી જીવન ગાળ્યું હોય તેને વચ્ચે અને જેણે તમોગુણી જીવન ગુજાર્યું હોય તેને નીચે અટવાવું પડે છે. મનુષ્ય હોઈને જે વિવેક વાપરે તેને સમજાશે કે આ ત્રણગુણ પૈકી કોનું પસંદ કરવું. પસંદગી કર્યા પછી પ્રયત્ન કરવો અને પ્રયત્ન કર્યા પછી તો ઈશ્વરની કૃપા અવશ્ય ઉતરેજ. કેમકે પ્રયત્નશીલ માટે તે દોહલી નથી. આમ સત્વગુણ રજોગુણ અને તમોગુણની અતિવૃદ્ધિનું ફલ બતાવી તેદ્વારા ભગવાને મનુષ્ય માત્રને કેમ જીવવું તેની ચાવી અહીં બતાવે છે. ॥ ૧૫ ॥

> कर्मणः सुकृतस्याहुः सात्त्विकं निर्मलं फलम् ।
> रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम् ॥ १६ ॥

સુકૃત કર્મનું નિર્મલ સાત્વિક ફલ રાજસનું દુઃખ ને ફલ અજ્ઞાન તામસનું ફલ છે. એમ કહે છે. ॥ ૧૬ ॥

ઉપલા બે શ્લોકમાં પ્રત્યેક ગુણની વૃદ્ધિમાં થયેલા મરણનું ફળ બતાવ્યું. દરેક ગુણ જીવનમાં કર્મ ઉપરથી જણાય છે. સત્વ વગેરેની ઓળખ માણસના કર્મ ઉપરથી અંતરને સમજાય છે. દરેક કર્મ જે ગુણથી થયું હોય તે ગુણનો અનુભવ પ્રત્યેકને પોતાના હૃદયમાં થાય છેજ. અને દરેક કર્મ પોતાનો સંસ્કાર હૃદયપર કોરે છે. જેટલા તે સંસ્કારો મજબુત તે તે ગુણનો જમાવ મજબૂત. આથી સત્વાદિ ગુણના ઉભરામાં થયેલા કર્મનું ફળ વિવેકને માટે ભગવાન આપે છે. ભગવાન કહે છે કે સારીપેઠે કરેલા કર્મના ફલને સાત્વિક તથા નિર્મલ કહ્યું છે. દુઃખ રાજસ કર્મનું ફળ છે. અજ્ઞાન તામસ કર્મનું ફળ છે. અર્થાત્ પ્રત્યેક સાત્વિક કર્મ માણસના હૈયાને નિર્મલ કરે છે. સત્વગુણ સ્વભાવે પ્રકાશમાન અને

બધું સમજવામાં સમર્થ હોય છે આથી સાત્વિકતાથી થયેલુ કર્મ તેજસ્વી અને સ્વચ્છ હોય છે એ કર્મનું ફલ નિર્મલતા હોય અર્થાત્ રજોગુણ અને તમોગુણના કર્મોથી અણુઓગ્યુ હોય છે। આમ સાત્વિક કર્મથી માણસનામાં હૃદયની પ્રસન્નતા–નિર્મલતા–શાન્તિ–નિર્વિકારિતા સુખ–અને પ્રશાન્તતા આવે છે આવા કર્મોનું જેમ જેમ પુનરાવર્તન થાય તેમ તેમ તે ખૂણે ખૂણે રહેલા મેલને ધુવે છે અને એક ભૂમિકા એવી કલ્પાય છે જ્યાં આગળ માણસ કેવળ પ્રકાશમય સુખ અનુભવે। આ સાત્વિક કર્મનું ફળ છે। અને માણસને માટે એજ સાર છે। સાત્વિક ગુણના લક્ષણો, આગળ કહ્યાં છે તેવી હૃદય સ્થિતિમાં થયેલા કર્મો તેવાજ સંસ્કારો ઓરે સંસ્કારોની પ્રબળતા તેવાજ ગુણનો ઉભરો આણે આથી ભગવાન અહીં સાત્વિક કર્મનો અદ્‌ભુત મહિમા બતાવી તેવા કર્મોમાં રચ્યોપચ્યો રહેવાનો માણસને સંકેત કરે છે। રાજસ કર્મનું ફલ દુઃખ હોય છે અર્થાત રજોગુણ સ્વભાવેજ દુઃખદાતા છે। સ્વભાવનો કદી અભાવ થતો નથી। આથી સ્વભાવ તેનો ભાવ ભજવેજ એટલે જેનાં કર્મો રાજસિક વે ઇચ્છે કે ન ઇચ્છે તેને દુઃખમિશ્ર સાંસારિક–વિષયનો લગતુંજ સુખ મળે। તેને પરમાર્થ બુદ્ધિ ન સુઝે તેને આધ્યાત્મિક કલ્યાણ ન દેખાય। કેમકે રજો ગુણ બીચારો શું કરે। પોતાનો સ્વભાવ ટાળવાની તો કોઇની તાકાત નથી। તેજ પ્રમાણે તમોગુણનું ફલ અજ્ઞાન છે અર્થાત્ તામસ કર્મોનું સીધું ફળ અજ્ઞાન–મૂઢતા–આવે છે। એમાં પણ બીચારા તમોગુણનો વાંક નથી। એનો સ્વભાવજ છે કે અજ્ઞાન–મૂઢતા વધારવી. માણસ વિવેકી હોય તેણે વિવેક કરવો રહ્યો કે મારે કેવા કર્મો કરવા। અર્થાત્ સાત્વિક કર્મોનું ફળ પ્રકાશમય સુખ રાજસ કર્મોનું ફળ દુઃખમિશ્ર સાંસારિક સુખ તથા તામસ કર્મોનું ફળ મૂઢતા હોય છે। માણસ આગળ જવા સર્જાયો છે પાછળ જવા સર્જાયો નથી એટલું જો આપણે સમજીએ તો સાત્વિક સિવાય બીજાં કર્મો કરવાજ આપણે માટે અશક્ય બની જાય। ॥ ૧૬ ॥

सत्त्वात्सञ्जायते ज्ञानं रजसो लोभ एव च ।
प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥ १७ ॥

સત્વમાંથી જ્ઞાન જન્મે છે અને રજોગુણમાંથી નિશ્ચય લોભ તથા નિશ્ચય તમોગુણમાંથી પ્રમાદ મોહ અને અજ્ઞાન જન્મે છે ॥ ૧૭ ॥

વિવેક મહામૂલો છે અને માણસ ખૂબ ભૂલકણો હોય છે એટલે ધણી ભગવાન મનુષ્યને સચેત કરવાને આગળ કહેલી વાતનેજ ફરીથી કહે છે ભલા હિતૈષીને આળસ ક્યાંથી ! અને ભગવાન જેવા જીવ-જગતના બીજા હિતૈષી કોણ ? આથી આગળ વર્ણવેલી વાતનેજ યાદ અપાવતાં વળી કહે છે ! હે અર્જુન ! સત્વથી જ્ઞાન જન્મે છે રજોગુણથી લોભ જન્મે છે. તમોગુણમાંથી પ્રમાદ મોહ અને અજ્ઞાન જન્મે છે. સાત્વિક જ્ઞાનનું લોભનું અને પ્રમાદ વગેરેનું સ્વરૂપ તથા ફલ આગળ કહ્યુંજ છે પ્રમાદ મોહ અજ્ઞાન-લોભમાંથી છૂટી માણસ આગળ સત્વના પ્રદેશમાં વિહાર કરે એજ ભગવાનની એક ઇચ્છા છે ! ॥ ૧૭ ॥

ऊर्ध्वं गच्छन्ति सत्त्वस्था मध्ये तिष्ठन्ति राजसाः ।
जघन्यगुणवृत्तिस्था अधोगच्छन्ति तामसाः ॥ १८ ॥

**સત્વમાં રહેલાઓ ઉંચે જાય છે. રાજસ મનુષ્યો મધ્યમાં રહે છે. નિન્દ્ય એવો જે તમોગુણ તેમાં રહેલા તામસજનો નીચે જાય છે. ॥ ૧૮ ॥**

સત્વગુણ વગેરેનુ કાર્ય ભગવાને જે ખાતર ફરીથી યાદ કરાવ્યું તે વાતને હવે સ્પષ્ટ કરે છે. ભગવાનના વાક્ય સૂત્રાત્મક છે છતાં તેમાં પુસ્તક-શાળા ભગાય એટલો ગર્ભિત અર્થ હોય છે, ગુરુજનો હંમેશાં સંક્ષેપપ્રિય હોય છે. આથી હવે ભગવાન ટૂંકમાં જીવન દર્શનનો ઉપસંહાર કરે છે. હે અર્જુન ! તુ જાણી લે કે સત્વસ્થ લોકો ઉંચે જાય છે. રાજસ લોકો મધ્યમાં રહે છે. ગુણોમાં સૌથી નીચો જે તમોગુણ તે ગુણમાં રહેલાઓ અર્થાત્ તામસ લોકો નીચે જાય છે. ઉંચે જવાની એ હદ નથી વચ્ચે જવાની એ હદ નથી. અને નીચે જવાની એ હદ નથી. માણસ કેટલો ઉંચે જઇ શકે એની કદી કદી કલ્પના ન આવી શકે એતો જ્યારે એ ઉંચે જવાની શરુઆત કરે છે ત્યારે તેને હિમાલય પણ ટેકરી જેટલો-રાઇના દાણા જેટલો લાગે છે ! પ્રતિપળ ઉંચે જનાર માણસને દુનિયા દેખી પણ ન શકે એટલે ઉંચે જાય ! એ ઊર્ધ્વગમનની સીમા શબ્દદ્વારા આપણે એટલી કરી શકીએ કે તે પરમાત્માના ધામમા પહોંચી જાય છે ! પરમાત્માનું ધામ કેટલું ઉંચું છે તે તો ત્યાં ગયેલાઓ જાણે, આપણે શું જાણીએ. ત્યા શું જોવાનું મળે-શું અનુભવવાનું મળે છે, શું થાય છે ! એ બધું એકસરખું અગમ્ય

છે એતો જનારજ જાણી શકે પણ ઉંચે જવા માટે આપણે બધા સર્જાયા છે એટલુ નક્કી. ઉંચે ઉંચે ઉંચેજવું એજ જીવનનુ ધ્યેય હોય। અને ઉંચે જનારા માણસ પોતેજ પોતાનો ભોમિયો હોય છે। તેને સમજણ જ પડી જાય। તેને બહારના માર્ગદર્શકની જરુરજ ન રહેશે। આથી ભગવાન અહીં ખૂબી ભરેલો શબ્દ વાપરે છે કે સાત્વિક લોકો ઉંચે જાય છે। ઉંચાઇની હદ નથી। રાજસ લોકો વચ્ચેજ અટવાયા કરે અને વચ્ચેની દુનિયામા ચોર્યાસી લાખ યોનિઓ છે। એમાં કયાં અમુક રાજસ જીવ જવાનો એ શું કહી શકાય। પણ એટલું ચોક્કસ કે તે ઉપર જવાનો લ્હાવો નથી અનુભવી શકતો પાર્થિવ આકર્ષણ કેટલું મોટું કેટલુ જબરદસ્ત। બીચારો એ આકર્ષણને વટાવીને ક્યાંથી જઇ શકે? આથી રાજસ જીવ વચ્ચેજ લ્હેર મારતો અટવાય છે અને તામસની તો વાતજ શી। નીચે જાય છે। નીચાણનું ઉંડાણ પણ માપી શકાય એવુ નથી। જનારજ જાણે। અને છતાં આ ત્રણેનો અનુભવ માણસને રોજીંદો છે। રોજ એ ઉંચે જાય છે વચ્ચે આવે છે અને નીચે સરી પડે છે। વળી નીચેથી મધ્યમાં અને મધ્યેથી ઉપર જાય છે। પણ જે પ્રગતિશીલ છે તે ધીરે ધીરે કીડીના વેગે પણ ઉંચે જઇ શકે છે। બસ પ્રયત્નાધીન જીવ ઇશ્વર કૃપાને યોગ્ય બની સૌથી ઉંચુ પદ મેળવી શકે છે આ શ્લોકમાં ભગવાનનુ ભીમકાન્ત દર્શન છે। વરદાન અને શાપ બન્ને છે। અને એ બન્ને માટે જીવ પોતાનાજ પ્રયત્નથી જોખમદાર બને છે। જેણે ઉંચે જવાનો દૃઢ નિશ્ચય કર્યો તે ઉંચે જવાનોજ જેણે વચ્ચે રહેવાનુંજ પસંદ કર્યું તે વચ્ચેજ આગ માગવાનો જેણે નીચે જવાનું પસંદ કર્યું તેને તેમ કરતા પણ કોણ અટકાવે। આથી અહીં એકજ શ્લોકમાં ભગવાન જીવના પુરુષાર્થ અને ઇશ્વરની કૃપાના અદ્ભુત દર્શન કરાવે છે। પુરુષાર્થ સાથે ઇશ્વર કૃપા સદા વરેલી છે એવું ઉંડું ઉંડું સૂચન અહીં છે। માટે બધા ઉંચે જવાનોજ નિશ્ચય કરો એવુ ભગવાનનુ અહીં વિધાન છે। ॥ ૧૮ ॥

नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टानुपश्यति ।
गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥ १९ ॥

જે કાળે દ્રષ્ટા પુરુષ ગુણોથી જુદા-ભિન્ન કર્તાને અનુભવતો નથી. અને મને ભિન્ન સમજે છે તે મારા સ્વરૂપને પામે છે ॥૧૯॥

ભગવાને ગુણાતીત પુરુષની અદ્ભુત સ્થિતિ બતાવી. એ સાંભળી અર્જુનને ગુણાતીતના વિષયમાં વધુ જીજ્ઞાસા થાય એ કેવળ યોગ્ય છે. આથી ગુણાતીત પુરુષના લક્ષણ–તેનો આચાર અને ગુણથી અતીત થવાનો પ્રકાર જાણવાની ઇચ્છાથી અર્જુન ભગવાનને પૂછે છે. લક્ષણજ્ઞાન માણસને માટે આદર્શ છે. આચાર માણસને માટે દુનીયામાં વર્તવાને માટે પ્રમાણ રૂપ છે. અને ઓળંગવાનો પ્રકાર સાધકને માટે ઉપાયરૂપ છે. અર્થાત્ પ્રત્યેક સાધક ગુણાતીતનાં લક્ષણ સાંભળી તેને પોતાનો આદર્શ બનાવે. પોતેપણ તેવા થવાનું છે એમ નક્કી કરે. આચાર સાંભળી તે પ્રમાણે યાવજ્જીવ વર્તવાનો સંકલ્પ કરે. અને ઉપાય સાંભળી તેને આચરવાનો સહૃદય પ્રયત્ન કરે. આવી અર્જુનની મનોદશા છે. આથી હવે અર્જુન પ્રશ્ન પૂછે છે કે હે પ્રભો ! આપે આગળ કહેલા ત્રણ ગુણોને ઓળંગી ગયેલો માણસ કેવી રીતે–કયી નીશાનીઓથી જણાય ?–આ પહેલો પ્રશ્ન છે. અર્થાત્ ગુણોને ઓળંગી ગયેલા માણસને કંઈ શીંગડા કે પૂંછડું તો ઉગી નીકળતું નથી ! તે પણ આપણા જેવો માણસજ રહે છે તો કેમ જાણવું? કેવી રીતે કયા ચિન્હો ઉપરથી સમજવું કે અમુક માણસ ગુણોથી પર છે ? વળી તેવા માણસનો આચાર કેવો હોય ? અર્થાત્ સામાન્ય માણસની માફકજ તે પણ વર્તતો દેખાય છે. તો આવા પુરુષના આચરણમાં કઈ વિશેષતા હોય છે ? કઇ ખાસીયત હોય છે કે જેથી સામાન્ય જણાવા છતાં એનું અસામાન્યપણું પરખાઇ જાય ? અર્થાત્ વ્યવહારમાં આવો પુરુષ કેવી રીતે વર્તે છે ? ગુણાતીતનું વ્યવહારમાં વર્તન અનેક જીવોને માટે પ્રેરણાદાયી બને તે ઉપરાંત આ ગુણોને ઓળંગી જવાનો ઉપાય કયો ? અર્થાત્ ત્રણ ગુણોમાં રહેતો છતાં ત્રણ ગુણોને ઓળંગીને એ કેવી રીતે જઇ શકે ? આ ત્રીજો સવાલ છે. અર્થાત્ હે ભગવાન ! કૃપા કરીને આપ ત્રણ ગુણોને અનાયાસે તરી જવાનો ઉપાય પણ બતાવો કે જેથી હું તે ઉપાયને આચારમાં ઉતારવાનો પ્રયત્ન કરું. આવા અર્જુનના ત્રણ શ્રેયસ્કર પ્રશ્નો છે. આ ત્રણે પ્રશ્નો સાધકને માટે નિત્ય વિચારણીય છે. ॥ ૨૧ ॥

श्रीभगवानुवाचः– શ્રી ભગવાન બોલ્યાઃ–

प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पाण्डव ।
न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि काङ्क्षति ॥२२॥

એણે જ્યારે જાણ્યું કે આનો અમસ્તું જ કલ્પિત બંધન છે અને હું ભોળવાઈને ભમી ગયો હતું ત્યારે એને આત્મસ્મરણ થતાં એ પ્રકૃતિને છેલ્લી વન્દના કરે છે. અર્થાત્ ગુણોને ઓળંગી જવાનો ભગીરથ પ્રયત્ન કરે છે. ઇશ્વરકૃપાયુક્ત સ્વપ્રયત્નથી જ્યારે એને સાચી જાતને લગતી સમજ પડે ત્યારે એ એમ અનુભવે કે હું ગુણોથી જુદો છું ગુણોજ કાર્યકારણભાવે કર્મકર્તા છે. અને તેથી તેજ તેમના ભોક્તા છે. હું તો અકર્તા અને અભોક્તા છું. ત્યારે તે ત્રણ ગુણોને ઓળંગી જાય છે. એટલે કે ગુણોમાં રહ્યા છતાં ગુણો હવે એને પોતાના પ્રભાવે પ્રભાવિત કરી શકતા નથી. એને ગુલામ કરી શકતા નથી. એને પોતાની પ્રબલતમ સત્તાનું ભાન થયું. અત્યાર સુધી એ બકરાં જેવો હતો અને દેહાદિ આકારે પરિણમેલા ગુણો સિંહ જેવા હતા હવે એ સિંહ જેવો બન્યો અને દેહાદિ બીચારાં ગરીબ બોકડાં જેવાં થઇ ગયાં! આમ આવો પુરુષસિંહ પોતાની અદ્દભુત સત્તાને પરખી જાય એટલે જન્મ મૃત્યુ ઘડપણ દુઃખોની મગદૂર નથી કે તેને રાંકડો બનાવે! હવે તો તે જન્માદિને દૂર ફેંકી દે છે કેમકે તે તેનામાં વસ્તુગત્યા છેજ નહીં. કલ્પેલું સત્ય આગળ ક્યાં સુધી ટકે? સત્ય સમજાયું અનાદિકાળની મજબૂત છતાં એ નિર્બળ અસત્ય કલ્પના નાશ પામે છે! સત્યનો એજ તો પ્રભાવ છે! આમ જન્માદિની કલ્પનાને હવે તેની પાસે અવકાશ નથી! અને જ્યાં પોતાની અવિનાશી એકરસ અખંડ સત્તા અનુભવી એટલે તે અમૃતને જ પામે અમૃત એટલે નહીં મરેલું! જે ન મરે તે સત્ય. કેમકે સત્યને કાળનો સ્પર્શ નથી! જે ત્રણે કાળમાં એકરસ, તે સત્ય! આ સત્ય તેને લાધ્યું એટલે તે જાતે સત્ય થયો! અને સત્ય તો કાળનો પણ કાળ છે! આથી ત્રણ ગુણને વટાવનાર સત્યસ્વરૂપી પરમાત્મા બને છે! ॥ ૨૦ ॥

अर्जुन उवाचः— અર્જુન બોલ્યાઃ—

कैर्लिङ्गैस्त्रीन्गुणानेतानतीतो भवति प्रभो ।
किमाचारः कथं चैतांस्त्रीन्गुणानतिवर्तते ॥२१॥

હે સમર્થ! આ ત્રણ ગુણોને ઓળંગી ગયેલ ક્યા ચિન્હોથી ઓળખાય? કેવા આચારવાળો હોય? અને આ ત્રણ ગુણોને કેવી રીતે ઓળંગીને વર્તે છે. ॥ ૨૧ ॥

પરમાત્મા સર્વત્ર સમાનરૂપે અસ્તિત્વ ધરાવે છે તેમ આવો દ્રષ્ટા પુરૂષ પણ સર્વત્ર સમાન અસ્તિ ધરાવે છે । અર્થાત્ આત્મા સર્વવ્યાપી–સર્વત્ર પરિપૂર્ણ સર્વત્ર સમ–સર્વત્ર એકરસ છે એમ અનુભવે છે હવે તે દેહભેદથી આત્મભેદ નથી જુવે હવે તે ઇન્દ્રિયોની વિવિધતાથી આત્માની વિવિધતા નહીં માને હવે તે અહંકારની વિવિધતાથી આત્માની વિવિધતા નહીં માને બુદ્ધિની અનન્તતાથી આત્માની અનન્તતા નહીં પેખે બસ દ્રષ્ટાને માટે એકજ દર્શન રહે છે અને તે એ કે સમગ્ર–સ્થાવર જંગમ જગતમા એકજ આત્મા અનન્ત સત્તા વૈભવથી ચમકી રહ્યા છે એકજ ઇચ્છાથી તે અનેક રીતે વિહરી રહ્યો છે નામરૂપના અનન્ત–અસંખ્ય–અગણિત ઢાળોમા એકજ રસરાજની રેલમછેલ–થઈ રહી છે એમ અનુભવે છે । આવો દ્રષ્ટા પુરૂષ સાર્વભૌમની, અપાર અગાધ અદ્ભુત સત્તા અનુભવે છે અને અદ્વૈતના સામ્રાજ્ય ઉપર હવે તેનો છેવટને માટે યૌવરાજ્યાભિષેક થાય છે । સર્વત્ર એકરસ રસરાજ આત્માનો અનુભવ એ છેવટનુ ગન્તવ્ય હતુ પ્રાપ્તવ્ય હતુ તે તેને મળી ચુક્યુ. ભગવાન અહીં અતિ સંક્ષેપમા મદ્ભાવને તે પામે છે એટલુ કહી મૂકે છે જોનારને માટે આટલા સૂત્રાત્મક વાક્યમા પુસ્તકશાળા છૂપાયેલી જણાશે । મૂળમા એ જે હતો તે પાછો બની ગયો । અર્થાત્ સ્વરૂપસ્થિતિ તેને પ્રાપ્ત થાય છે । ॥૧૯॥

गुणानेतानतीत्य त्रीन्देही देहसमुद्भवान् ।
जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥ २० ॥

દેહી, દેહની ઉત્પત્તિના બીજરૂપ આ ત્રણ ગુણોને ઓળંગી જઈ જન્મ, મૃત્યુ, જરા ને દુઃખોથી છૂટેલો અમૃતને પામે છે ॥ ૨૦ ॥

આગલા શ્લોકમા વિવિક્ત આત્મદર્શી મદ્ભાવને પામે એમ કહ્યુ એ 'મદ્ભાવની પ્રાપ્તિ' એટલે શુ, તેને સ્પષ્ટ કરતા કહે છે હે અર્જુન । દેહને ઉપજાવનારા એવા આ ત્રણ ગુણોને ઓળંગી જઈને પુરૂષ જન્મ–મૃત્યુ–જરા–દુઃખોથી છૂટેલ હોઈ અમૃતને પામે છે ત્રણ ગુણોજ દેહના ઉત્પાદક હતા અજ્ઞાનને લીધે પુરૂષ સ્વરૂપને વિસરી જઈ પ્રકૃતિરૂપ પોતાની જાતને માનતો થઈ જાય કે તરત અજ્ઞાનની અનન્ત ધાડ તેને જકડી લે છે અને તેને દેહમા જકડી રાખે છે કર્મબન્ધનમા તેને નિબદ્ધ રાખે છે

અત્યાર સુધી ભગવાને ગુણોના બંધનનો પ્રકાર વગેરે વર્ણવ્યું. હવે તે બન્ધનોમાંથી પુરુષની મુક્તિ ક્યારે થાય એ જાણવું રહ્યું. કેમકે બન્ધનમાંથી છુટી મેળવવાને માટે તો આ બધી પ્રવૃત્તિ છે માનુષ્ય મુક્તિને માટે તલસે છે પ્રાણી માત્રને મુક્તિ એટલે કે સ્વરૂપ સ્થિતિ અત્યંત ઇષ્ટ છે પણ જો બન્ધન એટલે કે પરરૂપસ્થિતિમાંથી છુટતા જો ન આવડે તો તો આ બધી ધાંધલનો કશો અર્થ નથી! આથી હવે ભગવાન પુરુષની મુક્તિ કેવી રીતે ક્યારે અનુભવાય તે બતાવે છે. તેઓ કહે છે કે હે અર્જુન! જે વેળા શરીરથી પોતે જુદો છે એવું જાણનાર પુરુષ—એટલે શરીર વગેરેથી આત્મા વિલક્ષણ છે એવું જાણનાર પુરુષ, સત્વ વગેરે ત્રણ ગુણોથી બીજો કર્તા નથી એમ અનુભવે છે ત્યારે મદ્ભાવને પ્રાપ્ત કરે છે. આ શ્લોકનું પ્રત્યેક પદ વિચારણીય છે દ્રષ્ટા એટલે જોનાર, શું જોનાર? તો પોતાની જાતને જોનાર! કેવી રીતે જોનાર? તો દેહથી માંડી પ્રકૃતિ સુધીના બધા પદાર્થોથી 'હું ભિન્ન છું' એવું જોનાર અહીં જોવાની ક્રિયા એ આંખનો ધર્મ નથી જોવું એટલે સમજવું. માણસને પોતે દેહાદિથી ભિન્ન છે એવું સાક્ષાત્ સમજવું. અર્થાત્ શાસ્ત્રો કહે છે—સંતો કહે છે—વિદ્વાનો કહે છે માટે આત્મા દેહ વગેરેથી જૂદો છે એમ નહીં મારો પોતાનો અનુભવ કહે છે કે આત્મા દેહ વગેરેથી જૂદો છે એમ જેને જાત અનુભવ છે તેને ભગવાન દ્રષ્ટા કહે છે આવો વિવેકી આત્મદર્શી મનુષ્ય જ્યારે ગુણો સિવાય કર્તા નથી એમ અનુભવે છે. એટલે કે જે કાંઇ લૌકિક કે વૈદિક કર્મો થાય છે તે બધાં કર્મો ગુણોથી થાય છે એમ અનુભવે છે. એટલે કે કર્મ માત્રનો કર્તા ગુણો છે એમ જેને સાચોજ સમજાય છે તે જુવે છે કે આત્મા કર્મનો મૂળમાં કર્તા નથી! કર્તા નથી એટલે ભોક્તા પણ નથી! કર્તા હોય તે ભોક્તા થાય! તો કર્તા કોણ? દેહ ઇન્દ્રિયો મન અહંકાર બુદ્ધિરૂપે પરિણામ પામેલા ગુણોજ કર્તા છે! આથી દેહાદિજ ભોક્તા છે! તો જ્યારે સમજદાર પુરુષની આવી ગુણ-પુરુષને લગતી નીતરી સમજ નિશ્ચલ બને છે ત્યારે તે એક ડગલું આગળ જાય છે! તે પોતાની જાતને—પુરુષને—પરબ્રહ્મ સ્વરૂપઆત્માને ગુણોથી પર જાણે છે એટલે કે ગુણોથી વિલક્ષણ હું છું એમ નજરોનજર જુવે છે. અર્થાત્ સત્વાદિગુણોના પરિણામ રૂપ દેહાદિનો કાર્યોનો હું કેવળ સાક્ષી છું એમ અનુભવે છે. જ્યારે પુરુષ પોતાની જાતને ગુણોથી પર અનુભવે છે ત્યારે તે મદ્ભાવને પ્રાપ્ત કરે છે મદ્ભાવ એટલે મારી સત્તા અર્થાત્ પરમાત્માની સત્તા સાથે તે એકાત્મ થઇ જાય છે!' અર્થાત્ જેમ

હે પાંડવ ! જે પુરુષ પ્રકાશનો કે પ્રવૃત્તિનો કે મોહનો કે બીજા જે નિશ્ચય વિષયભાવે પ્રવર્ત્તલાંનો નથી દ્વેષ કરતો તથા નિવૃત્ત થયેલાને ઇચ્છતો નથી તે ગુણાતીત છે. ॥ ૨૨ ॥

હવે અર્જુનના પ્રશ્નોનો ભગવાન ઉત્તર આપે છે. ભગવાન કહે છે હે અર્જુન ! સારી પેઠે પ્રવૃત્ત થયેલા એટલે કે પોતાની સામગ્રીને લીધે યથાકાલ પ્રાપ્ત થયેલા પ્રકાશ પ્રવૃત્તિ અને મોહ તથા તે ત્રણેના કાર્યોનો ગુણાતીત પુરુષ નથી દ્વેષ કરતો કે નથી તેને મેળવવા ઝંખતો ! ગુણાતીતનું આ પહેલું લક્ષણ છે. પ્રકાશ એટલે જ્ઞાન. સત્વનું કાર્ય તે પ્રકાશ જ્ઞાન સત્વગુણના કાર્યોમાં પ્રકાશ મુખ્ય છે. એટલે એ એકના નિર્દેશ સાથે સત્વગુણના કાર્યમાત્રનો ઉલ્લેખ અહીં સમજવાનો છે. અર્થાત્ પ્રકાશ–લાઘવ–સુખ વગેરે સત્વગુણના કાર્યો ચિત્તમાં પ્રકટ થાય અગર તો રજોગુણના કાર્યો પ્રવૃત્તિ ઉદ્યોગ-લોભ વગેરે હૃદયમા ઉભરે કે તમોગુણનાં મોહ–પ્રમાદ–આળસ વગેરે કાર્યો અંતરમાં રાજ્ય કરે તો નથી તો તેમને માટે જેને પ્રીતિ કે નથી તો દ્વેષ એવા માણસને ગુણાતીત જાણવો. અર્થાત્ પદાર્થમાત્રના ભાવ કે અભાવમાં પ્રીતિ અગરતો દ્વેષ વગરની અવસ્થા. એટલે કે ગુણ માત્રમાં રાગદ્વેષ શૂન્ય ચિત્તસ્થિતિ. પ્રીતિ કે દ્વેષની ચુડમાથી આત્યંતિક મુક્ત ! આવી સ્થિતિનો જેને અનુભવ હોય તે ગુણાતીત જાણવો.

આ શ્લોકનો અર્થ વિચારતાં એની છેવટની હદ પરવૈરાગ્યની અવસ્થામાં આવે છે, પરવૈરાગ્ય એ જ્ઞાનનો ઉંચામાંઉંચો પ્રસાદ છે. બુદ્ધિની નિર્મલતાની છેવટની હદ એ પરવૈરાગ્ય છે. જેના હૃદયમાં આત્માના સાક્ષાત્ અનુભવને લીધે ગુણમાત્રમાં ખસબુદ્ધિ થાય–એટલે કે હું આત્મા છું ગુણો સાથે મારે રહેવું લેવા દેવા નથી ગુણ અને હું અત્યાર સુધી અમસ્તાજ એક બીજાના રંગે રંગાયા કરતા હતાં–મૂળમાં રંગાવાનું ! એક બીજાના ગુણ ધર્મોનું એક બીજામાં આરોપણ કરવામાં– સેળભેળ કરવામાં કારણુજ નથી–આથી ગુણો તે ગુણો અને હું આત્મા તે આત્મા એવું અતિ ઉચ્ચ કોટિનું–છેવટનું–અનુભવજન્ય જ્ઞાન માણસને ઇશ્વરની કૃપાથી થાય છે ત્યારે તેને ગુણમાત્રમાં અલંબુદ્ધિ થાય છે. એટલે કે ગુણો પોતપોતાના કાર્યોદ્વારા પ્રકટે કે પ્રકટીને નિવૃત્તિ પામે તો તે ગુણોના કાર્યોમાં નથી તેને પ્રીતિ કે નથી તેને દ્વેષ ! રાગદ્વેષની શૂન્યતામાં પરિણ-

ભતી આ જ્ઞાનભૂમિકાનો ભગવાન અહીં મહિમા બતાવે છે ! અવિવેકને લીધે ગુણાસક્તિ હતી. અવિવેક હવે મરી ગયો, એટલે ગુણના પ્રદેશમાં આત્માની વળગણ રહેતી નથી ! ગુણોને વટાવીને હવે તેની આત્માનાં પ્રદેશમાં સ્થિતિ છે ! આત્માની સંપૂર્ણ સત્તા—સંપૂર્ણ જ્ઞાનરૂપતા અને સંપૂર્ણ આનન્દરૂપતામાં હવે સુપ્રતિષ્ઠિત અવસ્થા હોવાને લીધે, કૃપણ માણસની મનવૃત્તિ એટલે કે ગુણોમાં રાગદ્વેષની વૃત્તિનો લોપ થાય છે. જ્ઞાની—ગુણાતીત વ્યક્તિના હૃદયને બાયસ્કોપના પડદા સાથે સરખાવી શકાય ! અનેક ચિત્રોનો ઉદય અને અસ્ત થતો રહે—લાલરંગી—કૃષ્ણવર્ણી કે શ્વેત ચિત્રો ચિતરાય અને ભૂંસાય પણ પડદો તો, તેવોને તેવોજ રહે—નથી તે લાલ ધોળો કે કાળો બનતો. પોતાના સ્વરૂપમાં પડદાની જેવી પ્રતિષ્ઠા તેવીજ પ્રતિષ્ઠા ગુણની ભૂમિકાને ઓળંગીને ગયેલ આત્માના પ્રદેશમાં વસેલ મનુષ્યની સમજવી ! પદાર્થ માત્રને ન તો લેવાની કે ન તો ત્યાગવાની વૃત્તિ—પરવૈરાગ્યનો નિરન્તર સહવાસ. આવી સ્થિતિ આત્મા અને અનાત્માના સાક્ષાત્ વિવેકાનુભવથી થાય છે. અને એવો વિવેક જેને થયો તે ગુણાતીત જાણવો ! આવી સ્થિતિનો અનુભવ જેને થતો હોય તેનેજ એમાં શો આનન્દ હશે તે સમજાય ! ॥ ૨૨ ॥

> उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।
> गुणा वर्तन्त इत्येव योऽवतिष्ठति नेङ्गते ॥ २३ ॥

**જે પુરુષ તટસ્થની પેઠે બેઠેલો હોઈ ગુણોથી ચલિત કરાતો નથી. પરંતુ ગુણોજ પરસ્પર વર્તે છે એમ જાણી સ્થિર છે—કંપતો નથી તે ગુણાતીત છે. ॥ ૨૩ ॥**

આગલા શ્લોકમાં ગુણાતીતનું ભગવાને લક્ષણ આપ્યું. હવેના ત્રણ શ્લોકમાં ગુણાતીતનું વર્તન—આચાર કેવો હોય છે તે પણ લક્ષણ દ્વારાજ બતાવે છે. અર્થાત્ હવેના ત્રણ શ્લોકોમાં ભગવાન અર્જુનના બીજા પ્રશ્નનો જવાબ આપે છે. ભગવાન કહે છે કે હે અર્જુન ! ઉદાસીનની માફક બેઠેલો હોઈને ગુણોથી ચળાવાતો નથી, દેહ ઇન્દ્રિય બુદ્ધિ વિષય વગેરે આકારે ઢળેલા ગુણોજ અને નહીં કે આત્મા—પરસ્પર પ્રવર્તે છે એમ જાણીને જે દૃઢ રહે છે—નથી હાલતો—એટલે કે હર્ષ કે વિષાદથી જે

આકુળ વ્યાકુળ થતો નથી તે માણસ ગુણાતીત છે. આવો તો શ્લોકાર્થ થયો. એનો વિચાર કરતાં ગુણાતીતનું વર્તન કેવું હોય છે તે જણાય આવશે. પહેલાં તો ગુણાતીત માણસ ઉદાસીનની માફક જગતમાં બેઠેલો હોય છે. ઉદાસીન એટલે ઉપર બેઠેલો. બે જણ લડતા હોય તે બેમાંથી કોઇનો પણ પક્ષ જે તાણતો નથી તે માણસ ઉદાસીન કહેવાય છે. અર્થાત્ તટસ્થ. જગતમાં મારામારી છે. મૂળ રાગદ્વેષની. રાગદ્વેષના પ્રવાહે તણાઇને પ્રાણીમાત્ર કોઇના ઉપર પ્રીતિ કરે છે કોઇના ઉપર દ્વેષ કરે છે. આ મારામારી કરાવનાર રાગ કે દ્વેષ– એ બેમાંથી એકેના તરફ ગુણાતીત માણસ ઢળતો નથી. એકેનો આશ્રય લેતો નથી. નથી રાગને વગ આપતો નથી દ્વેષને વગ આપતો. આથી તે રાગદ્વેષથી પર છે. આમ ગુણાતીત માણસ નિરન્તર રાગદ્વેષથી પર હોય છે. અર્થાત્ તેના જીવન વ્યવહારના પ્રત્યેક પ્રસંગમા ગુણાતીત આત્મદર્શી માણસ રાગદ્વેષથી પ્રેરાતોજ ન હોય. તેના વર્તનમા રાગદ્વેષશૂન્યતા હોય છે। ટૂંકમાં રાગદ્વેષ વિનાનું જેનું વર્તન હોય તે ગુણાતીત છે એમ જાણવું. આ ઉપરાત ગુણોથી જે ચળાવાતો નથી તે ગુણાતીત છે. ગુણોનું કામ માણસને પોતાની આત્મનિષ્ઠામાથી ઘસડી પાડવાનું હોય છે. પ્રત્યેક પળે માણસ સત્વ રજ કે તમો ગુણના પ્રભાવને સસાર દશામા અનુભવે છે. એના આત્મ દર્શનને આ ગુણો ચળાવી દે છે. જરા જગ વારમાં એને રાગી દ્વેષી કે મોહી બનાવી દે છે અને રાગ દ્વેષને જન્માવી તેને તેવા રગે રંગી દઇ આત્માનું ભાન ભૂલાવી દે છે. ગુણાતીત માણસનું આત્મદર્શન અવિચલ હોય છે. તે કોઇનો ચળાવ્યો ચળતો નથી અને આથીજ રાગ દ્વેષ વગેરે ચળવાના–સ્વરૂપ સ્થિતિમાંથી ભ્રષ્ટ કરનારાં બળો તેના ઉપર અસર કરતાં નથી। આમ જે નિરન્તર આત્મનિષ્ઠ છે તેને ગુણો ચળાવી શકતા નથી. એટલે કે તેનામાં રાગ દ્વેષાદિ નીપજાવી તેને પોતાની સ્થિતિમાથી હડસેલી કાઢતા નથી! અર્થાત્ જીવનમાં જે સ્વરૂપનિષ્ઠાના જ્ઞાનપૂર્વક પ્રવર્તે છે તે ગુણાતીત છે એવો આનો અર્થ થયો।

આ ઉપરાંત ગુણાતીતની સંસારને લગતી કેવી દૃઢ સ્વાનુભવજન્ય સમજ હોય તે બતાવે છે. જે માણસ, 'ગુણોજ વર્તે છે' એમ અવસ્થાન કરે છે. એટલે કે સત્વાદિ ગુણોજ કાયકારણ વિષયના રૂપમાં એકબીજામા વર્તી રહ્યા છે એ સમજમા જે નિશ્ચલતા પૂર્વક સ્થિતિ કરી ચૂક્યો છે. અર્થાત્ આત્મા, દેહ ઇન્દ્રિય બુદ્ધિ વગેરે નથી બધાથી તે જુદો છે. એટલે

આત્મા સિવાયનું જે રહ્યું તે બધું ગુણોનોજ ગુણાકાર ભાગાકાર છે અને આથી ગુણોજ ગુણોમાં પ્રવૃત્તિ કરી રહ્યા છે એ સિદ્ધાન્તની જેનામાં નિશ્ચલ સમજ છે અર્થાત્ ઇન્દ્રિયોના તક્તામાં પ્રતિબિંબિત થયેલા પંચ મહાભૂતોના શબ્દાદિ અનુભવો મનના પડદા ઉપર ચીતરાય છે મન અહંકારને આ બધાંની સોંપણુ કરે છે. અહંકાર બુદ્ધિની આગળ અનુભવ માત્ર ધરી દે છે અને અવિવેકી બુદ્ધિજ કર્તા કે ભોક્તા બને છે આમાં આત્માનો કશો હિસ્સો નથી. આત્મા તો સદા સર્વત્ર સમ સત્તાવાળો ચિદ્ઘન આનન્દ રૂપ છે એનામાં કર્તૃત્વ ભોક્તૃત્વના પરપોટાઓ ફુટતા નથી. એ બધું જે થયા કરે છે તે ચિત્તનામ્બુદ્ધિના સરોવરમાં થાય તેની સાથે આત્માને કશો સંબંધ નથી આવું દૃઢ ભાન હોવાથી જે આત્મનિષ્ઠ છે તે કદી હું વર્તુ છું એટલે કે આત્મા આ બધામાં વર્તે છે એમ માનતો નથી સત્યની અવિચળ ભક્તિમાંથી આ મનોદશા જન્મે છે આત્મા અને ગુણનો વિવેક એટલે સત્ય એ સત્યને વફાદારીથી વળગીને જીવનમાં જીવવાની જે તમન્ના તેનું અહીં 'ગુણોજ વર્તે છે' એવું નામ ભગવાન આપે છે. સત્યની અવ્યભિચારી ભક્તિને લીધે ગુણાતીત માણસની આ મનોદશા હોય છે, અને આથીજ ભગવાન કહે છે કે તેવો પુરૂષ '**નેંગતે**'—નથી ચળતો ! એટલે કે હર્ષ વિષાદથી આકુળ વ્યાકુળ થતો નથી ! બીચારાં હર્ષ અને વિષાદ ! આત્મજ્ઞાનની અગાધતામાં એતો ક્યાયે અટવાઈ જાય છે ! મોજુ જેમ નિસ્તરંગ મહોદધિની ગંભીરતાને ખળભળાવી શકતું નથી તેમ બીચારા હર્ષશોક આત્મ જ્ઞાનના નિસ્તરંગ મહોદધિમાં નિષ્ણાતને ક્યાંથી ખળભળાવી શકે ? આવું જેનુ સર્વત્ર તટસ્થ–અનાસક્ત વર્તન તે ગુણાતીત ॥ ૨૩ ॥

समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकाञ्चनः ।
तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिन्दात्मसंस्तुतिः ॥ २४ ॥

દુઃખ અને સુખમાં સરખો. સ્વસ્થ માટી પત્થર કે કાંચનામાં સરખી બુધ્ધિવાળો, પ્રિય અને અપ્રિયમાં તુલ્ય. ધીર. સરખી છે પોતાની સ્તુતિ કે નિન્દા જેને એવો (ગુણાતીત છે). ॥ ૨૪ ॥

આગલા શ્લોકમાં ગુણાતીતનું લક્ષણદ્વારા વર્તન બતાવ્યું. વળી આગળ ભગવાન કહે છે કે હે અર્જુન! ગુણાતીત સુખદુઃખમાં સરખો હોય. સ્વસ્થ હોય. ઢેફું, પત્થર કે સોનામાં સમાન હોય. પ્રિય કે અપ્રિયમાં એક રસ હોય. ધીર હોય. જાતની નિન્દા કે સ્તુતિમાં અવિકારી હોય. ગુણાતીત માણસ સુખ અગર તો દુઃખની પ્રાપ્તિમાં એક સરખોજ રહે કેમકે ત્રણ ગુણના પરિણામરૂપ સુખદુઃખમાં તેને હવે ફેર નથી! અર્થાત્ સુખ આવે તો ભોગવે પણ સુખમાં રાગ નથી. દુઃખ આવે તો ભોગવે પણ દુઃખનો દ્વેષ નથી! સુખ અને દુઃખ એ આવવાનાંજ. એ રઘુનાથનાં ઘડેલાં છે. ભોગવ્યેજ છૂટકો. જે ભોગવવાનાંજ હોય—જેનાથી કોઈપણ પ્રયત્ને છૂટકો નથીજ, તેને એવી રીતે ભોગવવું કે જેથી તેનો આત્મા ઉપર પ્રત્યાઘાત ન પડે. સુખ અને દુઃખના પ્રભાવને હણી નાંખવો એવી આત્મજ્ઞાનની ખૂબી છે. ભયંકર નાગ હોય પણ તેનો ઝેરીદાઢ કાઢી લીધો હોય તો તેના ફુંફાડા હોય તોયે તેને નિરાંતે ખોળે મૂકી માણસ ઉંઘી શકે! સંસારરૂપી નાગને મ્હાત કરી નાંખે—બેભાન કરી નાંખે—એવા બે ઝ્હેરાઓ છે—બે દાંતો છે. અને તે રાગદ્વેષ. રાગદ્વેષરૂપી દાંત જેને લાગ્યા તેને સંસારનું ઝેર ચઢ્યા વગર ન રહે. તે બેભાન થયા વિના ન રહે. ગુણાતીત પુરુષ સંસારરૂપી નાગને આત્મજ્ઞાનરૂપી મંત્રથી મુગ્ધ કરી દે છે અને રાગદ્વેષરૂપી તેના બે દાંતને જડમૂળથી ઉખેડી નાંખે છે. પછી આગળની ટેવને લીધે સંસાર તેને ફુંફાડા મારીને ડરાવવા યત્ન કરે પણ તે ડંખ તેને લાગતા નથી. આથી સાંસારિક સુખદુઃખ આવે અડકે અને જાય તો પણ ગુણાતીત પુરુષને તે હલાવતા નથી, તેને વિકારવશ કરતાં નથી! આથી ગુણાતીત પુરુષ પ્રારબ્ધકર્મના ફળરૂપ સુખદુઃખને નિરાંતે ભોગવી લે છે. તેમને વધારે પડતું મહત્વ આપતો નથી. તે બન્નેમાં તેને સમાનદર્શન રહે છે. આત્મજ્ઞાનનો આ અદ્ભુત પ્રભાવ છે.

તે ઉપરાંત તે સ્વસ્થ હોય. એક વખત જેણે આત્માને જોયો તે પછી તેના દર્શન વિના રહીજ શકતો નથી. દુનિયાના પદાર્થમાત્ર તેને ફીકા લાગતા. ચન્દ્રનું તેજ ગમે તેટલું મોહક હોય, રસિક હોય, પણ જે જાણે છે કે ચન્દ્રનું તેજ ઉછીનું લીધેલું છે. સૂર્યના પ્રકાશે ચન્દ્ર ઉજળો છે, તેજોમય છે, તે ચન્દ્રને વિષે ભ્રાન્તિ ન સેવે. તેમ જે જાણી ચૂકેલો છે કે આત્માના પ્રકાશે જગતના પદાર્થમાત્ર ચમકે છે આત્માના

રગે બધા રસમય થાય છે તે રસના ઉગમસ્થાનને–મૂળને છોડી કદી ડાળાંપાંદડાને ન વળગે ! આથી ગુણાતીતને ગુણમાં સ્વાભાવિક મીઠાશ–રસમયતા ન હોવાથી હમેશાં રસરાજ આત્મામાં નિમગ્ન રહે છે અને આજ સાચી સ્વસ્થતા છે. ગુણાતીત આવો હોય એટલે કે સદા આત્મદર્શનના અમૃત સાગરમાં નિષ્ણાત રહે છે

વળી તે ઢેફું હોય, પત્થર હોય કે સોનુ હોય–બધામાં સરખો હોય અર્થાત્ તેમની વ્યાવહારિક ઉપયોગિતાને બરોબર સમજે પણ તે ઉપરાંત તેમનો તેના ઉપર કશો પ્રભાવ ન પડે. ગુણાતીત ગાંડો હોય એવું કશું નથી તેને માટી પત્થર કે સોનામાં ભેદ નથી એટલે એવું નહીં કે સોનાના ઢગલાની તે કિંમત માટીના ઢેફાં જેટલી સમજે છે માટી–ઢેફું–પત્થર કે સોનુ–અર્થાત્ ક્ષુદ્રમાં ક્ષુદ્ર ચીજથી માંડીને કિંમતીમાં કિંમતી ચીજ સુધીની દરેક વસ્તુની તે યથાર્થ કિંમત આંકે, તેમની પાસે કામ લે, પણ તેજ મારું જીવનધ્યેય છે–તે ન હોય તો હું ન હોઉંગ એમ માનતો નથી ! અર્થાત્ સોનુ તેને લોભાવી શકતું નથી ! સોનું સોનુ છતાં સોનુ નથી કેમકે તેના ઉપર જે કિંમતનું આરોપણ કરીયે છીએ તે મનુષ્યની વ્યવહારબુદ્ધિનું પરિણામ છે અને વ્યવહારમાં તેનો ઉપયોગ ગુણાતીત સમજે પણ તેને આત્મામાં જડી ન લે અર્થાત્ સોનુ, લોખંડ, પત્થર, તેને તાત્વિક દૃષ્ટિએ નથી તો હેય કે નથી તો ઉપાદેય સોનાનો સોનાની જગ્યાએ, લોખંડનો લોખંડની જગ્યાએ, પત્થરનો પત્થરની જગ્યાએ, તે ઉપયોગ કરશે. અર્થાત્ વસ્તુમાત્રના માનવ કલ્પિત મૂલ્યાંકનો તે સમજી લેશે પણ તેમની સાથે આસક્તિનો સંબંધ ન રાખશે અહીં તો યોગ્ય મૂલ્યાંકનની વાત છે વસ્તુનું યથાર્થ મૂલ્ય આંકી તેનો ઉપયોગ ગુણાતીત કરશે. પણ અંદર તેને માટે ઉપાદેય કે હેય ભાવ ન રાખશે આવો અહીં ભગવાનનો આશય છે

તે ઉપરાત ગુણાતીત પુરૂષ પ્રિય અને અપ્રિયમાં સરખો રહેશે. એટલે કે સુખ આપનારી વસ્તુનો સંયોગ થતા તે ફુલાઇ ન જાય તેવી વસ્તુનો વિયોગ થતાં તે કરમાઇ ન જાય વળી દુઃખ આપનાર ચીજનો વિયોગ થતા હરખાઇ ન જાય. તેવી વસ્તુનો સંયોગ થતાં વિલાઇ ન જાય. કેમકે તે જાણે છે કે વસ્તુઓનો સ્વભાવજ સુખ દુઃખ દેનાર છે જે જેનો સ્વભાવ હોય તેને ટાળવાનુ કોઇનામાં સામર્થ્ય નથી ! વસ્તુમાત્ર પોતાના સ્પર્શથી

સુખ દુઃખ જન્માવે. આત્માની નિર્વિકારી પ્રસન્નતા અનુભવનાર પ્રિય અપ્રિયથી વિકારવશ નહીં થાય ! અર્થાત્ સુખદાયી વસ્તુના સંયોગમાં તે સુખ માનતો નથી. તેના વિયોગમા દુઃખ માનતો નથી. તેમજ દુઃખદાયી વસ્તુના વિયોગમાં તે સુખ માનતો નથી સંયોગમાં દુઃખ માનતો નથી ! આત્મા કે જે સત્ય સુખનો ભંડાર છે તેની નિત્ય પ્રાપ્તિ હોવાથી સાંસારિક પદાર્થોના સ્પર્શાસ્પર્શે તેને સુખ દુઃખ માની લેવાની ટેવ હોતી નથી ! આવો ગુણાતીત હોય !

વળી ગુણાતીત માણસ ધીર હોય એટલે કે અકંપ્ય મનવાળો હોય ! સંપત્તિ કે વિપત્તિમાં જરા ન ડોલે એવો હોય. હિમાલયની અચલ દૃઢ નિષ્ઠાવાળો હોય. સત્ય સેવા એ આખોજ અખૂટ ધીરજનો પ્રયોગ છે ! સંપત્તિ આવે કે વિપત્તિ આવે એમાંથી એકેને મચક ન આપે કેમકે ગુણાતીતને ખબર છે કે સંપત્તિ કે વિપત્તિ કાયમનાં નથી. નિત્ય નથી. આવે છે, અડકે છે, જાય છે. તો આવે તો તે આવો, એમ ન કહે અડકે તો તે ભડકે નહીં. જાય તો કેમ ચાલ્યા એમ ન પૂછે ! એટલી અજબ તટસ્થતા કે ન પૂછો વાત ! ગુણો અનન્ત રૂપે આવી છટકતાં જીવને લલચાવવા યત્ન કરે. તેની ધીરજ ખરચી નાંખવા પ્રયત્ન કરે. તેને બેબાકળો બનાવવાના છેવટના પાસા નાંખી જુવે. પણ પદાર્થોના સ્વભાવનું જેને નિર્મલ અચલ જ્ઞાન છે, આત્માનો જેનો અનુભવ દૃઢ છે તે આવા સંપત્તિ વિપત્તિના 'ધૂપછાવ'થી ગભરાતો નથી ! હિમાલયની અચલતા એ આત્મનિષ્ઠાનો અદ્ભુત આવિષ્કાર છે ! ગુણાતીત સંપત્તિ વિપત્તિના આવાગમનમાં આવો હિમાલયશો દૃઢ હોય એમ ભગવાન કહે છે

વળી ગુણાતીત નિન્દા સ્તુતિનો દાસ ન હોય. પોતાના ગુણોની પ્રશંસા એટલે સ્તુતિ. પોતાના દોષોનું કથન એટલે નિન્દા. સ્તુતિથી માણસ ફુલાઇ જાય છે. નિન્દાથી તે ક્રોધિત થાય છે. નિન્દા અને સ્તુતિ એ બન્નેનો પ્રભાવ સામાન્ય માણસ ઉપર તો અજબ પડે છે. સ્તુતિ તેને ફુલાવી નાખે છે નિન્દા તેને પિત્ત ચઢાવી દે છે. પણ ગુણાતીત માણસ સ્તુતિનિન્દાના પાશથી પર થાય છે. તે વિચાર કરે છે. વિચાર કરતા તેને માલમ પડે છે કે નિન્દા અગરતો સ્તુતિ એ આત્મકર્તવ્યનું ફલ છે ! એ તમો ઇચ્છો કે ન ઇચ્છો તોપણ મળવાનુંજ. કેમકે લોકનો એ સ્વભાવ છે. લોકસ્વભાવને તો સવાલ કેમ કરી શકાય ? આથી આત્મકર્તવ્યથી

મિથ્યા સ્તુતિ અને નિન્દાથી તે હરખાતો કે શોક કરતો નથી તેમજ કોઈની સાથે તે લડવા બહાર પડતો નથી ! તે જાણે છે કે લોકોનો સ્વભાવ અટલ હોઈને તેને ફેરવવાનો પ્રયત્ન કરવો એ પહેલા નંબરની મૂર્ખતા છે. વળી નિન્દા અને સ્તુતિથી તેની જાતમાં–સત્યમાં ફેર પડતો નથી ! તો નકામો સ્તુતિ નિન્દાને વેગ આપી આત્મકર્તવ્યપાલનમાં ભ્રષ્ટ થવું એ અશુદ્ધ માણસનું લક્ષણ છે. પ્રબુદ્ધનું નથી ગુણાતીત પ્રબુદ્ધ છે. આથી નિન્દા અને સ્તુતિ બન્નેને દૂર ફેંકી તે હંમેશાં આત્મકર્તવ્યમાં લીન હોય છે. નથી તેને પરવા પ્રશંસાની કે નથી તેને ખટખટ નિન્દાની. કર્તવ્ય તે કર્તવ્યબુદ્ધિથી કરવું જ જોઈએ એમા કોઈના ઉપર ઉપકાર નથી. જાતના ઉપરજ એ ઉપકારક છે આથી નિરન્તર આત્મકર્તવ્ય પાલનમાં નિરપવાદ નિષ્ઠા એ ગુણાતીતનું લક્ષણ છે ! ॥ ૨૪ ॥

मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।
सर्वारम्भपरित्यागी गुणातीतः स उच्यते ॥ २५ ॥

આદર કે અનાદરમાં સરખો. મિત્ર કે શત્રુ પક્ષમાં સરખો. સર્વ કામ્યકર્મોનો ત્યાગી તે ગુણાતીત કહેવાય છે. ॥ ૨૫ ॥

વળી ભગવાન પોતાના ભક્તના લક્ષણ બતાવતાં ઉત્સાહથી કહે છે કે તે ગુણાતીત કહેવાય કે જે માન અને અપમાનમાં સરખો હોય. મિત્ર પક્ષ અને શત્રુ પક્ષમાં સરખો હોય સર્વ સ્વાર્થકર્મનો પૂરો ત્યાગ કરનાર હોય.

માન એટલે અહંકારની પુષ્ટિ. અપમાન એટલે અહંકારનું પીંજાવું અહંકાર જ્યારે પોષાય ત્યારે માણસને મજા આવી જાય છે અહંકાર જ્યારે પીંજાય ત્યારે તેને ઝાળ લાગે છે પરંતુ અહંકાર જાતેજ એટલી ખોટી વસ્તુ છે કે તેની પુષ્ટિમાં કે કુશતામાં મઝા આનવી કે ઝાળ લગાડવી એ નરી ક્ષુદ્રતા છે ! વળી ગુણાતીત તો અહંભાવ પીગળી ગયા વગર ત્યાંસુધી થવાયજ નહીં ! કેમકે ગુણાતીત અવસ્થા એ નિરતિશય નમ્ર અવસ્થા છે અમાનિપણાની એ છેવટની હદ છે આથી ગુણાતીત પુરૂષનો અહંકાર પોષાય કે પીંજાય તો તેમાંથી તે વ્યગ્ર ન થાય ! માન અપમાનને તો એવાં તો ભસ્મ બનાવી દે કે બિચારા તે બન્ને ગુણાતીતની નજીક આવીજ ન શકે ગુણાતીતનું હૃદય તો ઝીણી ચ્હેતી જેવું હોય. તેના ઉપર ચાળનાર જાતેજ ચાળી જાય. કેમકે ચાળનારના પગના આઘાતનો તેથી

પ્રત્યાઘાત કરતી નથી ! જે આઘાત સામે પ્રત્યાઘાત ન કરે-કરવાનું જ ભૂલી જાય તે માનાપમાનથી અસ્પૃષ્ટ રહે ! ગુણાતીત એવો હોય. જેથી દુન્યવી માન અપમાનમાં, સત્ય ન હોવાથી, તે બન્નેમાં ગુણાતીત સરખો રહે ! માનના પ્રકાર કે અપમાનના જૂતાં-બન્ને તેને અસર ન કરી શકે. આનો અર્થ એવો નથી કે ગુણાતીત નફ્ફટ હોય ! આવો અર્થ કોઈ ન કરે ! પણ સાચું માન આત્મ સત્કારમાં છે. સાચું અપમાન આત્માને ઠેસ પાડવામાં છે. આથી જ્યાં આત્મતત્ત્વનો અમત્કાર હોય ત્યાં તો ગુણાતીત જીવના જોખમે તેનો સામનો કરે. અને ગજભાર પણ નમતું ન આપે. આત્મસત્કાર હોય ત્યાં તો તે પ્રસન્નતા અનુભવે જ. પણ તે સિવાયની બાબતમાં જે માનાપમાન હોય તેને તે દૂર ફેંકી દે છે. આવો ભગવાનનો આશય છે.

વળી તે માણસને મિત્રપક્ષ કે શત્રુપક્ષમાં સરખો ભાવ હોય. અર્થાત્ તે સમજે છે કે મિત્રભાવ કે શત્રુભાવ એ આત્માની દૃષ્ટિએ નથી. કર્મની દૃષ્ટિએ મિત્રારિભાવ થાય છે. ગુણાતીત, આત્માની દૃષ્ટિએ બન્નેને સરખા લેખે. કર્મકૃત મિત્રારિભાવને વશ થઈ મિત્ર ઉપર તે રાગ રાખે અને શત્રુ ઉપર દ્વેષ રાખે તો તેનું આત્મદર્શન સ્વચ્છ નથી. અર્થાત્ તે ગુણાતીત નથી. આથી વ્યવહારમાં મિત્ર અને શત્રુનાં કર્મો તે ધ્યાન રાખશે. તેમની અસ્તિને ન ભૂલી જાય. અર્થાત્ તે ઝપડે તો કર્મ સાથે. માનવમાં રહેલું માનવ સાથે તે કદી ન લડે. તે આત્મ-દૃષ્ટિએ બધાના ઉપર પ્રેમ કરશે. પણ કર્મદૃષ્ટિએ મિત્ર સાથે કે શત્રુ સાથે યોગ્ય વ્યવહાર કરશે. ખરી રીતે તો ગુણાતીતને પોતાને તો કોઈ શત્રુ જ નથી હોતો. પણ સંસારમાં બધા જ ગુણાતીતો નથી ! આથી ગુણાતીતને પોતાનો શત્રુ માનનારની સંખ્યા દરેક કાળે વધારે હોય છે. આથી તેવાઓની સાથે વ્યવહારમાં ગુણાતીત માણસ આત્મદૃષ્ટિને ન વિસરશે. શત્રુનો પણ તેતો હૃદય પલટો જ ઇચ્છે પણ તેથી શત્રુને અન્યાયી રીતે નમતું ન આપે. ઘસાઈ જાય. મરી મટે પણ નમતું ન આપે ! આત્મદર્શનના વિલક્ષણ પ્રભાવને સામાન્ય માણસ તો સમજી જ શકતો નથી. એટલે આ લક્ષણનો પણ કોઈ અનર્થ ન કરે એટલું જ અહીં સંભાળવાનું છે.

આ ઉપરાંત ગુણાતીતનાં બધાકાર્યો નિઃસ્વાર્થ હશે. તેને તો આત્મલાભ મળ્યો એટલે આત્મા પૂર્ણકામ હોવાથી પોતાના સ્વાર્થ જેવી તેની

પાસે હવે કોઇ ચીજ નથી. એટલે ગુણાતીત માણસ યાવજ્જીવ નિસ્વાર્થ કર્મોમાં લોકસંગ્રહની દૃષ્ટિએ ઉપયોગી રહે છે. આનેજ સર્વારંભ પરિત્યાગી કહેવામાં આવે છે. હાથપગ સંકોચીને જડ થઈ ફરનાર એવો આનો અર્થ નથી. પણ સ્વાર્થી કર્મમાંથી સંપૂર્ણ છૂટકારો અને લોકહિતકારી કર્મોમાં પળેપળનો ઉપયોગ કરનાર ગુણાતીત છે એવો અર્થ છે. અર્થાત્ જીવનભર જેણે પરોપકારનું દૈવી-ઇશ્વરીય વ્રત સ્વીકાર્યું હોય તે ગુણાતીત છે સ્વાર્થે તો સૌ જીવે. પરાર્થે જીવે તે જીવે ! આવો અહીં આશય છે અને પરાર્થ એજ પરમસ્વાર્થ છે એમ સૌ સમજે. ॥ ૨૫ ॥

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
स गुणान्समतीत्यैतान्ब्रह्मभूयाय कल्पते ॥ २६ ॥

જે કોઈપણ એકાન્ત ભક્તિયોગથી મને ભજે છે, તે આ ગુણોને અનાયાસે ઓળંગી જઈ બ્રહ્મભાવ માટે સમર્થ થાય છે ॥ ૨૬ ॥

આગલા ત્રણ શ્લોકોમાં ગુણાતીતના આચારો લક્ષણદ્વારા બતાવ્યા. એ આચારોના પાલનમાં, જે બલ જોઇએ છે—જે વીર્ય જોઇએ છે તે સામાન્ય-વીર્યકંગાળ માણસ પાસે હોતું નથી નિર્બલનો આત્માનો રાજ્યમાં અધિકારજ નથી ! આથી ત્રણગુણોની આ પ્રચંડ સાગર ઉર્મિ-માંથી—આ ત્રણગુણોની દુસ્તર-કોઈ વિરલાથી તરી જવાય એવી માયામાંથી તરી જવાની અમોઘ આત્મશક્તિ કેવી રીતે મેળવાય ? મોતને પડકાર કરવાની મોતની સાથે વહાલ કરવાની એ શક્તિ કેવી રીતે પ્રાપ્ત થાય ? અર્થાત્ આ ત્રણ ગુણોમાં રહ્યા છતાંએ ત્રણેને ઓળંગી જવાનો ઉપાય શો ? આ ગુણોને ઓળંગવાનો ઉપાય જાણવા માટે અર્જુનની ઇચ્છાહતી. હવે ભગવાન એ ઉપાય બતાવે છે ભગવાન કહે છે કે હે અર્જુન ! જે કોઇ મને અવ્યભિચારી ભક્તિયોગથી સેવે છે તે આ ત્રણગુણોને અનાયાસે ઓળંગીને બ્રહ્મભાવને માટે સમર્થ થાય છે આ શ્લોકનો પ્રત્યેક શબ્દ મનન કરવા જેવો છે. ગુણોને ઓળંગી જવા માટે ભગવાનની અવ્યભિચારી ભક્તિયોગથી સેવા કરવી ઘટે ! ભક્તિ એટલે પરમપ્રેમ. યોગ એટલે જોડાણ ! ભક્તને ભગવાનની સાથે પરમપ્રેમનું જોડાણ કરવું જોઇએ. પરમપ્રેમ એટલે આત્મીય પ્રેમ" જેમ જનનો જનની ઉપર, પિતા બાળકનો પ્રેમ

હોય છે અને તે પ્રેમ કોઇપણ અવસ્થામાં હોય છે તેમ ભગવાન ઉપર જીવનો જન જેટલોજ વિના કારણનો સર્વદા પ્રેમ હોવો જોઇએ. ભગવાનનાં ઉપર જીવને ક્યારે પ્રેમ થાય જ્યારે તે ભગવાનને જાણે. ભગવાન ક્યારે જણાય કે જ્યારે ભગવાન છે એમ સમજાય પડે. ભગવાન છે એમ ક્યારે સમજાય કે જ્યારે હૈયું નિર્મલ થાય! અર્થાત્ ભગવાન છે એવી શ્રદ્ધાથી તેની ખોજ કરવા અહોનિશ હૃદયની ભૂમિને ખેડતી રહી. છે એમ સમજાયું એટલે તે કેવા છે એ સમજવા માટે ઇચ્છા થશે. અને એક વખત ભગવાન વિશ્વરૂપ ઉ–ઘટ ઘટમાં વ્યાપેલા છે, એવી રજકણ પણ નથી કે જ્યાં પરમપિતાની પૂર્ણતા નથી ત્યારે એકી વખતે અનન્ત બ્રહ્માંડમા વ્યાપેલા પરમાત્માનો મહિમા–અદ્‌ભુતતા માણસને સમજાશે. વળી તે સ્થાવર જંગમનો આત્મા છે એમ જ્યારે એને માલમ પડયું એટલે પછી જીવ પોતાના આત્મારૂપ પરમાત્માને ચાહ્યા શિવાય ન રહી શકશે. કેમકે જાતે જાતને ચાહવામાં કોઇની પ્રેરણાની કે કોઇના કહ્યાની રાહ નથી જોવી પડતી. આમ ભગવાનના નિર્મલ જ્ઞાનથી માણસને તેના ઉપર પરમપ્રીતિ ઉપજશે. અને ભગવાન વિશ્વરૂપ છે એવું આપણે આગળ બતાવી ગયા–આમ વિશ્વરૂપ ભગવાનના ઉપર આત્મીય પ્રેમ થયો એટલે વિશ્વરૂપની સેવામાં તે માણસ લાગ્યોજ રહે! કેમકે પ્રેમપાત્રના સુખે સુખી રહેવું જાતે કાંઇ ન માંગવું અને જાતને પ્રીતિપાત્રને માટે ઘસી નાંખવી–ફના કરી નાંખવી એ સત્ય પ્રેમનું લક્ષણ છે। આમ વિશ્વરૂપ ભગવાનના ઉપરની પ્રીતિ સેવામાં પરિણામ પામશે! હવે આ પ્રીતિ અવ્યભિચારી હોવી જોઇએ. સાચો પ્રેમ સદા અવ્યભિચારીજ હશે। વ્યભિચારી એટલે પળેપળ વિરૂદ્ધ દિશામાં ભટકતો! આવો જો પ્રેમ હોય તો તે પ્રેમજ નથી. એતો મોહની ઘેલછા છે. સત્યસ્વરૂપ વિશ્વરૂપ ભગવાન સદા એકરસ છે એટલે તેને ઓળખીને ભજનારની ભક્તિ પણ એકરસ–અખંડ સૌભાગ્યવતી જ હોય. આથી જે માણસ વિશ્વરૂપ ભગવાનને અવ્યભિચારી ભક્તિથી સેવે તે ગુણોને વટાવી જાય. સેવા એટલે આજ્ઞાપાલન. અર્થાત્ જેની આપણે સેવા કરવા માંગીએ તેની આજ્ઞાનું પાલન–એજ તેની સેવા છે. ભગવાનની સેવા જો આપણું કર્તવ્ય હોય તો તેની આજ્ઞાનું પાલન એ આપણી ફરજ છે. ભગવાન આત્મસ્વરૂપ છે. આથી આત્માના હુકમોનું પાલન એજ આત્મસ્વરૂપ ભગવાનની સેવા છે. અર્થાત્ જે યમનિયમોના પાલનથી વિશ્વરૂપ ભગવાન આપણી નજર બહાર ન જાય. તે યમનિયમોનું પાલન ભગવાનની આજ્ઞારૂપ છે. કેમકે યમનિયમોના સંપૂર્ણ

પાલનમાં ભગવદીય આત્માભાનનો સમાવેશ થઈ જાય છે આથી અહિંસાથી માંડી ઇશ્વરપ્રણિધાન સુધીના યમનિયમોરૂપી આજ્ઞાઓનું કડક પાલન એ ભક્તિ યોગનું સ્વાભાવિક પરિણામ છે યમનિયમના યથાર્થ પાલનમાંથી જે આત્મબળ જન્મે છે તે ઇશ્વરકૃપાથી માણસને ત્રિગુણમાંથી તારે છે આમ ભક્તિયોગદ્વારા પુરૂષ ગુણોને અનાયાસે તરી જાય છે અર્થાત્ અખંડ સ્વરૂપાનુસંધાનનું ભગવાન અહીં વિધાન કરે છે અખંડ આત્માનું અનુસંધાન પ્રકૃતિના દુર્ગને ઓળંગી જવાનું સાધન છે. હવે પ્રકૃતિને ઓળંગીને આગળ ક્યાં જવાય છે? પ્રકૃતિની આગળ પરમાત્માનું રાજ્ય છે આથી કહે છે કે તેવો માણસ બ્રહ્મભાવને માટે સમર્થ થાય છે. બ્રહ્મ એટલે સંપૂર્ણ સત્તા અર્થાત્ સચ્ચિદાનન્દરૂપ પરમાત્મા! એ સચ્ચિદાનન્દઘન પરમાત્મા બનવામાટે તે સમર્થ થાય છે તેની આગળ માણસની ગતિ નથી! કેમકે જવાની છેવટની—પ્રાપ્ત કરવાની વસ્તુ પરમાત્મા તેને મળે છે! તે જેવો હતો તેવો થઇ જાય છે! આમ ભક્તિયોગ—પરમાત્મપ્રાપ્તિનું અને પ્રકૃતિને તરવાનું એકી વખતે સાધન છે પરમાત્માનો પ્રેમ આપણા બધામાં પ્રકટે એવી સહૃદય પ્રાર્થનાજ અહીં બસ નથી? ॥૨૬॥

> ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च ।
> शाश्वतस्य च धर्मस्य सुखस्यैकान्तिकस्य च ॥ २७ ॥

કેમકે હું અવિનાશી અમૃત સ્વરૂપ બ્રહ્મની તથા શાશ્વત ધર્મની તથા એકાન્તિક સુખની પ્રતિષ્ઠા છું ॥ ૨૭ ॥

આગલા શ્લોકમાં ભગવાન કહે છે કે મને જે સેવે છે તે ગુણોને તરી જઈ બ્રહ્મભાવને પામે છે! આ કેવી રીતે બને! એરંડા શાકભાજી થાય અને પીપળામાંથી ટેટું કેવી રીતે નીકળે? તેમ કૃષ્ણને સેવવાથી પરમાત્મા કેવી રીતે મળે? કૃષ્ણ પરમાત્મા થોડાજ છે. આવો શંકાખોર સ્વભાવ થવો તદ્દન સ્વાભાવિક છે આથી અર્જુનના મનદ્વારા પ્રાણીમાત્રના આ દુષ્ટ સંશયને ઉખેડી નાખવા કરુણામય ભગવાન શ્રી કૃષ્ણચન્દ્ર પોતાની જાત પરમાત્માથી જૂદી નથી એમ બતાવે છે. અર્થાત્ કૃષ્ણચન્દ્ર સાક્ષાત્ પરબ્રહ્મ પરમાત્મા છે એ વિધાન કરી માણસને નિ:સંશય બનાવે છે! ભગવાન કહે છે કે હે પ્રિય અર્જુન! અમૃત અને અવ્યય બ્રહ્મની હું પ્રતિષ્ઠા છુ શાશ્વત ધર્મની હું પ્રતિષ્ઠા છુ અને એકાન્તિક સુખની હું પ્રતિષ્ઠા છે આ

વાક્યો સમજવાં જેવાં છે. ભગવાન કહે છે કે હું બ્રહ્મની પ્રતિષ્ઠા છું. પ્રતિષ્ઠા એટલે સ્થિતિ–આશ્રય કાષ્ઠા–પરાગતિ ! બ્રહ્મ કેવા ? અવ્યય, એટલે કે અવિનાશી. તથા - અમૃત એટલે નિત્યમુક્ત અવિનાશી, નિત્યમુક્ત સચ્ચિદાનંદ પરમાત્મા બ્રહ્મની હું પ્રતિષ્ઠા છે. અર્થાત્ હુંજ અક્ષર પરબ્રહ્મ વિશ્વરૂપે પ્રતિષ્ઠિત છું. મારાથી ભિન્ન એવું બ્રહ્મ નથી ! આથી વિશ્વરૂપ એવા મારામાંજ બ્રહ્મ શબ્દની છેવટની અર્થગતિ થાય છે. જે છેવટની ગતિ તેજ પ્રતિષ્ઠા ! આથી પરબ્રહ્મ શબ્દથી જાણવા યોગ્ય અર્થની હું જ છેવટની ભૂમિ અર્થાત્ પ્રતિષ્ઠા છું. તે ઉપરાંત હું શાશ્વત ધર્મની પ્રતિષ્ઠા છું. શાશ્વત એટલે સનાતન. ધર્મ એટલે કર્મયોગ. સનાતન કર્મયોગનો આશ્રય પણ હું છું. અર્થાત્ વિશ્વરૂપ એવા ઇશ્વરનોજ આશ્રય સનાતન કર્મયોગને છે. મારાથી આગળ બીજો કોઇ કર્મયોગી નથી. તેથી હું શાશ્વત ધર્મની પ્રતિષ્ઠા છું. અને તે ઉપરાંત એકાન્તિક સુખની પણ હુંજ પ્રતિષ્ઠા છું. અર્થાત્ સનાતન કર્મયોગના ફળરૂપ જે અભ્યુદય અને નિઃશ્રેયસ સ્વરૂપ અખંડ, આનન્દ, તે આનન્દની પ્રતિષ્ઠા છું. કર્મયોગનું અવસ્યંભાવિ ફળ તે અભ્યુદય અને નિઃશ્રેયસ એટલે કે આલોકનું પરલોકનું સુખ અને પરમાત્માની પ્રાપ્તિરૂપ મોક્ષ છે. તે પણ મારા ઉપરજ અવલમ્બે છે. આથી હું તેની પણ પ્રતિષ્ઠા છું. આથી જે, મનુષ્ય વિશ્વરૂપ ઇશ્વર એવો હું– એની સેવા કરે છે–અવ્યભિચારી પ્રેમયોગથી જે મને સેવે છે તે અવસ્યમેવ મારી કનેથી આલોક, પરલોક અને મોક્ષનું સુખ પ્રાપ્ત કરે છે. અને એ બન્ને પ્રકારનો–અહીં અને ત્યાં મોક્ષના સુખનો લાભ એટલેજ બ્રહ્મભાવનો લાભ છે. બીજું કશું નથી ! આમ ભગવાનની ભક્તિ છેવટના સુખની જન્મદાત્રી છે–ધાત્રી છે. પરમાત્મા તરફ સૌનો પ્રેમભાવ પ્રકટો. ॥ ૨૭ ॥

॥ इति गुणत्रयविभागयोगः ॥

॥ हरिः ॐ तत्सत् ॥



॥ ॐ नमो भगवते वासुदेवाय ॥

॥ अथ पञ्चदशोऽध्यायः ॥

श्रीभगवानुवाच:- श्री भगवान બોલ્યા:-

१ ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।
छन्दांसि यस्य पर्णानि, यस्तं वेदवित् ॥ १ ॥

ઉંચા મૂળવાળાં, નીચી શાખાવાળાં અનન્ત, છન્દોરૂપી જેના પાંદડા છે એવાં સંસારરૂપી વૃક્ષને અશ્વત્થ કહે છે. જે તેને જાણે છે તે વેદાર્થવેત્તા છે. ॥ ૧ ॥

પ્રેમ નિરાધાર ન હોઇ શકે–નિર્વિષય ન હોઇ શકે આથી ભગવાનને ચાહવા નીકળનાર પાસે પાસે પહેલી-અને સૌથી મહામૂલી સંપત્તિ હોવી રહી તે શ્રદ્ધાની છે અર્થાત્ તેના હૃદયમાં 'પરમાત્મા છે,' એવી નિશ્ચલ સ્વાભાવિક પ્રતીતિ હોવી જોઇએ. આમ અવ્યભિચારી ભક્તિ શ્રદ્ધાજન્ય છે. શ્રદ્ધા એની જનની–માતા છે એમ સિધ્ધ થાય. પોતાના અસ્તિત્વ વિષે જેટલો માણસ નિ સન્દેહ છે તેનાથી પણ વધારે નિઃસન્દેહ તે પરમ પિતાની અગ્નિ વિષે હોવો રહ્યો

આ ઉપરાંત જેને ચાહવા માગતા હોઇએ તેના સ્વરૂપજ્ઞાન સિવાય પ્રેમ ન ઉપજે. પરમાત્માના સ્વરૂપનું આપણને ભાન ન હોય, તો તેના ઉપર સ્થિર પ્રેમ ન ઉપજી શકે. આથી પરમાત્માનું તાત્ત્વિક જ્ઞાન આપણને હોવું રહ્યું. એક વખત પરમાત્મા રૂપી પદાર્થનું આપણને તાત્ત્વિક જ્ઞાન થાય એટલે આપણને લાગ્યા વિના ન રહે કે પરમાત્મા એ ચાહવા જેવી ચીજ છે. કેમકે એ પદાર્થજ એવો છે! નીરોગી માણસની જીભ ઉપર મધનું ટીપુ પડે તો તેને તે મીઠું લાગ્યા વિના નજ રહે. કેમકે મધનો એ સ્વભાવ છે અને જીભનો પણ રસાસ્વાદ એ સ્વભાવ છે. તેમ પરમા-રૂપી ત્રિદોષઘ્ન મધનો એ મીઠો સ્વભાવ છે અને નીરોગી જીવનો એ મધનો રસાસ્વાદ લેવો એ સ્વભાવ છે. અને એ સ્વભાવને તો કોઇ મટાડીજ ન શકે! આમ પરમાત્મા ભજવા યોગ્ય છે એવી નિસંશય ખાત્રી થઇ કે માણસનો રસ્તો મોકળો થઇ જાય છે. તેની સાધનમાર્ગમાં યાત્રા સડસડાટ–વિના આડખીલી થાય છે! તે વિદ્યુત્વેગે આગળ ધપે છે આથી ભજવા યોગ્ય પગમાત્માની અવ્યભિચારી ભક્તિને માટે ભગવાનનાં તાત્ત્વિક રૂપના જ્ઞાનની પહેલી જરૂરીઆત છે! જે જેને જાણે નહિ તે તેને ભજી શકે નહિ એવો સામાન્ય નિયમ છે. આથી ચૌદમા અધ્યાયમાં ગુણને ઓળંગી જવાનો ઉપાય ભગવાનની અવ્યભિચારી ભક્તિ છે એમ જ્યારે પરમાત્મા કહે છે ત્યારે ગર્ભિત રીતે પરમાત્માના સ્વરૂપ જ્ઞાનને કહેવાની પ્રતિજ્ઞા પણ કરેજ છે. પંદરમા અધ્યાયમાં ભગવાન સ્વમુખે પરમાત્માના તાત્ત્વિક રૂપને કહેનાર છે! પરમાત્મા આ સંસારનું મૂળ કારણ છે. મૂળ કારણ પાસે પહોંચવા માટે આપણે કાર્યને છોડવું પડે. ઝાડના મૂળ પાસે પહોં-માટે ડાળ પાંદડાને છોડવાં રહ્યાં કેમકે જો ડાળ પાંદડા પકડયાં તો મૂળ પાસે નથી રહેવાતું. આથી સંસારના મૂળ કારણ તરીકે પરમાત્માનું વર્ણન કરતાં પહેલાં એટલે કે પરમાત્માના તાત્ત્વિક રૂપને બતાવતાં પહેલાં



॥ ॐ नमो भगवते वासुदेवाय ॥

॥ अथ पञ्चदशोऽध्यायः ॥

श्रीभगवानुवाच:- श्री ભગવાન બોલ્યા:

१ ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।
छन्दांसि यस्य पर्णानि, यस्तं वेदवित् ॥ १ ॥

ઉંચા મૂળવાળાં, નીચી શાખવાળાં અનન્ત, છન્દોરૂપી જેનાં પાંદડાં છે એવાં સંસારરૂપી વૃક્ષને અશ્વત્થ કહે છે. જે તેને જાણે છે તે વેદાર્થવેત્તા છે. ॥ ૧ ॥

આગલા અધ્યાયમાં ત્રણ ગુણોનું સવિસ્તર વર્ણન કર્યું. સત્વ, રજ અને તમોગુણ સંસારરૂપી બન્ધનના કારણરૂપ છે. એ ત્રણ ગુણોને જે તરી ગયો તે મુક્ત થાય એમ પણ ભગવાને કહ્યું. ગુણાતીતનાં લક્ષણો બતાવ્યાં. એ ત્રણે ગુણોને તરી જવાનો એક માત્ર ઉપાય પરમાત્માની અવ્યભિચારી ભક્તિ છે એમ દયામય ભગવાને કહ્યું. પરમાત્માની અવ્યભિચારી ભક્તિ કેવી રીતે થાય? આ પ્રશ્ન ખડો છે. આ સમસ્યાનો ઉકેલ ન આવે ત્યાંસુધી માણસ આગળ વધી ન શકે આપણે જ્યાંસુધી પ્રેમપાત્રનું સત્ય સ્વરૂપ ન જાણીએ ત્યાંસુધી તેના ઉપર નિર્મલ પ્રેમનો ઉદય ન થાય. એટલે કે જેને આપણે ચાહવા માગીએ તેના વિષેનું આપણું જ્ઞાન નિર્મલ હોવું જોઇએ. વિચારતાં લાગશે કે પ્રેમ એ ત્રણ વસ્તુને માંગી લે છે. એક તો જેને ચાહવાના હોઇએ તેની હયાતી. બીજું તેનું સ્વરૂપ જ્ઞાન. ત્રીજું જેને આપણે ચાહવા માંગીએ તે પદાર્થ ખરેજ પ્રેમને યોગ્ય છે એવો નિશ્ચય. પરમાત્માની અવ્યભિચારી ભક્તિ પણ આ બધી શરતોનું પાલન માંગી લે છે. અર્થાત્ ગુણમયી પ્રકૃતિને તરી જવાને ઇચ્છનાર જો પરમાત્મા ચાહવા માંગતો હોય તો તે પરમ પિતાની અસ્તિ-હયાતી વિષે નિઃશંક હોવો જોઇએ અસ્તિ વિષે નિઃશંકતા એટલેજ શ્રદ્ધા જ્યાંસુધી આ અસ્તિ-નિશ્ચય નથી ત્યાંસુધી કદી પ્રેમ થાય નહિ કેમકે

પ્રેમ નિરાધાર ન હોઇ શકે-નિર્વિષય ન હોઇ શકે આથી ભગવાનને ચાહવા નીકળનાર પામે પાસે પહેલી-અને સૌથી મહામૂલી સંપત્તિ હોવી રહી તે શ્રદ્ધાની છે અર્થાત્ તેના હૃદયમાં પરમાત્મા છે, એવી નિશ્ચલ સ્વાભાવિક પ્રતીતિ હોવી જોઇએ આમ અવ્યભિચારી ભક્તિ શ્રદ્ધાજન્ય છે. શ્રદ્ધા એની જનની-માતા છે એમ સિધ્ધ થાય. પોતાના અસ્તિત્વ વિષે જેટલો માણસ નિઃસંદેહ છે તેનાથી પણ વધારે નિઃસંદેહ તે પરમ પિતાની અસ્તિ વિષે હોવો રહ્યો.

આ ઉપરાંત જેને ચાહવા માગતા હોઇએ તેના સ્વરૂપજ્ઞાન સિવાય પ્રેમ ન ઉપજે. પરમાત્માના સ્વરૂપનું આપણને ભાન ન હોય, તો તેના ઉપર સ્થિર પ્રેમ ન ઉપજી શકે. આથી પરમાત્માનું તાત્વિક જ્ઞાન આપણને હોવું ઘટે. એક વખત પરમાત્મા રૂપી પદાર્થનું આપણને તાત્વિક જ્ઞાન થાય એટલે આપણને લાગ્યા વિના ન રહે કે પરમાત્મા એ ચાહવા જેવી ચીજ છે. કેમકે એ પદાર્થજ એવો છે! નીરોગી માણસની જીભ ઉપર મધનું ટીપું પડે તો તેને તે મીઠું લાગ્યા વિના નજ રહે. કેમકે મધનો એ સ્વભાવ છે અને જીભનો પણ રસાસ્વાદ એ સ્વભાવ છે. તેમ પરમાત્મરૂપી ત્રિગુણાતીત મધનો એ મીઠો સ્વભાવ છે અને નીરોગી જીવનો એ મધનો રસાસ્વાદ લેવો એ સ્વભાવ છે. અને એ સ્વભાવને તો કોઇ મટાડીજ ન શકે! આમ પરમાત્મા ભજવા યોગ્ય છે એવી નિઃસંશય ખાત્રી થઇ કે માણસનો રસ્તો મોકળો થઇ જાય છે. તેની સાધનમાર્ગમાં યાત્રા સડસડાટ-વિના આડખીલી થાય છે। તે વિદ્યુતવેગે આગળ ધપે છે આથી ભજવા યોગ્ય પરમાત્માની અવ્યભિચારી ભક્તિને માટે ભગવાનનાં તાત્વિક રૂપના જ્ઞાનની પહેલી જરૂરીઆત છે। જે જેને જાણે નહિ તે તેને ભજી શકે નહિ એવો સામાન્ય નિયમ છે. આથી ચૌદમા અધ્યાયમાં ગુણને ઓળંગી જવાનો ઉપાય ભગવાનની અવ્યભિચારી ભક્તિ છે એમ જ્યારે પરમાત્મા કહે છે ત્યારે ગર્ભિત રીતે પરમાત્માના સ્વરૂપ જ્ઞાનને કહેવાની પ્રતિજ્ઞા પણ કરેજ છે. પંદરમા અધ્યાયમાં ભગવાન સ્વમુખે પરમાત્માના તાત્વિક રૂપને કહેનાર છે। પરમાત્મા આ સંસારનું મૂળ કારણ છે. મૂળ કારણ પાસે પહોંચવા માટે આપણે કાર્યને છોડવું પડે. ઝાડના મૂળ પાસે પહોંચવા માટે ડાળ પાંદડાંને છોડવાં રહ્યાં કેમકે જો ડાળ પાંદડાં પકડ્યાં તો મૂળ પાસે નથી રહેવાતું. આથી સંસારના મૂળ કારણ તરીકે પરમાત્માનું વર્ણન કરતાં પહેલાં એટલે કે પરમાત્માનાં તાત્વિક-રૂપને બતાવતાં પહેલાં

કાર્ય રૂપ સંસારમાં નિઃસંગ રીતે રહેવા માટે સંસારનું વાસ્તવિક સ્વરૂપ વર્ણવે છે. સંસારનું વાસ્તવિક સ્વરૂપ સમજાય તો સંસારનું ખેંચાણ છૂટે અને સંસારનું ખેંચાણ મંદ પડતાં માણસ પરમાત્મા તરફ કૂચ કરે! પરમાત્માને માર્ગે જતા જતાં માણસ એક દિવસ તે મૂળ ધામ—પરમાત્માના વાસ્તવિક રૂપને ઓળખે. ઓળખે તો ભજે અને ભજે તો તરે અને તરે તો સાચું સુખ પામે અને સાચું સુખ અનુભવવાનો આપણી બે દોડધામ છે. આથી પરમ દયામય ભગવાન પંદરમા અધ્યાયની શરુઆતમાં બે શ્લોકદ્વારા જીવનું પરમહિત ધ્યાનમાં રાખી સંસારનું સ્વરૂપ વર્ણવે છે. સંસારના સ્વરૂપજ્ઞાનનું ફળ અનાસક્તિ છે. એટલે કે સંસારમાં રહ્યા છતાં સંસારથી ન લેપાવું—ન ખરડાવું એવી કોઈ અદ્‌ભુત મહિમાશાળી મનની અવસ્થા છે. એ અવસ્થા પરમપિતાની ઓળખ માટે જરુરી છે! વળી મહાત્માઓ રૂપકપ્રિય હોય છે. રૂપક એટલે બંધબેસતું દૃષ્ટાન્ત. સંસારના સ્વરૂપનું જ્ઞાન એ અતિ ગંભીર સમસ્યા છે. આથી સાધારણમાં સાધારણ બુદ્ધિવાળા માણસને પણ અતિ ગૂઢ—ગંભીર—કુટિલ પ્રશ્નનું સહેલાઈથી જ્ઞાન થાય એ હેતુથી પરમાત્મા જાતે જીવમાત્રને સરળતાથી સમજાય એમ કરી સંસારને વૃક્ષ તરીકે વર્ણવે છે એ વૃક્ષનું રૂપક હૃદયમાં ઠરે—સમજાય તો એ વૃક્ષને કેવી રીતે ઉખેડી કાઢવું એની માણસને સમજ આવે. આથી પહેલા બે શ્લોકમાં વૃક્ષના રૂપકની કલ્પનાદ્વારા સંસારનું સ્વરૂપ ભગવાન આપે છે.

ભગવાન કહે છે કે હે અર્જુન! છંદો જેનાં પાંદડાં છે એવા આ અવ્યય અશ્વત્થને વિદ્વાનો ઉંચા મૂળવાળો અને નીચી ડાળીઓવાળો કહે છે. જે તે અશ્વત્થને જાણે છે તે વેદવેત્તા છે. આ તો શ્લોકનો અનુવાદ માત્ર થયો. હવે એની સમજુતી ઉપર આવીએ. ભગવાન સંસારને અશ્વત્થ કહે છે. અશ્વત્થ શબ્દનો રૂઢ અર્થ પીંપળો છે પણ અહીં પીંપળા કરતાં એ વડનો અર્થજ વધારે બંધબેસતો લાગે છે. આથી પીંપળાને બદલે આપણી સમજને વધારે અનુકૂળ થાય એ માટે અશ્વત્થનો અર્થ વડ કરીએ. આતો એનો રૂઢ અર્થ છે; પણ એ અર્થનો ચમત્કાર એના વ્યુત્પત્તિથી મળતા અર્થમાં છે. અશ્વત્થ શબ્દ ત્રણ અક્ષરો મળીને બન્યો છે. અ + શ્વ + ત્થ અ એટલે નહીં. શ્વ એટલે આવતી કાલે. ત્થ એટલે રહેનાર. અર્થાત્ આવતી કાલે ન રહેનાર. સંસાર મૂળમાં કેવો છે? પ્રતિક્ષણે બદલાતો. આવતી કાલે આજે જેવો જોઈએ છીએ તેવોજ રીતે એ રહેશે એવી ખાત્રી કોણ આપે? અર્થાત્ આ સંસારથી અશ્વત્થ—પ્રતિક્ષણે બદલાતો

એટલે કે ક્ષણભંગુર છે! ક્ષણે ક્ષણે નવીન રૂપ-ધારણ કરે છે!. દરેક પળે એના રંગ જૂદા! અને આ સંસારનું સ્વરૂપ છે. સંસારમાં એકરસતા શોધવા જનાર સંસારના સ્વરૂપથી અજાણ છે આથી સંસાર જેવો છે તેવો એને સ્વીકારવો એજ સત્ય છે! આ કારણસર ભક્ત થવા ચાહનારે સંસારના આ સ્વરૂપને પહેલાં સમજી લેવું. એક વખત સાચી સમજથી સ્વીકાર્યું કે સંસાર એકરસ નથી, એની પ્રતિપળ ફેરબદલી થવી એ સ્વભાવ છે, એટલે તેવી સમજવાળો એની સ્થાયિતા—એકરસતા માટે વલખાં નહીં મારે. એની પ્રતિક્ષણ નવીનતાથી એ ન મૂંઝાય અને અધ્યાત્મમાર્ગમાં આ જ્ઞાન એ અતિ ઉપયોગી છે! આથી 'અશ્વત્થ' શબ્દનો પ્રયોગ કરી ભગવાને સૂત્રમાં ઘણું કહ્યું છે એમ વિચારકે જાણવું.

વળી આ સંસાર અશ્વત્થ છે એટલે ક્ષણજીવી છે, છતાં અવ્યય છે. અવ્યય એટલે અવિનાશી! એક બાજુ ભગવાન કહે છે કે એ ક્ષણજીવી અને બીજી બાજુએ અવિનાશી છે એમ કહે છે! બન્ને વાત એકબીજાથી તદ્દન જુદી દિશાની લાગે છે. હા, લાગે છે. પણ ભગવાન કહે છે તેજ સાચું છે! સંસાર પ્રતિક્ષણ પલટાય છે છતાં અવિનાશીજ છે! સમુદ્રમાં એક તરંગ ગયો તેની પાછળ બીજો તરંગ ચાલ્યોજ આવે છે! ગયો તે તરંગ ગયોજ પણ તેની જગ્યાએ બીજો તરંગ લાગેલો છે! સમુદ્ર તરંગહીન અવસ્થામાં ક્યારે હોય? સંસાર પણ તેવોજ છે! નામરૂપનાં જબ્બર તરંગો એક પછી એક આવતા જાય છે અને શમતાં જાય છે. પણ હજી અનન્ત અસંખ્ય નામરૂપના જબ્બર તરંગો ઉપરાછાપરી ચાલીજ આવે છે. આમ તરંગ રૂપે તરંગ વિનાશી છે. પણ પ્રવાહરૂપે અવિનાશી છે તેમ સંસાર—નામરૂપ—ના તરંગ રૂપે અશ્વત્થ છે. પણ પ્રવાહરૂપે અવિચ્છિન્ન છે! અર્થાત્ ક્ષણજીવી છતાં સંસાર ચિરંજીવી છે! પ્રવાહરૂપે અવિચ્છિન્ન હોવાથી એ અવિનાશી છે! આપણે આ પ્રતિપળ જોઈએ છીએ. ભૂતકાળના ગર્ભમાં પરાર્ધોની સંખ્યામાં પ્રાણીઓ શમી ગયા. વર્તમાનમાં કંઈ પરાર્ધોની સંખ્યામાં પ્રાણીઓ જણાય છે અને જોતજોતામાં કંઈ પરાર્ધોની સંખ્યા ભાવિમાં નિર્માણ થતી જાય છે! બસ! આ અનિરુદ્ધ સૃષ્ટિ એજ સંસારની અવ્યયતા—અવિનાશિતા—પ્રવાહ રૂપે અવિચ્છિન્નતામાં પુરાવો છે. ભગવાન જે છે તેજ એટલે કે સત્ય કહે છે! અને સત્યમાં વિરોધાભાસ લાગે તો તેનો સમજપૂર્વક સમન્વય કરવો એજ બુદ્ધિમાનોનું કર્તવ્ય છે! આથી ઉપરથી લાગતો વિરોધ—અશ્વત્થ

અને અવ્યય શબ્દોનો વિરોધ એ વિરોધ નથી એ સમજાશે. સંસાર વૃક્ષ અવ્યય છે. એ જ્ઞાનમાં મહાન આશ્વાસન સમાયું છે. જેને એમ સમજાયું કે એકરૂપે ભલે હું રહી જાઉં પણ બીજાં રૂપે છતો થયા સિવાય રહેતો નથી અર્થાત્ સંસારમાં મારે અનેક રૂપે વિહરવાનું છે અને એક દિવસ પરમાત્માને પહોંચવાનું છે એમ જેને સમજાય તે આશાવાન રહેશે. હંમેશાં ઉત્સાહી રહેશે. અધ્યાત્મમાર્ગમાં જોઇતી અપાર અખૂટ ધીરજનો તે સંચય કરશે. વિઘ્નોનો સામનો કરશે. નિર્બલતાને ઠોસો મારશે. આવી બધી અનેક સંસંપત્તિ અવ્યય શબ્દની યથાર્થ સમજમાંથી ઉપજવી જોઇએ. નહીંતર અવ્યય શબ્દની યોજના વ્યર્થ થાય અને ભગવાન કશું વ્યર્થ કહે નહીં આથી આ સંસારને સાધક અશ્વત્થ અને અવ્યય જાણે.

ભગવાને સંસારને અવ્યય અશ્વત્થ કહ્યો અર્થાત્ સંસારને એક ઝાડ સાથે સરખાવ્યો ઝાડને પાંદડાં હોય પાંદડાં ઝાડની શોભા છે. પાંદડાં વિનાનું ઝાડ ઠુંઠું કહેવાય. સૌભાગ્યહીન ગણાય ! સુકકું—ગતશ્રી લેખાય. અનાકર્ષક જણાય. જ્યારે સંસાર એ ઝાડ છે તો ઝાડના અંગઉપાંગો સંસારરૂપી ઝાડમાં પણ હોવા રહ્યાં જો ન હોય તો રૂપક અધુરૂં લેખાય. અને રૂપક અપૂર્ણ હોય એ એક દોષ છે તો સંસારરૂપી અશ્વત્થ વૃક્ષનાં પાંદડાં ક્યાં ? ભગવાન કહે છે, છંદો એના પાદડાં છે. છંદ શબ્દનો રૂઢ અર્થ કાવ્યોનો અક્ષરોનું માપ છે વેદના મંત્રોના ચોકઠામાં ગણેલા અક્ષરો હોય છે. અને એ ગણેલા અક્ષરોના માપે જૂદા જૂદા છંદોનાં નામો પડે છે. વેદમંત્રોમાં ગાયત્રી ત્રિષ્ટુપ્ વગેરે છંદો છે. આથી છંદ શબ્દથી અહીં ઋગ્વેદના મંત્રોનો અર્થ લેવો ! સંસારરૂપી વૃક્ષના, વેદના મંત્રોરૂપી પાંદડાં છે ! રહેજ ઉંડા ઉતરીને વિચારતાં માલમ પડશે કે મંત્રો એ પાંદડાં શી રીત થાય ? અર્થાત્ મંત્રો એ પાંદડાં છે એમ કહીને ભગવાન શું કહેવા માગે છે ? વેદના મંત્રો કર્મના વિધાન કરે છે અને કર્મ માત્રનો સમાવેશ યજ્ઞ દાન અને તપમાં થઇ જાય છે અર્થાત્ વેદના મંત્રોદ્વારા કર્તવ્ય તરીકે નક્કી કરવામાં યજ્ઞકર્મો, દાનકર્મો અને તપકર્મો એજ સંસારરૂપી વૃક્ષના પાંદડાં છે વૃક્ષ પાંદડાંથી શોભે છે. સંસાર યજ્ઞ–દાન–તપ કર્મોથી શોભે છે પાંદડાં વૃક્ષનું સૌન્દર્ય છે. યજ્ઞાદિ કર્મો સંસાર વૃક્ષનું સૌન્દર્ય છે. પાંદડાં ઝાડના કલેવરને ઢાંકે છે. યજ્ઞાદિ કર્મો સંસારનું ઢાંકણ છે ! પાંદડાંથી વૃક્ષ સદા સૌભાગ્યવાળું=ભરેલું–લીલું–સૌન્દર્યયુક્ત–આકર્ષક

–છાંયડો આપનારું પથિકના શ્રમને હરનારું નેત્રમનોહર થાય છે. યજ્ઞ, દાન, તપ કર્મરૂપી પર્ણોથી સંસાર વૃક્ષ સૌભાગ્યવાન–ભરેલું–લીલું–સુન્દર–આકર્ષક–તાપહર–શ્રમહર–નેત્રમનહૃદયહર થાય છે. વળી જે પાંદડાંને વૃક્ષના મૂળનો રસ ન મળે તે સુકાઇ જાય–ખરી પડે–નષ્ટ થઇ જાય સંસારરૂપી વૃક્ષના મૂળમાં રસરાજનો અખંડ સમુદ્ર ઉછાળા મારી રહ્યો છે. જે કર્મરૂપી પાંદડાંને તે રસનું જીવન ન મળ્યું તે સુકાઇ જાય–ખરી પડે–નષ્ટ થઇ જાય! આથી દરેક યજ્ઞ, તપ કે દાન કર્મને સદા મૂળ રસની ભાવના મળેલી હોવી જોઇએ. તો દરેક કર્મ પણ સદા લીલું તાજું રહે છે. અર્થાત્ પરમાત્માના રસથી વંચિત યજ્ઞ–દાન–તપ–કર્મ પણ લુખ્ખાં છે. નિષ્ફળ છે–નીરસ છે! આમ ભગવાન જ્યારે છંદ એ સંસાર વૃક્ષનાં પાંદડાં છે એમ કહે છે ત્યારે યજ્ઞ દાન તપ કર્મનો મહિમા ગાય છે. સંસારને શોભાવનારાં આ કર્મો પ્રત્યેકે કરવાં જોઇએ એમ ગર્ભિત હુકમ કરે છે. અને પ્રત્યેક જીવનું જીવનધ્યેય પણ સૂચવે છે! યજ્ઞ દાન અને તપ કર્મો કયા, અને તે કેવી રીતે કરવાનાં છે એ બાબતનો સવિસ્તર ઉલ્લેખ પરમાત્મા શ્રીમુખે સત્તરમા અધ્યાયમાં કરનાર છે. આમ યજ્ઞ દાન અને તપ કર્મો એ સંસાર વૃક્ષનાં પલ્લવો છે એ કથન અતિ ઉચિત છે.

સંસાર વૃક્ષ અશ્વત્થ છે. છંદરૂપી પાંદડાંવાળું છે, એ તો જાણ્યું. પણ એનું મૂળ કયું છે? એની શાખાઓ કઇ છે! કેમકે મૂળ અને શાખાઓ જો ન બતાવે તો રૂપક અધૂરું રહે! આથી ભગવાન કહે છે કે હે અર્જુન! આ સંસારરૂપી વૃક્ષ ઊર્ધ્વમૂલ છે! અર્થાત્ ઉંચા મૂળવાળું છે. ભગવાન અહીં જે ઉંચાઇની વાત કરે છે તે ઉંચાઇ ફૂટથી કે માઇલથી મપાય એવી નથી! સમજણરૂપી ગજથી એ ઉંચાઇ માપવાની છે. અર્થાત્ અહીં 'ઉંચા' નો અર્થ '૧૦,૦૦૦ ફૂટ' એવો નથી! કાર્યકારણભાવની છેવટની ઉંચામાં ઉંચી હદ એટલે અહીં ઉંચાઇ છે! આ સંસારનું છેવટનું કારણ કયું? અર્થાત્ સૃષ્ટિની ઉત્પત્તિનું કારણ કયું? એ સવાલનો જવાબ ભગવાન અહીં આપે છે. ભગવાન અહીં અતિ ટૂંકમાં આ વાતનો ઉકેલ આપે છે, કહે છે કે ઉંચું, જેનાથી વધારે ઉંચું કોઇ જઇ શકે નહીં તે કારણ એ છેવટનું ગણાય. સૃષ્ટિના કારણ તરીકે જુદા જુદા વિચારકોએ જુદી જુદી મનોભૂમિકાથી જુદા જુદા નિર્ણયો ઉચ્ચાર્યા છે! છેવટનો અને સૌથી ઉંચો નિર્ણય વેદ ભગવાનનો છે. અને વેદના ઋષિઓ નિઃશંક પણે ઉચ્ચારે છે કે પરમાત્મા આ સૃષ્ટિનું મૂળ કારણ છે. એનાથી આગળ

બીજું કશું નથી. અર્થાત્ 'ઊર્ધ્વમૂલ' વિશેષણથી ભગવાન કહે છે કે આ સંસારવૃક્ષ પરમાત્મારૂપી કારણવાળું છે. અર્થાત્ સારો સંસાર પરમાત્માનું ફરજંદ છે. બાળક છે! સૌના મૂળમાં પરમાત્મા છૂપાયા છે. પરમાત્માની બીજ શક્તિથી સંસારવૃક્ષ અંકુરિત–પલ્લવિત–પુષ્પિત–ફલિત થાય છે! મૂળ વિના જેમ વૃક્ષ નહીં તેમ સર્વોત્કૃષ્ટ પરમાત્મારૂપી મૂળ વિના સંસારવૃક્ષ નહીં. આમ 'ઊર્ધ્વમૂલ' શબ્દથી પરમાત્મા સૃષ્ટિનું કારણ છે, ઉવટનું કારણ છે એવો નિર્ણય આપી દે છે!

મૂળ કયું તે સમજાયું. થાંદલાં ક્યાં તે પણ સમજાયું. પણ આ સંસારવૃક્ષની ડાળીઓ કઈ? ભગવાન આ સવાલનો જવાબ આપી રૂપકને પૂર્ણ કરે છે. કહે છે કે સંસારવૃક્ષ "અધઃશાખ" છે. અધઃ એટલે નીચી. શાખા એટલે ડાળી. અર્થાત્ ઉંચા મૂળથી નીચે આવેલી હોવાથી નીચી ડાળીઓવાળું છે. ઉંચું મૂળ–પરમાત્મા સચ્ચિદાનન્દ સ્વરૂપ છે એની ડાળીઓ કેવળ સત્સ્વરૂપ છે. આ ડાળીઓ કઇ? અવ્યક્ત–મહદ્–અહંકાર અને પંચતન્માત્રાઓ એજ આ ડાળીઓ છે. ઝાડની ડાળીઓ જેમ જુદી જુદી દિશાઓમાં પ્રસરેલી હોય છે તેમ પ્રકૃતિ વગેરે દરી દિશામાં પ્રસરેલાં હોવાથી સંસારવૃક્ષની એજ શાખાઓ છે. પ્રકૃતિ વગેરેનો કેવળ સદ્ભાવ છે. અર્થાત્ સત્તામાત્ર છે એમાં ચૈતનતાનો અભાવ છે. અર્થાત્ પ્રકૃતિથી માંડીને પૃથ્વી પર્યન્તના બધા પદાર્થો જડ છે અને જડ હોવાથીજ ચેતનની દૃષ્ટિએ નીચાં છે! જડ કરતાં ચેતન ઉચ્ચ છે એ સૌ જાણે છે આથી ભગવાન અહીં સચ્ચિદાનન્દ પરમાત્માને 'ઊર્ધ્વમૂલ' કહે છે અને એજ પરમાત્મારૂપી મૂળમાંથી પ્રસરેલી શાખાઓને પરમાત્માના કેવળ સદંશને વહન કરતી હોવાથી અધઃશાખ કહે છે. હવે અહીં રૂપકને આપણે પૂરૂં સમજી લઇએ મૂળથી માંડીને ત્રિગુણાત્મક પ્રકૃતિ એ સંસારવૃક્ષનું થડ છે એ પ્રકૃતિમાંથી પ્રસરેલી બુદ્ધિ–અહંકાર–પાંચતન્માત્રાઓ–અગીયાર ઇન્દ્રિયો અને પાંચ મહાભૂતો મળીને ત્રેવીસ એની પ્રધાન શાખાઓ છે. ત્રેવીસ તત્વો અને ચોવીસમી પ્રકૃતિ મળીને કુલ શાખાઓ મૂળથી નીચી–જડ હોવાને લઇને, અધઃશાખ એવું 'સંસારવૃક્ષનું' યોગ્ય વિશેષણ પરમાત્માએ અહીં આપ્યું છે!

આમ પરમાત્મારૂપી મૂળવાળાં, પ્રકૃતિ વગેરે શાખાવાળાં, યજ્ઞ–દાન–તપ વગેરે પાંદડાંવાળાં, પ્રવાહરૂપે અવિચ્છિન્ન હોવાથી અવ્યય અને

પ્રતિક્ષણ પલટાતા હોવાથી અશ્વત્થ એવો સંસાર વૃક્ષનું યથાર્થજ્ઞાન મળવેથી ફળ શું ? ભગવાન કહે છે કે હે પ્રિય અર્જુન ! જે પુરુષ તેને જાણે છે તે વેદવેત્તા છે ! અર્થાત્ મૂળથી આરંભીને શાખા અને ઉપશાખા પર્યન્ત ફેલાયલા આ સંસાર વૃક્ષને જે જાણે છે તે વેદવેત્તા છે. વેદવેત્તા એટલે વેદના મૂળ તત્વને સમજનારો. વેદનો છેવટનો નિર્ણય આ છે. પરમાત્મા સચ્ચિદાનંદ છે. સંસારનું એ મૂળ છે. એ પરમાત્મારૂપી બીજમાંજ પ્રકૃતિરૂપી શક્તિ છે. એ પ્રકૃતિદ્વારા એ સંસારવૃક્ષની મહદ્ વગેરેથી માંડી પૃથ્વી પર્યન્તની શાખાઓ ફેલાવે છે. એ શાખાઓને યજ્ઞ, દાન, તપ વગેરે પાંદડાંઓ ફુટેલાં છે. બીજજ વૃક્ષરૂપે વિસ્તરે છે. વૃક્ષથી બીજ જૂદું નથી. અર્થાત્ જડ ચેતનાત્મક આખિલ સૃષ્ટિ પરમાત્માથી જૂદી નથી પરમાત્માજ સૃષ્ટિરૂપે છતા છે. ઘડાને જે જાણે તે માટીને જાણ્યા શિવાય કેમ રહે ? ઘડાને માટીથી જૂદી ગણીએ છીએ એટલીજ ભૂલ છે. બાકી ઘડો માટીનો એક આકારમાત્ર છે ! આકાર અને નામથી અકળાઇ જઇ ઘડાનું વાસ્તવિક સ્વરૂપ ભુલાય તેથી ઘડો માટીથી જૂદો થઈ જતો નથી ! આપણે સ્વીકારીએ કે ન સ્વીકારીએ-જાણીએ કે ન જાણીએ-ઇચ્છીએ કે ન ઇચ્છીએ પણ ઘડો તો માટીજ છે ! તેમ આખું સંસાર-વૃક્ષ એ પરમાત્માજ છે. આપણી માન્યતાથી-ગણત્રીમાત્રથી સંસારનું વાસ્તવ સ્વરૂપ ટળી જતું નથી ! આટલુંજ વેદને કહેવાનું છે ! આથી વધારે કોઇને પણ કહેવાનું હોઇ શકે નહીં. કેમકે આટલામાં કહેવાનો વિષય ખતમ થઇ જાય છે. આથી જે મૂળથી માંડીને શાખોપશાખાન્ત આ સંસાર વૃક્ષને યથાસ્થિત જાણે છે તે વેદના મૂળ અર્થને જાણે છે ! અને જે જાણે છે તે ભૂલથાપ ન ખાય. તે ભ્રમિત ન થાય ! કેમકે જ્ઞાનજ તો ભ્રમ-ઘાતક છે, સંશયનાશક છે, અજ્ઞાનહન્તા છે ! આથી આ શ્લોકમાં ભગવાન સંસારવૃક્ષને જાણનારનેજ વેદવેત્તાની મહામૂલી પદવી આપે છે ! ॥૧॥

अधश्चोर्ध्वं च प्रसृतास्तस्य शाखा: गुणप्रवृद्धा: विषयप्रवालाः ।
अधश्च मूलान्यनुसन्ततानि, कर्मानुबन्धीनि मनुष्यलोके ॥ २ ॥

તેની ગુણોથી પુષ્ટ થયેલ, વિષયોરૂપી કુંપળવાળી, શાખાઓ નીચે અને ઉંચે પ્રસરેલી છે તથા તેનાં મૂળો નીચે પ્રસરએલાં છે. મનુષ્યલોકમાં શુભાશુભ કર્મ પ્રમાણે બંધાયેલાં છે. ॥ ૨ ॥

આગલા શ્લોકમાં ભગવાને સંસારવૃક્ષનું યથાર્થ વર્ણન કર્યું. હવે પછીના શ્લોકમાં એજ વૃક્ષની બીજી શાખાઓ વગેરેનું વર્ણન કરે છે. ભગવાન કહે કે હે અર્જુન ! ગુણોથી ખૂબ પોષાયેલી અને વિષયોરૂપી કુંપળોવાળી તે સંસારવૃક્ષની શાખાઓ નીચે અને ઉપર બધે પ્રસરેલી છે. આ મનુષ્યલોકમાં કર્મ પ્રમાણે બાંધનારાં તેનાં મૂળો વળી નીચે સુધી સતત પથરાયેલાં છે ! આ શ્લોક સમજવામાં કઠણ છે. એટલે દરેક સાધક એને બરાબર સમજવાનો યત્ન કરે. અહીં જે શાખાઓ ભગવાન કહેવા માંગે છે તે જીવરૂપી શાખાઓ છે. પ્રકૃતિથી માંડીને પૃથ્વી સુધીની શાખાઓનું આગલા શ્લોકમા ધ્યાન આપી દીધું છે. આથી અહીં 'શાખા' શબ્દનો અર્થ 'જીવ' છે. બ્રહ્માથી માંડીને સ્થાવરયોનિ સુધીના તમામ જીવો એ સંસારરૂપી વૃક્ષની ઉપશાખાઓ છે ! એ શાખાઓ કેવી છે ? એ શાખાઓ 'ગુણપ્રવૃદ્ધ' છે. ગુણ એટલે સત્વ, રજ અને તમ. પ્ર એટલે ખૂબ. વૃદ્ધ–વધેલી–પોષાયેલી. અર્થાત્ અસંત પુષ્ટ થયેલી. બ્રહ્માથી માંડી ઘાસના તણખલાં સુધીની તમામ યોનિમાં રહેલ જીવરૂપી ઉપશાખાઓ સત્વગુણ, રજોગુણથી અને તમોગુણથી પોષાયેલી છે ! અર્થાત્ જીવમાત્રમાં આ ત્રણે ગુણો ખીચોખીચ ભરાયેલા છે. એવું એક પણ પ્રાણી નથી જે ગુણસ્પર્શથી મુક્ત હોય. વળી સંસારદશામાં આ ત્રણે ગુણોની પ્રતિક્ષણ ભરતીઓટ થયાજ કરે છે ! પ્રત્યેક જીવ પ્રત્યેક પળે સત્વથી રજોગુણમાં, રજમાંથી તમોગુણમાં અને તમોગુણમાંથી સત્વગુણમાં વારાફરતી કૂચ કર્યેજ જાય છે ! પ્રકૃતિનો એ સ્વભાવ છે ! જે જીવમાં જે ગુણની આવૃત્તિ વારંવાર થતી હોય તે ગુણને ઉદ્દેશીને તેની જગતને ઓળખ થાય છે. આથીજ આપણે એકી વખતે જગતમાં અનેક સાત્વિક જીવો, અનેક રાજસિક જીવો, અનેક તામસી જીવોને જોઇએ છે. ભગવાન કહે છે કે પ્રત્યેક જીવરૂપી શાખા ગુણોથી પરિપુષ્ટ છે ! વળી ગુણથી પુષ્ટ થયેલી આ જીવરૂપી શાખાઓને વિષયરૂપી પ્રવાલો છે. પ્રવાલ એટલે કુંપળ–ટશરો કુંપળો રમણીય હોય છે. મનોહર હોય છે ! આકર્ષક હોય છે. આ સંસારવૃક્ષની વિષયરૂપી કુંપળો પણ અસંત રમણીય હોય છે ! કોઇ વિરલ–અતિ વિરલ નર એના આકર્ષક પાશમાંથી છૂટે છે ! વિષયોને શાસ્ત્રીય પરિભાષામા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગન્ધ, એવાં નામો આપવામાં આવે છે ! અર્થાત્ ઉપભોગ્ય પદાર્થમાત્ર ઉપર ઉપરથી રમણીય હોવાને લઇને આ સંસારરૂપી વૃક્ષની, જીવરૂપી ઉપશાખાઓનાં કુંપળો છે ! ગુણની ફેરબદલીથી આ કુંપળોના રંગની પણ

ફેરબદલી થાય છે ! અર્થાત્ ગુણોની વધઘટ સાથે આ વિષયોરૂપી કુંપળોની પણ વધઘટ થાય છે ! અને તે તે જીવ તે તે કુંપળો સાથે કયાંતો ગોઝે છે કે કયાંતો કદરૂપો જણાય છે ! વળી જેમ વડના ઝાડને વડવાઇઓ હોય છે તેમ આ સંસારરૂપી ઝાડની જીવરૂપી શાખાઓને પણ વડવાઇઓ ફુટેલી હોય છે ! એ વડવાઇઓ તે કલેશ–કર્મ–કર્મફલ અને વાસનારૂપી છે ! આજ વાતને ભગવાન બીજાં ચરણમાં કહે છે ! આ મનુષ્ય લોકમાં એટલે કે મનુષ્ય દેહમાં પોતપોતાના શુભ કે અશુભ કર્મ પ્રમાણે જીવને બાંધનારી વડવાઇઓ–કલેશાદિ વડવાઇઓ નીચે સુધી પથરાએલી છે ! મૂલ શબ્દ અહીં કલેશ વગેરેનો વાચક સમજવો. કેમકે મુખ્ય મૂલનો ઉલ્લેખ પહેલા શ્લોકમાં આવી ગયો છે. અર્થાત્ જીવરૂપી ઉપશાખાઓમાં નીચે સુધી જનારાં મૂળો ચોમેર સતત પથરાએલાં છે. અજ્ઞાન–અહંકાર–રાગદ્વેષ અને મૃત્યુનો ભય એ કલેશો છે. શુભ–અશુભ અને શુભાશુભ=ન તો શુભ કે ન તો અશુભ, કર્મો છે. જન્મ, આયુષ્ય, ભોગ, એ કર્મોનું ફળ છે. તે તે કર્મના ફળની જે વાસના તેને આશય કહેવામાં આવે છે. આમ કલેશથી માંડીને વાસના પર્યન્તનાં મૂળો દરેક જીવશાખામાંથી ફુટે છે. અને તેજ વડવાઇઓ છે. જેમ–વડની પ્રત્યેક શાખોપશાખામાંથી વડવાઇઓ ફુટે છે, તેમ પ્રત્યેક જીવરૂપી ઉપશાખામાંથી આ કલેશાદિની જબરજસ્ત ચીવટ વડવાઇઓ ફુટે છે. અને વડની વડવાઇઓ જેમ નીચે અખંડિતપણે પ્રસરે છે તેમ આ કલેશ વગેરે રૂપી વડવાઇઓ પણ છેક નીચે–સ્થાવરયોનિ સુધી અખંડિતપણે પ્રસરે છે ! અર્થાત્ દરેક જીવના કર્મ પ્રમાણે આ વડવાઇઓ પથરાયેલી રહે છે ! આ વડવાઇઓ અર્થાત્ કલેશાદિ કર્મ પ્રમાણે આ લોકમાં જીવને બાંધનારી છે ! આટલો શ્લોકનો અર્થ થયો ! ટૂંકમાં જીવમાત્ર એ સંસાર વૃક્ષની એક ઉપશાખા છે. સત્વાદિ ગુણોથી એ જીવશાખા પરિપુષ્ટ છે. દરેક જીવશાખાને વિષયો–ઉપભોગ્ય પદાર્થોરૂપી રમણીય કુંપળો ફુટેલી છે ! દરેક જીવશાખાને કલેશ, કર્મ–કર્મફલ અને વાસનારૂપી વડવાઇઓ ચોંટેલી છે. એ વડવાઇઓ સ્થાવરયોનિ સુધી પડીપાથરી લંબાયેલી છે ! અને એ વડવાઇઓ પ્રત્યેક જીવને પોતપોતાના કર્મ પ્રમાણે જકડી બાંધનારી છે ! આ પ્રકારનું સંસાર વૃક્ષ છે ! ॥ ૨ ॥

न रूपमस्येह तथोपलभ्यते, नान्तो न चादिर्न च सम्प्रतिष्ठा ।
अश्वत्थमेनं सुविरूढमूलमसङ्गशस्त्रेण दृढेन छित्त्वा ॥ ३ ॥

આનું રૂપ અહિં તેવું જણાતું નથી. તેનો છેડો–કે શરૂઆત કે મધ્ય પણ જણાતાં નથી. ખુબ સુદૃઢ મૂળવાળા આ અશ્વત્થને અસંગરૂપી દૃઢ શસ્ત્ર વડે છેદીને– ॥ ૩ ॥

ઉપલા બે શ્લોકમાં ભગવાને વૃક્ષના રૂપકદ્વારા સંસારનું–વર્ણન કર્યું. જરા વિચાર કરતાં જણાશે કે આ સંસારવૃક્ષ પ્રત્યેક જીવના હૃદયમાં ઉગેલું છે! કેમકે પ્રત્યેકના હૃદયમાં પરમાત્મા છે. પ્રત્યેક દેહમાં જીવ છે. પ્રત્યેકમાં ત્રિગુણો છે. દરેકનામાં બુદ્ધિથી માંડી પૃથ્વી પર્યન્તથી શાખાઓ છે. દરેનામાં વિષયોરૂપી કુંપળો છે દરેકનામાં ક્લેશાદિ વાસનાઓ છે દરેક પોતપોતાના કર્મોથી બંધાયેલ છે! આમ પ્રત્યેક પદાર્થમાં સંપૂર્ણપણે સંસારવૃક્ષ વિકસિત છે! પ્રત્યેક જીવના હૃદયમાં જ્યારે અપાર વિસ્તારવાળું સંસારવૃક્ષ ઉગેલું છે ત્યારે માણસે કરવું શું? અર્થાત્ સંસારનું સ્વરૂપ મુશ્કેલીથી જાણી શકાય એવું છે! છતા બધાનામાં એ છેજ તો હવે વિશિષ્ટ–ધ્યેય–વાદી પુરૂષનું કર્તવ્ય શું છે? આથી વિશિષ્ટ–ધ્યેય–વાદી મનુષ્યનું કર્તવ્ય હવે બે શ્લોકદ્વારા ભગવાન બતાવે છે!

'ભગવાન કહે છે કે હે અર્જુન! આ લોકમાં આ સંસારનું મેં જેવું વર્ણવ્યું તેવું સ્વરૂપ પરખાતું નથી! નથી તો સંસારની શરૂઆત છેડો કે વચગાળો જણાતો! અત્યંત દૃઢપણે જમાવેલાં મૂળીઆવાળા આ આ અશ્વત્થ વૃક્ષને–સંસારના ઝાડને મજબુત અસંગ શસ્ત્રથી છેદીને પછી પરમાત્માની શોધ કરવી ઘટે એવો આગળના શ્લોક સાથે સંબંધ છે.

સંસારનું જેવું સ્વરૂપ ભગવાને આલેખી બતાવ્યું તેવું સ્વરૂપ જાણવું સામાન્ય માણસને માટે મુશ્કેલ છે! બીચારો માણસ– રાત્રિ દિવસ રાગદ્વેષની અજગરચૂડમાં પીસાતો! તેની પાસે ફુરસદ નથી! ફુરસદ હોય તો વિચાર કરે! કોઇક પળે તેને આવું સ્વરૂપ સમજાય. પણ તે ટકતું નથી! કેમકે અભ્યાસના અભાવમાં માણસની સિદ્ધિ નથી. કોઇક પળો– સંતસંગ–શાસ્ત્રસંગ કે ઇશ્વરકૃપાથી તેને થોડાવાગને માટે આ સંસારવૃક્ષનું સાચું સ્વરૂપદર્શન થઇ જાય. પણ પાછું તરતજ એ મંગળ દર્શન બંધ થઇ જાય છે અને પાછો એ રગડામાં પડી જાય છે! આથી પ્રાણીમાત્રના અજ્ઞાનથી દુઃખી થતા ભગવાન અહીં દયાભાવે અર્જુનને સંબોધે છે કે હે અર્જુન! આ મનુષ્યલોકમાં પણ સંસારનું યથાસ્થિત

સ્વરૂપ દુર્લભ છે. મોક્ષની જે નજીક આવી પહોંચ્યો છે એવા જીવને એનું સ્વરૂપતાને ચિરકાળ અબાધિત રહે છે.! માટે સંસારના માયા સ્વરૂપજ્ઞાન માટે પ્રત્યેક જીવે પ્રયત્ન કરવો રહ્યો વળી આ સંસાર અનાદિ છે— અનન્ત છે, અપ્રતિષ્ઠિત છે! અર્થાત્ એની ક્યારે શરૂઆત થઇ, એનો વચગાળો કેવો છે અને ક્યારે અન્ત થશે એ 'અધુંપ એક સરખું ન જાણી શકાય એવું છે! અર્થાત્ સંસારના આદિ, અન્ત, મધ્યની, નિરર્થક ચર્ચામાં કાળક્ષેપ ન કરતાં જગત માણસે સંસાર માર્ગમાં છે. એ સત્ય છે એમ દૃઢ સમજી તેને ટાળવા ઉપર પોતાના પુરુષાર્થને કેન્દ્રિત કરવો ઘટે! એટલે કે અહીં પરમાત્મા જીવના પુરુષાર્થના ક્ષેત્રની મર્યાદા બતાવે છે! અલ્પજ્ઞ અને અલ્પશક્તિ જીવે જીવે જીવનકાળ દરમ્યાનજ જો મુક્તિ મેળવી હોય તો કાળને નકામો ન ગુમાવતાં ધ્યેયનિષ્ઠા કેળવવી રહી સંસાર અબજ વર્ષો પહેલાં થયો હતો અત્યારે ૪૪ અબજના વિસ્તારમાં પથરાયેલો છે અને પાંચ પરાર્ધ વર્ષો પછી તેનો અંત છે. આવા જ્ઞાનથી ફાયદો શો? એ તો નકામો મનમાં કચરો સંઘરવા જેવું છે આથી સમજુ માણસે સંસારના આદિ મધ્ય અને અન્તની ચર્ચા છોડી જે સંસારની અનિષ્ટતાનો તેને પ્રતિક્ષણ અનુભવ થાય છે, તેને પોતાનામાંથી જડમૂળથી ઉખેડી નાખવા માટે પોતાની તમામ શક્તિને કેન્દ્રિત કરવી ઘટે! અહીં સૌ ધ્યાન રાખે કે સંસાર મનકલ્પિત છે અને જગત ઇશ્વર રચિત છે! જગતનો નાશ થતો નથી અને સંસારનો નાશ પુરુષપ્રયત્ન અને ઇશ્વરકૃપાને અધીન છે. સંસાર એટલે રાગદ્વેષાદિનો અનન્ત ગુણાકાર! જેનાથી જે ઉપજે તેને એટલે કે કારણની જો નિવૃત્તિ થાય તો કાર્ય એની મેળે ટળી જાય! સંસાર રાગદ્વેષનું વિચિત્ર ચિત્ર છે રાગદ્વેષાદિ છે, રાગદ્વેષાદિ દોષોની નિવૃત્તિ થતાં આ જગત સચ્ચિદાનંદ રસથી પરિપૂર્ણ છે—નિર્દોષ છે—પૂર્ણ છે એવો જાત અનુભવ થશે! એટલે અહીં તકરાર રાગદ્વેષચિત્રિત મનકલ્પિત સંસાર સાથે છે, ઇશ્વર રચિત સુન્દર સૃષ્ટિ સાથે નથી! સૃષ્ટિમાં સંવાદિતા છે. સંસારમાં નથી સૃષ્ટિમાં સુન્દરતા છે, સંસારમાં નથી સૃષ્ટિમાં સચ્ચિદાનન્દ છે સંસારમાં નથી અને સંસાર દુઃખમય છે. સૃષ્ટિ નથી આથી અદ્ભુત સ્વરૂપવાળા આ સંસારના આદિ અન્તના નિરર્થક વિચારમાં સમય ન ગુમાવતા એનાં મૂળીઆ ઓને ઉખેડી નાખી સંસારને જમીનદોસ્ત કરવામાં સાચો પુરુષાર્થ છે આથીજ ભગવાન કહે છે કે હે અર્જુન! આ સંસારવૃક્ષને તું છેદ. સંસાર વૃક્ષ કેવું છે?

સુવિરૂઢમૂલ છે. સુ એટલે સારી પેઠે; વિરૂઢ–ઉગેલું છે. મૂલ એટલે મૂળીઉં–સારી પેઠે–જડ ઝમાવીને ઉગેલા મૂળવાળા આ સંસારને છેદી નાંખ. અર્થાત્ સંસારના મૂળ કયાં છે તે વિચાર. તે મૂળ કેટલાં ઉંડાં છે તે વિચાર. કેટલાં જબરદસ્ત છે તે વિચાર. કેટલાં સજ્જડ ચોંટેલાં છે તે વિચાર. તેને ઉખેડી નાંખવા માટે કેટલો પુરૂષાર્થ જોઇએ તે વિચાર. અને તેને છેદી નાંખવા માટે કયું હથિઆર છે, તે વિચાર. અવિદ્યા વગેરે આ સંસારનાં મૂળ છે. તે હૈયાં જેટલાં ઉંડાં ચોંટેલાં છે. રોમરોમમાં બાઝેલાં છે. એટલાં સજ્જડ અને જબરદસ્ત છે કે સામાન્ય–પામર પ્રયત્નને તો રહેજે મચક આપે એવાં નથી! એમને જડમૂળમાંથી ઉખેડી નાંખવાને માટે કરોડો ભીમનું બળ એકી વખતે જોઇએ. અને એને સહેલાઇથી છેદી નાખવા માટે અસંગ શસ્ત્ર છે. એ અસંગ શસ્ત્ર પણ દૃઢ જોઇએ. આથી સુવિરૂઢમૂલવાળા સંસારને દૃઢ અસંગ શસ્ત્રથી છેદવામાં જીવનો પુરૂષાર્થ સમાપ્ત થાય છે. અહીં દૃઢ અસંગ એટલે શું એ સમજી લેવું રહ્યું! સંગ એટલેજ આસક્તિ–વળગણ–ચીકટાપણું–ગુંદરીયો સ્વભાવ. જે તે વસ્તુને બાઝીને તદ્રૂપ થઇ જવાની ટેવ. અર્થાત્ હર્ષશોક વગેરેને જન્માવે એવો પદાર્થ સાથેનો સંબંધ. અર્થાત્ અહંપણું અને મમપણું–અર્થાત્ અહંતા અને મમતા–એટલે સંગ. અહંતા અને મમતાનો અભાવ એટલે અસંગ. વિવેકથી જો માણસ તપાસે તો અહંતા અને મમતા ટકીજ ન શકે. કેમકે જીવ જડ નથી અને જડ જીવ નથી. જડ અને ચેતનની સેળભેળને લીધે અહંતા અને તેના પરિણામરૂપ મમતા પ્રકટે છે. અર્થાત્ અચળ વિવેક એટલે અસંગ. હું આત્મા છું જડ નથી જડ, જડ છે આત્મા નથી. આથી જડચેતનની આપલે અન્યાય્ય છે. એવી અચળ–દૃઢ–હાલી હાલે નહિ–એવી અકંપ્ય–અડોલ વિવેકબુદ્ધિ એટલે અસંગ. એ અસંગરૂપી શસ્ત્ર દૃઢ હોવું રહ્યું. જો દૃઢ ન હોય–કોમળ હોય–ઢીલું હોય તો સંસારવૃક્ષનાં પરિપુષ્ટ મૂળને છેદવાને અસમર્થ નીવડે. આથી ભગવાન સહેતુક કહે છે કે દૃઢ અસંગ શસ્ત્રથી સંસારને છેદ–સંસારને છેદવો એટલે કે તેને વન્ધ્યાવીર્ય બનાવવો. તેના પ્રભાવથી મ્હાત ન થવું. આત્મવીર્યથી અજ્ઞાનાદિના વીર્યને પરાસ્ત કરવાં! આમ ભગવાન અહીં મનુષ્યને વિવેક–સુદૃઢ વિવેકનું શરણ ગ્રહી, આત્માના અમોઘ વીર્યનો આશરો લઇ, સંસારને પોતાનામાંથી મરાડવાના કર્તવ્યનો ઉપદેશ કરે છે. ભગવાનની કૃપા તો સર્વત્ર એકસરખી ઉપયોગી છે. પણ તે પ્રયત્નસાપેક્ષ

છે. આથી ભગવાનનો અહીં આશય મનુષ્યને કર્તવ્યપરાયણ બનાવવાનો છે જે કર્તવ્યનિષ્ઠ છે તેનાથી ભગવાન સ્હેજે અળગો નથી. આથી ભગવાન અહીં અર્જુનને સંસારવૃક્ષને દૃઢ અસંગરૂપી કુહાડાથી છેદવાનો ઉપદેશ આપે છે. ॥ ૩ ॥

**ततः पदं तत् परिमार्गितव्यं, यस्मिन् गताः न निवर्तन्ति भूयः ।**
**तमेव चाद्यं पुरुषं प्रपद्ये, यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥ ४ ॥**

**ત્યારબાદ તે પદ શોધે કે જેમાં પહોંચેલા પાછા ફરતા નથી અને તેજ આદ્ય પુરૂષને શરણે જાય જેમાંથી પુરાણી પ્રવૃત્તિ પ્રસરેલી છે. ॥ ૪ ॥**

આગલા શ્લોકમાં 'સુવિરૂઢમૂલ' સંસારવૃક્ષને દૃઢ અસંગ શસ્ત્રથી છેદવાનું ભગવાને કહ્યું. સંસારવૃક્ષ છેદી નાખ્યા પછી મનુષ્યે શું કરવું તે હવેના શ્લોકમાં ઉપદેશે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! ત્યારબાદ 'તે પદ' ને ખોળવું—કે જ્યાં ગયેલા પાછા ફરતા નથી તથા તે માટે તે આદ્ય પુરૂષનુંજ શરણુ લે કે જે આદ્ય પુરૂષમાંથી આ પુરાણી પ્રવૃત્તિ પ્રસરેલી છે! અર્થાત્ શ્લોકમાં 'ત્યારબાદ' શબ્દથી 'સંસારવૃક્ષને છેદયા બાદ' એવો અર્થ લેવો 'तत्' શબ્દ મૂકી પરમાત્માએ પોતાની કેવલ કરુણા બતાવી છે! ભગવાન કહે છે કે માણુસે પહેલા સંસારને છેદવો અને પછી પરમાત્માની શોધમાં પડવું. અર્થાત્ સંસાર જીવતો હોય ત્યા સુધી પરમતત્ત્વ મરેલું છે! આથી સંસારને મારીને ત્યારપછીજ પરમપદની શોધ કરવાની ભગવાનની સલાહ છે! અને આ સલાહમાંથી જીવન જીવવા માટે ક્રમ મળી આવે છે! સંસારનું વૃક્ષ એટલું કુમળુ નથી કે સહેલાઇથી એ ઉખડી જાય! એને ઉખેડી નાખવા માટે માણુસે યાવજ્જીવ સ્વચ્છ કર્મોમાં રચ્યાપચ્યા રહેવું પડે છે! સ્વાર્થની માત્રા ઘટાડતા જઇ પરમાર્થની માત્રા વધારતી જવી એમ કરતા કરતા એક પળ એવી આવશે જ્યારે માણુસના હૈયામાં સ્વાર્થની શૂન્યતા આવશે અને પરમાર્થની પૂર્ણતા થશે! આજ વાતને શાસ્ત્રકારો ચિત્તશુદ્ધિ માટે નિષ્કામ કર્મ કરો એ વાક્યથી સમજાવે છે અર્થાત્ જ્યાસુધી ચિત્તની મલિનતા ન મટે ત્યાસુધી સંસાર ન મટે કેમકે અશુદ્ધિ એટને તો સંસાર છે! આથી ભગવાન જ્યારે એમ કહે છે કે સંસારવૃક્ષને છેદયા બાદ 'તત્પદ' ની

ખોળ કરવી ત્યારે એમની મતલબ એ છે કે માણસે અત્યંત શુદ્ધ થયાં બાદ પરમાત્માને શોધવા જવું અને સંસાર એ તો મહાન ધોબી-ઘાટ છે! સંસારમાં રહીને જ માણસ સત્કર્મદ્વારા સંસારના મેલને હૃદયપટ પરથી ધોઈ નાંખી શકે છે. આથી સાધકને માટે તો સંસાર પણ સુંદર જ છે. જંગલમાં નાસી જવાથી સંસાર કંઈ છોડતો નથી! આથી સંસારમાં રહીને વિધિ પ્રમાણે શાસ્ત્રોએ ફરમાવેલાં-લોકે માન્ય રાખેલાં-સંતોએ પ્રમાણિક કરેલાં, આત્માએ પ્રસન્નતાથી અપનાવેલાં એવાં વર્ણાશ્રમને ઉચિત કર્મોને નિષ્કામભાવે કર્તવ્યબુદ્ધિથી આચરવાં જોઈએ એવો ગર્ભિત આશય અહીં પરમાત્માનો માલમ પડે છે! સંસારનો છેદ કર્યા પહેલાંજ જે પરમાત્માની શોધમાં પડે છે તે સંસારમાં એ અટવાય છે અને પરમાત્મા તો એટલો મેળવવો સહેલોજ નથી! કેમકે છેવટની હૃદયશુદ્ધિ એ પરમાત્માના દર્શન માટે અંતિમ શરત છે? એ શરત જ્યાંસુધી પૂરી ન થાય ત્યાંસુધી કોટિ ઉપાયે પણ, કોટિ જન્મે, પણ, મહાનિદ્રાનને પણ પરમાત્મા પોતાનું સ્વરૂપ ના બતાવે. આમ સંસારના મેલને ધોવા પહેલાં જે પરમાર્થ ચિન્તામાં ભ્રમનો માર્યો પડે છે તે અતોભ્રષ્ટ સ્તતોભ્રષ્ટ થાય છે. પેલા ધોબીના કુતરા જેવો તેનો ઘાટ થાય છે. આથીજ ભગવાનનો સ્પષ્ટ આદેશ છે કે સંસારવૃક્ષને છેદયા બાદ પરમપિતાની શોધમાં સંચરવું. એક બીજી ખૂબી અહીં સમજી લેવા જેવી છે! કોઈ એમ ન સમજી લે કે સંસારવૃક્ષને છેદયા પછીજ હમો તો પરમતત્ત્વની શોધમાં પડીશું! અહીંતો એક બાજુ સંસારવૃક્ષ છેદાતું જાય અને બીજી બાજુ પરમતત્વની નજીક પહોંચાતું જાય એવા ઉપાયનું ભગવાન વિધાન કરે છે અર્થાત્ એકજ ઉપાયદ્વારા સંસાર છેદાય અને ભગવાન મળે એવી વિચાર અને ઉપાયની સરણી અહીં બતાવે છે. જેમ જેમ માણસ સ્વચ્છ કર્મ કરતો થાય અને તેના ફળને માટે ઓછાં વલખાં મારે તેમ તેમ સંસારવૃક્ષ છેદાતું જાય અને પરમાત્માની નજીક તે પહોંચતો જાય. અર્થાત્ સ્વચ્છ કર્મનું પ્રમાણ વધતાં અશુદ્ધિ ક્ષીણ થતી જાય અને શુદ્ધિ પ્રદીપ્ત થતી જાય! અને અશુદ્ધિની શૂન્યતા આવી અને શુદ્ધિની પૂર્ણતા આવી એટલે સંસારવૃક્ષ છેદાયેલુંજ હશે અને પરમાત્મા મળેલાજ હશે. આથી અહીં આ ભવ્ય જીવન દર્શનનો સૌ સમજપૂર્વક સ્વીકાર કરે એવો અર્થ છે!

આમ તતઃ શબ્દ અસંત ચમત્કારપૂર્ણ છે? તતઃ જીવનમાં ઉતર્યો પછી શું કરવું? તો ભગવાન કહે છે કે તે પદને શોધવું. 'તત્' શબ્દ

સર્વનામ છે! એટલે કે, બધાનું નામ છે! સ્થાવરજંગમ પદાર્થમાત્રનું નામ છે! અને નામ નામવાળા કરતાં જુદું નથી! અર્થાત્ સ્થાવરજંગમ પદાર્થમાત્રનું જે વાસ્તવિક સ્વરૂપ છે તેને શોધવું. -પદાર્થમાત્ર મૂળમાં પરમાત્માજ છે! પરમાત્માનોજ અદ્ભુત અચિન્ત્ય પ્રજ્ઞાવિલાસ સૃષ્ટિરૂપે છતો છે! આથી 'તત્' શબ્દનો તાત્પર્યાર્થ અહીં પરમાત્મા છે! એ પરમાત્માના પદને પૂરેપૂરું શોધવું એવો ભગવાનનો આદેશ છે. પદ એટલે સ્થાન. સ્થાન એટલે ઉભા રહેવાની જગ્યા. અર્થાત્ તત્-પરમાત્માને ઉભા રહેવાની જગ્યા. અને પરમાત્મા ક્યાં નથી ઉભેલા? પદાર્થમાત્રની અસ્તિ તેની અસ્તિને આભારી છે! આમ આ બૃહત્ સત્તાની પૂરી શોધ કરવી. એટલે કે પદાર્થમાત્રમાં પરમાત્મા પરિપૂર્ણ છે એમ શોધી કાઢવું. ખોવાયેલી ચીજ શોધાય! સંસારદશામાં પરમાત્મા જીવને માટે ખોવાયલાજ છે! વસ્તુમાત્રમાં છે છતાં નથી દેખાતા! આમ પહેલા બધામાં નથી એમ લાગતું તેને બદલે હવે તેને બધામાં છે એમ લાગશે. અર્થાત્ પરમાત્માની સત્તા વસ્તુમાત્રમાં છે એ શોધવું રહ્યું. અને એ શોધાયું એટલે બસ. જીવના પુરુષાર્થની હદ આવી ગઈ! આમ ચોકખાઈના ફળરૂપ બૃહત્ સત્તા-બ્રહ્મનો અનુભવ કરવો એમ પરમપિતા અહિં કહે છે.

ભગવાને કહ્યું તે અર્જુને સાંભળ્યું. પણ અર્જુનના મનમાં શંકા થઈ કે હે ભગવન્! તે પરમપદ મળ્યું એની ખાત્રી શી? કયા જાત અનુભવે જાણવું કે હવે મને પરમપદ મળ્યું. કેમકે જાત અનુભવ શિવાય સંશયનું છેવટનું મોત નથી થતું. સંશય તો અહિરાવણ મહિરાવણ જેવો છે મરે મરે ને પાછો છતો થાય! એને કેવી રીતે એવો મારવો કે જેથી પાછો એ જીવતો થાયજ નહિ- ઉપદ્રવ મચાવેજ નહિ- અનર્થ ફેલાવેજ નહિ! આ શંકાના ઉત્તરમાં ભગવાન કહે છે કે હે અર્જુન! તને એક ખાત્રી આપી દઉં. તે પદને પામેલા પુરુષો પાછા ફરતા નથી. આટલું હું જાણું. હું પણ જ્યારે પાછો ન ફરે ત્યારે સમજ કે તને તે પદની પ્રાપ્તિ થઈ છે! પાછા ન ફરવું એટલે જ્યાં ગયેલા હોય ત્યાંજ રહેવું. અર્થાત્ અહીં પરમાત્માને ત્યાં પહોંચવાનું છે! પરમાત્માને ત્યાં પહોંચ્યા અને નિરન્તર ત્યાંજ રહેવું એટલે ત્યાંથી ન ફરવું. અર્થાત્ જે માણસને 'તત્પદ' લાધ્યું તે હમેશાં તત્પદનિષ્ઠજ રહે છે! તે ઇચ્છે તોપણ ત્યાંથી પાછો આવી શકતો નથી. આનન્દનો મહાસાગર લાધ્યો પછી કાદવ કીચ્ચડથી ભરેલા ખાબોચીઆમાં શા સારૂ આવે? પોતે શા સારૂ હંસ મટીને દેડકો બને?

મહાનિધિને મેળવીને પછી શા સારૂ મવડાગિરિ કરે? ભવદારિદ્રય મટ્યું પછી તે પાછો દરિદ્ર શા સારૂ બને! અર્થાત્ એવો મહાભાગ આત્મા સંસારમાં પાછો ફરતો નથી, મુક્ત બને છે. અને આ મુક્તિ તે શાસ્ત્રોમાં કહેલી–સંતોએ ઉપદેશેલી મુક્તિ જેવી નથી! આતો જાત અનુભવ છે! એટલે શાસ્ત્રો કહે–સંતો ઉપદેશે માટે મુક્ત છે એમ નહિ. મુક્તિ અનુભવાય છે માટે શાસ્ત્રો કહે છે–સંતો ઉપદેશે છે. હાથના કંકણને આરસીની જરૂર નથી તેમ જાત અનુભવને માટે પરોપદેશની જરૂર નથી! અર્થાત્ નિઃસંશય અનુભવ એજ આ બાબતમાં મહાગુરૂ છે. આમ વિશુધ્ધ પુરૂષ પરમાત્માને પામે છે. પરમાત્મામાંજ રહે છે. સાથી સંસારમાં પાછો પડતો નથી. મુક્ત થાય છે. મુક્ત થાય છે એટલે કે રાગદ્વેષની અજગરચૂડમાંથી છૂટે છે. એવાને જન્મ નથી. મરણ નથી. આમ વિશુધ્ધાત્મા જન્મે છે છતાં જન્મતો નથી. મરે છે છતાં મરતો નથી. અર્થાત્ ઇશ્વરેચ્છાથી કદાચ કોઇ કાર્યવિશેષને માટે તેને જન્મ લેવો પડે તો તે જન્મ તેને બંધનકર્તા નથી. મરવું પડે તો તે મરણ તેને માટે ભયદાયી નથી! કેમકે જન્મમરણનો જે ત્રાસ તે ત્રાસનું કારણ મટી ગયું છે. હવે તે જન્મે છે ઇશ્વરાજ્ઞાથી. અને ઇશ્વરાજ્ઞાથી જન્મતાને જન્મમરણ એ લીલા છે! એટલે મુક્ત થાય છે. એનો અર્થ એવો નથી કે તે ફરી જન્મેજ નહિ–મરેજ નહિ. પરંતુ હવે તે જન્મે મરે તે સ્વાધીનપણે–પરમાત્માની ઇચ્છાથી અને પરમાત્માની ઇચ્છા તો અનુલ્લંઘ્ય છે! આજ કારણથી યુગે યુગે અનેક મહાત્માઓ–સંતો–ઓલીઆઓ–ફકીરો ભૂલેલી માનવજાતના ઉદ્ધાર માટે કેવલ કરૂણાની મૂર્તિસમા સર્વત્ર વિચરતા માલમ પડે છે. ધર્મોપદેશથી–સત્ય માર્ગદર્શનથી પ્રાણીજાતને ઉદ્ધારતા નજરે પડે છે. પ્રાણીમાત્રના કલ્યાણ માટે જન્મવું અને મરવું એ તો આનન્દનો વિષય છે. શોકનો નથી. આમ સંસારથી છૂટેલા મહાજીવો પાછા જન્મે મરે તોપણ નથી જન્મતા નથી મરતા. એટલે અહીં ઉંડો આશય ભગવાનનો છે.

આમ પરમપદની શોધ વિશુદ્ધ થઇને કરવી એમ કહ્યું. પરમપદને પામેલાને ઓળખવા માટે નિશાની આપી. હવે એ પરમપદને પામવાને માટેનું સાધન આપવું રહ્યું અને એ પરમપદના સ્વરૂપની ઓળખ આપવી રહી. આ બે વાત શ્લોકના પાછલા ચરણોમાં પરમપિતા આપે છે. ભગવાન કહે છે કે વિશુદ્ધાત્માએ પરમાત્મપદને પામવાને માટે તે આદિ પુરૂષનુંજ

શરણ લેવું. બીજા કોઇનું નહીં. અર્થાત્ અનન્યભાવે ભગવાનનું શરણ સ્વીકારવું એજ પરમાત્માને મેળવવાનો ઉપાય છે! આદ્યપુરુષ એટલે સૃષ્ટિ ન હતી ત્યારે પણ જે તત્ત્વ હતું-સ્વમહિમામાં વિરાજતું હતું-એવું પરમાત્મ તત્વ. આદ્ય શબ્દથી એક અનેરી ખૂબી ભગવાન બતાવે છે અને તે આ. સૃષ્ટિમાત્ર અર્વાચીન - છે. પરમાત્મા પ્રાચીન છે. અર્થાત્ પરમાત્માને આધારે સૃષ્ટિ છે. સૃષ્ટિ છે માટે પરમાત્મા છે એમ નહીં. સૃષ્ટિનો ઉદયાસ્ત પરમાત્માની ઇચ્છા ઉપર અવલંબે છે. આથી સૃષ્ટિ છે માટે તેના કારણરૂપ પરમાત્મા હોવા જોઇએ એ દર્શન બહુ ઉચ્ચું નથી! પરમાત્મા છે. સૃષ્ટિ હો અગર ન હો એવી સમજ શ્રેષ્ઠ છે! હિતકારિણી છે! અને એજ વાત ભગવાન અહીં કહેવા માંગે છે. અર્થાત્ આદ્ય શબ્દથી ભગવાનનું અસ્તિત્વ સૃષ્ટિને અધીન નથી પણ સ્વાધીન છે અને સૃષ્ટિનું અસ્તિત્વ-પરાધીન છે એમ બતાવે છે. અર્થાત્ પરમાત્મા ત્રિકાલાબાધિત સત્ય છે અને સત્ય છે માટેજ તે જીવનું સ્વરૂપ છે. અને સ્વરૂપ છે માટેજ તે શરણ્ય છે! આથી સ્વરૂપભૂત પરમપિતાનું એકાન્તભક્તિથી શરણું લેવું રહ્યું. ભક્તવત્સલ ભગવાન આવી એકાન્તભક્તિથી પ્રસન્ન થઇ પોતાના સ્વરૂપને ભક્ત આગળ ખોલી દે છે! અમોઘ, સત્ય સંકલ્પથી તેને નિહાલ કરી દે છે! પછી ત્યાં શું થાય છે તેતો આપણને શું ખબર! ભગવાન સૌને આ પરમસૌભાગ્યમયી ત્યાં અવસ્થા આપો?

આ પરમપિતાની ઓળખ કઇ? આ ગુહ્યતમજ્ઞાન હવે પ્રિયતમ અર્જુનને પરમાત્મા આપે છે. બેટા! એ પુરુષમાથી આ સનાતન પ્રવૃત્તિ પ્રસરી છે! અર્થાત્ સ્થાવરજંગમ જગતનો આવિષ્કાર કરનાર એ પરમાત્મા છે! સ્થાવરજંગમ જગતનો જે પિતા છે, જેણે સૃષ્ટિ, સ્થિતિ અને સંહારનો પોતાની પાસે ઇજારો રાખ્યો છે, તે એ પરમપુરુષ છે! આ થયો એનો સામાન્ય અર્થ. હવે આપણે શબ્દાર્થ પકડીએ. યતઃ શબ્દ કારણવાચક છે. અર્થાત્ પરમાત્મા એ સૃષ્ટિનું એક કારણ છે. એ ઉપાદાન કારણ છે કે નિમિત્ત કારણ છે કે ઉભય છે એ પ્રશ્ન અસ્થાને છે! એ કઇ જાતનું કારણ છે એ આપણી મતિથી કેમ પામીયે? એ સર્વરીતે કારણ છે એટલુંજ સમજએ. અર્થાત્ પરમાત્મા એ સૃષ્ટિનું અભિન્નનિમિત્તોપાદાન કારણ છે! આ વાત અતિસૂક્ષ્મ છે! એટલે ધ્યાનયોગદ્વારાજ સમજી શકાય એવી છે! પરમાત્મા શિવાય કોઇ સૃષ્ટિનું સર્વથા કારણ હોઇ શકેજ નહીં. આમ પરમાત્મામાંથી આ પુરાણી પ્રવૃત્તિ પ્રસરે છે એમ ભગવાન કહે છે. પુરાણી એટલે કેટલી જૂની? કાળની અવધિ નથી. પરમાત્મા

જેટલીજ જૂની! અર્થાત્ અનાદિ. કોને ખબર આ સૃષ્ટિ કઇ પળે જન્મી? અનાદિ કાળથી ચાલી આવે છે! અરે! બીચારો કાળ પણ પરમાત્માનીજ સૃષ્ટિ છે! એ બીચારો શું જાણે કે એને ક્યારે ઉપજાવ્યો? વિશુદ્ધ દૃષ્ટિએ જોતાં તો કાળ પણ કલ્પના માત્ર છે! અર્થાત્ ટૂંકમા આ સૃષ્ટિ એના પિતા જેટલીજ પ્રાચીન છે! આથી સૃષ્ટિના આદિત્વના પ્રશ્નમાં ભગવાન એકજ ગૂઢ શબ્દથી ઉકેલ આપી દે છે કે આ સૃષ્ટિ પુરાણી છે! જેને જેટલી પ્રાચીન કાળની કલ્પના કરવી હોય તેટલી તે કરે. તેનાથી પણ એ વધારે પ્રાચીન છે એટલુંજ ધ્વનિત છે! પ્રવૃત્તિ શબ્દ પણ ચમત્કારિક છે! પ્ર + વૃત્ ધાતુ ઉપરથી આ શબ્દ બને છે! વૃત્ એટલે હોવું—અસ્તિ. પ્ર શબ્દ પ્રકર્ષનો વાચક છે અસંત હોવું એટલે પ્રવૃત્તિ. અર્થાત્ એવી અસ્તિ કે જે મટાડી મટી ન શકે એક રૂપે અગર તો બીજે રૂપે જે હોવાનીજ એવું નામ પ્રવૃત્તિ છે અને આ સૃષ્ટિ તેવીજ છે! એક અગર તો તો બીજે રૂપે એ છતીજ છે! આમ આ સૃષ્ટિ જેમ પુરાણી છે તેમ અનન્ત પણ છે એવો અહીં ધ્વનિ છે! વળી ભગવાન પુરાણી પ્રવૃત્તિને માટે 'પ્રસૃતા' શબ્દ વાપરે છે પ્રસૃતા એટલે અસંત સરી પડેલી! એટલે કે ચોમેર સરકતી સૃષ્ટિ! આ સૃષ્ટિ દશે દિશામા આગળ ને આગળ સરકતીજ જાય છે! ચોમેર અતિ વધેલી છે! પાણીમા જેમ તરંગ પરપોટાઓ ફુટે અને ફાટે તેમ આ સૃષ્ટિ પણ પરમાત્મારૂપી અપાર–અનન્ત–અગાધ જીવનરાશીમાં સરકે છે–ફુટે છે–ફાટે–છે! આ લક્ષણે પરમાત્માને ઓળખવા અર્થાત્ જે તત્ત્વ સૃષ્ટિનું સર્જન અને ઉપસંહાર કરે છે, તે તત્ત્વ પરમારમાત્માનું. આને જો ટૂકાંવીએ તો વિચાર કરતા જણાશે કે પરમાત્મા સર્વજ્ઞ અને સર્વશક્તિ છે સર્વજ્ઞ અને સર્વશક્તિ પરમાત્મા છે એટલે કે તે સચ્ચિદાનન્દ છે! આમ વિચારતા વિચારતા સચ્ચિદાનન્દ પરમાત્મા સુધી માણુસનું શુદ્ધ હૃદય પહોંચે છે અને સાથી આગળ વધવાનુ નથી! માટે સચ્ચિદાનન્દ–સર્વજ્ઞ–સર્વશક્તિ સૃષ્ટિના ઉત્પત્તિ સ્થિતિ લયના એક કારણરૂપ પરમપિતાનુ શરણ દરેક લે એવો મહામુનિ કરુણાસાગર કૃષ્ણચન્દ્રનો અહીં ઉપદેશ છે ॥ ૪ ॥

निर्मानमोहा जितसङ्गदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः ।
द्वन्द्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्गच्छन्त्यमूढाः पदमव्ययं तत् ॥ ५ ॥

**માન અને મોહ રહિત, જેમણે સંગદોષોને જીત્યા છે એવા, હમેશા આત્મનિષ્ઠ, નિવૃત્ત થયેલ ઈચ્છાવાળા, સુખદુઃખ નામના દ્વંદ્વોમાથી છૂટેલા, સમજુ માણુસો, તે અવિનાશી પદને પામે છે. ॥ ૫ ॥**

આગલા શ્લોકમા વિશુદ્ધ થઇને પરમપદની શોધ માટે ભગવાને આદેશ કર્યો એ પદને પામેલાઓ મુક્ત થાય છે કહી પુરૂષ પ્રયત્નની અવધ બતાવી એ પદની પ્રાપ્તિ માટે અનન્ય ભક્તિથી પરમપુરૂષનુ શરણુ લેવુ એવુ સાધન બતાવ્યુ અને એ પરમપદની સૃષ્ટિના સૃષ્ટા રક્ષક અને લયકર્તા તરીકે ઓળખ આપી. હવે એ પરમપદની પ્રાપ્તિ માટે સાધકમા કઇ સાધન સંપત્તિના સ્થિર વિકાસની જરૂર છે તે દયાનિધાન પરમાત્મા બતાવે છે જેનામા એ સાધનો સ્થિર ભૂમિકાએ પહોચ્યા તે પરમપદનો જાત અનુભવ કરવાનોજ કેમકે સાધ્યમાત્ર સાધન ઉપર અવલંબે છે આથી સાધકે પોતાના પુરૂષાર્થને કયા કેન્દ્રિત કરવો તે બતાવતા કહે છે કે હે અર્જુન। તે અવ્યયપદમા તેના પુરૂષો પહોચે છે કે જેઓ માન અને મોહ વગરના હોય જેમણે સગદોષોને જીત્યા હોય. જેઓ આત્મામા નિત્ય રહેનાર હોય જેમની બધી ઇચ્છાઓ દૂર થઇ હોય. જેઓ સુખ દુઃખ વગેરેના જોડાઓથી તદન મુક્ત હોય. જેઓ અમૂઢ હોય। પરમપદની પ્રાપ્તિને માટે આ લાયકાતો જોઇએ આથી દરેકે પોતાનામા કેટની લાયકાત છે એનો વિચાર કરવો એમ અહીં ભગવાન સૂચવે છે। આ બધી લાયકાતનુ મૂળ છે 'અમૂઢ' શબ્દમા જેનામા વિપરીત જ્ઞાન છે, ઉલટુ જ્ઞાન છે, મિથ્યા જ્ઞાન છે, તે મૂઢ તેમનાથી એટલે કે ઉંધો જ્ઞાનવાળાથી જેઓ વિપરીત છે તે અમૂઢ અર્થાત્ યથાર્થજ્ઞાનવાળા એટલે કે જેમને તત્ત્વનુ સાચુ જ્ઞાન છે તેઓ અર્થાત્ અચળ વિવેક જ્ઞાનવાળા એટલે કે જેઓ દેહ અને આત્માના ભેદને યથાર્થ રીતે જાણનારા છે તેઓ. જેમનામાં જડ ચેતનનો યથાર્થ વિવેક નથી તે ઉપરની એકે સંપત્તિને સ્થિરપણે સ્વાધીન ન કરી શકે કેમકે વિવેકમાથીજ ઉપની લાયકાતો પુણીમાથી સુતરની માફક જન્મે છે। ભગવાન કહે છે કે જેમનામાથી માન અને મોહે વિદાય લીધી છે તેઓ પરમાત્માને પામે છે અર્થાત્ માન અને મોહને માણસે કાઢના રહ્યા. માન એટલે માન્યતા. પોતાને વિષે ભળતાજ ખ્યાલો હુ આવો છુ, તેવો છુ, વગેરે અહંકારની ભમરીઓ

અને વમજો ! તુ જેવો છે તેવોજ જો, જાતને માનતો હોય, તો જેવો નથી તેવો હોવાનો બકબકાટ ન કરે ! આપણને આપણે મૂળમા કેવા છીએ એની ખબર નથી એટલે પ્રતિપળે જેવા નથી તેવાજ જાતને સમર્થિત કરવામા રોકાયેલા રહીએ છીએ ! આજ વૃત્તિને અહંકાર-ગર્વ વગેરે નામોથી સબોધવામા આવે છે ! હું સુખી-હુ દુ ખીઉં મૂઢ-આવા ભગતાજ ખ્યાનો લઇને માણસ ફરતો માનમન્પડે છે આમ અહંકારનુ-અભિમાનનું ક્ષત્ર બહુ બહોળું છે ! આ અહકાર એ આત્મા અને દેહના ખોટા જ્ઞાનથી જન્મે છે ! વિવેકદ્વારા ધીરે ધીરે માણસે અહ ભાવને દૂર કરવો-રહ્યો એને ગન્યતાની અવધિએ લઇ જવો રહ્યો અહકાર પીગળે છે કયારે ? જો મૂઢના પીગળે તો ! મોહને લીધે માણસ પોતે જેવો છે તેવો પોતાને દેખતો નથી ! આમ મોહ એ અભિમાનનો પિતા છે ! મોહ એટલે વિપરીત-જૂઠા ખ્યાલો. આત્માને દેહ અને દેહને આત્મા સમજી એસવાની નિરન્તર વૃત્તિ ! વિવેકદ્વારા મોહને ઢીલો કરી અહકારને ઘસી નાખે તે અવ્યયપદને પામે !

મોહ અને અભિમાનનુજ ગાઢ રૂપ તે સગદોષ છે સગદોષ એટને વળગણનો મેન દેહ, ઇન્દ્રિયો, મન, બુદ્ધિમા પહેલાં 'સ્વરૂપનું' આરોપણ મોહને લીધે કરીને પછી તેજ હુ છુ- તેઓ મારા છે એમ માની તેને ચીકાશથી વળગેલુ અને તેમને દોરે દોરવાનુ એટલે કે રાગદ્વેષની નાથમા નથાયુ અને જગતને ડોળી નાખવુ તે સગમાથીજ રાગદ્વેષ જન્મે છે અને રાગદ્વેષના પરાક્રમે તો જીવ હતવીર્ય થઇ ગયો છે બીચારો બકરાં જેવો થઇ જરાજરામા બેબેનો દીન સાદ કરે છે જે પુરૂષસિંહ વિવેકી છે તેને માટે સગ એ શિકાર છે ! આસક્તિને ઓળખ્યા કરી જ્યાંજ એ જ પશે અને આસક્તિ -બધામા ચીકણી-ફેદી ચીટ નહીં એની વળગણને ગળી જાય એટને તેના ફરજંદ રાગદ્વેષાદિ દોષો જન્મેજ નહીં વીતરાગી ગતદ્વેષ-પુરૂષજ પરમ પિતાના સામ્રાજ્યમાં પ્રવેશી શકે આથી ભગવાન માણસને જીતસગદોષ થવા કહે છે

સગદોષમાંથી છૂટવાને માટે ઉપાય છે અધ્યાત્મનિત્ય થવુ તે. અધ્યા નિત્ય એટલે આત્માને લગતાં નીતરાજ્ઞાનમા સદા વસનારો. જાતને લગતી કડકમાં કડક પરીક્ષા લેનારો. અર્થાત્ હમેશા વિવેકનેત્રને ખોલીને પોતાનામા કેટલા દોષો છે અને કેટલા નીકળી ગયા છે, હજી કાઢવાના કેટલા બાકી

છે એ ખરું નિષ્પક્ષપાતપણે જોઈને દૂર કરવા યોગ્ય દોષોને દૂર કરવામાં નિરન્તર પ્રયત્ન કરતો પુરુષ. એવો પુરુષ આત્મજ્ઞાનમાં એટલે કે પોતાને લગતી યથાર્થ સમજમાં સ્હેજે બાકોરું ન પડવા દે, કેમકે તે એવા માર્ગે પડ્યો છે કે જેમાં સ્હેજ દોષ પણ અસહ્ય છે! અસત્ સાથે આછી આછી વળગણ પણ તે પ્રદેશમાં અસહ્ય છે! આથી જીતસંગદોષ થવું હોય તેણે નિરન્તર કડક નિષ્પક્ષપાત 'આત્મપરીક્ષા' કરવી એમ ભગવાન અહીં કહે છે!

વિનિવૃત્તકામા એટલે ખાસ નિવૃત્તિ પામી છે ઇચ્છાઓ જેમની. વિ એટલે વિશેષ કરીને. નિવૃત્ત એટલે દૂર થઇ છે. કામ એટલે ઇચ્છાઓ. અર્થાત્ પરમપદની પ્રાપ્તિ ઝંખતો મનુષ્ય નિરિચ્છ બનવો ઘટે. આ શબ્દ પણ ચમત્કૃતિ ભર્યો છે. જ્યાં સુધી માણસ જીવે ત્યાં સુધી ઇચ્છા રહેવાનીજ. એ કાઢી શકાય એવી ચીજ નથી. એટલે ઇચ્છાને મારી નાંખવાનો પ્રયત્ન વાંઝીઓ છે. ઇચ્છા જ્યારે મરી શકતી નથી તો પછી ભગવાન એમ કેમ કહે છે કે પરમપદનો જીજ્ઞાસુ વિનિવૃત્તકામ હોવો જોઇએ. સ્હેજ વિચારતાં સમજાશે કે ભગવાન કહે છે તે બરોબર કહે છે. ભગવાનું 'નિવૃત્તકામ' નથી કહેતા, વિનિવૃત્તકામ કહે છે. અને 'વિ' નો વધારો ઉપલી શંકાને દૂર કરે છે. વિ એટલે વિશેષ. માણુસનામાં વિશેષ ઇચ્છાઓ ન હોવી ઘટે. વિશેષ એટલે ખાસ વ્યક્તિગત ઇચ્છાઓ. એટલે કે સામાન્ય, માણુસમાત્રને સાધારણ એવી જે ખાવા-પીવા-સૂવા-બેસવા વગેરેની ઇચ્છા તે ઉપરાંતની અવિવેકી ઇચ્છા તેનામાં ન હોવી ઘટે. શુભેચ્છાનો અહીં નિષેધ નથી પણ સ્વાર્થી ઇચ્છાનો ઇન્કાર છે. સ્વાર્થી ઇચ્છાનો ગુલામ થઇને માણુસ દુનિયાના સમતોલપણાને હલાવે મૂકે છે. સામાન્ય સ્વભાવસહજ-જીવવા માટેજ જરૂરી એવી ઇચ્છાઓ હોવાનીજ. એટલે સ્વાર્થી ઇચ્છાઓ-અંગત લાભ માટેની વલખાં મારવાની વૃત્તિ આત્મજીજ્ઞાસુમાં ન હોવી જોઇએ એમ ભગવાન કહે છે. અર્થાત્ માણુસ જ્યારે નિષ્કામભાવે વર્તવા સમજી નિશ્ચય કરે છે ત્યારે તે અતિઇચ્છાના રાજરોગમાંથી મુક્ત થાય છે અને એવા નિરોગી માણુસને માટેજ ભગવાન અહીં 'વિનિવૃત્તકામ' શબ્દનો પ્રયોગ કરે છે.

વળી અવ્યય પદનો તે અધિકારી બને છે જે સુખદુઃખ વગેરે જોડાંઓમાંથી વિશેષ કરીને મુક્ત હોય! સુખ અને દુઃખ વગેરેનાં જોડાંઓ આવવાનાંજ! કેમકે સુખાદિના ભોગ માટે તો પ્રાણીમાત્રનો જન્મ છે!

સુખાદિનો ઉપભોગ તો જન્મનું રહસ્ય છે! તો જે ભોગવ્યેજ છુટકો છે અને જેને હસતાં હસતાં ભોગવી લેવામાં મુક્તિ છે તે સુખ અને દુઃખને તટસ્થપણે ભોગવી લેવામાંજ વીરતા છે. દ્વંદ્વોની પકડમાંથી છૂટવાને માટે માણસને સાચી સમજણની જરૂર છે! પહેલી સમજ તો એ છે કે ભોગવ્યા શિવાય કર્મ કેડો છોડે એમ નથી! વળી જે કર્મ જેણે કર્યું હોય તેનેજ ભોગવવું પડે છે. બીજાને નહીં, અર્થાત્ કર્તા હોય તેજ ભોક્તા બને છે! વળી આત્મા મૂળ સ્વરૂપે પ્રકૃતિના સંબંધથી જન્મતા સુખાદિ વિકારોથી પર છે! મૂળમાં એ આનન્દ સ્વરૂપ છે! આ સ્વરૂપ ઢંકાયેલું રહે છે! એ નજરે ચઢતું નથી! અને આથીજ માણસ મૂંઝાય છે! જેણે સમજાયું કે આત્મા સદા જ્ઞાનરૂપ આનન્દઘન છે, આરબ્ધ કર્મ ભોગવ્યેજ છૂટકો છે, રાગદ્વેષાદિ વિકારોથી આત્મામાં કાંઇ વધઘટ થતી નથી અને સુખદુઃખાદિ એ સંસારનો મેવો છે—એ રઘુનાથના જીવજાતના ઉપકાર માટે જડેલાં છે, તે કદી રાગદ્વેષના રંગે રંગાઇને સુખદુઃખાદિ જોડાંઓની પકડમાં નહીં આવે. તે સમજે છે કે સુખદુઃખ આવવાનાં અને અંતે જવાનાં અને પોતાનો પ્રભાવ પાડવા મથવાનાંજ તે કદી સુખદુઃખાદિના પ્રચંડ વેગને વશ ન આપે. તે પોતાની જાતને એવી તો વજ્ર જેવી કરી દે કે સુખ અને દુઃખ વગેરેના પડકારો તેને પરાસ્ત કરીજ ન શકે. આત્માને લગતી સાચી સમજમાંથી જે અમોઘ વીર્ય જન્મે છે તે અમોઘ વીર્યના પ્રભાવ આગળ સુખદુઃખાદિ જોડાંઓનો પ્રભાવ હણાઇ જાય છે અને એ જોડાંઓનો પ્રભાવ ઓસરાઇ જાય એજ એમની પકડમાંથી મુક્તિ છે! સુખદુઃખાદિમાંથી મુક્તિનો અર્થ એવો નથી કે તેમની અસર—કુદરતી અસર ન થાય! જ્ઞાની માણસોને પણ સુખ તે તો સુખજ લાગવાનું. દુઃખ તે તો દુઃખજ લાગવાનું. અગ્નિ તેને દાહકજ લાગે. પાણી તેને ઠંડુજ લાગે. પણ સામાન્ય માણસ સુખદુઃખ, ટાઢીગરમીના સ્પર્શાસ્પર્શે હર્ષશોક કરવાનો. જ્યારે જ્ઞાની માણસ હર્ષશોક નહીં કરે. એ વાહવાહ પણ ન કરે હાયહાય પણ ન કરે. પણ બધું સહી લે. એ જે અપાર સહનશક્તિ—સુખાદિ વિકારોને સ્હેજે મચક ન આપવાની જે અદ્ભુત તાકાત—આત્મજ્ઞાનનું સદા અનુસંધાન—એ જ્ઞાની માણસનામાં હશે. સામાન્યમાં એ ન હોય. બસ આટલોજ જ્ઞાની અને બીજામાં તફાવત છે. અને આ તફાવત જેવો તેવો નથી!

આમ અવ્યયપદની પ્રાપ્તિની લાયકાત પરમાત્માએ અહીં બતાવી. જેનામાં આ લાયકાત આવી તે ઇચ્છે કે ન ઇચ્છે, પણ તેને પરમપદની પ્રાપ્તિ થવાની જ. જેનામાં એ ન હોય, તે ગમે તેટલાં ફાંફાં મારે તોપણ તેને માટે પરમપદ દૂર જ રહેવાનું. આથી સાધક સાધનનિમગ્ન રહે; એવી ઇચ્છા છે! અર્થાત્ એ સાચું જ્ઞાન સંપાદન કરવા કેડ બાંધે. નિરભિમાની અને નિર્મોહી થવા યત્ન કરે. સંગદોષ જીતવા તત્પર રહે. જાતને લગતી નિષ્પક્ષપાત કડક પરીક્ષા માટે સદા ખડે પગે તૈયાર રહે. પોતાને માટે ખાસ ઇચ્છાઓ સેવવાની ભૂંડી ટેવમાંથી છૂટવાનો ઉદ્યોગ કરે. રાગદ્વેષ વગેરેના પંજામાંથી મુક્ત થવાને સદા કોશિષ કરે. આ પુરુષાર્થનું જે પરિણામ આવશે તે પરમપદની પ્રાપ્તિ જ હશે. ॥ ૫ ॥

न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः ।
यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥ ६ ॥

સૂર્ય, ચંદ્ર કે અગ્નિ જેને અજવાળી શકતા નથી, જેને પામી પાછા ફરતા નથી, તે મારું સર્વોત્તમ તેજોમય સ્વરૂપ છે. ॥ ૬ ॥

આગલા શ્લોકમાં પરમાત્માને પામનારની લાયકાત વર્ણવી. હવે, એ લાયકાતવાળો માણસ જ્યાં જવાનો છે તે સ્થાનની ઓળખ આપવી જરૂરી છે. એ ઓળખ હોય તો વધારે ભમવું ન પડે. કોઇને પૂછવું ન પડે. સડસડાટ પોતાના ગન્તવ્ય સ્થાને પહોંચી શકે. આથી હવેના શ્લોકમાં ભગવાન પોતાના પરમધામની ઓળખાણ આપે છે. આ શ્લોક હૃદયંગમ છે, અને સમજવા જેવો છે. ભગવાન કહે છે કે, હે અર્જુન! તે સ્થાનને સૂર્ય, ચન્દ્ર કે અગ્નિ અજવાળી શકતાં નથી. જ્યાં જઇને પાછા આવતા નથી તે મારું પરમધામ છે! અર્થાત્ અધિકારી માણસ જે જગ્યાએ જવાનો છે તે જગ્યા એવી છે કે જેને સૂર્ય પ્રકાશિત કરી શકતો નથી. જેને ચન્દ્ર અજવાળી શકતો નથી! જેને અગ્નિ અજવાળી શકતો નથી. કેવું અદ્ભુત સ્થાન! ભલા! એવું તે કયું અદ્ભુત સ્થાન હશે કે જ્યાં સૂર્ય પણ જઇ ન શકે? જ્યાં ચન્દ્ર પણ ન પહોંચી શકે! જ્યાં અગ્નિ પણ ન દાખલ થઇ શકે? એ જ તો શોધવાનું છે. અર્થાત્ પરમાત્માની જગ્યા એવી છે કે જેને સૂર્ય વગેરે ભૌતિક પ્રકાશ અજવાળી શકતો

નથી ! સૂર્ય વગેરેનો પ્રકાશ ત્રણ લોકને અજવાળી શકે આ ત્રણ લોકમા તો આ રીતે જોતા પરમાત્માનુ નિવાસસ્થાન નથી ! અર્થાત્ પરમાત્માના ધામમા જવા માટે ત્રણ લોકમા ફરવાની કશી જરૂર નથી ! કેમકે જે જ્યા નથી ત્યાં તેને માટે શોધવાનો પ્રયત્ન એ ગાડપણ છે તો ક્યા પ્રભુને શોધવા ? જ્યા સૂર્યના ચન્દ્રના કે અગ્નિના પ્રકાશની ગતિ નથી ત્યા તેને શોધવા ! આવી જ યા એકજ જગ્યા છે અને તે પ્રાણીમાત્રનુ હૃદય ! હૃદયમા જે જગ્યા છે ત્યા તેને શોધવા ! અર્થાત્ પ્રાણીમાત્રનુ હૈયુ એ ભગવાનની વસવાટની જગ્યા છે પ્રાણીમાત્રના હૈયામા ચૈતન્યજ્યોતિ પરમાત્મા વસે છે અને ચૈતન્યજ્યોતિરૂપ પરમાત્માને સૂર્ય વગેરેની ભૌતિક જ્યોતિ ક્યાથી પ્રકાશી શકે ? કેમકે ચેતન હોય તો સૂર્યપ્રકાશ વગેરેનો અનુભવ થાય ! અર્થાત્ ચેતનજ્યોતિને લીધે ભૌતિકજ્યોતિ પણ પ્રકાશે છે અર્થાત્ પ્રકાશરાજ પરમાત્મા પ્રાણીમાત્રના હૃદયમા છે અને ગોતનારે તેને ત્યા ચૈતન્યઘન રૂપે ગોતવાના છે ! આથીજ ઉછીના લીધેલા પ્રકાશવાળા સૂર્ય, ચન્દ્ર અગ્નિ વગેરે તે જ્યોતિઓની જ્યોતિ પ્રકાશના પ્રકાશરૂપ પરમાત્માને અજવાળી શકતા નથી ! આથી પરમધામમા પહોચવા ઇચ્છનારને સૂર્યપ્રકાશની આવશ્યકતા નથી ! ચન્દ્રપ્રભાની જરૂર નથી અગ્નિ તેજની જરૂર નથી ! જ્યાથી સૂર્યાદિ પોતેજ પ્રકાશ મેળવે છે તે પ્રકાશધામને પોતાના હૈયામા શોધે ! જગતમા તીર્થે તીર્થે ફરવાની જરૂર નથી ! એ ભ્રમણ બીનજરૂરી છે ! પ્રાણીમાત્રનુ હૃદય એ ઇશમદિર છે પ્રાણીમાત્ર એ જગમ તીર્થ છે પ્રાણીમાત્રના હૈયામા સમાધિ મેળવીને હૈયામા સદા બિરાજિત પ્રકાશરાજ પરમાત્માના દર્શન કરી શકાય ! આથી ભગવાન અહીં અર્જુનદ્વારા પ્રાણીમાત્રને ભગવાનના નિવાસસ્થાનની સાચામા સાચી માહિતી આપે છે હવે એ સ્થાને પહોચવાનુ લક્ષણ શુ ? એ સ્થાનમા ગયેલો માણસ શુ અનુભવે તે બતાવી પ્રકરણ પૂરૂ કરે છે ભગવાન કહે છે કે હે અર્જુન ! તને ટૂંકમા કહુ છું કે જ્યા ગયેલો માણસ પાછો સસારમાં આવતો નથી તેને મારૂ તુ પરમધામ જાણ ! અર્થાત્ એક વખત પરમાત્માના પરમધામનો જે પરોણો થઈ આવ્યો તે સસારમા રાચતો નથી ! તેને સસારના બધા પદાર્થોમા ઉદાસીનતા લાગશે તેને વિષયસુખમા આનન્દ ન રહેશે કેમકે તેને અનુભવ થશે કે સર્વ સુખનુ એક ધામ-સર્વ આનન્દનુ એક સ્થાન સર્વ મોદ પ્રમોદનુ ઉદ્‌ગમસ્થાન પરમાત્મા છે તે પરમરાજના સ્પર્શે દુનિયાના પદાર્થોમાં રસ છે તેની એક આનન્દની રજકણથી સારીએ સૃષ્ટિ આન

નિહિત થઇ રહી છે. તેના પ્રકાશના એક કિરણે સૃષ્ટિ ચમકી રહી છે! જેના જેને આવું સ્થાન લાધ્યું. પરમ પ્રેમ–પરમપ્રકાશ–પરમ સુખ–પરમાનન્દ–બ્રહ્માનન્દની પ્રાપ્તિ થઇ તે આ સાર સંસારના કાદવ કિચ્ચડમા ઉતરે! જીવતાજીવત તે માણસ 'ભૂમા' નો આનન્દ અનુભવે છે! અને ત્યાં ગયેલો ત્યાંથી ખસી શકતો નથી! ત્યાં જવું મુશ્કેલ છે અને ગયેલાને માટે પાછું આવવું અસંભવ છે. આવું તે પરમધામ છે અને તે બધાના હૃદયમા છે. સૌ પોતાના અંતરમાં તેને ખોળે–અંતરમા મળ્યો તો પછી અંદર બહાર નિરન્તર તેનાજ દર્શન થશે. ન મળે તો ચૌદ ભુવનમા ન મળે! આથી કરૂણાનિવાસ પરમાત્મા હૈયાની ગુફામા ઉંડા ઉંડા ઉતરી જવા માણસને અહીં આદેશ કરે છે! હૈયાના પ્રદેશમા મુસાફરી માટે ઇન્દ્રિયોને મનોમય કરી દેવી પડે છે અને ઇન્દ્રિયનાયક મનને હૃદયમય કરી દેવું પડે છે અને હૃદયને તન્મય કરી દેવુ પડે છે. આ બધા પ્રયોગો માટે અત્યંત વિશુદ્ધિ જોઇએ છે પવિત્રતા–બહારની અંદરની સ્થિર પવિત્રતા એ પરમાત્માના નિવાસ સ્થાનમા પહોંચવાની પહેલી અને છેલ્લી શરત છે એ પવિત્રતા શાન્તિદાયિની–મધુર મોદદાયિની–સુખજનની–પ્રકાશધાત્રી–પવિત્રતા જ્યાંથી–જે રીતે મળે તે રીતે તેને શોધવાનું અહીં દિશાન છે! પવિત્રતા સાથે પરમાત્મા સંકળાયેલ છે અને પવિત્રતા એ પરમાત્મદર્શનનો પવિત્રતમ પ્રસાદ છે ઇશ્વરાનુગ્રહ શિવાય એ મળવો અશક્ય છે! પ્રભુ બધાને એ પ્રસાદથી નવાજે! ॥ ૬ ॥

ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।
मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥ ७ ॥

**મારોજ અંશ જીવલોકમાં સનાતન જીવરૂપે વર્તમાન હોઇ સ્વભાવમાં રહેલી મનસહિત છ ઇન્દ્રિયોને ખેંચે છે. ॥૭॥**

આગલા શ્લોકમા પરમાત્માએ પોતાના દિવ્ય ધામની ઓળખ આપી, ધ્યેયને સ્પષ્ટ કર્યું જીવે જ્યાં જવાનું છે ત્યાં સૂર્ય ચન્દ્ર કે અગ્નિનો પ્રકાશ પ્રકાશતો નથી! સૂર્ય ચન્દ્ર અગ્નિ જેના પ્રકાશે વિશ્વને પ્રકાશે છે એવા સ્વયંજ્યોતિ હૃદયસ્થ પરમાત્માને જીવે મળવાનું છે વળી પરમાત્માની પાસે જે પહોંચ્યો તે તેની પાસેથી છૂટીને પાછો સંસારના કાદવ કીચ્ચડમાં પડતો નથી એ પરમાત્મ પ્રાપ્તિનું ફળ બતાવ્યું અર્થાત્ છેવટની સંસાર

માંથી મુક્તિ એ પરમાત્મદર્શનનો અજબ મહિમા છે એમ બતાવ્યું. અહીં સુધી ભગવાને સંસારતત્ત્વ અને પરમાત્મતત્ત્વની બારીક ચર્ચા કરી. પરંતુ સંસારમાંથી છૂટીને પરમાત્માને પહોંચવાનું કામ તો જીવનું છે. શાસ્ત્રમાત્રની પ્રવૃત્તિ તો જીવને માટે છે. તો સંસાર અને પરમાત્માના તત્ત્વનાં જ્ઞાન મેળવીને એ જ્ઞાનનો ઉપયોગ એટલે કે સંસારનો તિલાંજલિ આપી પરમાત્માને પ્રાપ્ત કરવાનો ઉદ્યોગ તો જીવને કરવાનો છે. તો એ જીવનું સ્વરૂપ શું છે? જ્યાંસુધી જીવના તાત્વિક સ્વરૂપ વિષે માણસ નિઃશંક ન થાય ત્યાં સુધી સંસાર અને પરમાત્માના જ્ઞાનનો સદ્‌ભાવ હોય, તોપણ તેનો માણસ લાભ ન ઉઠાવી શકે. અહીં જાતના તાત્ત્વિક જ્ઞાનની અત્યંત ઉપયોગિતા છે! તત્વજ્ઞાનના ત્રણ તો પદાર્થો છે. ઇશ્વર, જીવ અને સંસાર એ ત્રણનેજ શાસ્ત્રીય શબ્દો तत्त्वं इदं શબ્દોદ્વારા કહે છે. તત્પદાર્થ એટલે પરમાત્મા, ત્વંપદાર્થ એટલે જીવ અને ઇદંપદાર્થ એટલે સંસાર. એ ત્રણેના યથાર્થ જ્ઞાનમાંથી શું તજીને શું લેવા જેવું છે એ સમજાય છે. ભગવાને અહીં સુધી ઇદંપદાર્થ અને તત્પદાર્થની સાચી સમજ આપી. બાકી રહી ઓળખ ત્વંપદાર્થની એટલે કે જીવની. એ જીવસ્વરૂપનું હવેના શ્લોકમાં પરમાત્મા આલેખન કરે છે. જીવ પરમાત્માથી જુદો નથી. સંસાર દશામાં એ શરીર, ઇન્દ્રિય વગેરેનો ઉપરી છે એ આવતા શ્લોકનો નિચોડ અર્થ છે. ભગવાન કહે છે કે હે અર્જુન! મારોજ સનાતન અંશ આ જીવલોકમાં જીવરૂપ થઇ ગયેલો છે અને તે જીવ મન સાથે છ ઇન્દ્રિયો કે જે વિષયો તરફ વળેલી છે તેમને ખેંચે છે આટલો તો શ્લોકાર્થ થયો. હવે એમાં ભગવાન કહેવા શું માંગે છે તે જોઇએ.

ભગવાન કહે છે કે 'મારોજ સનાતન અંશ!' જકારથી જીવ પરમાત્મા શિવાય બીજા કોઇનો અંશ નથી એમ બતાવે છે. અર્થાત્ જીવ પરમાત્માનીજ એક ચિનગારી છે, એટલે કે પરમાત્માનું જે મૂળ સ્વરૂપ છે તેજ સ્વરૂપ જીવનું પણ છે. અગ્નિનું સ્વરૂપ તેજ અગ્નિની ચિનગારીનું છે. પરમાત્મા સચ્ચિદાનંદ છે. જગતના ઉત્પત્તિ સ્થિતિ લયનું કારણ છે. જીવ પણ મૂળ સ્વરૂપે સચ્ચિદાનન્દ છે અને નાના પાયા ઉપર તેનામાં પણ ઉત્પત્તિ સ્થિતિ લયની શક્તિ છે. આપણને આ લાગતું નથી તેજ તો માયાની મહત્તા છે! જીવ સત્ છે એટલે કે સદા હોનાર છે. અર્થાત્ અજ અને અવિનાશી છે. ચિત્ છે એટલે કે જ્ઞાનસ્વરૂપ છે. અને ત્યાં

સત્ છે ચિત્ છે ત્યાં આગળ આનન્દ હોયજ. આ આનન્દાંશ સંસારદશામાં છૂપાયેલો રહે છે. જીવ પણ ક્રિયાત્મક છે ! એટલે કે સંસારદશામાં તે પણ સર્જે છે–રક્ષે છે–સંહાર કરે છે ! આમ સંસારદશામાં જેને જીવ એવી સંજ્ઞા મળે છે તે જીવ મૂળમાં પરમાત્માનોજ સનાતન અંશ છે સનાતન એટલે હંમેશ હોનાર અર્થાત્ જેમ પરમાત્માનો વિનાશ નથી તેમ તેના અંશભૂત જીવનો પણ વિનાશ નથી ! ત્રણે કાળમા જીવ સત્ છે. એની અસ્તિનો વ્યભિચાર નથી ! અંશ શબ્દથી પરમાત્મા અહીં સ્વરૂપભૂત જીવની સંસારદશાનો ખ્યાલ આપનાર અલ્પત્વનું સૂચન કરે છે. મૂળ સ્વરૂપમાં તો જીવ પણ પણ નિરતિશય જ્ઞાનક્રિયાશક્તિ યુક્તજ છે. પણ સંસારદશામાં તો જીવની જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિ મર્યાદિત થઇ જાય છે ! એ અલ્પત્વનો અને મર્યાદાનો ખ્યાલ અંશ શબ્દદ્વારા અહીં સૂચિત થાય છે ! "મારોજ સનાતન અંશ" શબ્દોના સાચા જ્ઞાનમાં અદ્ભુત શક્તિ વસે છે. 'મારોજ' એ શબ્દ જેને સમજણ પડે તેને સ્મરણ થાય કે તે પોતે મૂળમાં કોણ છે ! જીવ શિવ છે એ દર્શન કાંઇ ઓછું મહત્વનું છે ? એમાં ગાઢ આશ્વાસન છે. ભલે દરેક જીવ સંસારદશામા જીવ છે પણ જીવ છે છતાં એ મૂળમાં તો શિવજ છે એ સમજણ સમદર્શી થવામાં–આત્મૌપમ્ય વર્તન સાધવામાં–સૌમાં એકજ પરમપિતાનો નિવાસ છે માટે આખું વિશ્વ એ મારૂં કુટુંબજ છે એમ 'વસુધૈવ કુટુંબકમ્'ની ભાવના કેળવવામાં અતિ ઉપયોગી છે. આ ઉપરાંત પણ એમાં અનેક ધ્વનિ સમાયેલ છે ! જ્યાં બધાજ પરમાત્માનાજ અંશ છે ત્યાં પ્રેમથી–વ્હાલથી–બધાને નિઃસ્વાર્થભાવે ચાહવાનોજ આદેશ સંભળાવે. જોઇએ. કોઇપણ પ્રાણી સાથે વેર વિરોધની તો વાતજ ટળી જાય ! આમ જોતાં 'મારોજ' શબ્દની યથાર્થ સમજણ માણસને દરેક માટે સદ્ભાવ શીખવશે, સમભાવ શીખવશે, પ્રેમનો પદાર્થપાઠ આપશે, આશા આપશે, વિશ્વ મારૂં સહોદર છે એવી પ્રતીતિ કરાવશે, સમદ્રષ્ટિ દેશે અને કોઇને માટે પણ ઘૃણા ન થાય એવી આત્મીયતા અર્પશે. આ છે 'મારોજ' એ શબ્દનો જીવનકાળમાં વિનિયોગ.

સનાતન શબ્દની સમજ માણસને મૃત્યુભયમાથી ટાળશે ! દેહની સાથે સંબંધ થાય અને જાય એથી હું જવાનો કે થવાનો નથી એવી આત્માની અમરતાની સ્મૃતિ માણસને સદા સત્કર્મરત કરશે–સદા નિર્ભય કરશે. કાયરતામાંથી જન્મતી દુર્બુદ્ધિની પરંપરામાંથી બચાવશે. અને ધીર બનવા

ઉત્સાહન કેરે. ટૂંકમા સનાતન શબ્દની સાચી સમજણ માણસને નિર્ભય —સ્વકર્તવ્યપરાયણ—ધીર—શોકરહિત બનાવશે.

અંશ શબ્દનો પણ જબરો ધ્વનિ છે. અંશ શબ્દને જે સમજે તેને થશે કે મારી અનન્ત જ્ઞાનક્રિયાશક્તિ મર્યાદિત કેમ બની? પોતાની મર્યાદાનું કારણ શોધી એ મર્યાદાને તોડવા તેને યત્નશીલ કરશે. અંશ મૂળમાં જ્યારે અંશીજ છે, તો પછી અંશીની જે નિરતિશય જ્ઞાનક્રિયાશક્તિ તે અંશમાં આવવાનીજ. આથી અંશ પોતે અંશીભૂત કેમ થયો છે, તે જાણે અને જે કારણોથી તે અંશી મટીને અંશ થયો છે, તે કારણોને દૂર કરે તો પોતે અંશી બને અને આ કારણો શોધમા લાગશે કે દેહથી માંડીને બુદ્ધિ પર્યન્તના પદાર્થોની ઉપાધિને લીધે અંશી અંશ બન્યો છે! દેહથી માંડી બુદ્ધિ સુધીના પદાર્થોની, સામાન્ય પ્રયત્નથી ન દૂર કરી શકાય એવી જબરદસ્ત દિવાલને લીધે અંશી અંશભૂત થયેલ છે. તો પોતે અંશ છે એમ સમજનાર આ બુદ્ધિથી માંડીને દેહ પર્યન્તના ચોકઠામા બંધાયેલ પોતાની જાતને છોડવવા પ્રયત્ન કરશે આમ અંશ શબ્દની સાચી સમજ મુમુક્ષામા પરિણમશે

આમ 'મારોજ સનાતન અંશ' એટલા શબ્દોની ચમત્કૃતિ આપણે જોઈ. હવે એ ચરણમાં બાકી રહેલાં બે પદો—"જીવલોકે જીવભૂત" એ શબ્દો જોઇએ. અંશ કેમ થયો એની સમજણ આ બે શબ્દો આપે છે. ભગવાન કહે છે કે "જીવલોકમાં જીવ થઇ ગયેલો." જીવલોકમાં જો એ ન હોત તો જીવ ન થઇ જાય, એ શિવજ રહે જીવલોક એટલે બ્રહ્માથી માડીને સ્થાવર સુધીના દેહ. શિવ તત્ત્વ શરીરમાં જકડાયું આથી એ જીવરૂપ થઇ ગયું. એટલે કે અલ્પજ્ઞ અને અલ્પશક્તિ થઇ ગયું! જો પાછું એ શિવલોકમાં જાય-તો જીવલોક મટી જાય અને જીવભાવ પણ મટી જાય. અર્થાત્ જીવ એ શિવ છતા જીવના ભોગાયતન રૂપ શરીરમાં જકડાયેલ હોવાથી—હું શરીર છુ, મન છું, ઇન્દ્રિય છું, કર્તા છું, ભોક્તા છું, એવી ઉંધી સમજણને લીધે જીવભાવને પામે છે. બાકી જીવ જીવ નથી શિવજ છે! ટૂંકમા દેહથી માંડીને બુદ્ધિ પર્યંતના બંધનને લીધે શિવ છતાં પરમાત્માજ જીવરૂપ થઇ જાય છે! એ બંધનો ઢીલા થાય અને નીકળી જાય એટલે તે પોતેજ પાછા સ્વસ્થ થાય! અર્થાત્ પરમાત્માજ જીવરૂપે જીવશરીરોમા વિહરી રહ્યો છે! પ્રત્યેક જીવ તે તે શરીરમા શિવ છતાં કેમ

જીવ થયો એ-પ્રશ્ન એ અતિપ્રશ્ન છે! ખૂબ ઉંડો વિચાર કરતાં તો. આ બધુંજ કલ્પના છે એમ લાગશે પરમાત્મા શિવાય બીજું કશું નથી એજ તત્વજ્ઞાનનો છેવટનો નિર્ણય છે. જીવ અને પ્રકૃતિ પણ સંસારદશામાં-અજ્ઞાનના ઓથાર નીચે દબાયેલા હોઇએ ત્યાં સુધી આપણને જીવ અને પ્રકૃતિરૂપે પૃથક્-અસ્તિવાળાં લાગે છે. બાકી એ અજ્ઞાનનું સ્વપ્ન ઉડી જતાં એકજ અસ્તિ લાગે. આમ સંસારદશાનો વચગાળો એ અજ્ઞાનનો અચિન્ત્ય પ્રભાવ છે, એટલું સમજીએ. અને એ અજ્ઞાનથી પણ વધુ અચિન્ત્ય, અગાધ, અપાર, પ્રભાવ છે તે જ્ઞાનનો. અનન્ત-કોઇક વિરલ-ઇશ્વરના લાલનું આ અજ્ઞાન સ્વપ્ન ઇશ્વરની કૃપાથી ઉડે છે. બાકી, તો બધાજ-'**મમૈવાંશો જીવભૂતઃ**' રહે છે. આથી સમજણને માટે અહીં ભગવાને જીવ, શિવ, પ્રકૃતિ વગેરે ભેદોનું અવલંબન કરે છે. ભગવાનજ સનાતન જીવકલારૂપે જીવ શરીરમાં રહે છે. આ જ્ઞાન માણસને સર્વભૂતાત્મભૂતાત્મ દર્શન તરફ વાળશે.

હવે આ જીવ સંસારદશામાં શું ધંધો કરે છે તે ભગવાન કહે છે. આ બધાના અનુભવનીજ વાત છે. ભગવાન કહે છે જીવ ઇન્દ્રિયોને ખેંચે છે. ઇન્દ્રિય શબ્દ પણ સમજવા જેવો છે. ઇન્દ્રિ શબ્દનો અર્થ જીવાત્મા છે ઇન્દ્રિયો વિષયોની પ્રાપ્તિનાં દ્વાર છે. અને તેઓ આત્માની અસ્તિનું અનુમાન કરાવે છે. વાંસલો જેમ વાંસલાને માટે નથી પણ તેનો ઉપયોગ કરનાર સુથારને માટે છે તેમ ઇન્દ્રિયો એ પોતાને માટે નથી પણ ઇન્દ્રિઓદ્વારા ક્રિયા કરતા ઇન્દ્રિ-જીવાત્મા માટે છે. અર્થાત્ આ ઇન્દ્રિયો જીવાત્માના અસ્તિત્વનું અનુમાન કરાવે છે. જીવનું નામ ઇન્દ્રિય છે આથી. જીવને વિષયોનીપ્રાપ્તિમાં સાધનોનું નામ ઇન્દ્રિય છે. પ્રકૃતિસ્થાનિ એ ઇન્દ્રિયોનું વિશેષણ છે. પ્રકૃતિ એટલે સ્વભાવ. સ્વભાવમાં રહેલી એટલે પ્રકૃતિસ્થ. ઇન્દ્રિયોનો સ્વભાવ વિષયો તરફ ઢળવાનો છે. અર્થાત્ વિષયો તરફ ઢળેલી જે ઇન્દ્રિયો તે ઇન્દ્રિયોને જીવાત્મા ખેંચે છે. ઇન્દ્રિયો સામાન્ય રીતે વિષયોમાંજ ચોંટેલી રહે છે. કોઇક ધીર પુરુષ ઇન્દ્રિયોના પ્રબલ પ્રવાહને રોકી અંતર્મુખ થાય છે. આથી સામાન્ય રીતે પ્રાણિમાત્રની ઇન્દ્રિયો વિષય તરફ ઢળેલી હોય છે. આ કારણે ભગવાન કહે છે કે વિષયો તરફ ઢળેલી ઇન્દ્રિયોને જીવાત્મા ખેંચે છે. એ ઇન્દ્રિયો કેટલી? તો કહે છે કે મન સાથે છ. અર્થાત્ કાન, ચામડી, આંખ જીભ અને નાક એ પાંચ જ્ઞાનેન્દ્રિયો અને છઠ્ઠું મન. સાથે સાથે પાંચ કર્મેન્દ્રિયોનો પણ અહીં સમાવેશ જાણવો. આમ પાંચ

જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિય સાથે જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિય સાથે કર્મેન્દ્રિય બનતી મનરૂપી અગીઆરમી ઇન્દ્રિયો મળીને અગીઆર ઇન્દ્રિયોને જીવાત્મા ખેંચે છે! ખેંચે છે એટલે? એટલે કે ભોગ ભોગવવાને માટે ગન્ધ વગેરે વિષયોમાં પ્રવર્તાવે છે. જીવ એ ઉપરી હોઇ આ અગીઆર અમલદારોને શબ્દાદિ વિષયોના સામાન્ય ઉપર દોડાવ દોડાવ કરે છે અને તેઓ હાંગ સારા નરસા ભોગ ભોગવે છે. આ છે પ્રત્યેક જીવનો સંસારમાં ધંધો! સંસારદશામાં આ સિવાય બીજું કાંઇ હોઇ શકતું નથી! આપણે નજરોનજર જોઇએ છે કે બધા સાંભળે છે-સ્પર્શ અનુભવે છે-જુવે છે-ચાખે છે-સુંઘે છે-બોલે છે-પકડે છે-ચાલે છે-મળમૂત્રનો ઉત્સર્ગ કરે છે-જનનાનંદ ભોગવે છે! આખી સંસાર પ્રકૃતિનો આ ટૂંકામાં ટૂંકો હેવાલ છે! અર્થાત્ ભગવાન કહે છે તે ઠીક છે કે અગીઆર ઇન્દ્રિયોનો અધિષ્ઠાતા જીવ તે અગીઆરેને પોતપોતાના વિષયોમાં પ્રવર્તાવે છે અને તે દ્વારા સુખદુઃખનો અનુભવ કરે છે જીવનું આ, આ જગતમાં ઇતિવૃત્ત છે! દરેક જીવનો આજ સામાન્ય રીતે કરૂણ ઇતિહાસ છે. આજ કથની દરેક જીવ મૂંગી રીતે સ્પષ્ટતાથી કહી રહ્યો છે. બ્રહ્માથી માંડીને ઘાસના તણખલા સુધીના દરેક જીવનો આ હેવાલ છે. પછી કોઇક ઠેકાણે એમાં ઓછાવત્તાપણું હશે, એમાં અપકર્ષ કે ઉત્કર્ષ હશે-પણ સરવાળે આજ આવીને ઉભું રહે છે! શિવનો જ્યારે અધઃપાત થાય ત્યારે તે કેવો કરૂણ હોય એની ભગવાન અહીં કરૂણ કથની કહે છે! ભલા! ગંગા જેવી જડ નદીનો શતમુખ અવપાત થાય તો પછી જીવ જેવી ચેતનગંગાનો તો સહસ્રમુખ થાય! આ જીવનદર્શન બનાવતાં ચે ભગવાન કેવળ કરૂણાની-જીવજગતને ઉદ્ધારનારની-મૂર્તિ બની જાય છે!॥૭॥

शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।
गृहीत्वैतानि संयाति वायुर्गन्धानिवाशयात् ॥ ८ ॥

જીવાત્મા જ્યારે શરીરને પ્રાપ્ત કરે છે તથા જ્યારે નિશ્ચય બહાર નીકળે છે ત્યારે એ બધાને લઇને ગન્ધના આશ્રયમાંથી અંશોને લઇને જેમ પવન તેમ જાય છે. ॥ ૮ ॥

આગલા શ્લોકમાં જીવ શિવ છતાં શરીરાદિના બંધનને લીધે સ્વભાવ બુડ્યો છે એમ બતાવ્યું. આપણને એ 'સમજાયું' પણ ખરું. પણ સવાલ

એ છે કે આ અદ્ભુત બંધનમાંથી છૂટાય ક્યારે? અર્થાત્ જીવના જીવભાવનો અસ્ત ક્યારે થાય અને શિવભાવનો ઉદય ક્યારે થાય? અર્થાત્ જીવ ક્યાંસુધી જીવ રહેશે. એટલે કે શરીર ઇન્દ્રિયો વગેરેનો ઉપરી ક્યાં સુધી રહેશે? ભગવાન આજ સવાલનો જવાબ આપતાં કહે છે કે જીવભાવ જ્યાંસુધી ટકે ત્યાંસુધી શરીર ઇન્દ્રયો વગેરેનું અધિષ્ઠાતાપણું ન મટે. અર્થાત્ દેહીની શરીરાદિ મિલ્કત યાવત્જીવભાવ રહેવાની. માટે તેણે શિવભાવની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો રહ્યો. આ સમજતાં અતિસૂક્ષ્મ પ્રશ્નનું ભગવાન નિરાકરણ કરે છે.

ભગવાન કહે છે કે જ્યારે ઇશ્વર એક શરીરને છોડી બીજાને પ્રાપ્ત કરે છે તથા નિશ્ચય આ શરીરને તજી બીજું શરીર લેવાને બહાર નીકળે છે જ્યારે વાયુ જેમ ગંધને તેના આશ્રયમાંથી લઈ જાય છે તેમ આ ઇન્દ્રિયોને લઇને જાય છે! અર્થાત્ જીવાત્મા પ્રાપ્ત શરીરને તજે અને અપ્રાપ્ત શરીરને પ્રાપ્ત કરે ત્યારે એટલે કે શરીરના ત્યાગ અને પ્રાપ્તિ બન્ને વેળાએ એ ઇન્દ્રિયોને સાથે લઇનેજ જાય છે! આ સૂક્ષ્મ સિદ્ધાન્તને દૃષ્ટાન્તથી સ્પષ્ટ કરે છે. જેમ ગન્ધના સૂક્ષ્મ અંશો ફુલના શરીર ઉપર હોય છે તેને લઇને વાયુ જાય છે તેમ સૂક્ષ્મ ઇન્દ્રિયરૂપી ગન્ધને. ફુલરૂપી શરીરમાંથી વાયુ જેવો જીવાત્મા લઇને બીજા પ્રદેશમાં જાય છે! ફુલ તેટલું પ્રત્યક્ષ છે ગન્ધ સૂક્ષ્મ છે. અને તેનાથી પણ ગન્ધને લઈ જનારો વાયુ સૂક્ષ્મ છે. તેમ શરીર સ્થૂલ હોવાને લઇને પ્રત્યક્ષ છે ઇન્દ્રિયો તેનાથી સૂક્ષ્મ છે અને તે ઇન્દ્રિયો કરતા પણ જીવ સૂક્ષ્મ છે! વળી ગન્ધ એ ફુલની સંપત્તિ છે વાયુની નથી. તેમ ઇન્દ્રિયો એ શરીરની સંપત્તિ છે. મૂળમાં એ જીવની છેજ નહીં. અર્થાત્ જીવ કેવળ છે આવા અનેક ધ્વનિઓ આ દૃષ્ટાન્તના સૂક્ષ્મ વિચારમાંથી નીકળે છે! ટૂંકમાં, સૂક્ષ્મ હોય તેથી વસ્તુ મટી જતી નથી. વસ્તુ તો છે પણ આપણાથી પકડાતી નથી. અને આપણાથી ન પકડાતી હોય તેથી વસ્તુની અસ્તિ ટળી જતી નથી - તેમ આપણને આ 'બધું' ન સમજાતું હોય એ બને પણ આવું જ છે એમ ભગવાન કહે છે આતો થયો દૃષ્ટાન્તનો વિચાર. એ ઉપરાન્ત પણ શ્લોકમાં બીજી પણ ખૂબીઓ છે ભગવાન કહે છે કે શરીર તજે અને લે એ બન્ને વેળા ઇન્દ્રિયોને જીવ સાથેજ લઇ જાય છે આ ઇન્દ્રિયોને સાથે લઈ જવી એટલે કે સાંભળવા વગેરેની જે વાસનાઓ-દ્રઢ મજબૂત ...

જન્ય સસ્કારો એ સંસ્કારોને સાથે લઇને જીવ ઉપડે છે અને જ્યા જાય ત્યા પાછી પોતાની અચિન્ત્ય ઇચ્છાશક્તિના બળે ઇન્દ્રિયોના સ્થૂળ માર્ગો બનાવી લઇ તે દ્વારા-અતૃપ્ત વિષય ભોગવવાની ઇચ્છાને તોષવામાં રચ્યો પચ્યો રહે છે જ્યાંસુધી આ સૂક્ષ્મ વિષય ભોગેચ્છા નિવૃત્ત ન થાય ત્યા સુધી મુક્તિ એ આકાશનુ ફુલ છે એવો અહીં ધ્વનિ છે! વળી એક અસત ખૂબીવાળો શબ્દ તો અહીં "ઇશ્વર" છે ભગવાન પ્રત્યેક જીવ માટે અહીં ઇશ્વર શબ્દનો પ્રયોગ કરે છે ઇશ્વર શબ્દનો મૂળ અર્થ સપૂર્ણ સત્તાવાળો થાય છે અર્થાત્ પ્રત્યેક જીવ એ અજબ સત્તાવાળો છે એ ઇન્દ્રિયોનો શેઠ છે. ગુનામ નથી ધારે તો ઇન્દ્રિયોને એ તજી શકે જે શેઠ ગુનામોનો ગુનામ બની જાય છે તે લાચાર બની જાય છે એવો ધ્વનિ અહીં છે! અર્થાત્ જીવ જ્યારે સમજશે કે હુ ઇશ્વર છુ ત્યારે એ ઇન્દ્રિયોને વશ ન રહેશે. ઇન્દ્રિયોને વશ કરશે અને જ્યારે ઇચ્છશે ત્યારે એ તેમને છોડી શકાશે અર્થાત્ દરેક જીવમા જાતને મુક્ત કરવાનુ સાહજિક બળ છેજ-એની એને જો કોઇ યાદ અપાવે તો. ભગવાન, ઇશ્વર શબ્દનો પ્રયોગ કરી એ યાદ દેવરાવવા ચાહે છે. કેટલી કરૂણા? ॥ ૮ ॥

**श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।**
**अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥ ९ ॥**

**આ જીવ કાન-આખ તથા ચામડી, જીભ તથા નિશ્ચય નાક તેમજ મનના ઉપર બેસીને વિષયોને ભોગવે છે. ॥ ૯ ॥**

આગલા શ્લોકમા જન્મતી વેળાએ અને મરતી વેળાએ શરીર અને ઇન્દ્રિયોનો સ્વામી જીવ, ઇન્દ્રિયોને સાથે લઇનેજ જાય છે એ સૂક્ષ્મ સિદ્ધાન્ત ભગવાને કહ્યો. એ ઇન્દ્રિયોને લઇને બીજા દેહમા ગયેલો જીવ ત્યા શુ કરે છે? અર્થાત્ જન્મોજન્મ જીવ શી પ્રવૃત્તિ કરે છે-ભવારણ્યમા ભૂલો પડેલો જીવ ભવોભવ શુ કરે છે એ વાત ભગવાન વર્ણવે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! સાચુ જ્ઞાન થાય ત્યાસુધી એટલે કે મોક્ષ પામે ત્યા સુધી આ જીવ-દેહઇન્દ્રિયો વગેરેનો સ્વામી-સેનાપતિ-પુરૂષ તે તે દેહમા કાન, આખ, ચામડી, જીભ અને નાક તેમજ પાંચ કર્મેન્દ્રિયો અને મનને પોતાના અધિકારમા લાવીને વિષયોનો ઉપભોગ કરે છે અર્થાત્ શબ્દ-સ્પર્શ, રૂપ, રસ ગંધ, વચન-આદાન-વિહાર-મલત્યાગ-જનનાનદ-સકલ્પ-વિકલ્પ વગેરેનો

સેવામાં-રાતદિન લાગેલો રહે છે. અને આજ પ્રત્યેક જીવની જીવન-કહાણી છે. પાંચ જ્ઞાનેન્દ્રિયોદ્વારા જ્ઞાનેન્દ્રિયોના શબ્દ વગેરે વિષયોમાં-પાંચ કર્મેન્દ્રિયો દ્વારા પાંચ બોલવું વગેરે વિષયોમાં-મનનાં સંકલ્પ વિકલ્પ કરવાના ધર્મમાં આ જીવ ગુંચવાઇ રહે છે. જીવમાત્રની પ્રવૃત્તિનો અહીં ભગવાન સંક્ષેપમાં ખ્યાલ આપે છે. જન્મોજન્મ આના આ પદાર્થો ભોગવવા છતાં જીવની ભોગેચ્છા અતૃપ્તજ રહે છે! અને આથી તો તૃષ્ણાને સદા કુંવારી કહે છે. ભોગ ભોગવવામાં જ્યાંસુધી એને કંટાળો ન આવે ત્યાંસુધી ઇંદ્રિયોની જાળમાંથી એ ન છૂટે. આથી ભગવાન અહીં જીવની નફ્ફટાઇનો ખ્યાલ આપે છે. તૃષ્ણાનો મહિમા વર્ણવે છે. જીવ જ્યારે પોતાની શિવતા ભૂલી જાય છે ત્યારે તેની કેવી દુર્દશા થાય છે તેનું રેખાચિત્ર દોરે છે. અને તે દ્વારા વિષયોમાં વળગી ગયેલાં જીવને, વિષયોની વળગણને ફેડવા માટે, કેડ કસી પ્રયત્ન કરવા ઉદ્‌બોધન કરે છે. ભગવાન જીવમાત્ર ભોગથી ઉપરામ થઇ વિરાગ તરફ ઢળી-આત્મશ્રેય સાધે એ જોવા ચાહે છે. અને આથી અહીં એકજ વાકયમાં જીવમાત્રની પ્રવૃત્તિને સમેટી લે છે. આ શ્લોકનો ગૂઢ આશય સમજનાર ધીરે ધીરે પ્રિયાપ્રિય શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, વચન આદિના સ્પર્શાસ્પર્શથી ન તો ખેંચાશે ન તો દૂર ભાગશે તે બન્નેમાં તટસ્થ રહેવા પ્રયત્ન કરશે. અર્થાત્ જીતેન્દ્રિય થવા યત્ન કરશે અને જીતેન્દ્રિયપણું વિવેક વિચારથી સિદ્ધ થાય છે વિષયોના દોષનું ચિંતન કરતાં કરતાં, મનને સમજાવી, વિષયોની અનિષ્ટતાથી તેને સાવધ રાખશે. અને ધીરે ધીરે ઇશ્વરકૃપાથી મનને કેવળ ધ્યેય-પરમાત્મનિમ્ન કરશે. મન જ્યાં દોષ રહિત થયું ત્યાં ઇન્દ્રિયો પણ મનને અનુસરશે કેમકે ઇન્દ્રિયો મનની પ્રવર્તાવી પ્રવર્તે છે. આમ કાબુમાં આવતું મન, સ્વસ્થ થતા, વિવેકી બની, ત્યાજ્ય અને ગ્રાહ્યનો વિચાર કરી, શ્રેય તરફ વળશે. અને છેવટે મન પોતાને પણ છોડી દેશે અને પછી તો હૃદયપ્રધાન જીવ હૃદયસ્થ પરમાત્માનેજ વળગશે. પરમાત્માને વળગ્યો એટલે તે બ્રહ્માનંદમાં લીન થશે. અને હૃદયમાં ગયેલો જીવ પાછો સંસારમા ફરતો નથી એવી ભગવાનની પ્રતિજ્ઞા છે. અર્થાત્ આ શ્લોકમાં ભગવાન જીવને વિરક્તિ સાધવા પ્રેરે છે અને તે દ્વારા વિવેક, વિરાગ, શ્રદ્ધા, ભક્તિ, જ્ઞાન વગેરેના સંપાદન માટે તેને મધુર કરુણ સૂરે ચેતવે છે ॥ ૯ ॥

उत्क्रामन्तं स्थितं वापि भुञ्जानं वा गुणान्वितम् ।
विमूढा नानुपश्यन्ति पश्यन्ति ज्ञानचक्षुषः ॥ १० ॥

**દેહને તજતા કે તેમાંજ રહેલા કે ભોગ ભોગવતા ઇન્દ્રિયોયુક્ત જીવાત્માને વિવેકરહિત માનવો નથી જોઈ શકતા. જ્ઞાનનેત્રવાળા જુએ છે ॥ ૧૦ ॥**

જીવાત્મા નામનો પદાર્થ અતિસૂક્ષ્મ છે. માણસનું સ્વરૂપ અત્યંત સૂક્ષ્મ હોવાને લીધે એ વ્હેલું, વ્હેલું પકડાતું નથી! કેમકે માણસ ઇન્દ્રિયો અને મનનો માર્યો હતવીર્ય થયેલ હોઇ સ્થૂલદર્શી-પ્રત્યક્ષમાની બની જાય છે. પોતાની મૂળ અસ્તિ વિષે શંકા સેવે છે. અને મૂઢ બને છે. જાતે જાતને વિસરી, અવનતિની ઉંડી ખીણમાં હડસેલાઇ જાય છે. જો પોતાનું મૂળ સૂક્ષ્મ સત્ય સ્વરૂપ તેને ઓળખાય તો તો આ જીવન તેને જીવવા જેવું-આનન્દધામ-પ્રકાશસ્થાન લાગે. પણ તેને સમજાતું નથી. કેમકે તે સ્થૂલદર્શી છે. જેટલું નજરે જણાય તેટલામાંજ તેની શ્રદ્ધા ચોંટે છે. જ્યારે જગતની રચના એવી છે કે જે નજરે જણાય છે તેનાં કરતાં જે નજરે નથી જણાતું છતાં છે તેના જ્ઞાન ઉપરજ શ્રેયનો પાયો છે! આમ ઉપર બતાવ્યા તેવા જીવાત્માનું જ્ઞાન અતિદુર્લભ છે એમ કહી પરમાત્મા સાધકને પ્રયત્નમંદ થતાં અટકાવે છે. અને જ્યાંસુધી તેને સ્વરૂપની ઓળખ ન થાય ત્યાંસુધી ચીવટાઇથી પ્રયત્નમગ્ન થવા આદેશ કરે છે. પ્રત્યેક સાધકે શ્રદ્ધા-તપ-બ્રહ્મચર્ય અને વિદ્યાપૂર્વક, દીર્ઘકાળ સુધી, નિરન્તર, અભ્યાસ કરવો ઘટે છે. કેમકે આ તો પ્રયત્નની મઝા છે. ભગવાન સ્વરૂપનું જ્ઞાન એમ સ્હેલાઇથી થવા દેતા નથી! સ્વરૂપજ્ઞાનનાં મહાન મૂલ્ય આપવાં પડે છે. જે એ મહામૂલ્ય આપવા તૈયાર છે તેને એ મહામૂલી, ભવોભવનું દારિદ્ર ફેડનારી, સ્વરૂપજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. આથી ભગવાન જીવાત્માનું જ્ઞાન દુર્લભ છે એમ કહેતાં પ્રયત્નની તીવ્રતા માટે સૂચન કરતાં કહે છે કે હે અર્જુન! દેહમાંથી નીકળી જતા અગર તો તેજ દેહમાં રહેલા, વિષયોને સેવતા, એવા આ ઇન્દ્રિયોથી યુક્ત જીવાત્માને વિમૂઢ લોકો નથી જોઇ શકતા. પરંતુ જ્ઞાન નેત્રવાળાઓ તેને જોઇ શકે છે. દેહોત્ક્રમણ કરતો હોય-દેહમાં વસતો હોય-કે વિષયોને ભોગવતો હોય તોપણ ઇન્દ્રિયોથી યુક્ત એવા આ જીવને વિમૂઢ માણસ નથી જોઈ શકતો. જીવાત્મા અહીં જોવાની વસ્તુ છે. પરંતુ એ જોવાની ક્રિયા આંખથી થઇ શકે એવી નથી. કેમકે આંખ કરતાં એ અતિ બારીક છે. એટલે અહીં 'જોવાનો' અર્થ જ્ઞાનદ્વારા અનુભવ એવો થાય છે. જીવ જાતને નથી જોઇ શકતો તેમાં ભગવાન કારણ આપે છે કે એ 'વિમૂઢ' છે. વિમૂઢ એટલે વિશેષ કરીને મોહિત-

એટલે કે સર્વથા વિવેકચક્ષુ શિવાયનો, જેનામાં વિવેક—એટલે કે જડ-ચેતનના ભેદજ્ઞાન—ચક્ષુ ખુલ્યાં નથી, તેને ચેતન આત્મા સૂક્ષ્મતમ હોવાથી નજરે પડતો નથી; અનુભવપથમાં આવતો નથી! ઊલટું તેના સ્વરૂપને તો ભૂલી જાય છે. અને પોતાનામાં ઉપી ઉપી કલ્પનાઓ રોપે જાય છે. પોતે આત્મા છે એ ભૂલી જાય છે અને હું દેહ છું—ઇન્દ્રિય છું વગેરે ભ્રાન્તિજ્ઞાનનો ભોગ બની જાય છે. અને આ મૂઢ દશાનો વિવેકના શરણ શિવાય આરોજ નથી! આથી જાતને ન ભાળવામાં મોહજ આડખીલી છે એમ ભગવાન અહીં કહે છે. જેઓને જ્ઞાનચક્ષુ પ્રાપ્ત થયાં છે તેઓ તો જીવને-ક્ષેત્રજ્ઞને યથાર્થ રીતે અનુભવી શકે છે. અર્થાત્ જીવનું સાચું જ્ઞાન સંપાદન કરી શકે છે. આમ અહીં ભગવાન મોહ અને વિવેકનાં મૂલ્યાંકન કરે છે. મોહથી માણસ દેખતો છતાં આંધળો થાય છે, અને જોવાજેવું તે જોતો નથી. જ્યારે જ્ઞાનથી—વિવેકથી માણસ દેખતો છતાં અનિન્દ્રિય દર્શનવાળો બને છે. તે જોવા જેવું જ જુએ છે. અને બીજું બધું જોતાં છતાં જોતો નથી. અને જેણે જોવા જેવું જ જોયું તેણે બીજું બધું જોયું તોયે શું અને ન જોયું તેથીયે શું? અને જોવા જેવું તો નિજરૂપ છે. નિજરૂપને જેણે બરોબર જોયું તે ઉત્ક્રમણ કરતો હોય—દેહમાં વસતો હોય—વિષયોને ભોગવતો હોય કે ઇન્દ્રિયોથી વિંટળાયેલ હોય તોએ નથી, તેને તે ઉત્ક્રમણ સ્થિતિ, વિષયસેવા કે ઇન્દ્રિયોની જાળ અડકી શકતી! અર્થાત્ સ્વરૂપદર્શનમાં જીવનમુક્તિ છુપાઇ છે એવો અહીં ધ્વનિ છે. ॥ ૧૦ ॥

यतन्तो योगिनश्चैनं पश्यन्त्यात्मन्यवस्थितम् ।
यतन्तोऽप्यकृतात्मानो नैनं पश्यन्त्यचेतसः ॥ ११ ॥

યત્ન કરનાર યોગીઓ જરૂર આને દેહમાં રહેલો જુએ છે; યત્ન કરનારા છતાં અકૃતાત્માઓ એને જોઇ શકતા નથી ॥ ૧૧ ॥

અસંયમી પુરુષોને નિજસ્વરૂપનું ભાન થતું નથી. પ્રબુદ્ધ પુરુષોને સ્વરૂપનું જ્ઞાન થાય છે એ વાત આગલા શ્લોકમાં કહી. એનેજ પ્રકારે સ્પષ્ટ કરતાં પરમાત્મા હવેના શ્લોકમાં જીવાત્માના જ્ઞાનનું સાધન અને તે ક્યાં દર્શન કરવા યોગ્ય છે તે સ્થાન બતાવતાં કહે છે કે હે અર્જુન! પ્રયત્નશીલ યોગીઓ આને નિશ્ચય દેહમાં રહેલો જુએ છે. જ્યારે પ્રયત્ન કરતા છતાં

પણ અ૫ બુદ્ધિવાળા અકૃતાત્માઓ આને નેથી જોઈ શકતા ! અર્થાત્ આ શ્લોકમા નિજરૂપનુ દર્શન કોને થાય છે, કેવી રીતે થાય છે અને ક્યા થાય છે એ વાત ભગવાન કહે છે પ્રયત્નશીલ યોગીઓને સ્વરૂપજ્ઞાન સુલભ છે પ્રયત્ન એટલે અસત યત્ન-તીવ્ર મહેનત આત્માના દર્શને મહામહેનત સિવાય થતા નથી કેમકે એ બીજજ પ્રયત્નને-ભગીરથ પ્રયત્નને માગે છે પ્રયત્ન પણ ફાવે તેવો નહી શાસ્ત્રોમા આત્માને જોવા માટે જે શ્રવણ મનન વગેરે ઉપાયો કહ્યા તે શાસ્ત્રીય શ્રવણ વગેરે ઉપાયોની તીવ્રતા કરનારને આત્મદર્શન થાય છે આમ યત્ન કરનારા એટલે ફાવે તેવી મહેનત કરનારાઓ નહી પણ શાસ્ત્રમા કહેલા ઉપાયોનુ આચરણ કરનારા વળી તેવા પુરુષો યોગીઓ હોવા જોઈએ યોગી શબ્દનો અહીં છેવટનો અર્થ સુસસ્કૃત ચિત્તવાળા એટલે કે વિશુદ્ધ હૃદયવાળા એવો થાય છે નિસ્વાર્થભાવે વિહિત કર્મ કરનારાઓના હૃદય નિર્મળ થાય છે અર્થાત્ નિષ્કામ કર્મયોગથી પવિત્ર થયેલ પુરુષોને આત્મદર્શનનો અધિકાર મળે છે વળી જેઓ શાસ્ત્રીય પ્રયત્નવાળા છે વિશુદ્ધ હૃદયવાળા છે તેમને આત્માના દર્શન માટે બહાર જવાનુ નથી પોતાના દેહમાજ આત્મા ભરાઈ રહેલો છે-ઘેરાઈ રહેલો છે એ પોતાનાજ દેહમા ઘેરાઈ રહેલા આત્માને હૃદય પ્રદેશમા જોવાનો છે અર્થાત્ નિજરૂપ પ્રત્યેકના દેહમદિરની હૃદયવેદી ઉપર આરૂઢ છે-વર્તમાન છે ત્યાજ તેને અનુભવવાનુ છે આમ પહેલા ચરણમાં ભગવાન કહે છે કે હે અર્જુન ! આત્માનુ જ્ઞાન મેળવવા ઇચ્છનાર પ્રયત્નશીલ હોય-કર્મયોગી હોય જે એવો હશે તેને સ્વહૃદય-કમળમાં રહેલ તે આત્માનુ યથાર્થ દર્શન થશે માટે પ્રયત્નશીલ થા-કર્મ યોગી થા-વિશુદ્ધ થા વિશુદ્ધિમા આત્મદર્શન છે ॥ ॥

આ સાભળીને અર્જુન મુઝાયો તે મનમા વિચારવા લાગ્યો કે ભગવાન આ શુ કહી રહ્યા છે ? અરે ! પ્રાણીમાત્ર આત્માને જોવા મથી રહ્યા છે ! સૌ પોતપોતાની મર્યાદામા આત્માના દર્શનાર્થી છે અને પ્રયત્ન કરીજ રહ્યા છે છતાએ હજુ તેમને આત્મદર્શન થયા નથી ! તો એ પ્રયત્ન છતાએ દર્શન નથી થતા, માટે એ દર્શન થઈ શકે એવાજ ન હશે તો પછી બીચારા પ્રાણીઓ અટવાય એમા શુ નવાઈ છે ? ભગવાન આ મનોભાવને પામી ગયા અને અર્જુનના મનોભાવદ્વારા તમામ જીવો માટે શકા દૂર કરતા કહે છે કે હે અર્જુન ! યત્ન કરતા છતાં, જેઓ અકૃતાત્માઓ છે જેઓ અ૫બુદ્ધિ છે તેઓ આત્માને જોઈ શકતા નથી !

અર્થાત્ પ્રયત્ન છતાં પણ આત્મા ન મળે, એ શક્ય છે. કેમકે, પ્રયત્ન એ આત્મદર્શનમાં મુખ્ય નથી. કૃતાત્માપણું એટલે કે વિશુદ્ધિ—હૃદયની નિર્મળતા એ આત્મદર્શનમાં મુખ્ય છે. પ્રયત્ન કરતાં છતાં જેઓ મેલાને મેલા રહે છે તેમને તો આત્મા દેખાયજ નહિ. આથી બીચારા પ્રયત્નનો કંઈ વાંક નથી! અને મેલા હોવાથીજ તેવા પુરૂષો અચેતસ—એટલે કે અલ્પ-મર્યાદિત—દેહ આત્મા છે એવી બુદ્ધિ—એવાં દર્શનવાળા રહે છે. આમ એકલો પ્રયત્ન એ આત્મદર્શનમાં બસ નથી પણ વિશુદ્ધિ અને વિશાળ બુદ્ધિ પણ જરૂરી છે. અર્થાત્ પ્રયત્ન એવો હોવો જોઇએ જેથી દરેક પ્રયત્નના અંતે આત્મશુદ્ધિ હોય. દરેક આત્મશુદ્ધિના પ્રયોગે દર્શનની વિશાળતા થવી જોઇએ. આમ જોતાં કર્મયોગ એજ મુખ્ય જણાશે. જ્યાં-સુધી કર્મયોગ ઉપર માણસ આરૂઢ ન થાય ત્યાંસુધી, એ સેંકડો શાસ્ત્રો વાંચે મનન કરે કે ગમે તે બીજું કરે આત્મા તેને મચક ન આપે. આત્મદર્શનનો મુખ્ય ઉપાય તો ભક્તિપૂર્વક નિષ્કામ કર્મયોગનું આચરણ છે. જે આ મુખ્ય ઉપાયને તજી કેવળ શ્રવણ મનન વગેરેમાં લીન રહે છે તે શાસ્ત્ર—જીવનશાસ્ત્રનો જાણકાર નથી. તેથી તે અલ્પબુદ્ધિ છે અને તેથી કદાચ લાખ જન્મ લે તોપણ આત્મા તેને દર્શન દેતો નથી! અકર્મયોગી પુરૂષ આત્મદર્શનનો અધિકારી નથી. કદાચ જો તે આત્માને જોવાનો અધિકારી બનવાની ચેષ્ટા કરે તો નિષ્ફળ જાય છે! પછી તે જોઇએ તો બ્રહ્મચારી હો, ગૃહસ્થ હો, સંન્યાસી—ભારતવાસી હો કે વિલાયતવાસી હો—ગમે તે દેશ—કાળ—જાતિનો—માનવ હો, અનઅધિકારી હોય ત્યાંસુધી બલાત્કાર કરે તોપણ તેને સાચાં આત્માનાં દર્શન થતાં નથી. આ કથનદ્વારા ભગવાન આત્મદર્શન માટેનો સાચો માર્ગ બતાવે છે. આત્મારૂપી સૂક્ષ્મ પદાર્થના દર્શન માટે શાસ્ત્રીય પ્રયત્નવાળો કૃતાત્મા-

સૂર્યમાં રહેલું જે તેજ આખા જગતને અજવાળે છે, જે ચન્દ્રમાં છે અને જે અગ્નિમાં છે તે તેજને મારૂં જાણ ॥૧૨॥

આ બ્રહ્માથી માંડીને ઘાસના તણખલા સુધીના દેહમાં હું ઈશ્વરજ જીવાત્મા રૂપે વસું છું, એવું અતિ ભવ્યદર્શન ભગવાને કરાવ્યું; એ જીવનું તાત્વિક સ્વરૂપ બતાવી તેના જન્મમરણના ફેરાઓ વર્ણવ્યા. તેમાંથી વિરક્તિ માટે ધ્યાન બતાવ્યું અને છેવટે એ જીવનું સ્વરૂપદર્શન કેવી રીતે, કોને, ક્યાં થાય, એ પણ બતાવ્યું. હવે પરમેશ્વર પરમાત્મા પોતાનો અચિન્ત્ય અદ્ભુત મહિમા બતાવે છે. એ મહિમાનો નિરન્તર સ્વીકાર અને ચિન્તનથી માણસનું હૃદય વિશાળ, નિર્મળ અને ભાવભરિત થાય છે. હવેના ત્રણ શ્લોકમાં ભગવાને પોતાનો જે અચિન્ત્ય મહિમા બતાવ્યો છે તે મહિમાના ઉપર સાત્વિક દિલ ચોટતાં ભક્તિભાવનો ઉભરો આવે. હૃદય, નિર્વિકાર પ્રસન્નતા અનુભવે. હૈયાનો મેલ આંખની અશ્રુધારાથી ધોવાય અને જે ક્ષુદ્ર ભાવનો જન્મ ત્વરિત ગતિએ પ્રતિપળ સંચય કરે છે તે ક્ષુદ્ર ભાવોનો અન્ત થાય એવો છે. કેમકે અત્યારસુધી જે વાત આપણે જુદી રીતે જાણતા હતા તેને હવે ભગવાન ફરમાવી સાચી રીતે જણાવે છે. ભગવાન કહે છે કે હે પ્રિય અર્જુન! તને હું કેટલું કહું? જો આ સૂર્ય, આ ચન્દ્ર, આ અગ્નિ; એ સૂર્યનું જે જગતને અજવાળતું તેજ છે, આ ચન્દ્રનું જે, જગતને રૂપેરી બનાવતું સૌમ્ય તેજ છે, આ અગ્નિનું જે પ્રાણીમાત્રને રક્ષતું તેજ છે તે તેજ તેમનું નથી, મારૂં છે! સૂર્ય ચન્દ્ર અગ્નિનું તેજ તેમનું પોતાનું નથી—ભગવાનનું છે. સૂર્ય, ચન્દ્ર, અગ્નિના તેજમાં સ્થાવરજંગમનું જીવન છે! અને એ સ્થાવરજંગમ જગતને જીવતદાન આપનારૂં તેજ તે પરમાત્મતત્ત્વ છે અર્થાત્ સૂર્યાદિ પદાર્થમાં તેજ રૂપે પરમાત્માજ રહેલ છે! શિવાય કે પરમાત્મા કોણ આ ગગનના દીવાઓને સળગાવી શકે? કોણ આ અગ્નિને દાહક અને પ્રકાશક શક્તિ આપી શકે? વગર તેલે, વગર દીવેટે, વગર ચેતાવ્યે, અનન્ત કાળથી ઝગઝગી રહેલ આ આભ-દીવાઓનો ચેતાવનાર પરમાત્મા શિવાય કોણ હોય? અને એ તેજ ભૌતિક છે છતાં જીવનદાયી છે અર્થાત્ સૂર્યચન્દ્રાદિદ્વારા પ્રાણી માત્રમાં જીવનદાનની ધારાઓ વહેવડાવનાર અખિલ બ્રહ્માંડ નાયક પરમાત્મા છે. અને બ્રહ્માંડ કેવડું છે, ક્યાં ક્યાં કેવી રીતે ફેલાયેલું છે-તેની આપણને ક્ષુદ્ર જીવોને શી ખબર? અર્થાત્ આ શ્લોક પરમાત્માની સર્વશક્તિ ઉપર જીવની ટીકા રૂપ છે.

આપણુ તો હાથ જોડીને અંજલિ ભગવાનું—નીગળતી આંખે આ અદ્દભુત દર્શન અનુભવવાનુંજ રહ્યું નમન હો એ સૂર્ય, ચન્દ્ર, અગ્નિને અજવાળનાર મહાજ્યોતિને! જેની પલકથી બ્રહ્માંડમાં કોટિ સૂર્યો સળગે, જેની પલકથી બ્રહ્માંડના કોટિ સૂર્યો ઓલવાય એવી જ્યોતિની જ્યોતિ પરમ મંગળ જ્યોતિને પ્રણામ ॥ ૧૨ ॥

गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।
पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः ॥ १३ ॥

તથા હું ઇશ્વર નિજબળથી, પૃથ્વીમાં પ્રવેશી, સમસ્ત વસ્તુઓને ધારણ કરૂં છું તથા સર્વરસમય ચન્દ્ર બનીને સમસ્ત ઓષધિઓને પોષું છું ॥ ૧૩ ॥

વળી પરમાત્મા એક અજબ વાત કહે-છે કે હે અર્જુન! આ પૃથ્વીમાં પ્રવેશ કરીને ચરાચર-સ્થાવર જંગમ પદાર્થમાત્રને હું મારા ઓજસથી ધારણ કરી રહ્યો છુ સર્વરસમય ચન્દ્ર બનીને સમસ્ત ઔષધીઓને—હું પોષી રહ્યો છું! પરમાત્મા પ્રત્યેક પરમાણુમાં વિદ્યમાન છે! અને પોતાના અચિન્ત્ય સામર્થ્યથી આ અખિલ બ્રહ્માંડના પ્રત્યેક પદાર્થને ધારણ કરી રહ્યા છે! પરમાત્માની પકડ વિના બીચારૂં જગત! ગાઇના દાણાની માફક વેરાઇ જાય! માળાના મણકાની માફક અસ્તવ્યસ્ત થઇ જાય! પૃથ્વીમા પ્રવેશી ભૂતમાત્રને નિજ બળથી ધારણ કરતા પરમાત્મા જ્યારે જોે ત્યારે 'હું હું' કરતુ ક્ષુદ્ર જીવજન્તુ કેટલુ તુચ્છ લાગે છે! ભગવાન કહે કે હું ભૂતમાત્રનો ધર્તા છુ, માણસ કહે છે કે મારે લીધે પૃથ્વી ધારણ થઇ રહી છે! મહા સમુદ્રના ઘુઘવાટ આગળ એક અંજળ ખાબોચીઉં જેમ ક્ષુદ્ર લાગે તેમ માણસનું 'હુ'—અહીં ક્ષુદ્રતમ લાગે છે વળી પ્રાણીમાત્રને ધારણ કરનાર પરમાત્માની દયામયતાની પણ અહીં અવધિ છે! બીચારૂં પ્રાણી! જેના એક ઝટકા આગળ બ્રહ્માંડ ચોળાઇ જાય તે પરમ પિતાની અગાધ શક્તિ આગળ જ્યારે એ અહભાવ—ધષ્ટ અહંકાર સેવે છે ત્યારે દયાપાત્ર કરતા પણ વધારે દયાપાત્ર એ હોય છે! અને ભગવાન પોતાના આ મહિમામાજ રહેતા હોવાથી જીવને અહંકાર કરવા દે છે કેમકે ભગવાન જાણે છે કે આ બીચારો મારા મહિમાને જાણતો નથી! જો જાણે તો અહંકારને માટે અવકાશજ ક્યા છે? અર્થાત્ આ શ્લોકોની

યથાર્થ સમજમાંથી વિનમ્રતા—નિરહંકાર ફળવો જોઇએ અને ભગવાનની અનન્ત—અમિત—અપાર—અગાધ—અચિન્ત્ય શક્તિ આગળ પ્રણામમય ભક્તિભાવ અનુભવાવો જોઇએ

વળી ભગવાન કહે છે કે હું સર્વરસમય ચન્દ્ર બની સમસ્ત ઔષધીઓને પોષું છું. માણસ માને છે કે હું પાણી રેડીને ઝાડોને—ખેતરોને—વનસ્પતિઓને પોષું છું ! જ્યારે બીના તેનાથી ઉંધીજ છે ! માણસ કદાચ પાણી ઝાડમાં સીંચે પણ પાણીને તો નથી ઉપજાવી શકતો. માણસની પ્રત્યેક ક્રિયા તેની અલ્પતા અને અલ્પ શક્તિનો પૂરાવો છે ! ભગવાન કહે છે કે હું રસરાજ ચન્દ્ર રૂપે ઔષધીનું પોષણ કરું છું. અને ઔષધિ પ્રાણીમાત્રનું જીવન છે. આમ ચન્દ્રરૂપે પણ ભગવાન તો જીવનદાનનું વ્રત લઇને બેઠેલા છે. આ એમનો અદ્‌ભુત મહિમા છે ! ॥ ૧૩ ॥

अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥ १४ ॥

હું જઠરાગ્નિ બની, પ્રાણીઓના દેહમાં પ્રવેશી, પ્રાણ અને અપાનથી પ્રજ્વલિત થઇ, ચાર પ્રકારનું અન્ન જીરવું છું ॥૧૪॥

વળી ચૌદમા શ્લોકમાં એક અતિ અદ્‌ભુત વાત ભગવાન બતાવે છે ભગવાન કહે છે કે હે અર્જુન ! હું તને મારી કેટલી ગૂઢ વાત કહું ! હું પ્રાણીમાત્રના દેહમાં પ્રવેશી, જઠરાનલ બની, પ્રાણ અને અપાનવાયુથી પ્રજ્વલિત બની, ચાર પ્રકારના અન્નને પચાવું છું. ખાય છે જીવ અને ખાધેલું પચાવે છે પરમાત્મા ! પ્રાણીમાત્રના શરીરમાં વૈશ્વાનરરૂપે પરમપિતાજ રહેલ છે પ્રાણ અને અપાન વાયુદ્વારા એ જઠરાનલ પ્રદીપ્ત થાય છે અને એ પ્રદીપ્ત થયેલ જઠરાગ્નિરૂપી પરમાત્મા ચાર પ્રકારના અન્નને પચાવે છે ! આપણે ફક્ત ખાઇ જાણીએ છીએ. એ ખાધેલું અંદર કેવી રીતે પહોંચે, કેવી રીતે તેનો રસ થાય, તેમાંથી લોહી થાય, તેમાંથી જીવનતત્ત્વ બને એ બધું આપણે નથી જાણતા. અને નથી જાણતા તેથીજ તો મારા આતરડા મજબુત છે—મારી પાચનશક્તિ મજબુત છે એમ વાતાવાત્ વાત કરીએ છીએ ! આપણને ખાધા પછીની શી શી ક્રિયાઓ થાય છે તેની કશી ખબર નથી ખબર છે તો તે ઉંધી છે કોઇનું કર્તૃત્વ આપણે કોઇક ઉપર લાદીએ છીએ,

અને પરિણામે પરમાત્માનું જે કર્તવ્ય છે તેને આપણા ઉપર ઓઢી લઇએ છીએ અને તેનો અગાધ મહિમા ભૂલી જઇએ છીએ. ખરેખર અન્નને જઠરાનલ બની પચાવનાર પરમાત્મા જીવમાત્રને જીવનદાન કરી રહ્યા છે એ અહીં ધ્વનિ છે આમ આ ત્રણે શ્લોકમાં પરમાત્મા પ્રાણીમાત્રને જીવનદાતા છે એ વિશ્વંભર છે જુદે જુદે રૂપે પ્રાણીમાત્રની સેવા કરી રહ્યા છે એ વાત સિદ્ધ થાય છે. સેવાવતી પરમપિતાને કૃતઘ્ની પુત્ર ભૂલી જાય-વિસરી જાય એ માયાની કમ્બખ્તી છે! ભગવાન આ મહિમા સૌના હૃદયમાં ઠારે એવી પ્રાર્થનાનોજ આપણને હક મળે!

ચાર પ્રકારનું અન્ન એટલે ભક્ષ્ય, ભોજ્ય લેહ્ય અને ચોષ્ય. દાંતથી ચૂગાઇને જે અન્ન ખવાય તેવાને ભક્ષ્ય કહેવાય છે, જેવું કે લાડુ, માલપુડા વગેરે. દાંતની મદદ સિવાય કેવળ જીભથી વલોવાઇ જે ગળાય એવા-દૂધપાક બાસુદી વગેરેને ભોજ્ય કહેવાય છે જીભ પર નાખી રસાસ્વાદદ્વારા જે ગળામાં ઉતારાય એવા પ્રવાહી મધ વગેરે પદાર્થોને લેહ્ય કહેવાય છે અને જેનો રસાંશ ચૂસાય અને બાકીનો [illegible] શેરડી વગેરે પદાર્થો ચોષ્ય કહેવાય છે આ ચારે પ્રકારના [illegible] ને [illegible] કરવો, તેને પચાવવા અને તે દ્વારા જીવમાત્રને જીવનદાન આપવું એ પરમાત્માનું કર્મ છે! આપણને એવું લાગે છે? નથી લાગતું- એટલોજ ક્યાંક આપણો અપરાધ છે! ॥ ૧૪ ॥

सर्वस्य चाहं हृदि संनिविष्टो मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ।
वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदान्तकृद्वेदविदेव चाहम् ॥ १५ ॥

નિશ્ચય હું સર્વના હૃદયમાં સારી પેઠે પેઠેલો છું. મારે લીધે સ્મૃતિ, જ્ઞાન અને તે બન્નેનો અભાવ થાય છે. તેમજ બધા વેદોથી હુંજ જાણવા યોગ્ય છું. હું વેદના સિદ્ધાંતનો ઉપદેશક છું. વેદના અર્થનો જાણકાર છું. ॥ ૧૫ ॥

આગલા શ્લોકમાં વૈશ્વાનર અગ્નિ રૂપે ભગવાન પ્રાણી માત્રના ખાધેલા અન્નને પકવે છે અને તે દ્વારા સર્વભૂતના જીવનને ટકાવે છે એવું કહ્યું ભગવાન સિવાય જીવતદાન કોણ આપી શકે? આ ભગવાનનો અદ્ભુત મહિમા છે! હવે એ મહિમાને ક્યાંસુધી વર્ણવે? પછી જેવડું પાન હોય અગદ

જેટલી શાહી હોય, સહસ્ત્રમુખી શેષનાગ લખાવનાર હોય, કલ્પદ્રુમની કલમ હોય અને સાક્ષાત્ સરસ્વતી લખનાર હોય તોય પરમપિતાનો મહિમા પૂરો થાય એમ નથી ! અર્જુન ! પ્રિય ! હું તને કેટલું કહું ! વધારે કહીને પણ શું ! તું એટલું જાણ કે પ્રાણીમાત્રના હૃદયમાં હું સંનિવિષ્ટ છું. મારે કારણે પ્રાણીમાત્રને સ્મૃતિ જ્ઞાન અને સ્મૃતિ, તથા જ્ઞાનનો અભાવ થાય છે ! હું જ બધા વેદોથી જાણવા જેવો છું. વેદનો કર્તા હું છું અને વેદાન્તનો વેત્તા પણ હું જ છું ! હું પરમાત્મા નિશ્ચય પ્રાણીમાત્રના હૃદયમાં સંનિવિષ્ટ છું. આ વાત ભવ્ય છે. વિચારરમણીય છે; તેમાં દરેક શબ્દ પણ વિચારણીય છે. ભગવાન કહે છે કે હું સૌના હૃદયમાં છું. માણસને પોતાને ગમતા વિષયોમાં તો કદાચ ઈશ્વરનું અસ્તિત્વ લાગે પણ અહીં તો ભગવાન 'સર્વ' શબ્દ વાપરે છે. કોઈ એવી ચીજ નથી જેનામાં પરમ પિતાનો સદ્ભાવ ન હોય ! અર્થાત્ પરમેશ્વર સૌનામાં તે તે રૂપે રહેલા છે. બ્રહ્માથી માંડીને ક્ષુદ્રમાં ક્ષુદ્ર જણાતા પદાર્થોમાં પણ પરમાત્મા વિરાજે છે ! પરમાત્માને રહેવાની જગ્યા કઈ ? તો કહે છે "હૃદિ"— હૃદય પ્રદેશમાં ભગવાન રહે છે. સૌ જો પોતાના હૃદયને ગોતે તો પરમ પિતાની હાજરી શાં માલમ પડે ! અર્થાત્ સૌના હૃદયમાં ડુબકી મારવી જોઈએ ! સૌના હૃદયમાં કેવી રીતે રહેલા છે ? તો કહે છે કે 'સંનિવિષ્ટ'— 'સંનિવિષ્ટ' શબ્દને છૂટા પાડતાં **સમ્+નિ+વિશ્** શબ્દો મળશે છે. **સમ્** એટલે સારી પેઠે. **નિ** એટલે પૂર્ણપણે. **વિષ્ટ** એટલે પેઠેલા. પરમાત્મા સૌ પ્રાણીના હૃદયમાં સારી પેઠે પૂર્ણપણે ભરાયેલ છે ! અહો ! પ્રાણી માત્રની હૃદયપેટી અક્ષય સુખરાશિ પરમાત્માને ઉચકીને ચાલે છે ! સૌની પાસે ભવોભવનું દળદર ફીટે એવી અપાર સંપત્તિ છે. પણ કોઈ જાણતું નથી. સૌના હૃદય પ્રદેશમાં તે તે રૂપે અન્તર્યામિ અન્તરાત્મા રૂપે વિરાજિત પરમાત્મા બેઠેલા છે એનો જીવનમાં ક્યાં ઉપયોગ ? સહેજ ઉંડો વિચાર કરતાં જણાશે કે જેને એવી સમજણ પડી કે પ્રાણીમાત્રના હૃદયમાં પરમાત્મા અન્તરાત્મારૂપે નિશ્ચય વસેલા છે તે માણસને માટે પ્રાણીમાત્રનું દર્શન પરમપિતાનું સ્મારક હશે. પરમાત્મા સચ્ચિદાનન્દઘન છે. એટલે પરમાત્માને હૃદય પ્રદેશમાં વહતું પ્રાણી માત્ર સચ્ચિદાનન્દની મૂર્તિ થશે. એટલે કે તેવા મહાનુભાવ માનવની દ્રષ્ટિમાં સૌને માટે સદ્ભાવ હશે. સૌને માટે પ્રેમ હશે. સૌને માટે તેને આત્મીયતા હશે. પરમાત્મા સર્વજ્ઞ છે, તો સૌના હૃદયમાં તે સર્વજ્ઞ વસે છે એ જાણતો હોવાથી તે કોઈને મૂરખ નહીં સમજે. સૌને તે પરમ જ્ઞાનવાન સમજશે. કોઈનાથી તે દુ:ખ નહીં

માને. કેમકે સૌના હૃદયમાં આનન્દનો મહાસાગર છૂપાયો છે આનન્દનોજ સૌમાં તેને ઉમંગે મ્હાણશે ! અર્થાત્ નામરૂપના ચોકઠારૂપ પ્રાણિમાત્રના હૃદયને તે સદ્ભાવથી, પ્રેમભાવથી, ભક્તિભાવથી, આનંદભાવથી, ભરપૂર કરી. જેને સાચેજ ઇશ્વરાનુગ્રહથી ‘આ’ સમજાયું કે પરમપિતા સૌના હૃદયમાં છે તેના સૌભાગ્યનો પાર નથી; તેના સુખને અવધિ નથી ! તેના આનન્દને હદ નથી ! સચ્ચિદાનન્દઘન પરમપિતા ભજનીય છે. ચાહવા યોગ્ય છે, તર્પણીય છે. પ્રાણીમાત્ર સચ્ચિદાનન્દઘનનું પ્રતીક હોઈ એવા મહાભાગ માનવને માટે પ્રાણીમાત્ર ભજનીય છે. ચાહવા યોગ્ય છે. તર્પણીય વન્દનીય છે ! ખરે ! ભગવાન જ્યારે આ વાક્ય કહે છે ત્યારે તેના ગર્ભમાં એટલા ઊંડા અપાર અર્થમાં સાગરો છલકાય છે કે આ નિર્બલ લેખનીથી તેને વર્ણવવા અશક્ય છે. પરમાત્માની દયાથી આપણા હૃદયમાં આ સાદી સીધી સરળ સૌભાગ્યમયી કડી ઉતરી જાય—એ કડી સમજાઈ જાય એટલે બસ. પછી જીવવાની મઝા છે. કેમકે પ્રાણીમાત્રને વિના સ્વાર્થે હૃદયથી ચાહવાનો અદ્ભુતમ પ્રયોગ શરૂ થઈ જશે ! માણસ પ્રેમયોગી થઈ જશે અને પ્રેમયોગ સૌથી મહાન યોગ છે ! આમ “સર્વસ્ય ચાહં હૃદિ સંન્નિવિષ્ટ” ની સાચી સમજમાંથી પ્રાણીમાત્રને માટે સદ્ભાવ ફુટશે. સૌમાં સર્વજ્ઞ ઇશ્વર છે એવી અચળ સમજ જન્મશે, વસ્તુમાત્ર આનન્દનું પરમધામ છે એ સમજાશે અને સૌને ચાહવાને માટેનો માણસનો સ્વભાવજ થઈ જશે. ઘૃણા–તિરસ્કાર–વિષમતા–નિર્દયતા વગેરેનો છેવટનો દેશનિકાલ થશે. ખરે ! માણસ એના મૌલિક સ્વભાવમાં નિમગ્ન બનશે અને માણસને પોતાની મૌલિક અવસ્થા મળી એટલે બસ છે ! કેમકે માણસ ખરો માણસ બને તો તેનાથી આગળ તેને કશું બનવાનું જ નથી ! મનુષ્ય શબ્દની સાચી સમજ જીવન જીવવા માટે બસ છે !

આ ઉપરાંત ભગવાથી ઘણી ગુહ્ય વાતો અર્જુન ઉપરના પ્રેમને લીધે આપોઆપ કહેવાઇ જાય છે ! જ્યાં નિર્હેતુક પ્રેમ છે ત્યાં છાનું શું રખાય ! ભગવાનનો સૌના ઉપર કુદરતી પ્રેમ છે. એટલે ગુહ્યતમ વાતો પણ તેમનાથી કહેવાઇ જાય છે ! પરમાત્માનો પ્રેમ જીવ જાત ઉપર છલકાઇ જાય. એમાં નવાઇ શી ? અને આથીજ છલકાતા પ્રેમને લીધે ગુહ્યતમ વાત ભગવાનથી અહીં કહેવાઇ જાય છે. ભગવાન કહે જ કે વત્સલ અર્જુન ! મારે કારણે પ્રાણીમાત્રને સ્મૃતિ થાય છે. જ્ઞાન થાય છે. સ્મૃતિ તથા જ્ઞાનનો અભાવ થાય છે. સ્મૃતિ એટલે યાદદાસ્ત અનુભવમાં આવેલા

પદાર્થની નિમિત્ત, મગના મનમાં અવશ્ય હાજરી થવી 'એને સ્મૃતિ' સિવાય ચેતન પરમાત્મા જો અંતરઆત્મા રૂપે અંતરમાં ન હોય તો યાદદાસ્ત ન થાય કેમકે અનુભવમાં આવેલા પદાર્થના સંસ્કારને ચેતન સિવાય કોણ પ્રકાશિત કરી શકે ? અહીં ખરી ખૂબી તો બીજીજ છે ભગવાનનો જીવને અનુભવ છે પણ એ ભગવાનથી જ્યારે છૂટો ન હતો પડયો ત્યારે એને હતો, ભગવાનથી છૂટો પડયાને એને અનન્તકાળ વહી ગયો છે, એ અનન્ત કાળને લીધે ભગવાનને ભૂલી ગયો છે ! પરમાત્મા કહે છે કે મારી યાદદાસ્ત એને મારે લીધેજ થનારી છે ! અર્થાત્ જ્યારે એ નાયક બનશે ત્યારે હું, એને કોઈને કોઈ નિમિત્ત દ્વારા મારી એવી અદ્‌ભુત યાદ આપું છું કે પછીથી તે સંસારને ભૂલી જશે અને મનેજ વળગશે ! અને ભગવાનની યાદદાસ્ત જીવને ભગવાન દ્વારાજ મળે છે ! જ્યાસુધી ભગવાન એને યાદ દેવરાવવા ન ઇચ્છે ત્યાંસુધી એને ભગવાનની સાચી યાદ ન ઉપજવાની અને ભગવાનની સાચી યાદ ન આવી ત્યાંસુધી ચેન ક્યાં ? શાંતિ ક્યાં ? સુખ ક્યાં ? ભગવાન તેવા જીવને પોતાની યાદદાસ્ત કરાવે છે કે જે જીવો નાયકત્વ કેળવે છે ! આમ ભગવાનની કૃપાથી ભગવાનની સાચી સ્મૃતિ જીવને થાય છે આ ગુહ્યતમ સિદ્ધાંત છે ! અને તેથીજ પ્રેમના માર્યા ભગવાનથી અર્જુનની આગળ પ્રકટ થઇ ગયો છે ! અર્જુનના ધન્યભાગ્યનો પાર નથી ! તે મુજબ જ્ઞાન – સૌ પ્રકારનું જ્ઞાન – વિષયજ્ઞાનથી માંડી આત્મજ્ઞાન સુધીનું જ્ઞાન પણ પરમાત્મા દ્વારાજ થાય છે ચેતનનો પ્રકાશ ન હોય તો જગત્ આંધળું બની જાય ! કોઈને કાંઈ ન જણાય ! બધાને બધું જણાય છે આ જે જ્ઞાનરૂપી પ્રકાશ છે તે ચેતનનો મહિમા છે અને પરમાત્મા ચેતનનું પણ ચેતન છે ! અર્થાત્ ભગવાનની કૃપાથી માણસને યથાર્થ જ્ઞાન પણ થાય છે ! ભગવાનની કૃપાને નાયક બનીએ એટલીજ વાર છે ! વળી સંસાર દશામાં ભગવાનની યાદ અને ભગવાનને લગતી સાચી સમજનો અભાવરૂપી જે અપોહન–તે પણ ભગવાન દ્વારાજ થાય છે અર્થાત્ જ્યાંસુધી માણસ અધિકારી ન બને ત્યાંસુધી તેને સાચી સ્મૃતિ કે સાચું જ્ઞાન ઉપજેજ નહિ કેમકે જો એમ થાય તો પછી ભગવાનની કૃપાનો કશોજ અર્થ નથી ! આ અપોહન–યાદ અને યથાર્થ જ્ઞાનનો અભાવ–જ્યાંસુધી છે ત્યાંસુધી તો માણસ પ્રયત્નશીલ રહે છે અને પ્રયત્નને માટે પરમાત્માની કૃપા છે એટલે અપોહન દ્વારા પણ ભગવાન તો જીવનો ઉદ્ધારજ કરે છે.

આ ઉપરાંત ભગવાન કહે છે કે હે અર્જુન ! સમસ્ત વેદોદ્વારા વેદ્ય–એટલે કે જાણવા યોગ્ય પણ હું જ છું. મન્ત્ર, બ્રાહ્મણ, ઉપનિષદોને મુખ્ય તથા ગૌણવૃત્તિથી વેદો કહેવામાં આવે છે. મન્ત્ર હો, બ્રાહ્મણ ગ્રંથો હો, કે ઉપનિષદો હો, સૌ એક સ્વરે પ્રકૃતિ તથા જીવને, પરમાત્માની શક્તિ તરીકે વર્ણવી, છેવટે પરમાત્માનેજ પ્રસ્થાપિત કરે છે. પરમાત્માથી આગળ બીજું કશું નથી ! અને પરમાત્માને જાણવાથી બધું જણાય છે. આથી વેદ મંત્રથી જાણવા જેવી જો કોઈ ચીજ હોય તો તે પરમાત્મા છે ! અર્થાત આખી દુનીયાની તમામ પુસ્તકશાળાના અભ્યાસી હોય પણ પરમાત્મમાનું જ્ઞાન ન થયું તો તે બધું જ્ઞાન ગધેડા ઉપર અંબાડી જેવું છે ! વિદ્વત્તાની સાચી કસોટી પરમાત્મજ્ઞાનમાં છે ! જ્યાંસુધી વિદ્વત્તા પરમાત્મજ્ઞાનસંપન્ન ન હોય ત્યાં સુધી એ વિદ્વત્તા પણ અવિદ્વત્તાનું જ સ્થાનક પામે છે–એ અવિદ્યાજ છે એવું ભગવાન અહીં સૂચન કરે છે ! અર્થાત્ વિદ્વાન પરમાત્મપરાયણ હોય એવો અહીં ઉલ્લેખ છે.

વળી ભગવાન કહે છે કે હું વેદાન્તકૃત છું. વેદ એટલે મન્ત્ર–બ્રાહ્મણ–ઉપનિષદાત્મક સાહિત્ય તેનો અન્ત એટલે નિશ્ચય તેનો કૃત એટલે કરનાર અર્થાત્ સમગ્ર વેદનો છેવટનો જે નિર્ણય તે નિર્ણય કરનાર હું છું. તમામ વેદો માણસ જીવનને માટે કર્મશ્યતાનો–નિષ્કામ કર્મ યોગનો નિર્ણય આપે છે. મનુષ્ય હોઈ યાવજ્જીવ આત્મજ્ઞાનપૂર્વક ભક્તિભાવે નિષ્કામ કર્મ કરવાં એ મારી ફરજ છે– આ નિર્ણયનો કરનાર હું છું. હે અર્જુન ! પિતા જેમ પુત્રના હિતનું ચિન્તન કરે તેમ હું પ્રાણીમાત્રનો પિતા, મારાં પ્રાણીમાત્ર રૂપી બાળકો માટે કર્મયોગરૂપી હિતનું ચિન્તન કરી છેવટે તેમના કલ્યાણ અર્થે કર્મયોગને મેં નિશ્ચિત કર્યો છે. માટે કર્મયોગી બનવું એ ધ્યેય છે. એવો અહીં ગર્ભિત આશય છે !

તે ઉપરાંત હે અર્જુન ! હું યથાર્થ રીતે વેદવેત્તા છું. વેદનો છેવટનો અર્થ પરમાત્મા છે. હું પરમાત્મા હોઈ મારી જાતને યથાર્થ રીતે જાણું છું. પરમાત્માને પરમાત્મા શિવાય બીજો કોણ યથાર્થ રીતે જાણે ?

આમ ભગવાને કરુણાથી આ શ્લોકમાં ઘણી ગુપ્ત વાતો કહી નાંખી છે ! આ શ્લોક એટલો તો મધુર છે કે વારંવાર એને સમજપૂર્વક એકાગ્ર

કહરે ચિન્તવના અપાર અર્થ એમાંથી નીકળે છે! એ માધુર્યને આપતા તૃપ્તિ નથી। ॥૧૫॥

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥ १६ ॥

સંસારમાં આ બે પુરૂષો છે. ક્ષર અને નિશ્ચય અક્ષર. તેમાં બધાં ભૂતો (ત્રેવીસ તત્વો) એ ક્ષર છે. અને એ બધાના સમુદાયમાં રહેલ પ્રકૃતિ એ અક્ષર કહેવાય છે. ॥ ૧૬ ॥

આગલા શ્લોકમાં પરમાત્મા સર્વ ભૂતોના અંતરાત્મા છે, સૌને સ્મૃતિજ્ઞાન અને સ્મૃતિજ્ઞાનના અભાવના કારણભૂત છે, જાણવા યોગ્ય છે નિષ્કામ કર્મયોગની આજ્ઞાના વિધાયક છે અને સર્વજ્ઞ છે એ વાત કહી. હવેના ત્રણ શ્લોકોમા પરમાત્મા પુરૂષોત્તમ છે એ વાત સિદ્ધ કરનાર છે. જો માણસ જાણે કે પરમાત્મા પુરૂષોત્તમ છે તો પુરૂષાધમને છોડી તે પુરૂષોત્તમને વળગે. તેને ભજે. અને કૃતકૃત્ય થાય. આથી હવે ભગવાન કહે છે કે હે અર્જુન! આ જગતમાં ક્ષર અને અક્ષર એમ બે પુરૂષો છે તેમાં સર્વ ભૂતો ક્ષર પુરૂષ છે એમ કહેવાય છે અને કૂટસ્થ અક્ષર પુરૂષ છે એમ કહેવાય છે આ શ્લોક અત્યંત ગૂઢ છે એટલે એની યથાર્થ સમજ હોવી જોઇએ

તત્વજ્ઞાનના ત્રણ વિષયો છે' પ્રકૃતિ પુરૂષ અને પરમાત્મા આ ત્રણનેજ ગ્રન્થકારો વિવિધ નામે પોકારે છે નામના ભેદમાત્રથી અર્થનો ભેદ પડતો નથી ગુજરાતીમા ગાય અને અંગ્રેજીમાં Cow–કહેવાથી ગાય નામના પદાર્થમાં કંઇજ ફેર પડતો નથી તેમ તત્વજ્ઞાનના આ ત્રણ પદાર્થોને ગમે તે નામે પોકારો એ પદાર્થો ત્રણજ છે એમા ફેરફાર નથી આ સિદ્ધાન્ત સમજ્યો એટલે આ શ્લોક સમજવો સ્હેલો થઇ જશે.

સિદ્ધાન્ત પક્ષમા જીવાત્મા અને પરમાત્મા ભિન્ન નથી. પરમાત્માજ સંસારદશામા જીવાત્મા બને છે, એ સંસારદશામા રહેલ પરમાત્મારૂપ જીવાત્માના ભોગ અને અપવર્ગ માટે પરિવાર સહિત પ્રકૃતિનું અસ્તિત્વ છે। આ પ્રકૃતિની બે અવસ્થા વિભાગ અર્થમા છે એક અવ્યક્ત અને

બીજી-અંક્ત. અવ્યક્તમાં કેવલ ત્રિગુણાત્મિકા પ્રકૃતિ છે. એ પ્રકૃતિ ક્ષણ પરિણામી છે છતાં અવિનાશી છે। વ્યક્તમાં મહત્-એટલે કે-બુદ્ધિથી માંડી પૃથ્વી પર્યન્તના તમામ તત્વોનો સમાવેશ થાય છે. આ બે-અવ્યક્ત અને વ્યક્તનેજ અહીં પુરૂષ તરીકે ભગવાન કહે છે. વ્યક્ત અને અવ્યક્ત પુરૂષને અર્થે છે. એટલે કે જીવાત્માને માટે છે. આથી ભગવાન ત્રિગુણાત્મિકા પ્રકૃતિ અને તેની અવસ્થાન્તરસ્થાનેજ અહીં પુરૂષ શબ્દથી સમજાવે છે. આટલું સમજાય તો શ્લોકની ફૂટતા ચાલી જાય અને સિદ્ધાન્તની પણ હાનિ ન થાય.

આ જગતમાં બે પુરૂષો કહ્યા. તેમાં એકને ક્ષર અને બીજાને અક્ષર કહે છે. ક્ષર શબ્દનો ધાત્વર્થ વિનાશી થાય છે. અક્ષર શબ્દનો અવિનાશી થાય છે. મહત્થી માંડી પૃથ્વી પર્યન્તના પદાર્થો ક્ષર છે. અવ્યક્ત પ્રકૃતિ અક્ષર છે. કેમકે મૂળ કારણ હોઇ એ વિનાશથી પર છે. આથીજ ભગવાન કહે છે કે સર્વભૂતો ક્ષર છે. ભૂત શબ્દ એના ધાત્વર્થની દ્રષ્ટિએ અહીં લેવાનો છે. પારિભાષિક અર્થમાં લેવાનો નથી! ભૂત શબ્દ 'ભૂ' ધાતુનું કર્મણિ ભૂતકૃદન્ત છે. ભૂ ધાતુ સત્તાવાચક છે. અર્થાત્ ભૂત શબ્દનો થયેલું-બનેલું-અસ્તિત્વમાં આવેલું-હયાતીમાં આવેલું-ટૂંકમાં વ્યક્ત માત્ર એવો અર્થ થાય છે. આ વ્યક્તમાત્ર મૂળ કારણની અપેક્ષાએ વિનાશી છે. અને એ વ્યક્તમાત્રમાં કારણરૂપે રહેલું એટલે કૂટસ્થ. કૂટસ્થ શબ્દનો અર્થ થાય છે ઢગલો-સમૂહ. વ્યક્ત એવાં તેવીસ તત્વોના સમૂહમાં રહેનાર એટલે કૂટસ્થ. મહત્તત્વથી માંડી પૃથ્વીતત્વસુધીના તેવીસે તત્વમાં રહેનાર-કારણરૂપે ઓતપ્રોત પ્રકૃતિ અક્ષર છે. એટલે કે અવિનાશી છે અર્થાત્ ઉપજતી નથી. મૂળ કારણ હોવાથી મૂળ કારણનું વળી મૂળ કારણ હોઇ શકતું નથી કેમકે તેમ કરવામાં અનવસ્થા-કાર્યકારણપ્રવાહની અનન્તતાનો દોષ આવી જાય. અને એ દોષ નિરાકરણ મળતું હોય તો પછી સ્વીકારવો નિરર્થક છે. કારણ પરંપરાની ઇતિ પ્રકૃતિમાં આવે છે. આથી પ્રકૃતિ એ પદાર્થમાત્રનું મૂળ કારણ હોઇ કારણાન્તરે સિવાયની છે અને આથીજ અક્ષર છે. આ અવ્યક્ત પ્રકૃતિ અને વ્યક્ત પ્રકૃતિ પુરૂષને ખાતર હોવાથી-પુરૂષનું ભોગ અપવર્ગરૂપી પ્રયોજન સાધતી હોવાથી પુરૂષ શબ્દદ્વારા અહીં ભગવાને તે બન્નેનો ઉલ્લેખ કર્યો છે. અર્થાત્ પ્રકૃતિ અને પ્રકૃતિની વિકૃતિરૂપ તેવીસ તત્વોની માળા એ પરમાત્માની માયા નામની અદ્ભુત અનિર્વાચ્ય શક્તિ છે. એમ અહીં કહી દીધું છે. આ બન્નેનો પુરૂષ શબ્દથી ઉલ્લેખ કરે છે

માટે એ જડ હોવાથી ચેતન જીવાત્મરૂપી પુરૂષથી જઘન્ય છે—અધમ છે એ અર્થાત્ સિદ્ધ છે. અર્થાત્ વ્યક્તાવ્યક્તરૂપી બે પુરૂષો અધમ છે. અધમ શબ્દનો અર્થ ભોગ્ય છે એટલોજ છે. અને ભોગ્ય તેટલું જડ હોવાનો નિયમ છે. અને આથીજ એ ભોગવતું જેને માટે અસ્તિત્વ છે તે ચેતન પુરૂષ તે બન્નેથી ઉત્તમ છે એમ ચોક્કસ સિદ્ધ થાય છે ! ॥ ૧૬ ॥

उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥ १७ ॥

પરંતુ ઉત્તમ પુરૂષ તો પરમાત્મા એમ કહેવાયેલો બીજો છે. જે નિર્વિકાર ઇશ્વર ત્રણ લોકમાં પ્રવેશી ત્રણે લોકને ધારે છે. ॥ ૧૭ ॥

ઉપલા શ્લોકમાં ક્ષર અને અક્ષર નામના વ્યક્ત અને અવ્યક્તરૂપ બે પુરૂષો છે એમ સિદ્ધ કર્યું. હવે આ શ્લોકમાં પુરૂષોત્તમ કોણ છે એ બતાવે છે. એકંદરે ભગવાન અહીં ત્રણ પુરૂષોનો ઉલ્લેખ કરે છે. એક ક્ષર પુરૂષ, બીજો અક્ષર પુરૂષ અને ત્રીજો ઉત્તમ પુરૂષ. તેમાં ક્ષર અને અક્ષર એટલે વ્યક્ત અને અવ્યક્ત પુરૂષો જડ હોવાથી ઉત્તમ પુરૂષ કે જે ચેતન છે તેનાથી નિકૃષ્ટ છે. અર્થાત્ જડ ચેતનનો વિવેક કરી, જડ સજી, ચેતનને પકડવા માટે અહીં ભગવાનની સૂચના છે. પરમાત્મનિષ્ઠ બનવાનો અહીં ભગવાન માણસમાત્રનો મુદ્રાલેખ હોવો જોઇએ એમ બતાવતાં અતિ ગંભીર રહસ્ય પ્રકટ કરે છે કે હે અર્જુન આ બે ક્ષર અને અક્ષરથી ભિન્ન એવો ઉત્તમ પુરૂષ જુદોજ છે. તે પરમાત્મા એમ કહેવાય છે. જે પરમાત્મારૂપી અવ્યય ઇશ્વર ત્રણ લોકમાં ભરાઇને તે લોકોને ધારણ કરે છે।

ક્ષર અને અક્ષર એ બે પુરૂષોથી ઉત્તમ પુરૂષ જુદોજ છે. જુદોજ છે એટલે કે ક્ષર અને અક્ષરના સ્વરૂપ અને ધર્મોથી ભિન્ન સ્વરૂપ અને ધર્મોવાળો છે. ક્ષર પુરૂષ સ્વરૂપે વિનાશી છે. અક્ષર પુરૂષ સ્વરૂપે વિનાશી નથી છતાં ધર્મે વિનાશી છે. પરંતુ આ ચેતન અંતરાત્મા પુરુષ તો સ્વરૂપે કે ધર્મે વિનાશ પામતો નથી. અને અને આથીજ સ્વરૂપે અને ધર્મે અવિનાશી હોવાથી આ ઉત્તમ પુરૂષ—ચેતન અંતરાત્મા, ક્ષર અને અક્ષર રૂપનો પુરૂષોથી ભિન્નછે એમ ભગવાન કહે છે. ચેતન અને જડનું સાચ્ય

કે સમાનધર્મતા હોઇ શકે નહીં અને આથીજ એ ઉત્તમ પુરૂષ એ પરમાત્મા છે. પરમાત્મા એટલે ઉત્કૃષ્ટ આત્મા. અર્થાત્ નિત્ય-શુદ્ધ-બુદ્ધ-મુક્ત-સ્વભાવનો હોવાથી પ્રકૃતિ અને તેના કાર્યોના સંસર્ગ રહિતપણો છે, જે સ્વપ્ને પણ પ્રકૃતિ અને તેના કાર્યોથી અભડાતો નથી તે પરમાત્મા, છે. અને જીવાત્માજ પરમાત્મા છે એ ભૂલવાનું નથી હજાર ભિક્ષોની વચ્ચે વસતો હોવાથી બ્રાહ્મણ કંઈ અબ્રાહ્મણ બની જતો નથી! તેમ સંસારદશામાં જકડાયેલ હોવાથી જીવાત્મા કાંઇ પરમાત્મા મટી જતો નથી! આમ પરમાત્માજ જીવાત્મા રૂપે હોઇ પુરૂષોત્તમ છે! અર્થાત્ પ્રાણીમાત્ર પુરૂષોત્તમ છે એ અહીં ન ભૂલાય એવો ધ્વનિ છે. આ પરમાત્મા ઇશ્વર છે સર્વસ્વામિ છે અને મૂળ સ્વરૂપે એ સર્વવ્યાપી છે આથી ત્રણે લોકમા એ ઘુમેલા છે પરમાત્મા ત્રણ લોકને વ્યાપીને રહ્યા છે અને પરમાત્મા છે તો જગતનું ધારણ થાય છે. આમ ત્રણે લોકને ધારણ કરતા પરમાત્મા ઇશ્વર છે અને અવ્યય છે અને એજ પુરૂષોત્તમ છે। ત્રણલોક એટલે સાત્વિક રાજસ અને તામસ સૃષ્ટિ સાત્વિક, રાજસિક અને તામસિક-તમામ લોકમા અધિષ્ઠાન રૂપે વસેલા પરમાત્મા સૃષ્ટિનું ધારણ કરી રહેલા છે એમનુ ધારણ જો ન હોય તો સૃષ્ટિ વેરાઇ જાય-મટી જાય-અસ્તવ્યસ્ત થઇ જાય! આમ ઉત્તમ પુરૂષનું અદ્ભુત માહાત્મ્ય અહીં પણ ભગવાન વર્ણવે છે ॥ ૧૭ ॥



यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥ १८ ॥

કેમકે હું ક્ષરને ઓળંગીને ગયેલો છું તથા અક્ષરથી પણ ઉત્તમ છું, તેથી લોકમાં અને વેદમાં હું પુરૂષોત્તમ નામે પ્રસિદ્ધ છું. ॥ ૧૮ ॥

આગલા શ્લોકમાં ક્ષર અને અક્ષર નામના પુરૂષોથી પરમાત્મા બીજાજ છે એમ સિદ્ધ કર્યું, અને પરમાત્માજ સર્વવ્યાપક હોઇ ત્રણે લોકનું ધારણ કરે છે એમ બતાવ્યું હવે આ શ્લોકમાં પરમાત્મા કેમ પુરૂષોત્તમ નામે પ્રસિદ્ધ થયા છે તે કારણપૂર્વક બતાવે છે ભગવાન કહે છે કે હે અર્જુન! કેમકે હું ક્ષરથી અતીત તથા અક્ષરથી પણ તેજ રીતે ઉત્તમ છું, આ કારણસર હું લોકમા-અને વેદમાં પુરૂષોત્તમ તરીકે પ્રસિદ્ધ છું.

ભગવાન–પરમાત્મા ક્ષરથી અતીત છે. એટલે પૃથ્વીથી, માંડી બુદ્ધિ પર્યન્તના પદાર્થોને ઓળંગીને ગયેલા છે. એટલે કે એ બધાના ધર્મ કર્મથી–તેમના દોષોથી સર્વથા પર છે. પૃથ્વી, પાણી, તેજ, આકાશ, પંચતન્માત્રાઓ, અગીઆર ઇન્દ્રિયો, અહંકાર અને મહત્તત્ત્વ એટલે કે બુદ્ધિ–આ બધાથી પરમાત્મા ચેતન હોઇને ભિન્ન છે અને ભિન્ન છે એટલેજ તેમના દોષોથી–ધર્મોથી અસ્પૃષ્ટ છે. અને આથીજ ભોગ્ય પદાર્થોથી–એટલે કે ક્ષરના નામના પુરુષથી એઓ ઉત્તમ છે. તેજ મુજબ ત્રણ ગુણરૂપી જે અક્ષર પુરુષ છે તેનાથી પણ પરમાત્મારૂપી પુરુષ ઉત્તમ છે. ઉત્ એટલે ઉંચે અને ઉત્ શબ્દનું જ શ્રેષ્ઠતાવાચકરૂપ ઉત્તમ છે. ઉત્તમ એટલે સૌથી ઉંચે. તમોગુણ, રજોગુણ અને સત્વગુણથી પરમાત્મા ઉંચે છે એટલે તે ગુણોની ત્યાં પહોંચ નથી. ભગવાનના ઉપર તે ત્રણ ગુણોનો પ્રભાવ નથી. ઉલટા એ ત્રણ ગુણોના ભગવાનજ નિયન્તા છે. આમ અક્ષરરૂપી પુરુષથી પણ પરમાત્મા અસ્પૃષ્ટ છે. અને આથીજ પરમાત્મા લોકમાં અને વેદમાં પુરુષોત્તમ નામે પ્રસિદ્ધ છે. અહીં લોક એટલે બધા માણસો એમ અર્થ નથી. લોક શબ્દનો અહીં સંકુચિત અર્થ લેવાનો છે. લોક એટલે ભક્તવર્ગ. ભગવાન પુરુષોત્તમ છે એવું જ્ઞાન સૌને નથી. ગણ્યાગાંઠ્યા ઇશ્વરના લાડીલાનેજ હોય છે. આથી લોક શબ્દ એટલે પ્રાણીમાત્ર એ અર્થ અહીં અયોગ્ય છે અને લોક શબ્દનો ભક્તવર્ગ એ અર્થજ ઉચિત છે. ભક્ત હોય તે પુરુષોત્તમને આ રીતે જાણે અને તેથીજ તે વર્ગમાંજ ભગવાન પુરુષોત્તમ નામે પ્રસિદ્ધ છે. વેદોમાં તો પરમાત્મા પુરુષોત્તમ નામે સર્વત્ર પ્રસિદ્ધ છે કેમકે વેદના દ્રષ્ટાઓ પરમભક્ત હતા. અને જેનું ઋષિ હૃદય હોય તેને તો ભગવાન પુરુષોત્તમ લાગ્યા શિવાય ન રહે. આમ વેદ તો આર્ષદર્શનોનો સંગ્રહ હોય તેમાં ભગવાન પુરુષોત્તમ તરીકે પ્રસિદ્ધજ છે! આમ ભક્તવર્ગ અને ઋષિવર્ગમાં પરમાત્મા પુરુષોત્તમ તરીકે પ્રખ્યાત છે. બીજાઓને તો એની ક્યાંથી ખબર હોય. ॥૧૮॥

> यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।
> स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥ १९ ॥

હે ભારત! અસંમૂઢ થઇ જે આમ મને પુરુષોત્તમ જાણે છે તે બધું જાણનારો હોઇ મને બધી રીતે ભજે છે. ॥૧૯॥

આગલા શ્લોકમાં પરમાત્માની–પુરુષોત્તમરૂપની ભેદવર્ગ અને અભિવર્ગમાં સકારણ પ્રસિદ્ધિ કરી. હવે એવા પ્રકારના પરમાત્માના જ્ઞાનનું ફળ શું? આવા પરમાત્માને જાણવાથી માણસને ફાયદો શો? અર્થાત્ શા માટે પરમાત્માનું જ્ઞાન મેળવવું રહ્યું? એ જ્ઞાન મેળવવાથી મનુષ્યને શું મળે? એ પ્રશ્નનો પરમાત્મા હવે જવાબ આપે છેઃ—ભગવાન કહે છે કે હે ભારત! જે અસંમૂઢ માણસ આ રીતે મને પુરુષોત્તમ જાણે છે, તે સર્વવિદ્ હોઈ સર્વભાવે મને ભજે છે. આ શ્લોક સમજવા જેવો છે. કેમકે એમાં પરમાત્માનું જ્ઞાન થયે માણસનામાં કયાં લક્ષણો ઉદ્ભવે છે તે દર્શાવ્યું છે. અર્થાત્ જે સિદ્ધિનું ભગવાન અહીં વર્ણન આપે છે તેની સાથે માણસે પ્રત્યેક પળે પોતાનો અનુભવનો તાળો મેળવવાનો છે. જો ભગવાન કહે છે તેવો બરોબર અનુભવ થાય તો તો જીવન કૃતાર્થ થયું. તેવો અનુભવ ન થાય તો ક્યાંક આપણી ભૂલ્યા છીએ–કોઈ ઠેકાણે આપણું દર્શન ક્ષતિવાળું છે એમ સમજવું. અને એ દોષને દૂર કરવા કેડ કસવી. આમ આ શ્લોક જીવનમાં સાધકની દૃષ્ટિએ ખૂબ ઉપયોગી છે. ભગવાન કહે છે કે જે મને પુરુષોત્તમ જાણે છે તે પહેલાં તો અસંમૂઢ હોય. અ એટલે નહીં. સમ્ ઉપસર્ગ 'એકીભાવ'ના અર્થમાં છે. મૂઢ મુહ્ ધાતુનું કર્મણિ ભૂતકૃદન્ત છે. મોહ એટલે વિપરીત જ્ઞાન. સંમોહ એટલે કે દેહને અને આત્માને એક માનવાની ઊંધી સમજ. અસંમોહ એટલે દેહ અને આત્મા જુદા છે એવો સાક્ષાત્ અનુભવ. અર્થાત્ અસંમૂઢ એટલે દેહ અને આત્માના વિવેકનો સાક્ષાત્ અનુભવ કરનાર. આમ અસંમૂઢ હોય તે જ પરમાત્માને પુરુષોત્તમ જાણશે. બીજો ગમે તેટલો ડાહ્યો હોય તોપણ તે પરમાત્માને પુરુષોત્તમ તરીકે ન સમજશે. આથી ભગવાન ખૂબ વિચારપૂર્વક અસંમૂઢ વિશેષણનો પ્રયોગ કરે છે. અર્થાત્ જે નિશ્ચિતમતિ પુરુષ આમ મને પુરુષોત્તમ જાણે છે તે મને ભજે છે. આમ એટલે આગલા શ્લોકમાં બતાવેલા પ્રકારે. મને એટલે સર્વભૂતના અંતરાત્મારૂપ મને પુરુષને–શ્રીકૃષ્ણને–ઈશ્વરને પુરુષોત્તમ જાણે છે. પુરુષોત્તમ એટલે ક્ષર અક્ષર રૂપી પુરુષોથી એટલે કે ભોગ અને અપવર્ગ જેનું પ્રયોજન છે એવી પ્રકૃતિ અને વિકૃતિરૂપી તમામ પદાર્થોથી ચેતન હોવાથી ઉત્તમ એવો પરમાત્માને જાણે છે તે પુરુષ સર્વવિદ્ છે. સર્વવિદ્ એટલે કે સર્વ ... ગણેશાં પરમાત્માને જાણનારો છે. પરમાત્માની જ બે પ્રકૃતિઃ ... તે જીવ અને બીજી તે પ્રકૃતિ. બસ પરમ પુરુષ જ જીવ અને પ્રકૃતિરૂપી

પોતાની એ અચિન્ત્યવિભુવા શક્તિથી વિલાસ કરી રહ્યો છે એમ તે સાક્ષાત્ અનુભવનાર થશે. એટને કે તેના દર્શનમા-સમજમા સશયની દ્વાકરી ન હશે. મિથ્યા જ્ઞાનનો લવજ હશે, તેનુ આ દૃર્શન-આ સમજ એટલી નીતરી અને સ્વાભાવિક હશે કે ન પૂછો, વાત. સર્વરૂપે પરમાત્માજ ચમકી રહ્યા છે અને તે મારો આત્મા છે અને આત્મા હોઇ પરમપ્રેમનુ પાત્ર છે, આત્મા ઉપર પ્રેમ હોવો તે તો સ્વભાવ છે અને જેના ઉપર પ્રેમ તેની આગળ, સર્વસ્વનુ અર્પણ એ સ્વાભાવિક છે આથી જગતરૂપ વિશ્વને માટે પ્રેમ હોવો એ પુરુષોતમના-જ્ઞાનીનુ સ્વાભાવિક લક્ષણ છે તે સૌને ચાહશે-ભજશે બ્હાનથી સૌ સાથે, વર્તશે ભગવાન કહે છે, કે તે મને કેવી રીતે ભજશે?-સર્વભાવે, ભાવ શબ્દ સત્તાવાચક છે અર્થાત્ જેને પુરુષોતમનુ સાચુ જ્ઞાન છે એવો માણુસ પોતાની જે જે વસ્તુ ઉપર સત્તા હશે તે બધી સ્વાધીન સ્વ-સત્તામા હોનારી વસ્તુઓ દ્વારા વિશ્વરૂપ આત્મદેવનુ તર્પણ કરશે, અને માણુસની પાસે પોતાની માની શકાય એવી-કેવળ સ્વાધીન વસ્તુઓ છે કાયા-મન-વાણી, અર્થાત્ તન મન વચનથી તે પ્રાણીમાત્રની સેવા કરશે, પરમાત્માનુ જેને સાચુ જ્ઞાન થશે તે ચન્દનવતી થશે, શેરડીવતી થશે, કાંચનવતી થશે. ચન્દન ઘસાઇ જાય, પણ છેવટ સુધી સુગન્ધ પ્રસારવનુ ન મૂકે વિશ્વરૂપ પરમાત્માની સેવામા ઘસાઇ જશે પણ છેવટ સુધી આત્મતાની ભક્ત તેનો સ્વાર્પણુનો સુગન્ધ ન છોડે શેરડી ટૂકડે ટૂકડે કપાય પણ છેવટના કાગીઆએ પણ મધમીઠી રહેવાની ભક્ત પણ ટૂકડે ટૂકડા થાય પણુ ભગવાન ખાતર છેવટ સુધી મીઠો રહે સોનુ બળે જળે ટીપાય પણુ તેમ તેમ વધુ શુદ્ધ થાય ભક્ત પણુ પ્રેમપાત્ર વિશ્વાત્મા ભગવાન માટે બળે, જળે, ટીપાય પણ દરેક વેળાએ વધારે શુદ્ધ થઇને નીકળે અહો ! પુરુષો તમ જ્ઞાનનો મહિમા ! દધીચિ-શિબિ-હરિશ્ચન્દ્ર-પ્રહ્લાદ-ધ્રુવ-મીરા-આદીનાં જીવનો આ પુરુષોતમ જ્ઞાન ઉપર ચિરજીવ ભાષ્યો છે ! પરમાત્મા આ પરમપ્રેમની સ્થિતિ સૌને આપો. સૌના હૃદયમાં આ ભવ્ય ભક્તિભાવ જાગૃત કરો ! બસ, ભગવાનના ભક્તને ઓળખવાની આ અચૂક નિશાની છે તે પ્રાણીમાત્રનો નિ સ્વાર્થ સેવક હશે પ્રેમી હશે સૌને માટે તેના હૃદયમાંથી પ્રેમગગાનો, કરુણાયમુનાનો, મુદિતાસરસ્વતીનો પ્રવાહ અસ્ખલિત રહે આ ભગવાનની ખાસ કૃપા થાય ત્યારે અનુભવાય એવી વાત છે એકને વધુ શુ લખાય ? ॥ ૧૯ ॥

**इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयानघ ।**
**एतद्‌बुद्‌ध्वा बुद्धिमान्स्यात्कृतकृत्यश्च भारत ॥ २० ॥**

**હે નિષ્પાપ! આમ આ ગૂઢતમ શાસ્ત્ર મેં કહ્યું. એને જાણીને માણસ સાચાં જ્ઞાનવાળો તથા હે ભારત! ચરિતાર્થ થાય છે. ॥ ૨૦ ॥**

હવે પ્રેમમય ભગવાન ઉપસંહાર કરે છે. ઉપસંહારમાં પણ ભગવાનની ગાઢ પ્રેમની છલક ઉભરાય છે. ભગવાન કહે છે કે હે ભારત! હે વ્હાલા અર્જુન! આ પ્રમાણે મેં તને હે નિષ્પાપ! આ ગુહ્યતમ શાસ્ત્ર કહ્યું છે. આ શાસ્ત્રને જાણીને માણસ બુદ્ધિમાન થાય છે. તથા કૃતકૃત્ય થાય છે! ભગવાન ટૂંકમાં કહે છે પણ ભગવાનની સૂત્રાત્મક વાણી અર્થ ગાંભીર્યના સાગરોથી ભરપૂર છે! આ શાસ્ત્રના શ્રવણ માત્રથી માણસ પવિત્ર થઈ જાય છે, જુઓ તો ખરા! આખો શ્લોક પૂરો કરતાં પહેલાંજ ભગવાનથી અર્જુનને 'અનઘ' એમ કહેવાઈ જાય છે! અનઘ એટલે નિષ્પાપ! હે નિષ્પાપ અર્જુન! કેટલું અજબ વિશેષણ. કેમકે નિષ્પાપ હોય તે અધ્યાત્મ શાસ્ત્રમાં અધિકારી થાય છે. આપણે સૌ એવા વિશેષણને લાયક બનીએ એજ અહીં પરમપિતાનો ધ્વનિ છે. ભગવાન આ અધ્યાયને શાસ્ત્ર કહે છે. કેમકે શાસ્ત્ર શબ્દ સત્ય–હિતકારી–ન્યાયી–વિચારસરણી માટે વાપરવામાં આવે છે. આ અધ્યાયમાં અધ્યાત્મ શાસ્ત્રનો સંપૂર્ણપણે સમાવેશ થઈ જાય છે. પક્ષીઓ પોતાની શક્તિ મુજબ આકાશમા ઉડે! બાકી આકાશનો નથી આરો, નથી એની ઉડાઇની હદ! આ અધ્યાય એવોજ છે. આથી ભગવાન આ અધ્યાયને ગુહ્યતમ શાસ્ત્ર કહે છે. ગુહ્ય એટલે ગુપ્ત રાખવા જેવું. ગુહ્યતમ એટલે સૌથી ગુપ્ત રાખવા જેવું શાસ્ત્ર. લાખો રૂપીઆનો ભંડાર આપણે કોઇને બતાવી દઇએ તો વાંધો નથી. પણ આ ગુહ્યતમ શાસ્ત્ર અનધિકારીને ન બતાવવું. કેમકે અનધિકારી જો એ જોઇ બેઠો તો અતો-ભ્રષ્ટ તતોભ્રષ્ટ થવાનો સંભવ છે. આથી ભગવાન અત્યન્ત ગર્ભિત સૂચના કરતાં આ શબ્દનો પ્રયોગ કરે છે. આ શાસ્ત્ર ગુહ્યતમ છે. માટે એને અધિકારીએ અધિકારીને કહેવું. એની સાચી સમજમાંથી જીવનની ધન્યતા પ્રકટે છે. એટલે આ બ્રહ્મજ્ઞાન દેનારૂં શાસ્ત્ર અતિ ગુહ્ય છે. આનો અર્થ એવો નથી કે કોઇએ એને વાંચવું નહિ અને સાંભળવું નહિ



॥ ॐ नमो भगवते वासुदेवाय ॥

॥ अथ षोडशोऽध्यायः ॥

श्रीभगवानुवाच:- श्री भगवान બોલ્યા:-

अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥
अहिंसा सत्यमक्रोधस्त्यागः शान्तिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥
तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवन्ति संपदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥

નિર્ભયતા, અંતરની શુદ્ધિ, જ્ઞાનમાં અને યોગમાં વ્યવસ્થિતિ, દાન, દમ, અને યજ્ઞ અને સ્વાધ્યાય, તપ અને આર્જવ, અહિંસા, સત્ય, અક્રોધ, સર્વકર્મફલત્યાગ, શાન્તિ, ચુગલીખોર પણાનો અભાવ, પ્રાણીઓ ઉપર દયા, અતિલોભનો અભાવ, નમ્રતા, લજ્જા, ચપલતાનો અભાવ,—હે ભારત! તેજ, ક્ષમા, ધીરજ, શૌચ, અદ્રોહ, અભિમાનીપણાનો અભાવ,—આ દૈવી સંપત્તિને લક્ષીને જન્મેલાઓને હોય છે. ॥ ૧-૨-૩ ॥

આગલા અધ્યાયના અંતમાં "હે ભારત! તે સર્વવેત્તા મને સર્વભાવે ભજે છે" એમ ભગવાને બતાવ્યું તો તે ભગવાનનો ભક્ત સ્વભાવે કેવો હોવો ઘટે? અર્થાત્ ભગવદ્ ભક્તની ગુણ સંપત્તિ કઇ હોવી ઘટે? કેમ જાણવું-કયા ગુણોના સ્થિર વિકાસમાં માણસ ભગવદ્ભક્ત બની શકે એ સમજવું? આથી ભગવાનના ભક્તો અને અભક્તો એ બન્ને પ્રકારના મનુષ્યોના ગુણધર્મો બતાવવા રહ્યા. મનુષ્યો બે પ્રકારના છે દૈવી અને આસુરી. જેમની પાસે દૈવીગુણ સંપત્તિ હોય તો દૈવી, જેમની પાસે આસુરી હોય તે આસુરી. દૈવી સંપત્તિ એટલે મનની શુભ-શિવ વૃત્તિઓ. આસુરી સંપત્તિ એટલે મનની અશુભ-અશિવ વૃત્તિઓ. સંપત્તિના ભેદે મનુષ્યોનો પણ ભેદ છે આ બે પ્રકારની સંપત્તિમાં દૈવી સંપત્તિ ઇશ્વર પ્રેમની પ્રયોજક છે અને તે મોક્ષનું કારણ બને છે આસુરી સંપત્તિ

તેનાથી ઉતરી છે એટલે એમાં શ્રેયસ્કર દૈવી છે આથી શરુઆતમા ભગવાન શ્રેયસ્કર એવી દૈવી સંપતિનુજ ત્રણ શ્લોકમા વર્ણન કરતા કહે છે કે હે અર્જુન! (૧) નિર્ભયતા (૨) સત્વની સંશુદ્ધિ. (૩) જ્ઞાનયોગ વ્યવસ્થિતિ, (૪) દાન તથા (૫) દમ (૬) યજ્ઞ (૭) સ્વાધ્યાય (૮) તપ. (૯) આર્જવ. (૧૦) અહિંસા (૧૧) સત્ય. (૧૨) અક્રોધ (૧૩) ત્યાગ. (૧૪) શાન્તિ: (૧૫) અપૈશુન (૧૬) પ્રાણીઓ ઉપર દયા (૧૭) અલોલુપતા (૧૮) મૃદુતા. (૧૯) હ્રી. (૨૦) અચપલતા. (૨૧) તેજ. (૨૨) ક્ષમા (૨૩) ધૃતિ (૨૪) શૌચ. (૨૫) અદ્રોહ અને (૨૬) અતિમાનિતાનો અભાવ.— આ છવ્વીસ અન્તઃકરણની શુભવૃત્તિ રૂપ ગુણો દૈવી સંપતિને અભિલક્ષીને ઉપજેલા માનવોની હોય છે; અર્થાત્ હે અર્જુન! આ છવ્વીસ ગુણોનો દૈવી સંપત્તિમા સમાવેશ થાય છે આ ગુણો જેનામા હોય તે દેવમનુષ્ય છે એમ તું જાણ. દેવમનુષ્ય એટલે દેવ-પરમાત્માના ભક્તો વિશ્વરૂપ પરમાત્માના સેવકો-કર્મયોગીઓ. આ દેવ મનુષ્યો આ સંપતિને અભિલક્ષીને ઉપજેલા છે એટલે કે આ શુભ ગુણોને જીવનમા અમલ કરવાને જન્મેલા અને આથીજ ભાવિ કલ્યાણ તેમને માટે અનામત છે અર્થાત્ જે ભાગ્યશાળી મનુષ્યનામા આ છવ્વીસ ગુણો બીજરૂપે, અંકુરરૂપે કે વિકસિતરૂપે ખીલેલા છે તેઓ પરમાત્માના ભક્તો છે વિશ્વરૂપ પરમાત્માના સેવકો છે અર્થાત્ જગત્-સમાજના તેઓ સેવક છે અર્થાત્ જેણે વિશ્વરૂપ પરમાત્માના સેવક થવુ હોય-જેણે ભગવાનને સર્વભાવે ભજવા હોય તેણે આ દૈવીગુણનો પોતાનામા વિકાસ કરવો રહ્યો. હવે આ ગુણોનુ સ્વરૂપ શુ તે આપણે જોઇએ કેમકે સ્વરૂપ સમજાય તો આચારમા લાવવાનો પ્રયત્ન થાય આ બધાય ગુણોમા ભગવાન અભયને સર્વ પ્રથમ બનાવે છે

અભય એટલે શું? અભય એટલે ભયનો અભાવ. કોઇપણ જાતની બીકનો અભાવ. બીકમાત્રનો જન્મ આત્મજ્ઞાનના અભાવમાથી જન્મે છે અને સૌ બીકમાં મૃત્યુની બીક એ મૂર્ધન્ય છે આથી અભય નામનો ગુણ કેળવવા માટે માણસે આત્મજ્ઞાન મેળવવુ રહ્યું. જ્યાસુધી પોતાના સ્વરૂપ વિષે માણસ નિઃશંક ન હોય ત્યા સુધી તેને ભય પજવવાનોજ જે માણસ જાણે છે કે હું અજ છુ, અવિનાશી છુ, મારો નાશ થાય એમ નથી તે માણસ કદી ન બીક પામે આમ આત્માને લગતી અમૂર્છિત સમજમાથી જ નિર્ભયતા પ્રાપ્ત થાય છે અને હાથીના પગમા સૌના પગનો સમાવેશ

થઈ જાય છે. તેમ આ મહાભયમાં-મૃત્યુના ભયમાં-સ્વરૂપ ઉચ્છેદની કાલ્પનિક બીકમાં ઇતર-ભયમાત્રનો સમાવેશ થઇ જાય છે. જ્યાં જ્યાં બીક ત્યાં ત્યાં સ્વરૂપને લગતી ગેરસમજણ હોય છેજ. આમ સ્વરૂપ દર્શનમાં વાસ્તવિક નિર્ભયતા છે. આથી ભગવાનનો ભક્ત સ્વરૂપદર્શી હોવાથી નિર્ભય હોય છે. મોતનો ભય, રોગનો ભય, ચોરનો ભય, રાજભય-દંડભય-અને ભયની સંતતિ તો અપાર છે-એ અપાર અનન્ત ભય અને ભયજન્ય અનેક કાયર હીચકારા દુર્ગુણોનું મોત સ્વરૂપ દર્શનમાંથી જન્મતી નિર્ભયતામાં છે. આથી અભયનો અર્થ સ્વરૂપ દર્શન-સ્વરૂપ પ્રાપ્તિ-અને સ્વરૂપ પ્રાપ્તિમાંથી જન્મતી ભયરહિત હૃદયદશા છે. ધીરે ધીરે વિવેક પૂર્વકના વર્તનથી આનો જન્મ થાય છે. અને વિવેકી આચરણથીજ એ પોષાય છે. અને વિવેકી આચારથીજ તે દૃઢમૂલ બને છે.

ત્યારબાદ સત્વસંશુદ્ધિ એ બીજો ગુણ છે. સત્વ એટલે હૃદય. તેની સંશુદ્ધિ એટલે સારી પેઠે ચોકખાઈ. અર્થાત્ વિશ્વરૂપ પરમાનો ભક્ત સૌની સાથે હૃદયનો ચોકખો હોવો ઘટે. એટલે કે દુન્યવી અને અદુન્યવી-લૌકિક અને અલૌકિક વ્યવહારમાં તે કોઇને ન ઠગે. કોઇને દગો ન દે. કોઇને ન છેતરે. અસત્ય-કપટ વ્યવહાર ન કરે. માણસે છેતરપીંડી-કપટ-માયાચાર-જુઠ્ઠું આચરણ કરવાની જરૂર નથી. કેમકે એ ભલે એમ માને કે મારો કપટાચાર કોઇ જાણતું નથી. તેનો અંતરાત્મા અને પરમાત્મા તો તે જાણે છેજ. આ બેથી કશું તે છાનું રાખી શકતો નથી. આ બે આગળ તે જુઠો રહી શકતો નથી-કશું છુપાવી શકતો નથી તો તે છેતરે કોને? કેમકે સૌમાં એકજ આત્મા વસેલો છે એ તો અટલ સિદ્ધાન્ત છે. એટલે લોકની સાથે વ્યવહારમાં અશુદ્ધિ રાખનાર-મેલું વર્તન રાખનાર-દગો ફટકો કરનાર કોઇને છેતરતો નથી, જાતને છેતરે છે. જાતનેજ ઠગે છે. આ આત્મવંચનાથી તેનો આત્મા-તેનો સત્યાત્મા અસત્ના આવરણથી ઢંકાઇ જાય છે. અને છેવટે તે જાતેજ-નષ્ટ થાય છે. આથી જગતની સાથે મેલું હૈયું રાખનાર આત્મઘાતજ કરે છે. આથી જે જાડ઼ છે-અને જાડ઼ હોઇને જે પોલું છે એનો વ્યવહાર ભગવદ્ભક્તોને માટે અકાર્ય છે. આથી ભગવાન અહીં કહે છે કે મારો ભક્ત સત્વસંશુદ્ધ હશે. અર્થાત્ લૌકિક અલૌકિક વ્યવહારમાં તે છલ-પ્રપંચ-માયાચારથી મુક્ત હશે. આવી સત્વ સંશુદ્ધિ, જાતનો જગત્ સાથે શો સંબંધ ન્યાયપૂર્વકનો હોવો ઘટે, એ જો માણસ નિઃસ્વાર્થપણે વિચારે, તો જન્મે. દરેક માણસ આ અશુદ્ધિનો થોડે

ઘણે અંશે ભોગ્ય બનેલો હોય છે જગતને ઠગવામાં જાતેજ ઠગાય છે—જાતનોજ ઘાત છે એ સમજાય તો તે ચોટ્ટો ન બને.

વળી માણસનામાં જ્ઞાનયોગવ્યવસ્થિતિ હોવી ઘટે. એટલે કે સમજ પૂર્વક કર્મમાં નિષ્ઠા હોવી જોઇએ. માણસે માણસ તરીકે જે જે કાંઇ કરવા જેવું હોય તેમાં સમજપૂર્વક તે વર્તતો હોવો જોઇએ. કેમકે સમજણ પૂર્વક કરેલાં કર્મો તારક બને છે જે કર્મ વિના સમજણે થાય તે માણસને અકળાવી મારે! અર્થાત્ અમુક કર્મ કરતાં પહેલાં તેનું સ્વરૂપ તેમાં હોનારો શકિતનો વ્યય—પોતાની યોગ્યતા તે કર્મનું શું ફળ આવશે એનો વિચાર—એ કર્મથી જાતને બંધન થશે કે મુકિત મળશે વગેરે તમામ પ્રકારનો પૂર્વ વિચાર કર્યાબાદ જો તે કર્મ કર્તવ્ય લાગે તો તેમાં એકધારી નિષ્ઠા કેળવવી એટલે અહીં જ્ઞાનયોગ વ્યવસ્થિતિ છે, અર્થાત્ પ્રત્યેક મનુષ્યે પોતાની પાસે મનુષ્યતરીકેના કર્તવ્યની રૂપરેખાનો નકશો હોવો ઘટે પોતે જીવનભર ક્યા કર્મો કરવા માગે છે તેનો તેની પાસે સ્પષ્ટ સ્પષ્ટ ખ્યાલ હોવો ઘટે આમ પોતાની કર્તવ્ય સંહિતાનો વિચારપૂર્વક નિર્ણય કર્યાબાદ તેમાં એકધારી નિષ્ઠા કેળવવી જોઇએ આનું નામ જ્ઞાનયોગ વ્યવસ્થિતિ છે. અર્થાત્ વિચારપૂર્વક યોજેલી જીવનચર્યામાં ધ્યેયપ્રાપ્તિ પર્યન્તની નિષ્ઠા કર્તવ્ય કર્મની જેની પાસે સુસ્પષ્ટ રૂપરેખા હશે તે માણસ જીવનમાં અનેક દોષોમાંથી બચી જશે. તે સમયચોર ન બને તે નિન્દક નહીં બને. તે ફરીયાદી સ્વભાવનો ન રહેશે તેને જગત્ ખરાબ છે—દુખમય છે એવી ભ્રાન્તિ ન હશે. તે બેકારીમાંથી બચશે. આવા અનેક સદ્‌ગુણો જ્ઞાનપૂર્વક જો યોગમાં વ્યવસ્થિતિ હશે તો એની મેળે આવશે.

તે ઉપરાંત માણસનામાં દાનની ભાવના હોવી ઘટે. દાન એટલે ન્યાય પૂર્વક કરેલી, કમાણીમાંથી, યથાશકિત, ભકિતપૂર્વક યોગ્ય પાત્રમાં વહેંચણી કરવી તે. અર્થાત્ માણસોએ સમજવું જોઇએ કે ન્યાયી કમાણીમાં, સૌનો ભાગ છે સંગ્રહ કરવામાં ફોજદારી ગુન્હો છે વિશ્વની વ્યવસ્થામાં સંગ્રહવૃત્તિની અતિશયતા વિષમતા ઉપજાવનારી છે, વળી દાન કરવું એ આત્માનો તો સ્વભાવ છે કેમકે પરમાત્મા તો દાનીઓનો અગ્રણી છે. કોઇ એવું જન્મ્યું નથી જેને પરમાત્માએ પોતાની દાતૃત્વ શકિતથી નવાજ્યું ન હોય! પરમાત્માનો પુત્ર મનુષ્ય પિતાની સંપત્તિનો વારસદાર છે. આથી દાન

માટે તેની સ્વાભાવિક વલણું હોવી ઘટે. દાન દેવાથી માણસનું હૃદય શુદ્ધ બને છે. તેનું મન મોકળું થાય છે. તે ઉદારતાનો અનુભવ કરે છે. તેને આત્મૈક્યનું ભાન થાય છે તેનામા સહાનુભૂતિ વિકસે છે તેને વિશ્વમાં પ્રેમલતાનો અનુભવ થાય છે મુક્તહસ્તતા એ ઇશ્વરીય ગુણ છે. આટલો પ્રભાવ તો સ્થૂલ દાનનો છે. અને એનાથી ઉચા દાનો અનેક છે છેવટનું દાન તો વિશ્વાત્માને જાનનું હોઇ શકે એટલે કે વિશ્વાત્માની સેવામાં પોતાના જીવનનું પણ સમર્પણ એ શીખી બનવાનો પ્રયોગ છે. આમ સ્થૂલ અન્ન અને ધનદાનથી માંડી સર્વભૂતઅભયપ્રદાન સુધીનું દાનનું ક્ષેત્ર અપાર છે. અન્નદાન-ધનદાન-વિદ્યાદાન-મધુર વાક્‌દાન-વિશ્વાત્માની સેવામાં તનદાન-મનદાન-આત્મદાન-પ્રાણીમાત્રને અભયદાન-અને છેવટે પરમાત્માના ચરણ કમળમા સર્વ કર્મફળનું દાન- દાનનો અવધિ છે. દાન કરવાની દરેકને અનન્ત તક મળે છે તકનો ઉપયોગ કરતા આવડવો-જોઇએ. દાની માણસ વિશ્વપ્રિય બને છે. આમ દાનમા પણ અનેક સદ્‌ગુણોનો જન્મ છુપાયેલો છે. દાનનું છેવટનું પરિણામ નિરતિશય નમ્રતા -કાયમી હૃદય શુદ્ધિ-અને અલૌકિક સમૃદ્ધ શાંતિસુખનો અનુભવ છે. દાનૃત્વ માણસને ભૂમાનન્દ સુધી લઇ જઇ શકે છે.

વળી માણસે દમ કેળવવો જોઇએ. વિશ્વરૂપનો સેવક દાન્ત જ હોવો જોઇએ. દમ એટલે ઇન્દ્રિયનિગ્રહ. જો ભગવાનનો ભક્ત ઇન્દ્રિયલોલુપ હોય તો ભગવાનને નામે અનેક અનર્થો ઉપજાવે અને છેવટે જાતને અને જગતને છેતરી તે આત્મઘાતજ કરે. સેવકમાત્રનો અનુભવ છે કે ઇન્દ્રિયોના ઉપર યોગ્ય કાબુ સિવાય સેવા એ ભ્રમ છે. આથી જેણે ભગવાનને સર્વભાવે ભજવા હોય તેણે દાન્ત બનવું રહ્યું. એટલે બાહ્યેન્દ્રિયોને કાબુમા આણવી રહી. આખ, કાન, નાક, ચામડી, જીભ, ઉપસ્થ વગેરેનો જો તે ગુલામ હશે તો તે તે ઇન્દ્રિયો એની પાસે ન કરવા જેવું કરાવશે અને તે પાછુ ભગવાનના નામે! આથી સમજપૂર્વક ધીરે ધીરે વિવેકશીલ બની ઇન્દ્રિયોના ઉપર કાબુ મેળવતા, શીખવુ રહ્યું. ઇન્દ્રિયજયી વીર અધ્યાત્મયાત્રામા અકુતોભય સચાર કરી શકે છે બીજા બધા ક્યાક અટકે છે

વળી માણસે યજ્ઞ કરવો જોઇએ એટલે કે પ્રત્યેક ગૃહસ્થ પુરૂષે દેવ યજ્ઞ-પિતૃયજ્ઞ-ભૂતયજ્ઞ અને મનુષ્યયજ્ઞ કરવો જોઇએ. દૈવયજ્ઞ એટલે પરમા

ત્માનું પૂજન–સ્મરણ–કીર્તન વગેરે. પિતૃયજ્ઞ એટલે પોતાના ઘરમાં હોનારા વડીલો–માતાપિતા વગેરેની સેવા કરવી જોઈએ. ભૂતયજ્ઞ એટલે કે પોતાના ઘરે પાળેલા મૂક પ્રાણીઓની સેવા કરવી ઘટે. તે ઉપરાંત તેણે યોગ્ય વિદ્વાન કર્મઠ મનુષ્યોની યથાશક્તિ સેવા કરવી ઘટે. અને આ બધું યજ્ઞીય ભાવનાથી કરવું ઘટે. એટલે કે ફરજ સમજીને પોતાની શક્તિ મુજબ ભક્તિથી તેણે પરમાત્મપૂજન–પિતૃપૂજન ભૂતસેવા–અને મનુષ્ય સેવા કરવી ઘટે યજ્ઞભાવના માણસને અઘોર બનાવશે. તે પરમાત્માની પ્રસન્નતા અનુભવશે. પિતરોની પ્રસન્નતા અનુભવશે ઘરમાં પાળેલા પશુઓની પ્રસન્નતા અનુભવશે. મનુષ્યોની પ્રસન્નતા અનુભવશે. આમ તેના જીવનમાં સર્વત્ર સુખ, શાન્તિ અને પ્રસન્નતા ઉભરાશે.

તે ઉપરાંત તે તે સ્વાધ્યાયનિષ્ઠ હોવો ઘટે સ્વાધ્યાય એટલે ધ્યેયદર્શક–ધ્યેયનિષ્ઠાપ્રેરક–સત્યશોધક ગ્રંથોનો નિયમિત અભ્યાસી હોવો ઘટે અર્થાત્ પોતાનું જીવન ધ્યેય પ્રકાશે–તે ધ્યેયને સંપાદિત કરવામાં પ્રેરે–જીવનની પ્રત્યેક પળે જે ઉત્સાહ આપે અને માર્ગદર્શક બને અને જે હૃદયની નિષ્કારણ પ્રસન્નતા જન્માવે એવા પુસ્તકોનો અને એવા સજ્જનોનો સહવાસ એ બન્નેનો સમાવેશ અહીં સ્વાધ્યાયથી સૂચિત છે પછી તે વેદ વાંચે, ગીતા વાંચે, ઉપનિષદ વાંચે કે બાઈબલ ને કુરાન ભણે–ખ્રીસ્તી સાથે ફરે કે સનાતની સાથે ફરે–જ્યાં જ્યાં ધ્યેયનિષ્ઠા જણાય–જ્યાં જ્યાં ધ્યેય તરફ પ્રગતિ જણાય–જ્યાં જ્યાં ધ્યેયપોષક સંગતિ જણાય ત્યાં ત્યાં સ્વાધ્યાય છે અનુભવે જણાશે કે સ્વાધ્યાયમાં જીવન ઉજાળવાની–ઉંચે લઈ જવાની–ધ્યેય પ્રકાશનની અજબ શક્તિ હોય છે પોતે નક્કી કરેલા સ્વાધ્યાયના પુસ્તકનું, અમલમાં મૂકવાની દૃષ્ટિએ, નિરાગ્રહ મનોદશાએ અને પરમતસહિષ્ણુતાસહિત, નિત્ય અધ્યયન દરેક શ્રેયાર્થી માટે આવશ્યક છે. એવા મનુષ્યોનો સંસર્ગ પણ હિતાવહ છે.

ઉપરાંત દેવભક્ત તપસ્વી હોવો ઘટે એટલે કે સુખદુઃખ–હાનિલાભ–જયપરાજયઆદિ દ્વંદ્વોને સહન કરવાની શક્તિવાળો હોવો જોઈએ. દ્વંદ્વોના સંઘર્ષથી પર એવો કોઈ જન્મતો જ નથી જન્મેલા બધાને દ્વંદ્વોની ચક્કી પાસે છે જ તો પછી હાય હાય કરીને તેમને ન ભોગવતાં જે અનિવાર્ય છે તેને સુખથી–આનન્દથી–નિર્વેદ ફરીયાદ–વિના કચવાટ–વિના.. કચકચ ભોગવી લઈને પ્રસન્નમાં જ રહેવાની; સુખદુ. પ્રતિ એ તપનો નીચોડ છે. દ્વંદ્વો

સ્પર્શો અગર ન સ્પર્શો, ન તો આનન્દ ન તો શોક—પણ સમજપૂર્વક—દુનીઆના પદાર્થોનો એ સ્વભાવ છે—એમ જાણી તેમને સહી લેવાની ફક્તા—એટલે તપ ચિત્રપટના પડદા ઉપર અનેક ચિત્રોની અવરજવર થાય—ચિત્રપટ જેમ તે ચિત્રોથી રંગાતો નથી તેમ ચિત્તના ચિત્રપટ ઉપર અનેક રંગી વિવિધ દ્વંદ્વોના ચિત્રોની અવરજવર થાય તે ચિત્રોથી ન રંગાવાની જે સમજપૂર્વકની સ્થિતિ એટલે તપ આવા તપસ્વી બનવા પ્રયત્ન કરવો જોઇએ.

વળી ભગવાનના ભક્તમાં આર્જવ હોવું જોઇએ. આર્જવ એટલે સરળતા. એટલે કે એક વખત કર્તવ્ય અને અકર્તવ્યનો પાકો નિર્ણય થઇ ગયો કે પછી કર્તવ્ય કર્મમાં સદા એકરૂપતા—અને અકર્તવ્યમાથી સદાની નિવૃત્તિ. કરવાનું તે કરવાનું જ—ન કરવાનું તે કદી ન કરવાનું. આવી ભકતની સમજણ હોઇને તે મન વાણી અને કાયાથી કર્તવ્યમા એકરૂપતા કેળવશે. બસ આવી કર્તવ્યકર્મમાં એકધારી પ્રવૃત્તિ અને અકર્તવ્યોમાંથી એકધારી નિવૃત્તિ એટલે આર્જવ. જ્ઞાનયોગ વ્યવસ્થિતિનું જ આ એક સ્થિર સ્વરૂપ છે

આ ઉપરાંત માણુસનામાં અહિંસા હોવી જોઇએ હિંસા એટલે મન, વચન, કર્મથી પ્રાણીઓને પીડવું તે. કોઇપણ પ્રાણીને, કોઇપણ વેળા, કોઇપણ ઠેકાણે, કોઇપણ કારણસર, ન પીડવું એટલે અહિંસા. અર્થાત્ સર્વદા સર્વથા સર્વભૂતોમો અદ્રોહ. આ અહિંસામાથીજ સત્યથી માંડી ઇશ્વરપ્રણિધાન સુધીના યમનિયમોનું દોહન થાય છે અહિંસા યમનિયમોની જનેતા છે—ધાત્રી છે. અહિંસાનાજ ઉત્કર્ષ માટે સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ; શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય, ઇશ્વરપ્રણિધાન વગેરે યમનિયમોનું વિધાન છે. અને એનાજ પોષણને માટે—અહિંસાનાજ જ્ઞાનને માટે યમનિયમોનું આચરણ છે. આ દૃષ્ટિએ જોતા અહિંસા ઉપર એક સ્વતન્ત્ર ગ્રન્થ લખી શકાય. પરંતુ અહીં એટલો ઉલ્લેખજ બસ થશે કે અહિંસા એ જગતનો પરમધર્મ છે. સર્વભૂતોમા આત્મદર્શન—સર્વભૂતોમાં આત્મપ્રાપ્તિ અને સર્વભૂતાત્મભૂતાત્મભાવની નિષ્ઠામાથી જે જગત તરફ વર્તન ફળે છે તેજ અહિંસા છે ઇશ્વરભક્ત અહિંસામહાવ્રતી હોવો ઘટે. અને મહાવ્રતની દૃષ્ટિએ અહિંસાના અમલ માટે દેવભક્તનો 'અથાક' પ્રયત્ન હોવો ઘટે આમ વિશ્વરૂપ પરમાત્માનો સેવક અહિંસકજ હોય એવો ભગવાનનો 'ધ્વનિ' છે.

તે ઉપરાત તે સત્યનો ભક્ત હોય. સત્ય એટલે યથાર્થ મન અને વાણી જે પદાર્થ જેવો હોય તેને લગતુ તેવુ જ મન રાખવુ એટલે સત્ય તેને લગતી બીજાને જ્યારે સમજણ આપવી હોય ત્યારે તે અર્થને બરો બર રીતે સમજાવતી વાણી બોલવી એટલે સત્યભાષણ. અર્થાત્ સત્યમા સત્યચિન્તન અને સત્યભાષણ બન્નેનો સમાવેશ થાય છે જીવ, જગત અને જગદીશ્વર એ ત્રણજ પદાર્થો છે બસ. જીવ, જગત અને જગદીશ્વરને લગતી યથાર્થ સમજ અને તે સમજને ધતરમા ઠસાવવાના વખતે યથાર્થ વાણીનો પ્રયોગ – આ બેમા સત્યની આરાધના સમાપ્ત થાય છે આ સત્યનુ આચરણ પણ અતિપ્રયત્ન સાધ્ય છે વાણી, પ્રાણીમાત્રના ઉપર ઉપકારને માટે પ્રવર્તે છે માટે તેમા વચના, ભ્રાન્તિ કે સામાને સમજાવ વાની નિષ્ફળતા ન હોવી જોઇએ સત્યચિન્તન સિવાય સત્યભાષણ અશક્ય છે સત્યચિન્તન સત્યપ્રેમ સિવાય અશક્ય છે અને સત્યજ મારે ખપે એવી દ્રઢ નિશ્ચયાત્મક, સત્ય પ્રીતી વિવેક અને ઇશ્વરાનુગ્રહ સિવાય ટકતી નથી આટલુ અહીં સૌએ સમજી લેવુ ઘટે આના ઉપર પણ આખો ગ્રન્થ લખાય એટલુ કહેવાય એમ છે જેમને વધારે જીજ્ઞાસા હોય તેમને હમારૂ "જીવન દર્શન" નામક પુસ્તક જોવા વિનતી છે

વળી ઇશ્વરભક્ત અક્રોધી હોય. એટલે કે ક્રોધ કરવાના નિમિત્તો પ્રાપ્ત થાય તોપણ ક્રોધ ન કરે એવો હોવો જોઇએ. ક્રોધ એટલે જાતને અને બીજાને પીડા આપે એવી ચિત્તની બળતરારૂપી વૃત્તિ ક્રોધ એ નબળાઇની નિશાની છે. ક્રોધમા માણસની ક્ષુદ્રતા છે ક્રોધ કરવાને જીવનમા અવકાશજ નથી કેમકે માણસજીવનનુ ધ્યેય તો પ્રેમપ્રાપ્તિ છે અને પ્રેમ એ ક્રોધનુ મારણ છે આથી આત્મદર્શન જેનુ ધ્યેય છે, વિશ્વરૂપ ઇશ્વરની સેવા જેનુ લક્ષ્ય છે તે માણસે ક્રોધરૂપી વિકરાળ રાક્ષસની ચુગમા ન આવવુ ઘટે ક્રોધ અનેક ઉપદ્રવોનુ મૂળ છે પ્રેમનુ જેણે વ્રત લીધુ હોય તેને માટે ક્રોધ એ અપથ્ય છે આથી પ્રેમપૂર્વક ક્રોધને વશ કરવાનો યત્ન માણસે કરવો રહ્યો ધીરે ધીરે ક્રોધ કાબુમા આવી જાય છે, અને એક અવસ્થા એવી પણ આવે છે કે જે વેળા ક્રોધ એટલો તો નિર્બળ બની જાય છે કે તેનુ અસ્તિત્વજ નામમાત્ર છે આમ આ તમોદ્વારમાથી ઇશ્વરભક્તે મુક્તિ મેળવવીજ રહી

વળી ઇશ્વરભક્ત ત્યાગી હોવો ઘટે. ત્યાગ એટલે, સર્વકર્મફલત્યાગ. આપણું શરીર; મન, ઇન્દ્રિયો, ઘરબાર વગેરે તમામ વસ્તુઓ. કર્મનું ફલ છે. એ કર્મફલનો ત્યાગ એટલે કે ઇશ્વરને ખાતર આપણા તન-મન-ધનનું યથાશક્તિ સમર્પણ કરવું એટલે કે ત્યાગ. અર્થાત્ વિશ્વરૂપ ભગવાનની સેવામાં ચન્દનની માફક ઘસાવું અને એ ઘસારામાં જે નીતરો આનન્દ છે એ આનન્દપૂર્વક ઘસાવું એટલે ત્યાગ. ઇશ્વરનો ભક્ત હોય અને પોતાના તન-મન-ધનને કંજુસની માફક સાચવ્યા કરે તે ભક્ત ન હોય એવો અહીં ધ્વનિ છે. ગીતા માણસને ત્યાગી બનાવે.

વળી ભગવાનનો સેવક શાન્ત હોય. એટલે કે અંતઃકરણને કાબુમાં રાખનારો હોય. અંતઃકરણના ઉપર કાબુ એટલે અંતઃકરણને રાગદ્વેષની ઝપટમાં ન આણતાં રાગદ્વેષને પોતાની સત્તામાં રાખવા. રાગદ્વેષની ગુલામી ન સ્વીકારતાં રાગદ્વેષ પાસે પોતાની શેઠાઇ સ્વીકારાવવી. અર્થાત્ ધીરેધીરે હૃદયને રાગદ્વેષરૂપી અશાન્તિના કારણોમાંથી મુક્ત કરી વીતરાગી ગતદ્વેષી અવસ્થામાં સ્થાપવું એટલે શાન્તિ. રાગદ્વેષ જીવતા હોય અને છતાં વિશ્વરૂપનો સેવક હોય એ બે એકી વખતે ન બનવા જેવી વાત છે.

વળી જનતા-જનાર્દનનો ભક્ત અપિશુન હોય. પિશુન એટલે ચાડી-ચુગલીખોર. કોઇના પણ, પરોક્ષમાં દોષને પ્રકાશિત કરવા એટલે પૈશુન્ય. એટલે કે માણસની ગેરહાજરીમાં માણસના દોષને કોઇની આગળ કહેવાની જે અતિકાયર, અતિનીચ વૃત્તિ એટલે પૈશુન્ય. આ પૈશુન્યથી તે માણસ-સેવક રહિત હોય. એટલે કે કોઇના પણ દોષોને પરોક્ષમાં ચૂંથનારો ન હોય. પિશુનતામાં કાગવૃત્તિ છે. હંસવૃત્તિ નથી. સર્વમાં આત્મદર્શન-સૌને માટે પ્રેમ-માણસ જાતની નબળાઇને સહી લેવાની વૃત્તિ-કોઇપણ વસ્તુ દુન્યવી દ્રષ્ટિએ નિર્દોષ નથી એ સત્યનો દૃઢ સ્વીકાર, મૌન તરફ સ્વાભાવિક વલણ વગેરે અનેક સદ્ગુણો અપૈશુન્યમાથી જન્મે છે-એટલે કે જેણે અપિશુન બનવું હોય તેણે કેળવવા પડે છે. આ પિશુનતાથી માનવ જાત ખૂબ પીડાય છે. પૈશુન્યમાં આત્માનો તિરસ્કાર છે. ભગવાન અજ્ઞ છે એવી સમજ છે-એટલે કે ભગવાન આપણને નથી જાણતો એવો સર્વજ્ઞ ભગવાનના ઉપર મિથ્યા આરોપ છે. પોતે નિર્દોષજ છે. અને બીજા દોષથી-ભરપૂર છે એવી સમજ છે. વળી તેમાં સહાનુભૂતિ નથી. ક્લેશ કંકાસની ધાડને વધારવાનો અમોઘ ઉપાય પૈશુન્ય છે. એમાં અસત્ય તો મૂળમાંજ

છે આવી અનેક દુષ્ટતા આ ચુગલીખોર સ્વભાવમાં છૂપાયેલી છે આથી સમજપૂર્વક માણસે ચુગલીના સર્વવ્યાપી વ્યાધિમાંથી છૂટવું જોઇએ.

આ ઉપરાંત ઇશ્વરનો સેવક પ્રાણીઓ ઉપર દયાવાળો હોવો જોઇએ દયા એટલે પારકાના દુઃખને દૂર કરવાની તીવ્ર ઇચ્છા અને તદનુકૂલ પ્રયત્ન. અર્થાત્ દુઃખથી પીડાતા પ્રાણીઓના દુઃખને યથાશક્તિ દૂર કરવાની ઇચ્છા અને પ્રયત્ન એટલે દયા. અને દયા ત્યાંસુધી ન જન્મે, જ્યાંસુધી પારકાં દુઃખ પોતાનાજ છે એવો અનુભવ ન થાય, પોતાના દુઃખને દૂર કરવા માણસ જેમ તલપાપડ થાય છે, ઉપાયોનું આચરણ કરવા તત્પર થાય છે, તેમ જ્યાંસુધી બીજાં બધાં પ્રાણીઓમાં પણ તેને આત્મીયતા ન લાગે ત્યાંસુધી સાચી દયાનો તે અનુભવ ન કરે. અને સાચી દયા તો ઇશ્વરીય ગુણ છે આથી દયાનો પ્રયોગ સૌમાં આત્મીયતાના દર્શનને પહેલાં માગી લે છે. એટલે કે સૌમાં પોતાનીજ જાત વ્યાપી રહેલી છે એવો દૃઢ આત્મપ્રેમ દયાનું પહેલું પગથીઉં છે

વળી હૃદયની કોમળતા ઇશ્વરભક્તનો એક અદ્ભુત સદ્‌ગુણ છે એટલે કે માણસનું હૃદય રેશમી હોવું જોઇએ. મુલાયમ હોવું જોઇએ માખણ જેવું હોવું જોઇએ. એમાં શિરીષ પુષ્પની કોમળતા હોવી જોઇએ. એટલે કે વખત આવ્યે વજ્રકઠોરતા એ આનનું ભૂષણ છે પણ વજ્રકઠોરતા જીવનમાં અપવાદરૂપે હોય. ધર્મરૂપે ન હોય પુષ્પ કોમળતા સ્વભાવમાં હોવી જોઇએ આનો અર્થ એવો નથી કે ઇશ્વરભક્ત પોમલો-પેચલો- "હાજી હા"- "હરી-જવાદો" એવી વૃત્તિવાળો હોય. કોમળતાનો આવો ધ્વનિ નથી. કોમળતા એ માનવહૃદયની વ્યુત્પત્તિ છે કોમળતામાં નમ્રતાનો અને અક્રૂરતાનો સમાવેશ થાય છે અને નમ્રતા તથા અક્રૂરતાને અવધિ નથી

વળી જનતા-જનાર્દનના ભક્તમાં હ્રી હોવી જોઇએ હ્રી એટલે ન કરવા જેવું કરવામાં લાજ અને આ લજ્જા માણસને અનેક અકાર્યમાંથી ઉગારી લે છે સેવક નફ્ફટ ન હોય. માણસને માણસ હોઇ જ્યાંસુધી ન કરવા જેવું કરવામાં શરમ લાગે ત્યાંસુધી તેના પતનનો ભય નથી. આ લજ્જાનો ગુણ ભક્તની ઢાલરૂપ નીવડે છે તમામ અકાર્યોમાંથી તેને ઉગારી લે છે અને જે અકાર્યોમાંથી ઉગર્યો અને કાર્યોમાં લાગ્યો તેની કદી અવનતિ થતી નથી આમ લોક અને શાસ્ત્રે નકારેલાં, લજ્જાસ્પદ કામો

કરવામાં હૃદયને રોકનારી જે પ્રબળ સ્થિર વૃત્તિ એટલે લજ્જા. લજ્જા એ નારીનુંજ નહીં નરમાત્રનું ભૂષણ છે નિર્લજ્જતામાં કુલીનતા નથી ખાનદાનીનું દેવાળું છે. અને માણસ ઈશ્વરનો પુત્ર છે એટલે મહાકુલીન છે એની ખાનદાનીને દેવાળું ન હોય અર્થાત્ મહાકુલીન મનુપુત્ર ન કરવા જેવું કરતા લાજે. એને ન છાજતું એ ન કરે. એનું નામ હ્રી છે અને મનુષ્ય હ્રીમાન હોવો જોઇએ.

આ ઉપરાંત મનુષ્ય અચંપલ હોય. ચાપલ્ય એટલે વિના પ્રયોજને વાણી, હાથ, પગની ચેષ્ટા કરવી તે. એટલે કે અમસ્તો બકબકાટો કરવો-લવારો કરવો-વિના કારણે હાથ પગ વગેરે કર્મેન્દ્રિયોને પ્રવર્તાવવી તે. ટૂંકમાં વૃથા ચેષ્ટા. જે ચેષ્ટાની પાછળ કોઇ હેતુ ન હોય એવી નિર્હેતુક ચેષ્ટામાં લાગ્યા રહેવું એ તો એક પ્રકારની હલકટતા છે એમાં ગૌરવ નથી. હલકટ બનવું-લાઘવતા બતાવવી-નિરર્થક લૂલીને-હાથને પગને પ્રવર્તાવવા એ બેબાને માણસનું કામ છે ઈશ્વરભક્ત બેબાને નથી એટલે તે કદી નિરર્થક વાણી ન બોલે નિરર્થક કામ ન કરે અર્થાત્ ઈશ્વરભક્ત ની તમામ ક્રિયાઓ સાર્થકજ હોય તે વૃથા ચેષ્ટામાંથી મુક્ત અને જે હેતુથી આપણને હાથ, પગ, જીભ વગેરે મળેલાં છે તે હેતુપૂર્વક જો આપણે તેમનો ઉપયોગ ન કરીએ તો ભગવાને આપણને જેના ટ્રસ્ટી બનાવ્યા છે-તે ટ્રસ્ટનો દુરુપયોગ જ થાય અને ટ્રસ્ટનો દુરુપયોગ તો માનવ કાયદામાં પણ ફોજદારી ગુન્હો છે આવો ફોજદારી ગુન્હો-આવો પ્રજ્ઞાપરાધ ઈશ્વરભક્ત ન કરે.

વળી માણસ તેજસ્વી હોવો જોઇએ તેજ એટલે ચામડીનો ચળકાટ એવો અર્થ નથી. તેજ એટલે આતર ઓજસ્ અસત્યથી કદી ન દબાનાર આંતર ઓજસ્ એટલે તેજ અર્થાત્ અસત્યથી ન દબાતાં, સત્યથી અસત્યને મ્હાત કરવાનો જે માણસમાં ગુણ તેને તેજસ્ કહેવામાં આવે છે અસત્યને ન અપનાવવાની અને સત્યની આરાધના કરવાની તમન્નાને તેજ કહેવામાં આવે છે. માણસે આવું તેજ રાખવુ ઘટે. તેજી એટલે અભિમાની એવો અર્થ કદાપિ નથી. આત્માભિમાની તેજી હોય. દેહમાની અભિમાની હોય.

વળી માણસ ક્ષમાવાન હોય. ક્ષમા એટલે નિર્બલના અપરાધને સહી લેવાની વૃત્તિ. આપણાથી નિર્બલ માણસ આપણને દમવે તો તે

દૂભવણીથી ઉશ્કેરાઇ જઇ તેને સામે સજા કરવાની વૃત્તિ રાખવી–તેનો કિન્નો લેવાની દાનત રાખવી એમાં નિર્બલતા છે. દુષ્ટતા છે. દુર્જન છે. ધર્મ તો એ છે કે સામો માણસ આપણને આવી રીતે દમે તો તે દમનથી અકળાઇ ન જતાં દમનને દમનથી નહી પણ પ્રેમથી શમાવવાની અખૂટ ધીરજ એટલે ક્ષમા. અસત્યને નમતું આપવાની આમાં ગન્ધ પણ નથી. પણ અસત્ય અસત્ય જ છે અને અસત્ય હોઇને અસત્યથી તેનો પ્રતિકાર ન કરતાં સત્યદ્વારા તેનો પ્રતિકાર કરવો એમાં ક્ષમાવૃત્તિનું મૂલ છે. આ ક્ષમા અબાધિત આત્મદર્શનની સ્થિરતામાં સ્થિર થાય છે. નિર્બલ માણસની દૂભવણીથી ન દૂભાતાં તેને સહી લેવામાં જે પ્રસન્નતા છે તેજ ક્ષમાનું ફલ છે. ક્ષમા ક્રોધને–અસહિષ્ણુતાને–અધૈર્યને હાંકી કાઢે છે. અને તેની જગ્યાએ પ્રેમને અપાર સહનશીલતાને અને અખૂટ ધીરજને જન્મ આપે છે.

વળી માણસ ધૃતિવાળો હોવો જોઇએ. ધૃતિ એટલે મહાન આપત્તિ વેળાએ પણ સ્વધર્મથી ન ચળતાં, કર્તવ્યનિશ્ચય કરવાની દૃઢતા. સ્વસ્થતા વખતે તો બધા ડાહ્યા બને. પણ જે માણસ મહાન દુઃખમાં પણ દુઃખથી ન દબાતાં તેવે પ્રસંગે પોતાનો ધર્મ શો છે એ વિચારી, ધર્મ ઉપર અચલ આસન- બીછાવી કર્તવ્યકર્મનો નિર્ણય કરવાની દૃઢતા બતાવે તેને ધીરજવાન જાણવો. ધીરજથી કશું ખોવાતું નથી. કર્મફલને વિના કચવાટે ભોગવી લેવાની જેનામાં બહાદુરી છે અને કર્મફલને માટે વલખાં મારવાની જેનામાં શ્વાન વૃત્તિ નથી તે ધીરજવાન બની શકશે. અર્થાત્ કર્મફલની પ્રાપ્તિ અટલ છે એમ જે સમજીને ધર્મમાં સ્થિર રહે તે ધૃતિશીલ છે.

વળી ભગવાનનો ભક્ત શૌચસંપન્ન હોય. શૌચ એટલે બાહ્ય અને અને આંતર પવિત્રતાવાળો. આ ઉભય પ્રકારની પવિત્રતાનો બારમા અધ્યાયમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે

વળી તેવો ભગવાનનો ભક્ત અદ્રોહી હોય. દ્રોહ એટલે વિશ્વાસઘાત. ભક્ત પોતે કોઇનો વિશ્વાસઘાત થઇ શકેજ નહીં. ભક્તજીવન તો લોકના વિશ્વાસનું વિશ્રામભુવન છે. આથી ભક્ત લોકનો પૂર્ણ વિશ્વાસપાત્ર હોય. ને લોકનો વિશ્વાસઘાત ન કરે.

વળી ભગવાનનો ભક્ત અતિમાની ન હોય. અતિમાન એટલે પોતાને માટે પૂજ્યત્વનું અતિશય-બેહદ ભાન. એટલે કે હું જગતનો પૂજ્ય છું દરેક દ્રષ્ટિએ મને જગતે પૂજવો જોઇએ એવો વ્હેમ એટલે 'અતિમાનિતા' જે જગતમાં સર્વત્ર પરિપૂર્ણ, નિર્દોષ અને સમસ્ત કલ્યાણગુણસંપન્ન ઇશ્વર છે તે જગતમાં પોતે અતિપૂજ્ય છે એવો ખયાલ રાખવો-સેવવો કે પોષવો એ તુચ્છતા છે એવા વ્હેમમા પીડાવવાનો સમજુ માણસને હક્ક નથી અતિમાનમા અક્કડતા છે-અણનમતા છે-વાસાદૃત્તિ છે એમા નાસ્તિકતા છે ઘૃણા છે વિષમતા છે અતિમાની બનવામા પરમાત્માનુ અપમાન છે પોતાને વિષે અભ્રાન્ત રહેવું એ માણસનો ધર્મ છે આથી પોતાની કિંમત માણસે પોતાની કલ્પના મુજબ જગત પાસે અકાવવાની હઠ છોડી દેવી જોઇએ. અમાનિતામા નમ્રતા છે ઇશ્વરનો આવકાર છે અમાની દશામા લોકમાન્ય થવાની ચાવી છે. લોકમાન્ય ઇશ્વરમાન્ય પણ થાય છે કેમકે લોકથી ઇશ્વર જુદો નથી પચમાં પરમેશ્વર છે એવી તો આપણી કહેવત છે આથી ભક્ત પુરૂષ અમાની હોય. આમ અભયથીમાંડી અમાનિતા સુધીના છવ્વીસ ગુણો દૈવી સપત્તિ છે આ દૈવી સપત્તિમા માનવ જીવનના ઉત્કર્ષને લગતા તમામ સાધનો સમાઇ જાય છે આથીજ ભગવાન કહે છે આવો માણસ દૈવી સપત્તિનો જીવનમા અમલ કરવાને જન્મે છે અને જેણે ગુણમય જીવન ગાળ્યુ તેને બન્ધન કદી થતુ નથી. અર્થાત્ જેણે જીવન જીવવું હોય તેણે આ ગુણોને સંપાદન કરવાને માટે એકાગ્ર હૃદયથી પ્રયત્ન કરવો જોઇએ. જેનામા બીજરૂપે આ ગુણો છે અને તેને વૃક્ષરૂપે વિકસાવવાની વૃત્તિ છે તે દેવભક્ત છે ॥ ૧-૨-૩ ॥

दम्भो दर्पोऽतिमानश्च क्रोधः पारुष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥ ४ ॥

**દંભ, દર્પ, અભિમાન, અને ક્રોધ તથા નિશ્ચય કઠોરતા તથા અજ્ઞાન, હે પાર્થ ! આસુરી સપત્તિને ઉદ્દેશીને જન્મેલાને હોય છે. ॥ ૪ ॥**

આમ આગલા ત્રણ શ્લોકામા ભગવાને દૈવી સંપત્તિમાં સમાવેશ થાય એવા છવ્વીસ શુભગુણોનો ઉલ્લેખ કર્યો આ માદીમા માણસને સેવક

બનવાને માટે, જીવતી ભક્તિ કરવાને માટે, જે સંપત્તિ જોઇએ, તેનો અંતર્ભાવ થઇ જાય છે. હવે માણસે લજ્જા, જેવી–પોતાનામાં ન સંઘરવા જેવી આસુરી સંપત્તિનું ભગવાન વર્ણન કરતાં કહે છે કે હે અર્જુન દંભ, દર્પ, અતિમાન, ક્રોધ તથા કઠોરતા અને અજ્ઞાન–આટલાં આસુરી સંપત્તિને અભિલક્ષીને ઉપજેલા–એટલે કે ભાવિમાં જેનું અકલ્યાણ થનાર છે એવા મનુષ્યમાં હોય છે. અર્થાત્ હે અર્જુન! અસુર અને સુરનો આકૃતિએ ભેદ નથી. આચારે ભેદ છે. એકજ કુલમાં હિરણ્યકશિપુ અને પ્રલ્હાદ જન્મી શકે છે. અર્થાત્ આકારની એકતા છતાંએ જો આચારની વિપરીતતા હોય હોય તો દેવ દાનવના ભેદ પડે છે જેના દેવ જેવાં આચરણ તે દેવ જેનાં દૈત્ય જેવાં આચરણ તે દૈત્ય. આમ માણસ પોતાનાજ વર્તને દેવ બને છે અને દાનવ બને છે. દેવ બનવા માટેના ગુણોનો ઉલ્લેખ કર્યો. હવે દાનવ કોણ એની વ્યાખ્યા આપે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! જેનામાં દંભથી, માંડીને અજ્ઞાન પર્યન્તની છ અશુભ વૃત્તિસ્વરૂપ અશુભગુણો હોય તેને અસુર જાણવો. તેમાં દંભ એટલે પોતાનું અન્યથા દર્શન એટલે, કે પોતે જેવા હોય તેવા ન દેખાડતાં પોતે જેવા નથી તેવા જગતને દેખાડવાનો પ્રયત્ન. અર્થાત્ દંભ એ અસત્યનો જ્યેષ્ઠ પુત્ર છે. જેવી હોય તેવી જગત આગળ જાતને પ્રકટ કરવી એટલે સત્ય આચાર જેવા આપણે નથી તેવાં જગતને આપણે છીએ એવું બતાવવાનો પ્રયત્ન એટલે દંભ અને આ પોતાને અન્યથા બતાવવાનો પ્રયત્ન માણસ અનેક રીતે કરે છે. કોઇકવેળા વેષદ્વારા – તો કોઇવેળા ભાષાદ્વારા, કોઇવેળા કોઇ ક્રિયાદ્વારા તો કોઇવેળા ચતુરાઇદ્વારા એમ અનેક રીતે માણસ પોતે નથી તેવો હોવાનો જગત આગળ પ્રયત્ન કરે છે. આ દંભ હંમેશાં પોલો હોય છે. કેમકે સત્ય હંમેશાં નક્કર હોય છે. અને અસત્ય હંમેશાં પોલું હોય છે. અને અસત્યનો જ્યેષ્ઠ કુંવર–દંભ પણ પોલોજ હોય છે. દંભ કરવાથી કદાચ જગત છેતરાય. પણ જાતતો છેતરાતી નથી! અંતર્યામિ તો છેતરાતો નથી વળી અસત્યના આચરણથી સત્ય કાંઇ ડરી જતું નથી. સત્કાળને માટે સત્ય ઢંકાઇ રહે પણ વખત આવે સત્યના જેટલી બેશરમ કોઇ – બીજું નથી! તદ્દન નગ્ન સ્વરૂપમાં આવીને એકવેળા તો તે ઉભવાનુંજ. કેમકે સત્યનો એ સ્વભાવ છે. અને આથી દંભ જીવનમાં જરૂરીજ નથી. જેવા આપણે ન હોઇએ તેવા જગતને બતાવીએ તેથી કાંઇ આપણે તેવા થઇ જતા નથી! અને આમ દંભ અસત્યાચાર હોવાથી અને માણસ સત્યોત્તમ સ્વભાવ હોવાથી દંભને છોડ-

નમા ક્યાયે અવકાશ નથી. વેષદ્વારા–ભાષાદ્વારા–ક્રિયાદ્વારા–ચાતુરીદ્વારા આપણી જાતને અન્યથા પ્રકટ કરવામા તાત્કાલિક આત્મતોષ જેવો, ભલે લાગે પણ દંભને નીભાવવાને માટે કુટિલતાના આચાર્ય થવુ પડે છે અને છતા છેવટે દંભ જીવી તો શકતોજ નથી આથી કોઇપણ દ્રષ્ટિએ દંભ બીન જરૂરી છે ખૂબ ઉંડો વિચાર કરતા તો માણસને સમજાશે કે દેહથી માંડીને બુદ્ધિ પર્યન્તના બધા પદાર્થો પણ દંભ છે કેમકે તે બધા માણસનો આત્મા જેવો છે તેવો ન પ્રકટ કરતાં જેવો નથી તેવો પ્રકટ કરે છે. પણ આ દંભ તો કેવળ મુક્ત અવસ્થામા છુટે આથી 'આ આદિર્શ અદંભી અવસ્થામા' એટલે કે દેહથી માંડી બુદ્ધિપર્યન્તના પદાર્થોદ્વારા આત્માને ઉલટી રીતે ન પ્રકાશિત કરવા દેવાતી અવસ્થા–આત્માને આત્મા રૂપેજ પ્રકટ કરવાની અતિસત્ય દશાને ધ્યેય તરીકે રાખી માણસે દંભની અજગરચૂડમાથી મુક્ત થવાનો પ્રયત્ન કરવો. એમાથી છૂટવા માટે તેણે સત્યનું–સરલતાનુંજ શરણ સ્વીકારવું રહ્યુ. દંભી માણસ દેવભક્ત નથી હોઇ શકતો કેમકે તે સર્વજ્ઞ દેવને છેતરવા માટેનો નિષ્ફળ પ્રયત્ન કરે છે

વળી જેનામા દર્પ હોય તે દેવભક્ત નથી દાનવ છે ધન–જન–વિદ્યા–શાસન વગેરેને લઇને મોટાઓનો તિરસ્કાર–અપમાન કરવાની જે બેભાન અવસ્થા તેને દર્પ કહે છે માણસ સામાના અસ્તિત્વનો અનેક રીતે ઇન્કાર કરે છે મારી પાસે જો અઢળક દ્રવ્ય હોય તો તે દ્રવ્યના કેફને લઇને હુ મહાપુરૂષ–નિર્ધન મહાપુરૂષની અવજ્ઞા કરતા ન ડરૂ મારી પાસે જો જનબળ હોય–વિદ્યાનુ બળ હોય–સત્તાનુ બળ હોય, તો તે બધાનો હું સારી પેઠે દુરૂપયોગ પણ કરી શકુ આમ ધનબળ–જનબળ–વિદ્યાબળ–સત્તાબળથી આંધળા બની જઇ સામા પુરૂષને તુચ્છકારવાની જે વૃત્તિ તેનું નામ દર્પ છે. આ વૃત્તિમા ઘેરૂ અજ્ઞાન છે કેમકે ધનાદિબળ એ કાંઇ ચિરંજીવ નથી અને વળી ધનાદિ કરતા આત્મા–પછી તે કોઇ પણ રૂપે આવીને ઉભો હોય–વધારે મૂલ્યવાન ચીજ છે, એ અસલી ચીજ છે આથી ધન વગેરેના કેફથી બેભાન થઇને માણસ બીજા કોઇપણ માણસને અપમાને–અસત્કારે–અવજ્ઞા કરે–તુચ્છકારે તે માણસ દર્પી છે અને દર્પી માણસ આત્માનુ અપમાન કરે છે જેનું અપમાન થાય તે આપણને કદી પોતાનુ મોઢુ ન બતાવે આત્મા તો તેજોમય પણ તેજ છે આથી એવા દર્પી આગળ તે કદી પોતાનુ સ્વરૂપ ખોલતો નથી આ દર્પ પરમાત્મા સામા એક મત્ખો છે એવી નીતરી સમજને છોડી દે છે

પરમાત્માને જડ જણાવે છે અને ઉપરે માણસને અધમ બનાવી દે છે. આવા દર્પી પુરુષો ભગવાનના કદી ભક્ત નથી હોઈ શકતા. કેમકે તેઓ ડગલે અને પગલે સર્વરૂપ પરમાત્માને અપમાને છે—તુચ્છકારે છે.

આજ રીતે અતિમાન પુરુષ પણ હોય છે અતિમાન એટલે પોતાને માટે અતિશય પૂજ્યભાવની કલ્પના. માણસ, હું મહામોટો છું એવી મોટાઈ પોતાના ઉપર આરોપીને પોતેજ પોતાને મોટો માનવાની ભ્રમણામાં ભમે છે અર્થાત્ પોતે પોતાનું મૂલ્યાંકન કરે છે. પોતાને વિષે ભળતાજ ખ્યાલો અંતરમાં ભરી રાખી પછી તે ખ્યાલ મુજબ દુનીઆએ પણ તેને માનવો જોઈએ એવી આશા રાખે છે. દુનીઆ જો તેના તે ખ્યાલને ન પોષે તો તે તરત છંછેડાઈ જાય છે અને આખા જગતને ભાંડવા મંડી પડે છે. બસ. જગત તેના લાડીલા ખ્યાલોને પોષતું નથી—અને પોષવા બંધાયેલું નથી—તેથી આ નિર્દોષ વિશ્વરચના તેને દોષમય ભાસે છે અતિમાન એ જાત વિષે યથાર્થ ભાન ન હોવાને કારણે જન્મે છે પોતે કોણ છે—કેવો છે—પોતાનામાં શા ગુણો છે—શી શક્તિઓ છે—પોતાની જાતમાં આવી નિષ્પક્ષપાત પરીક્ષા જે ન કરે તે અતિમાનનો ભોગ થઈ પડે છે. વળી માણસ જો વિવેકપૂર્વક વિચાર કરી જોશે તો તેને લાગશે કે તેની પાસે એવી એકપણ વસ્તુ જેને માટે તે અભિમાની થઈ શકે જે જગતમાં અણુએ અણુમાં સર્વજ્ઞ સર્વશક્તિ સમસ્ત કલ્યાણ ગુણસંપન્ન પરમાત્માનો વાસ છે તે જગતમાં માણસને માટે અતિમાન એ અવિવેકી ચીજ છે. વળી શેરને માથે સવાશેર હોય છે જે એ કહેવતમાં પણ ઊંડું સત્ય છે આથી જો માણસ અતિમાની છે તો આત્મઘાતી બની વિશ્વાસઘાતક બનવાનો પ્રયત્ન કરે જ છે આથી અતિમાની પુરુષ કદી દેવભક્ત બની શકતો નથી ! દેવભક્ત તો અમાની હોય. અમાની બનવાથી ઈશ્વરનો સદશ સર્વત્ર પરિપૂર્ણ છે એમ સમજાય છે એટલે કે સચ્ચિદાનન્દ ઈશ્વર એકતૃતીયાશ સમજાય છે

વળી ક્રોધ એ દૈત્યનો ગુણ છે; દેવનો તે દુર્ગુણ છે. જાતને અને સામાને પીડા કરનારી, બળતરારૂપ એક ખાસ પ્રકારની મનોવૃત્તિ એટલે ક્રોધ. અર્થાત્ ક્રોધ સ્વરૂપે અગ્નિ જેવો છે. જેનામાં એ પ્રકટ થાય તેનામાં બળતરા ઉપજાવે. તેનું લોહી ઉકળી આવે. મન ઉકળી આવે. બુદ્ધિ ઉકળી આવે હૃદય ઉકળી આવે અને ઉકળેલું મન અવિવેકી બને છે

અવિવેકી ઉપર આરૂઢ થયેલું મન કદી વિવેકી વર્તન કરી ન શકે. એટલે છતી આમે માણસને ક્રોધને લીધે અમાપો આવે છે વળી ક્રોધ કરવાને કદી અવકાશજ નથી ક્રોધ અતૃપ્ત ઇચ્છોનુ પ્રતિરૂપ છે આત્માનો સ્વભાવ પૂર્ણકામ છે જે માણસ આત્માના પૂર્ણકામ સ્વભાવને ઓળખે તે માણસની ઇચ્છા પૂર્તિ થવીજ જોઇએ એવો તેનો આગ્રહ હોતો નથી કેમકે ઇચ્છાતૃપ્તિ કે ઇચ્છાભંગ એ બન્નેથી આત્માના અસલ સ્વભાવમા રતિભાર ફેર પડતે નથી વળી માણસ જેના ઉપર ક્રોધ કરે તે પણ પોતાના જેટલોજ દયાપાત્ર છે આ જગત ઉપર એવી એક વસ્તુ નથી, એક પ્રાણી નથી, જે પ્રબુધ્ધ પુરૂષની દ્રષ્ટિએ ક્રોધનેપાત્ર હોય પ્રાણીમાત્રને ચાહવાનો તો જગતમા પ્રતિપળે અવસર છે એ મહાવ્રત છે ચાહવાનુ જેણે મહાવ્રત લીધુ હોય તેને માટે તિરસ્કાર–ઘૃણા–ક્રોધ એ બધય અસ્પૃશ્ય છે એના સ્પર્શે તે અભડાય. આથી જાતને બાળનાર–આંધળો બનાવનાર–શ્રેયોદ્વારને બંધ કરનાર ક્રોધને જીવનમા ક્યાયે અવકાશજ નથી અને છતા માણસને ક્રોધ પજવે છે આ ક્રોધની પજવણી આત્મજ્ઞાનમા છિદ્રની સૂચક છે આમ ક્રોધ સ્વરૂપે અગ્નિ જેવો છે વળી એનું ફલ પણ આત્માની અને પરની પીડાજ છે ક્રોધથી માણસને પોતાનેજ એક જાતની અસહ્યવેદના થાય છે અને જેના ઉપર ક્રોધથાય તેના આત્માની તો એમાં દૂભવણી છે જ આમ પરિણામે જાતને અને બીજાને એમા દુ ખ જ છે તો જે સ્વરૂપે અગ્નિ જેવો દાહક અને ફલદ્રષ્ટિએ આત્મા અને બીજાને સંતાપ કરાવનાર છે એવા ક્રોધને જે વશ થાય તે પામર પ્રાણી છે ક્રોધ માણસને કુરૂપ કરે છે ક્ષુદ્ર કરે છે અળખામણો કરે છે આથી ક્રોધ તો દૈત્યનોજ સ્વભાવ હોય. દેવભક્તનો નહીં

વળી દૈત્ય પુરૂષપરૂષ હોય છે પારૂષ્ય–પરૂષતા–કઠોરતા–એ બધાય શબ્દનો એકજ અર્થ છે કઠોરતા એટલે જીવનમા સદાતન લુખ્ખાપણુ કોઇપણુ વ્યવહારમા કોમળતા કે મૃદુતા કે સૌમ્યતાને તક જ ન આપવી તે. "લાવ છરી નાક કાપુ" ની સતતવૃત્તિ એવા પુરૂષના મોઢા ઉપર જ એના લુખ્ખાપણાની છાપ હોય છે નિર્દયતાની છાપ હોય છે આખમા–મોઢા ઉપર–મનમા–તનમા–બુદ્ધિમા–વર્તનમા આવી સદા કઠોરતાની છાપ વાળા હોવું એ દૈત્ય બનવાનો પ્રયોગ છે જ્યારે દેવભક્ત તો માર્દવની મૂર્તિ હોય. કેમકે કઠોરતા એ કાઇ માણસનું ઘરેણા ભૂષણ નથી સ્વધર્મના નિર્મલ પાલનમા ક્વચિત્ કઠોર થવાનો પ્રસંગ આવે પણ તેવા પ્રસંગે તો કઠોરતા કરતાએ અંતરમા આત્મભાવની કોમળતા જ

વધુ હોય છે અને પ્રકૃતિને નમતું ન આપવાની માત્ર કલતા હોય છે. પરંતુ કઠોરતામાં તો આત્માને વિસરી જઈ, પ્રકૃતિના ગુલામ થઈ પ્રકૃતિ કહે તેમ-દોરવે તેમ દોરાવાની ગુલામવૃત્તિ છે આવી કઠોરતા નિન્દ્ય છે. દૈત્યની એ સંપત્તિ છે ભાવિમાં એવા પુરૂષનું શ્રેય જ્યાથી થતું.

વળી અજ્ઞાન એતો દૈત્ય પ્રકૃતિનો ગુણ-શિરોમણિ હોય છે અજ્ઞાન એટલે ઉંધું જ્ઞાન એટલે કે કાર્યાકાર્યનો અવિવેક માણસ, હોઇને મારે શું કરવું જોઇએ, શું ન કરવું જોઇએ એવા વિવેકનો અભાવ એટલે અજ્ઞાન જાણી-સમજી-વિચારીને કર્મ કરે તે માણસ, એવી મનુષ્ય શબ્દની વ્યુત્પત્તિ છે અને સમજી વિચારીને કર્મ કરે તો તેણે આત્મદ્રષ્ટિએ જ તમામ કર્મ કરવા પડશે. કેમકે આત્મદ્રષ્ટિપ્રધાનજ ખરો માણસ હોય છે પરંતુ જે કેવળ માનવની આકૃતિ જ ભાગ્યવશાત મેળવી શકયો છે અને માણસની લાયકાત જ કમનસીબે નથી પ્રાપ્ત કરી શકયો તેને હમેશાં આ કાર્ય અકાર્યનો અવિવેક પજવવાનો અને પરિણામે તે ન કરવા જેવું જ- કરવાનો અને કરવા જેવું જ ન કરવાનો માણસ જાતિનો મોટો ભાગ આ રોગથી પીડાય છે. અને આથી જ પ્રત્યેક યુગમાં માણસને જીવનાચાર્યની જરૂર પડે છે આમ જેનામાં કાર્ય, અકાર્યનો વિવેક નથી તે અજ્ઞાની છે. અજ્ઞાન દૈત્યમાં હોય દેવભક્તમાં ન હોવું ઘટે, બસ આ છ અશુભ ગુણો છે, અશુભ વૃત્તિઓ છે. આ વૃત્તિથી જે પીડાય તેનું ભાવિ કલ્યાણ થતું નથી તેને અસુર એવી સંજ્ઞા મળે છે ॥ ૪ ॥

**दैवी संपद्विमोक्षाय निबन्धायासुरी मता ।**
**मा शुचः संपदं दैवीमभिजातोऽसि पाण्डव ॥ ५ ॥**

**જાણકારોને મતે, દૈવી સંપત્તિ મોક્ષને માટે અને આસુરી સંપત્તિ અવશ્ય બંધન માટે છે હે પાડવ ! તું દૈવી સંપત્તિને અભિલક્ષીને જન્મેલો છે, આથી શોક ન કર. ॥ ૫ ॥**

આવી દૈવાસુર સંપત્તિનો ભેદ ભગવાને બતાવ્યો. આવી દૈવાસુર સંપત્તિનો સાંભળી અર્જુન હૃદયમાં અકળાયો-તેને મુંઝવણ થઇ કે, હું દૈવી કોટિનો છું કે આસુરીનો ? આવી જ્યારે અર્જુનની આતુર મુંઝવણ જોઇ ત્યારે ભક્તવત્સલ ભગવાને તેની આ શંકાનો દૂર કરવાને માટે તેને

આશ્વાસન આપતાં, બન્ને પ્રકારની સંપત્તિનો ફલ ભેદ વર્ણવતાં, કહ્યું કે હે અર્જુન ! દૈવી સંપત્ વિમોક્ષને માટે છે અને આસુરી સંપત્ નિબન્ધ માટે છે એવો નિશ્ચય છે. હે પાંડવ ! તું દૈવી સંપત્તિને અભિલક્ષીને જન્મેલો છે. માટે તું શોક ન કર. અર્થાત્ હે અર્જુન ! દૈવી સંપત્તના વિકાસમાં અને સ્થિરતામાં મોક્ષ છે. એટલે કે જે માણસ જીવનમાં આ દૈવી સંપત્તિને કેળવે છે તે માણસને સંસારના બંધનો સ્પર્શતાં નથી. અને અંતે તેને વિદેહમુક્તિ પણ મળે છે. અર્થાત્ દૈવભક્ત છેવટે સ્વયંદેવ થાય છે. જીવ જો આ સંપત્તિને જાતમાં સમૃદ્ધ કરે તો જીવ મટીને શિવ થાય છે. આસુરી સંપત્તિ માણસને અવશ્ય બંધનકર્તા નિવડે છે. જે માણસમાં આસુરીશક્તિની સમૃદ્ધિ ! છે. તે પ્રતિપળ સંસારમાં બંધાતો જાય છે. ટૂંકમાં મન જ માણસના મોક્ષનું અને બંધનનું સરમુખત્યાર છે. દૈવી સંપત્તિના બેહદ વિકાસમાં બન્ધમાત્રનું ત્રોટન છે. જેમ જેમ દૈવી સંપત્તિ સમૃદ્ધ થતી જાય છે તેમ તેમ માણસનું મન વિશાળ બનતું જાય છે. અને એક દશા એવી પણ આવે છે કે જ્યારે એ મન આત્મરૂપ બની જાય છે. એટલે મન જ મુક્ત થાય છે. અને આસુરી સંપત્તિથી મન જ બંધાય છે. આત્મા તો મન સાથે ઘસડાય છે. ! મૂળ સ્વરૂપે એ મુક્ત જ છે. આથી પ્રત્યેક માણસે દૈવી સંપત્તના વિકાસ માટે યત્નશીલ થવું જોઈએ એવો અહીં ભગવાનનો આશય છે. ભગવાને આ ફલભેદ કહ્યો ત્યારે અર્જુનના હૃદયમાં શંકા ઉપજી કે હું દૈવી સંપત્તિવાળો છું કે આસુરી સંપત્તવાળો હોઈશ ? ભગવાન અર્જુનની આ શંકાને નિર્મૂળ કરતાં કહે છે કે હે અર્જુન ! ત્યારે શોકનો અવસર નથી. તું દૈવી કોટિનો જીવ છે. અર્થાત્ અર્જુનદ્વારા તમામ ભાવિ અર્જુનોને ભગવાન અહીં આશ્વાસન આપે છે. ભગવાન જેના સહચર છે— સખા છે—સારથી છે—ગુરુ છે—માર્ગોપદેશક છે તે કદી આસુરી સંપત્તિવાળો હોય જ નહીં. ॥ ૫ ॥

द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च ।
दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ मे शृणु ॥ ६ ॥

આ જગતમાં બે પ્રકારની મનુષ્યોની સૃષ્ટિ છે. દૈવી અને નિકૃષ્ટ આસુરી. દૈવી સૃષ્ટિ વિસ્તારથી કહી છે. હે પાર્થ ! આસુરી તે મારી કનેથી સાંભળ. ॥ ૬ ॥

આમ દૈવી અને આસુરી સંપત્તિનો ફલભેદ કહ્યો. સંપદ્ભેદે મનુષ્યનો પણ ભેદ પડે છે. દૈવી સ્વભાવના અને આસુરી સ્વભાવના એમ માણસના બે ભેદ છે. તેના દૈવી સ્વભાવના મનુષ્યોનો તો ભગવાને શરુઆતના ત્રણ શ્લોકોમાં અને નવમાં અધ્યાયમાં ઠીક ઠીક પરિચય આપ્યો. હવે આસુરી મનુષ્યો પરિચય આપવો બાકી રહ્યો. બન્નેનું યોગ્ય રેખાચિત્ર હોય તો માણસ વિવેક કરી કયો માર્ગ ગ્રહણ કરવો એ વિચારી વર્તી શકે. આથી હવે આસુરી સંપત્તિવાળાનું વર્ણન કરવાની પ્રતિજ્ઞા કરતાં કહે છે કે હે પૃથાપુત્ર અર્જુન! આ જગતમાં મનુષ્યની બે પ્રકારની સૃષ્ટિ છે. તેમાં એક દૈવી સૃષ્ટિ અને બીજી આસુરી છે. તે બે પૈકી દૈવી સર્ગ તો મેં તને વિસ્તાર પૂર્વક આ પહેલાંજ કહી દીધો છે; હવે તું આસુરી સર્ગને મારી પાસેથી સાંભળ. અર્થાત્ હે અર્જુન! હવે હું તને આસુરી મનુષ્યો કેવા હોય છે તે કહું છું તે સાંભળ. ॥ ૬ ॥

**प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।**
**न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥ ७॥**

**આસુરી મનુષ્યો પ્રવૃત્તિ કે નિવૃત્તિને જાણતા નથી,**
**તેમનામાં પવિત્રતા કે સાધુ આચાર કે સત્યતા નથી. ॥ ૭ ॥**

હવે આગલા શ્લોકની પ્રતિજ્ઞા અનુસાર બાર શ્લોકોદ્વારા આસુરી મનુષ્યોનું નિરૂપણ કરતાં કહે છે કે હે અર્જુન! આસુરી મનુષ્યો પ્રવૃત્તિને કે નિવૃત્તિને જાણતા નથી. તેઓમાં નથી તો પવિત્રતા, નથી શિષ્ટાચાર, નથી તેઓમાં સત્ય. અર્થાત્ હે અર્જુન! જેઓના જીવનમાં દંભ છે–દર્પ છે–ક્રોધ છે–પરુષતા છે–અજ્ઞાન છે એવા આસુરી મનુષ્યોને ઓળખવાનું તને પહેલું લક્ષણ બતાવું છું. તેઓને પ્રવૃત્તિ નિવૃત્તિનું જ્ઞાન નથી હોતું. એટલે કે વેદ–શાસ્ત્ર વિહિત કર્મોમાં માણસે લાગ્યા રહેવું ઘટે–પ્રવૃત્તિ કરવી ઘટે એવું તેમને ભાન નથી હોતું. વેદશાસ્ત્રે નકારેલાં કર્મોમાંથી નિવૃત્ત થવું જોઇએ એવું તેમને ભાન નથી હોતું. અને આ જ્ઞાનના અભાવને લીધે તેઓ ન કરવા જેવું કરે છે અને કરવા જેવું વિસરે છે. આથી જેમને ધર્માધર્મ–કાર્યાકાર્ય–નું જ્ઞાન નથી તે આસુરી માણસ છે એમ જાણજે. વળી જેઓમાં બહારની કે અંદરની પવિત્રતા નથી તેને પણ આસુરી માણસ માનજે. વસ્ત્ર–શરીર–શરીરની અંદર–મનમાં–બુદ્ધિમાં

હૃદયમાં—અને આચારમાં—અને વ્યવહારમાં ચોકખો નથી—મેલો છે તે માણસ આસુરી છે. વળી જેઓમાં શિષ્ટાચાર નથી તેઓ આસુરી છે. શિષ્ટ એટલે શીખેલા—ભણેલા—કેળવાયેલા—સભ્ય—સર્વમાન્ય પુરુષો. એ સર્વમાન્ય સત્પુરુષોમાં જે આચાર હોવો ઘટે તે જેમનામાં ન હોય તેઓ આસુરી છે. અને તે ઉપરાંત જેઓમાં સત્ય યથાર્થ ભાષણ નથી તેઓ અસુર છે. અર્થાત્ હે અર્જુન ! અસુરને શિંગડાં પૂંછડાં નથી હોતાં. તે પણ માણસજ છે. પણ ફક્ત આકારમાં. અર્થાત્ જેમનામાં ધર્માધર્મનું જ્ઞાન નથી. બાહ્યાભ્યન્તર પવિત્રતા નથી, સાધુ આચરણ નથી. યથાર્થ ભાષણ નથી તે મનુષ્ય મનુષ્યોમાં અસુર છે. ॥ ૭ ॥

असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।
अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥ ८ ॥

તેઓ જગતને અસત્ય—અપ્રતિષ્ઠિત—અનીશ્વર—એક બીજામાંથી ઉપજેલું, કામરૂપી કારણવાળું—બીજું શું ?—એમ કહે છે. ॥ ૮ ॥

આવા અસુરોની જગત્ અને ઇશ્વરને લગતી સમજણ કેવી હોય છે તે સ્પષ્ટ કરતાં કહે છે કે હે અર્જુન ! તે મનુષ્યોમાં અસુરો, જગતને અસત્ય અને અપ્રતિષ્ઠ—તથા કાળથી પ્રેરાયેલાં સ્ત્રી પુરૂષના યુગલ ધર્મથીજ જન્મેલું, બીજું શું હોઇ શકે ?—એમ કહે છે, અર્થાત્ હે અર્જુન ! આવા અનાડી લોકોનું જગત્ અને ઇશ્વરને લગતું દ્રષ્ટિબિંદુ હું તને કહું છું. તેઓ આ જગતને અસત્ય માને છે. આ જગત્ કે જેને મેં પંદરમાં અધ્યાયમાં ઉર્ધ્વમૂળ વગેરે પ્રકારે સમજાવ્યું હતું—એટલે કે જડચેતન સ્વરૂપ જગતને મેં સત્ય એવા પરમાત્મા રૂપી મૂળવાળું તને કહ્યું હતું તે પરમાત્મારૂપી મૂળવાળાં આ જગતને આસુરીજનો અસત્ય કહે છે એટલે કે સત્ય પરમાત્મારૂપી મૂળ વગરનું માને છે. અર્થાત્ પરમાત્મારૂપી કારણ શિવાયનું સમજે છે. તેજ મુજબ જેમ તેની તેઓ પરમાત્મામાં ઉત્પત્તિ કાળે ઉત્પત્તિ માનતા નથી, તેમ સ્થિતિ કાળે અને લય કાળે પ્રતિષ્ઠા પણ માનતા નથી. અર્થાત્ જગત્ની સ્થિતિ અને લય પરમાત્મામાં છે એમ તેઓ માનતા નથી. વળી તેઓ જગતને ઇશ્વર વગરનું સમજે છે. એટલે કે જગત્નો કોઇ સ્વામી—નિયન્તા—સાક્ષી—શુભા-

શુભ કર્મફલનો આપનાર નથી એમ માને છે. વળી આ જગત્ કેવી રીતે ઉત્પન્ન થયું એ વિષયમાં તેઓ માને છે કે એતો પર અને અપર, એટલે નર-નારીના યુગલ ધર્મથીજ આ જગત્ ઉપજ્યું છે અર્થાત્ કામનાથી પ્રેરાયલા સ્ત્રી પુરૂષના ગ્રામ્યધર્મથીજ આ જગત્ જન્મ્યું છે, એમાં વળી બીજું શું કારણ? અર્થાત્ પ્રાણીમાત્રની ઉત્પત્તિ નર માદાના કામ-પ્રેરિત યુગલધર્મથી થાય છે એમાં ઇશ્વર–ધર્માધર્મરૂપ અદૃષ્ટ વગેરે બીજું કશું કારણ નથી. અર્થાત્ હે અર્જુન! આસુરી લોકોને સમજવાની તને બીજી ચાવી બતાવું છું. જેઓ આ જગતને સત્ય પરમાત્માનું નિવાસ માને છે, જેઓ જગતને સ્થિતિ અને લય કાળે પરમાત્મારૂપી પ્રતિષ્ઠા-આધાર રહિત માને છે—જેઓ આ જગતનો કોઇ નિયન્તા જ નથી એમ સમજે છે તેઓને તું આસુરી જાણજે. વળી જેઓ જડ-ચેતન સમસ્ત જગતને કામપ્રેરિત નર નારીથી ઉપજેલું સમજે છે. એની પાછળ ઇશ્વર કે અદૃષ્ટનો કશો હાથ નથી એમ જાણે છે તેઓ આસુરી છે ॥ ૮ ॥

> एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।
> प्रभवन्त्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥ ९ ॥

આ નિશ્ચય અવલંબીને તે મેલીમતિ વાળા, અદૂરદર્શી, ક્રૂરકર્મીઓ, જગતના શત્રુઓ, સર્વલોકના નાશ માટે ઉદ્ભવે છે. ॥ ૯ ॥

ઉપલા શ્લોકમાં, આસુરી આત્મીની ઇશ્વર અને જગત્ વિષયક દૃષ્ટિ બતાવી. હવે જે પુરૂષોની જીવનમાં જગત્ અને જગદીશને લગતી આવી ઘોર દૃષ્ટિ છે તેઓનું જીવન કેવું નીવડે છે તે બતાવતાં કહે છે કે હે અર્જુન! આ દૃષ્ટિને ટેકવીને તે ખોવાઇ ગયેલા ચિત્તવાળા, અલ્પબુદ્ધિ, ક્રૂરકર્મી, જગતના શત્રુ પુરૂષો સર્વલોકના નાશને માટે પ્રભવે છે અર્થાત્ હે અર્જુન! જે અસુરોની જગત્ અને ઇશ્વરને લગતી ઉપલી દૃષ્ટિ છે તે પુરૂષો નષ્ટાત્મા છે અલ્પબુદ્ધિ છે ઉગ્રકર્મી છે જગતના શત્રુ છે. લોકનો સર્વનાશ કરનારા છે નષ્ટાત્મા એટલે ખોવાઇ ગયેલા આત્મા એટલે ચિત્ત-અંતઃકરણવાળા. અર્થાત્ જેમની આવી દૃષ્ટિ–સમજ હોય છે તેઓનું હૃદય ખોવાઇ જાય છે–ખોવાઇ જાય છે એટલે કે પાપના મેલથી ઢંકાઇ જાય છે પાપરૂપી મેલથી ઢંકાયેલ હૃદયવાળા પુરૂષો અલ્પબુદ્ધિ

હોય છે અ'પબુધ્ધિ એટલે ટૂંકી નજર. તેમની દ્રષ્ટિ દીર્ઘ નથી ભાવિ કલ્યાણ એવી દ્રષ્ટિ જોઇ શકતી નથી. એટલે વર્તમાનને જ તેઓ સર્વસ્વ સમજે છે વર્તમાનને જ સર્વસ્વ સમજનારા અને ભાવિ કલ્યાણ માટે નિરાશ પુરૂષો ચાર્વાકના જ અનુયાયી છે દૂરદર્શી ન હોવાને કારણે તેઓ ઉગ્રકર્મા બને છે ઉગ્ર એટલે ક્રૂર-હિંસક તેમનાં બધા કર્મો હિંસા-પરપીડાથી ભરપૂર બને છે લોકને પીડીને તેઓ પોતાનો સ્વાર્થ સાધનાર બને છે આવા હિંસકુળી પુરૂષો જગત્ શત્રુઓ છે જગતનું હિત કદી તેમના હૃદયમાં વસી શકતું નથી કેમકે તેમની દ્રષ્ટિ વૈરાગ્યની છે આથી સ્વાર્થાન્ધ બની તેઓ જગતને પીડે છે અને પરિણામે સર્વલોકનો નાશ કરવા તેઓ પ્રેરાય છે. અર્થાત્ તેમના કર્મોદ્વારા-લોક ઉંચે ન ચઢતા નીચે પડે છે. આમ જેની સમજ મેલી છે તે પોતે જાતને અને જગતને દુ:ખરૂપ બને છે જેની સમજ નીતરી તે જાતને અને જગતને સુખરૂપ નીવડે છે-જીવન છેજ તો સમજની રમત જેની સમજ ચોકખી તે તરી ગયો જાણવો. જેની સમજ મેલી તે ડુબીજ જાણવો. અને ભગવાન અહીં મેલી સમજનું પરિણામ ચાવે છે ને બતાવે છે ॥ ૯ ॥

काममाश्रित्य दुष्पूरं दम्भमानमदान्विताः ।
मोहाद्गृहीत्वासद्ग्राहान्प्रवर्तन्तेऽशुचिव्रताः ॥ १० ॥

દુ:ખે પણ ન પૂરાય એવા વિષયાભિલાષને અવલંબી, મોહને લીધે અવળા આગ્રહોને પકડી, દંભ, માન અને મદથી યુક્ત, મેલા નિયમો વાળા તેઓ પ્રવર્તે છે. ॥ ૧૦ ॥

આગલા શ્લોકમાં અલ્પદ્રષ્ટાઓ જગતને હાનિકર્તા થાય છે એમ બતાવ્યું હવે તેવા પુરૂષો કેવી રીતે કર્તવ્યમાં વર્તે છે એ બાબતમાં કહે છે કે હે અર્જુન! દંભ, માન અને મદથી યુક્ત અપવિત્ર વ્રતવાળા આસુરી પુરૂષો મોહના માર્યા અસદ્ગ્રાહોને પકડીને તથા મુશ્કેલીથી પણ ન પૂરાય એવા કામનો આશ્રય લઇને પ્રવર્તે છે દંભ એટલે અધાર્મિક છતા ધાર્મિક તરીકે જાતને બતાવવી તે. પોતે પૂજ્ય ન હોવા છતાં પોતાનામા અતિપૂજ્યતનો આગ્રહ એટલે માન. અને ધન, જન વિદ્યા વગેરેને લીધે મોટાઓની અવજ્ઞા કરવાનો સ્વભાવ એટલે દર્પ આ દંભ, માન

અને મદથી જેઓ યુક્ત છે અર્થાત્ દંભી, માની અને દર્પી પુરુષો છે તેઓ અશુચિવ્રતવાળા હોય છે અશુચિ એટલે અપવિત્ર વ્રત એટલે આહાર વિહારના નિયમો અર્થાત્ શાસ્ત્ર દ્રષ્ટિએ હરામ એવા આહારના શોખીન-એવા વિહારના મોજી હોય છે એવા માણસો મોહ એટલે કે વિપરીત-ઉનગી-ખોટી-ભ્રમિત સમજણને લીધે અસદ્ગ્રાહોને પકડી બેસે છે જેના જીવનમાં આહાર શુદ્ધ નથી તેની કદી સત્વશુદ્ધિ નથી અને સત્વશુદ્ધિ ન હોય એવો માણસ મોહથી ભરપૂરજ હોય મોહ એટલે અવિવેક, ઉંધી સમજ અવળચંડા સ્વભાવ આવા અવળચંડા સ્વભાવને લીધે તેવા પુરુષો અસદ્ગ્રાહોને પકડી બેસે છે અસત્ એટલે શાસ્ત્રે નકારેલા-પ્રતિષિદ્ધ કરેલા જે સાધનો તે સાધનોમાં આગ્રહવાળા બને છે એટલે કે પોતે જે વસ્તુની સિદ્ધિ કરવા માગતા હોય તેની સિદ્ધિના સાધન તરીકે શાસ્ત્રે વર્ણવેલા ઉપાયો ન યોજતાં શાસ્ત્રે નકારેલા ઉપાયોનું આચરણ કરવા જક્કી બને છે અર્થાત્ દુરાગ્રહને વળગીને રહેતા એવા આસુરી પુરુષો દુષ્પૂર કામનો આધાર લઇ પ્રવર્તે છે દુષ્પૂર એટલે મુશ્કેલીથી પણ ન પુરાય એવો કામ એટલે ઇચ્છા અર્થાત્ તૃષ્ણાનો ખાડો એટલો ઉંડો છે કે તેનું તળીઉં શોધ્યું જડતું નથી આવી અતલ તૃષ્ણાને પૂરવાને માટે તેઓના કોડ હોય છે પરંતુ તે કાંઈ પૂરાતી નથી યયાતિ રાજાનું ચરિત્ર એ અમર સર્જન છે આમ મુશ્કેલીથી પણ પૂર્ણ થાય એવી કામનાને ગાંઠીને તેઓ પ્રવર્તે છે એટલે કે પોતાની મનમાની સિદ્ધિ માટે મનમાન્યા, લોક અને શાસ્ત્રથી વિરુદ્ધ કર્મોમાં પરોવાયેલા રહે છે. અર્થાત્ હે અર્જુન! જેઓ દુષ્પૂર કામનાની પાછળ પડેલા છે, જેઓ દંભી માની અને દર્પી છે જેઓ દુષ્ટ દુરાગ્રહને વળગીને અપવિત્રવ્રતોમાં સિદ્ધિના નિશ્ચયવાળા છે જેઓ મોહથી ભરેલા છે તેઓ આસુરી પુરુષો છે ॥ १० ॥

**चिन्तामपरिमेयां च प्रलयान्तामुपाश्रिताः ।**
**कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥ ११ ॥**

અમાપ અને મરણાવધિ ચિન્તાને અવલંબેલા, વિષયોના ઉપભોગમાં નિપૂણ, "આટલુંજ, છે" એવા નિશ્ચય વાળાઓ અસુર છે. ॥ ૧૧ ॥

હવે આવા પુરુષોના જીવનનું ચરિત્ર બતાવતા કહે છે કે હે અર્જુન! માપી ગપાય નહીં અને મરણજ જેનો અન્ત છે એવી ચિન્તાનો

આશ્રય લેનાર, કામનો ઉપભોગજ જીવનમાં સર્વસ્વ છે એવું માનનારા તથા આટલુંજ જીવનમા છે એમ નિશ્ચય કરી બેઠેલા પુરૂષો આસુરી છે. અર્થાત્ હે અર્જુન ! આસુરી પુરૂષોની જીવન દ્રષ્ટિ કેટલી રૂંધાઇ જાય છે તે તને બતાવું. તેઓ સદા ચિન્તામગ્ન રહે છે. ચિન્તા એટલે પોતાના યોગ-ક્ષેમના ઉપાયનું ચિન્તન અને તેમા વ્યગ્રપણાં. આ ચિન્તામાં તેઓ સદા ડુબેલા રહે છે આ ચિન્તા અપરિમેય છે એટલે કે દુનીઆના કોઇ માપે મપાય એવી નથી ! એને માપવાનો કોઇ ગજજ નથી ! કેમકે અનન્ત વિષયો એટલે અનન્ત ચિન્તાઓ. એની અવધિજ નથી. વળી ચિન્તા માણસને ન છોડે અગર તો માણસ ચિન્તાને ન છોડે પણ મોત તો થોડુંજ છોડે છે. એટલે આ ચિન્તા એવા પુરૂષોના હૃદય ઉપર એટલો તો કાબુ જમાવે છે કે મરણેજ તેની નિવૃત્તિ થાય છે. મરણ પથારી ઉપર પણ થોડી તો ભાન રહે તો, થઇ જાય ! આમ આત્મા અને આત્મીયોના યોગ ક્ષેમની અમર્યાદિત મરણાન્ત ચિન્તાથી એવા પુરૂષો ગળાયેલ રહે છે. વળી કામનો ઉપભોગજ તેમને જીવનમાં સર્વસ્વ દેખાય છે કામ એટલે વિષયો–ઇષ્ટ પદાર્થો. એ ઇષ્ટ માનેલા પદાર્થોનો ઉપભોગ –પ્રાપ્તિ–અનુભવજ એમને માટે પરમ એટલે શ્રેષ્ટ છે અર્થાત્ વિષય સુખનો ઉપભોગજ એમની દ્રષ્ટિએ સર્વોત્કૃષ્ટ જીવનદશા છે. વિષયાનન્દ એજ આનન્દની અવધિ છે એમ એવા પામરો સમજે છે. હે અર્જુન! 'આટલુંજ છે' એટલે કે આ દુનીઆમા આટલુંજ સુખ છે–વિષય ભોગજ જીવનનો પરમ-શ્રી છે પારલૌકિક કે આત્મિક સુખ નથી એવો એ લોકોનો નિશ્ચય થઇ જાય છે અર્થાત્ આ દુનિઆના જે પ્રત્યક્ષ પદાર્થો એ પદાર્થોને વટાવીને જેવાની તેમની દ્રષ્ટિ નથી હોતી. એમનુ દર્શન રૂંધાઇ જાય છે. તેમને પારલૌકિક કે આત્મિક સુખની ઝાંખી પણ થતી નથી ! ॥ ૧૧ ॥

आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहन्ते कामभोगार्थमन्यायेनार्थसञ्चयान् ॥ १२ ॥

સેંકડો આશારૂપી પાશથી બંધાયેલા, કામ અને ક્રોધ-માંજ કેવળ રમનારા, તે આસુરજનો, વિષય સુખના અનુભવ માટે, અન્યાયવડે પદાર્થોના સંગ્રહને ઇચ્છે છે ॥ ૧૨ ॥

આવા અલ્પદર્શી આસુરી લોકો જીવનભર શું કરે છે ?—હે અર્જુન ! સેંકડો આશારૂપી પાશોથી બંધાયેલા અને કામ અને ક્રોધને પરવશ એવા પુરૂષો કામના ભોગને માટે અન્યાય પૂર્વક અર્થ સંચયને ઇચ્છે છે. અર્થાત્ હે અર્જુન ! એવા પુરૂષો સેંકડો આશારૂપી ફાંસાથી બંધાયેલા રહે છે. આશા એટલે ન મળેલા પદાર્થની પ્રાપ્તિની ઝંખના. એ આશાને ફાંસો વગર દોરીનો વગર સાંકળનો કેવળ મને ઘડેલો અલૌકીક ફાંસો છે. એ ફાંસો વળી એકજ જાતનો નથી અનન્ત રૂપે એ આવીને ખડો થાય છે. એને બધા મૂળોને એ બાંધે છે. બસ આ સેંકડો આશારૂપી ફાંસાથી જકડાયલા હોય છે આસુરી પુરૂષો કોઇની આશાપૂર્તિ થઇ હોય એવું ઇતિહાસે નોંધ્યું નથી ! આશાના સેંકડો પાશોથી બંધાયલા તેવા પુરૂષો કામ અને ક્રોધને પરવશ થાય છે અર્થાત્ આશાથી તેઓ શ્રેયોમાર્ગથી ભ્રષ્ટ થાય છે અને ભ્રષ્ટેલા એવા તેઓ કામ અને ક્રોધના તીવ્ર સાંકસાગાંપકડાય છે. કામ ક્રોધના નચાવ્યા તેઓ નાચે છે. અને કામોપભોગ એટલે વિષય સુખના અનુભવ માટે—આ દુનીઆના પદાર્થોનો રસ ચાખવા ખાતર અન્યાય પૂર્વક સર્વ સંગ્રહને ઇચ્છે છે. શાસ્ત્રવિહિતં ઉપાય ન્યાય ઉપાય છે. શાસ્ત્રપ્રતિષિદ્ધ ઉપાય અન્યાય છે. એટલે કે શાસ્ત્રોએ નકારેલા ચોરી જુગાર વગેરે સાધનોદ્વારા ધનધાન્ય આદિ પદાર્થોનો સંગ્રહ કરવાને લોલુપ થાય છે. તેની ન્યાયબુદ્ધિ ચલિત થઇ જાય છે અને કોઇપણ ન્યાયી અન્યાયી ઉપાયોને વેગળા મુકી તેવા પુરૂષો ગમે તેમ પણ ધન ધાન્યનો સંચય કરવાને સદા આતુર—લોલુપ રહે છે આમ આસુરી પુરૂષો સેંકડો આશાના પાશથી બંધાયેલ હોઇને કામ ક્રોધને વશ થઇ અન્યાય પૂર્વક, વિષય સુખના સ્વાદ ખાતર અર્થસંગ્રહને વાંછે છે. ॥ ૧૨ ॥

इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥ १३ ॥

असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ।
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥ १४ ॥

आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया ।
यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥ १५ ॥

આ આજે મેં મેળવ્યું છે. આ મનોરથને હું પ્રાપ્ત કરીશ. આ છે. અને વળી આ ધન પણ મારૂં થશે. ॥ ૧૩ ॥

પેલા શત્રુ મેં માર્યો. અને બીજાઓને પણ મારીશ. હું ઇશ્વર છું, હું ભોગી છું, હું સિદ્ધ છું, હું બલવાન છું; હું સુખી છું. ॥ ૧૪ ॥

હું ધનવાન છું, હું કુલીન છું, મારા સરખો બીજો કોણ છે? હું યજ્ઞ કરીશ, દાન દઈશ, આનન્દ કરીશ—આમ અજ્ઞાનથી વિવિધ મોહને પામેલા—॥ ૧૫ ॥

આમ આગલા શ્લોકમાં આસુરી આદમીઓના જીવનનો પ્રધાનસુર ભગવાને બતાવ્યો. હવે તેવા લોકોના મનોરાજ્યનો ભગવાન ઉલ્લેખ કરે છે અને તે દ્વારા તેઓ અજ્ઞાનથી મૂર્છિત બન્યા છે એમ બતાવતાં કહે છે—કે હે અર્જુન! આજે મેં આ મેળવ્યું અને આ મનોરથને મેળવીશ. આ મારી પાસે છે અને વળી આ ધન મારૂ બનશે. પેલા શત્રુને મેં મ્હાત કર્યો છે અને બીજા શત્રુઓને પણ હું હણીશ. હું ઇશ્વર છું—હું ભોગી છુ, હું સિધ્ધ છું. બળવાન છું. સુખી છુ. હું સમૃદ્ધ છું. હું કુલીન છું મારા સમો બીજો કોણ છે? હું યજ્ઞ કરીશ દાન દઇશ લ્હેર કરીશ—આમ અજ્ઞાનથી મૂર્છિત આસુરી લોકો અપવિત્ર નરકમાં પડે છે એમ આગલા શ્લોક સાથે સંબંધ છે—અર્થાત્ આ શ્લોકોમાં ભગવાન પ્રાણીમાત્રમાં ચિરંજીવ શેખચલ્લીનો ઉલ્લેખ કરે છે મોટેભાગે માણસ આવા અપુતરગમા મઝા માણે છે ભાગ્યેજ કોઇ એવો કર્તવ્યપરાયણ પુરૂષ હશે જેણે પોતાના મનમાથી શેખચલ્લીને છેવટને માટે વિદાય દીધી હોય! આવા શેખચલ્લીઓ શું કહે છે? પોતાના મીઠા સ્વપ્નોની ભાગ્યોડમાંજ તેઓ જીવન વીતાવે છે અહો! આજે આપણને સો રૂપીઆ મળ્યા! આવતી કાલે તો અમુક મનોરથ આપણે પ્રાપ્ત કરીશુંજ. આપણી પાસે બે હજાર તો હતાજ. અને વળી બે ચાર હજાર તો રમતમાં તોડી પાડીશું. અને ભાવિમાં છોકરાં છૈયાંને માટે પાચ પચ્ચીસ હજારની મુડી છોડી જશું! આવા અપતરંગો ધનની બાબતમાં તેઓ સેવે છે. વળી પેલા વૈરીને તો મ્હાત કર્યોજ છે. હવે ચોપા એચાર બીજા બાકી રહ્યા. અહો! તેમનો હવે શો ભાર છે? આમ

જોતજોતામાં તેમને તો હું ચપટીમાં ચોળી નાંખીશ ! આપણને શી ફીકર છે ? આપણે તો ઇશ્વર-બધાનો શાસક સૌના ઉપર હુકમ ચલાવનારા છીએ. અરે આપણને ભોગની પણ શી મણા છે ? એટલે કે ભોગના તમામ સાધનો આપણી પાસે મૌજૂદ છે. વળી આપણે સિદ્ધ-પુત્ર પૌત્ર-ચાકર નોકર વગેરે સિદ્ધિઓવાળા છીએ. વળી શારીરિક બળ સંપન્ન છીએ. સુખી-નીરોગી છીએ ! આપણે ધનધાન્યથી સંપન્ન છીએ મહાકુલીન કુલમાં જન્મેલા છીએ ! ધન-જન-કુલ-વિદ્યાની દ્રષ્ટિએ કોણ મારી હરોળમાં ઉભો રહી શકે ? અર્થાત્ મારા સમો કોણ છે ? અને પણ તો મોટાં યજ્ઞયાગો કરીશું અને યજ્ઞકર્તા તરીકેની મહાન પ્રતિષ્ઠા પામીશું. આપણી પાસે પૈસો પણ પુષ્કળ છે-તેમાંથી થોડું દાનમાં વાવરશું-અને દાનીતરીકે જગતમાં પંકાશું. વળી જીવનમાં આ બધું છે એટલે લ્હેર કરીશું ! બસ આવાં મિથ્યા સ્વપ્નોમાં અસુરો રાચે છે. અને આવી મિથ્યા સ્વપ્ન સૃષ્ટિના સ્રષ્ટા થવું એવું એજ તો અજ્ઞાની બેભાનીપત છે. જે માણસ વિવેકી છે તે ગન્ધર્વનગરની રચનામાં ન મ્હાલે. પોતાના કર્તવ્ય કર્મમાંજ તે મશગૂલ રહેશે ! જ્યારે નવરા-કર્તવ્યભ્રષ્ટ-અવિવેકી મૂર્છિત પુરુષો શેખચલ્લીના અનુયાયીઓ બને છે ॥ ૧૩-૧૪-૧૫ ॥

अनेकचित्तविभ्रान्ता मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतन्ति नरकेऽशुचौ ॥ १६ ॥

અનેક ચિત્તથી વિવિધ ભ્રમને પામેલા, મોહરૂપી જાળથી સારી પેઠે વિંટળાયેલા, વિષયોના સુખાનુભવમાં ખુબ ખુચેલા, મેલા નરકમાં પડે છે. ॥ ૧૬ ॥

આવા આસુરી લોકો જીવનમાં શી ગતિને પ્રાપ્ત થાય છે તે બતાવતા ભગવાન કહે છે કે હે અર્જુન ! અનેક ચિત્તથી વિભ્રાન્ત, મોહરૂપી જાળથી વીંટાળાયેલા, અને કામોપભોગમા ચોટેલા એવા તેઓ અપવિત્ર નરકમાં પડે છે અર્થાત્ જેઓ આસુરી છે તેઓ નરકે જાય છે. અનેક ચિત્ત વિભ્રાન્ત એટલે ઉપર બતાવેલાં મનોરાજ્ય નામના ચિત્તના વિકારોથી જેનું મન ભમી ગયેલું છે-અનેક ચિન્તાઓને લઇને જેમનું મન પણ વ્યગ્ર થઇ ગયેલું છે-તે વ્યગ્રચિત્તને લઇને ભમી ગયેલા-અવ્યવસ્થિત-ચંચળ ચિત્તવાળા. મનને કુદા મારવાની જેમને ટેવ પડી ગઇ છે એવા લોકો મોહજાલસમા વૃત એટલે કે મોહરૂપી જાળીથી સારી પેઠે વીંટાળાયેલા.

મોહ એટલે અવળી સમજણ. ન કરવા જેવું કરવા જેવું લાગે-અહિતમાં હિત બુદ્ધિ થવી-અસારમાં સાર સમજવો-ઉપાદેય સ્વીકાર્ય વસ્તુમાં હોય ત્યજવાની વૃત્તિ થવી-આ અવિદ્યા એટલે મોહ આ મોહજાળ છે જેમ જાળને લઇને માછલાં પકડાય છે તેમ આ મોહજાળથી મનુષ્યો બંધાય છે. અર્થાત્ એવા પુરુષોની વિવેકબુદ્ધિ અદૃશ્ય થઇ જાય છે વળી તેવા પુરુષો કામ એટલે કામવિષય જેનો ભોગ એટલે આસ્વાદ, તેમાં પ્રસક્ત એટલે અત્યંત ચોટેલા હોય છે. અર્થાત્ વિષયસુખના સેવનમાં તેઓ ચોંટી ગયેલા હોય છે. આવા આસુરી લોકો અશુચિ નરકમાં પડે છે. અશુચિ એટલે અપવિત્ર-ઘૃણા ઉપજાવે એવાં-ગંદા-મેલાં. નરક એટલે નીચ યોનિ. અર્થાત્ એવી યોનિઓમાં તેઓ જન્મે છે કે જે યોનિઓ દુઃખથી ભરપૂર હોય. જ્યાં પડ્યા પછી સુખનો લવલેશ પણ ન મળે. આવી અંધકારમય નીચ યોનિમાં અસુરો પડે છે. ॥ ૧૬ ॥

आत्मसंभाविताः स्तब्धा धनमानमदान्विताः ।
यजन्ते नामयज्ञैस्ते दम्भेनाविधिपूर्वकम् ॥ १७ ॥

**જાતેજ જાતને મોટા માની બેઠેલ, અક્કડ, ધનના માન અને મદવાળા, તેઓ નામના યજ્ઞથી, અવિધિપૂર્વક, દંભથી યજ્ઞ કરે છે. ॥ ૧૭ ॥**

ઉપર વર્ણવેલા અસુરો નર્કમાં પડે છે-એ વાત સાંભળી અર્જુનને આશ્ચર્ય લાગ્યું. તેને વિચાર આવ્યો કે વેદોક્ત યજ્ઞયાગાદિ કર્મો કરનાર હોવા છતાં તેવા લોકો કેમ સ્વર્ગને બદલે નરકે જાય છે? આવો પ્રશ્ન થતાં ભગવાન જવાબ આપે છે કે હે અર્જુન! આત્મસંભાવિત, સ્તબ્ધ, ધનમાનમદવાળા, એવા તે લોકો, દંભથી, વિના શાસ્ત્રવિધિ, કેવળ નામના યજ્ઞદ્વારા, યજન કરે છે અને તેથી નરકપાત મેળવે છે અર્થાત્ હે અર્જુન! યજ્ઞ વેદોક્ત હો અગર ન હો એ મહત્વની વાત નથી. કઇ રીતિ-કઇ ભાવનાથી-કેવા હેતુથી કાંઇપણ કામ થાય એ જોવું અગત્યનું છે. આસુરી લોકો યજ્ઞ તો કરે છે-પણ જે ભાવથી પ્રેરાઇને તેઓ યજ્ઞનું આચરણ કરે છે તે ભાવ દુષ્ટ હોય છે. તેઓ આત્મસંભાવિત હોય છે. એટલે જાતેજ જાત વિષે "અમો સર્વગુણસંપન્ન છીએ" એવો ખ્યાલ બાંધી બેઠેલા હોય છે એટલે કે જાતેજ જાતને મહાન માનનારા હોય છે. જાતે જાતને

મોટો માનનાર માણસ તો મૂર્છિત છે માણસે પોતાને વિષે મહાનતાનો આરોપ કરવો એતો મૂર્ખતા છે એ કામ લોકોનું છે લોકનું કામ જાતે કરે એતો અવ્યાપારે વ્યાપાર છે વળી તેવા લોકો સ્તબ્ધ હોય છે એટલે કે અનમ્ર-અક્કડ-નાગા જેવા હોય છે જીવનમાં ગુરુ તો નેતર જેવો જોઇએ વાંસ નહીં ! નેતર પાસે પણ માણસે નમ્રતા શીખવી જોઇએ પણ આતો અક્કડ ને અક્કડ જ રહે છે વળી ધનને લઇને પોતાના ઉપર તેઓ ઉત્તમતાનો આરોપ કરે છે અને તે ધનમાનને લઇને મદમત્ત બની જાય છે આવા પુરુષો પોતાના મહત્વની પ્રસિદ્ધિને માટે એટલે કે કેવળ દંભને માટેજ યજ્ઞ કરે છે આ યજ્ઞો એ નામનાજ યજ્ઞો છે ખરા યજ્ઞો નથી વળી આ યજ્ઞો નામના જ છે અને તે ઉપરાંત પણ અવિધિપૂર્વક કરેલા હોય છે વિધિ એટલે જે રીતે કરવાનો શાસ્ત્રે હુકમ કર્યો હોય તે રીત શાસ્ત્રવિહિન રીતે યજ્ઞ ન કરતા તેઓ મનમાની રીતે તેમને કરે છે પરિણામે તેમને સ્વર્ગ ન મળે તે યોગ્યજ છે તેમનો અપવિત્ર નરકમાજ વાસ થવો જોઇએ હાથના કર્યા હૈયે વાગે એમાં હે અર્જુન ! કોનો દોષ ? ॥ ૧૭ ॥

अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।
मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयकाः ॥ १८ ॥

અહંકાર, બલ, દર્પ, કામ અને ક્રોધને અવલંબેલા, જાતના અને બીજાના દેહોમાં રહેલા મને ન સ્વીકારતા, અદેખા, પુરુષો અસુરો છે ॥ ૧૮ ॥

આમ આસુરીજનો નરક જાય છે એ બતાવ્યું વળી તેમની જીવન દ્રષ્ટિ સમજાવતાં કહે છે કે હે અર્જુન ! તેવા લોકો અહંકાર બલ દર્પ, કામ અને ક્રોધને વળગીને પોતાના અને પારકાના દેહમાં રહેલા મારો તિરસ્કાર કરતા હોઇને મારી અદેખાઇ કરે છે તે લોકો પરમ નાસ્તિક અસુરો છે અર્થાત્ હે અર્જુન ! આવા આસુરી લોકો જીવનભર શું કરે છે ? મારો અસ્વીકાર કરે છે-હું હું-હું પરમાત્મા તેમના અને બીજાઓના અંતરમાં વર્તી રહેલ છું એમ તેઓ સ્વીકારતા નથી હું પ્રાણીમાત્રના હૃદયમાં ચેતન રૂપે વર્તમાન છું એ સિદ્ધાંતને તેઓ સ્વીકારતા નથી મારી અસ્તિત્વ નથી એમ તેઓ માને છે અને આ જ નામ મારા

ઉપર દ્વેષ છે. આસુરી લોકોને ભગવાન ઉપર દ્વેષ હોય છે એટલે કે તેઓ ભગવાનનું અસ્તિત્વજ સ્વીકારતા નથી. તેમના હૃદયમાં સદ્બુધ્ધિ જ થતી નથી. આમ મારો અસ્વીકાર કરીને આગળ શું કરે છે ?–તો મારી અદેખાઇ. હું ગુણપૂર્ણ છું અને નિર્દોષ છું છતાં હું ગુણહીન અને દૂષિત છું એમ જાહેર કરે છે મારૂં ઐશ્વર્ય તેઓથી ખમાતું નથી! પરમાત્માના ઉપર દ્વેષ હોવાને લઇને પરમાત્માનું ઐશ્વર્ય આસુરી જીવને બળતરાનું અદેખાઇનું–ચુગલીખોર સ્વભાવનું કારણ બને છે. પરમાત્મા સૌમાં છે એવી હૃદય પ્રતીતિ નથી તેમાં બે કારણ છે. એક તો પરમાત્માના ઉપર દ્વેષ અને બીજું તેની અદેખાઇ. જ્યારે જ્યારે પરમાત્મા નથી દેખાતા ત્યારે ત્યારે આ બેમાનું જ એકાદ કારણ વર્તમાન હોય છે. પોતાના અને બીજાના હૃદયમાં રહેલ આત્માનો સ્વીકાર કેમ થઇ શકતો નથી! એનું કારણ પહેલી સીટીમાં ભગવાન આપે છે આસુરી લોકો અહંકાર વગેરેનો આશ્રય લઇને જીવનમાં જીવનમા વર્તે છે અહંકાર એટલે હું સૌથી શ્રેષ્ઠ છું–એવો જાતિના ઉપર. ઉચ્ચપણાનો આરોપ. બલ એટલે જક. હઠ દર્પ એટલે મહાનની અવજ્ઞાના કારણરૂપ ધનજન–વિદ્યા સત્તાનો ગર્વ. કામ એટલે વિષયાભિલાષ. ક્રોધ એટલે ગુસ્સો–કોપ. બસ. અહંકારથી માંડીને ક્રોધ સુધીના દુષ્ટભાવોનો તેઓ જીવનમા આશ્રય લઇ બેઠેલા હોય છે. અર્થાત્ જેનામાં અહંકાર–જક–દર્પ–કામ અને ક્રોધ છે તે કદી જાતમાં કે બીજામાં રહેલ પરમાત્માની અસ્તિ જોઇ શકતો નથી. તેને કોઇ એવા પરમાત્મા છે એમ કહે તો તે પરમાત્માને ભાંડવા મંડી પડે છે જે નિરહંકારી છે–દુરાગ્રહથી મુક્ત છે–દર્પવિહીન છે–કામ ક્રોધથી પર છે તેને પોતાના અને પારકામાં ક્ષેત્રજ્ઞ રૂપે વર્તી રહેલ પરમાત્મા જણાય છે અને તેને અસૂયા પણ થતી નથી. આવા લોકો આસ્તિક છે વિપરીત નાસ્તિક છે ॥ ૧૮ ॥

तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥ १९ ॥

તે દ્વેષીલા, ક્રૂર, નરાધમ, પાપીઓને, હું, જન્મમરણોમાં, આસુરી યોનિઓમાં નિશ્ચય નિરન્તર ફેંકું છું. ॥ ૧૯ ॥

આવા દ્વેષી અને અદેખવા અસુરોની સાથે હે ભગવન્! આપ કેવો વર્તાવ કરો છો? તેનો જવાબ વાળતાં "યથા કર્મ તથા ગતિ" નો સિદ્ધા-

ના વર્ણવતાં ભગવાન કહે છે કે હે અર્જુન ! તે દ્વેષી-ક્રૂર-અશુભ-નરા-ધમોને હું સંસારમાં આસુરી યોનિમાં નિરન્તર ફેંકતો રહું છું. અર્થાત્ હે અર્જુન ! મારે જોકે કોઇ વ્હાલો કે વેરી અકારો નથી, પણ જીવ પોતાના કર્મોનુંજ ફળ ભોગવે છે. આવા જીવો દ્વેષી છે. એટલે કે પોતામાં અને પારકામાં અંતરાત્મા રૂપે વર્તી રહેલા પરમાત્માનો ધિક્કાર કરનારા છે. આથીજ તેઓ પોતાના ઉપર અને પારકા ઉપર નિર્દય બને છે. નિર્દય હોઇને તેઓને મંગળ સુઝતું નથી. એટલે તેઓ પાપી બને છે. પાપકર્મનિરત થાય છે. પાપી હોઇને તેઓ નરાધમ બને છે. એટલે કે મનુષ્યોમાં નીચ બને છે. એટલે કે વેદોક્ત શાસનને વટાવીને વર્તનારા બને છે. આવા નીચ પુરુષોને હું જન્મમૃત્યુના પ્રવાહ રૂપ આ સંસારમાં આસુરીસંપત્તિપ્રધાન યોનિઓમાં વારંવાર નિરન્તર ફેંકું છું. તેમને હું તેમ કરીને પણ પશ્ચાતાપ કરી નિર્મળ થવાની વારંવાર તક આપું છું. પરંતુ હે અર્જુન ! હું-શું કરું ? કાપે કરે તે દંપે વાગે ! આમ કર્મફળ-નો ભોગ કરાવવા હું તેમને આસુરી યોનિમાં નિરન્તર ફેંકીને પણ તેમના ઉપર તો ઉપકારજ કરું છું. પણ તેઓને આ મારા શુદ્ધ ધર્મની પીછાન થતી નથી. અને તેઓ વળી પાપ કર્મમાંજ મચ્યા રહે છે. ॥ ૧૯ ॥

१ आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।
मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमां गतिम् ॥ २० ॥

હે કૌન્તેય ! આસુરી યોનિને પ્રાપ્ત થયેલ મૂઢો, પ્રત્યેક જન્મમાં, નિશ્ચય મને ન પામી, તેનાથી પણ અધમ ગતિને પ્રાપ્ત કરે છે. ॥ ૨૦ ॥

આમ આસુરી યોનિમાં ફેંકાયેલા તેમનું શું થાય છે ? દયામય ભગવાન જવાબ વાળે છે કે હે અર્જુન ! આસુરી યોનિને પ્રાપ્ત થયેલા તે મૂઢ પુરૂષો, જન્મો જન્મ મને ન મેળવી, તેનાથી પણ અધમ ગતિને પામે છે અર્થાત્ હે અર્જુન ! આત્માનો તિરસ્કાર-અપમાન-ધિક્કાર કરનાર પુરૂષ આસુરી યોનિને પામે છે. આસુરી યોનિને પામીને પણ તે મૂઢ-મૂર્ખા-અવિવેકી પુરૂષો જન્મો જન્મ ભટકયાજ કરે છે. કેમકે હું તેમને મળતો નથી. એટલે કે પરમાત્માની તેમને પ્રાપ્તિ થતી નથી. અને પરમાત્માની પ્રાપ્તિ નથી થતી ત્યાં સુધિ તેમને શાન્તિ નથી. મારી-પરમાત્માની પ્રાપ્તિ

થવા પ્રાપ્તિ થતી એટલે કે મને પ્રાપ્ત કરવાનો જે શ્રેયોમાર્ગ તે તેમને જીવનભર જડતો નથી. મને પ્રાપ્ત કરવાનો માર્ગ જ જ્યાં ન મળે ત્યાં પછી બીજાની તો વાતજ શી ? હે અર્જુન ! આમ ભવોભવ તેવા લોકો અધારે અથડાય છે અને ઉંચરે આસુરી યોનિ કરતાં પણ અધમ યોનિને પ્રાપ્ત થાય છે ! ॥ ૨૦ ॥

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामःक्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥ २१ ॥

આ ત્રણ નરકનું, આત્માના નાશનું દ્વાર છે.—કામ, ક્રોધ તથા લોભ. તેથી એ ત્રણને (શ્રેયોર્થી પુરુષ) ત્યાગે. ॥ ૨૧ ॥

આગલા શ્લોકમાં ભવોભવ આસુરી જીવોને ભગવત્પ્રાપ્તિ થતી નથી. જીવને ભગવાન ન મળે એના કરતાં બીજી મહા સજા કઈ ? ભગવાનની પ્રાપ્તિ એ જીવની ઇતિશ્રી છે ભગવાનની અપ્રાપ્તિ એટલે જીવને માટે મહાન આપત્તિ. ભગવાન તો એટલું કહીને અટકી જાય છે કે તેવા અસુરો મને પ્રાપ્ત કરતા નથી ! પણ એટલા ટૂંકા વાક્યમાં તો દુઃખ પરંપરાની અનન્તા બતાવી દીધી છે આમ આસુરી સંપત્તિ ભગવાનથી જીવને ખૂબ વેગળો રાખે છે. લાખો વર્ષે પણ તેને ભગવાનનો મેલાપ કરવા દેતી નથી આથી વિસ્તાર પૂર્વક કહેલી આસુરી સંપત્તિ અસત અનિષ્ટ છે. અને આથીજ સજા જેવી છે. આથી સંક્ષેપમાં આસુરી સંપત્તિનું મૂળ વર્ણવતાં ભગવાન કહે છે કે અર્જુન ! આ ત્રણ—કામ ક્રોધ તથા લોભ—આ ત્રણ નરકનું દ્વાર છે અને આત્માનો નાશ કરનાર છે. માટે એ ત્રણને માણસ તજે. અર્થાત્ આસુરી સંપત્તિની જન્મદાતા માતા પિતા રૂપ કામ ક્રોધ અને લોભ છે કામ એટલે દુનિયાના પદાર્થોમાં સત્ત સીએ રાગ. ક્રોધ એટલે કોપ. લોભ એટલે ધન મેળવવા માટેની અતૃપ્ત ઇચ્છા. બસ આ ત્રણ માણસને માટે નરકનાં દ્વાર છે. નરક એટલે નીચ—દુઃખપ્રધાન—અધમ—યોનિ—દુઃખમય જીવન: કામ ક્રોધ લોભ દુઃખમય જીવનનું દ્વાર છે એટલે કે કારણ છે એટલે કે પ્રાપ્તિનો માર્ગ છે. ઉપાય છે—સાધન છે. અર્થાત્ કામ ક્રોધ અને લોભ એ દુઃખની પ્રાપ્તિમાં કારણ રૂપ છે! વળી એ ત્રણની ચૂડમાં સપડાયેલ પુરુષને માટે એ ત્રણ નાશનાં કારણરૂપ છે; અર્થાત્ કામ ક્રોધ અને લોભને લીધે આત્મા નાશ પામે છે.

નાશ પામે છે એટલે કે ખોવાઇ જાય છે. ખોવાઇ જવું, એટલે કે પુરૂષાર્થ માટે અયોગ્ય બની જવું. અને આ દુનિઆમાં પુરૂષાર્થ માટે નકામા થઇ જવું એજ તો આત્માનો નાશ છે. બાકી જીવાત્મા સ્વરૂપે અવિનાશી છે સ્વરૂપે અવિનાશી હોવા છતાં કામ ક્રોધ લોભના પાશથી જકડાયેલ જીવ કોઇપણ ઉચ્ચ-ઉન્નતિસાધક કામ માટે નાલાયક બની જાય છે! આમ કામ ક્રોધ લોભ એ અનિષ્ટ છે. અને અનિષ્ટ હોય તે લેવા જેવું નથી હોતું. ત્યાગવા જેવુંજ હોય છે આથી ભગવાન અહીં જીવમાત્રને કામ ક્રોધ લોભનો ત્યાગ કરવાને માટે વિધાન કરે છે. અર્થાત્ હે અર્જુન! જે મનુષ્ય શ્રેયો-માર્ગે ઉપર જવા ચાહતો હોય તેણે નરકના દ્વારરૂપ અને આત્માની પુરૂષાર્થની અયોગ્યતાના કારણરૂપ આ ત્રણ-કામ-ક્રોધ-લોભને તજવા જોઇએ ॥ ૨૧ ॥

एतैर्विमुक्तः कौन्तेय! तमोद्वारैस्त्रिभिर्नरः ।
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥ २२ ॥

હે કુન્તીપુત્ર! આ ત્રણ તમોદ્વારથી છૂટેલો પુરૂષ પોતાનું શ્રેય આચરે છે. અને તેને લીધે પરમગતિને પામે છે. ॥ ૨૨ ॥

કામ ક્રોધ અને લોભનો ત્યાગ કર્યે શું ફળ મળે છે! ઉત્તર આપતા ભગવાન કહે છે-કે હે અર્જુન! આ ત્રણ તમોદ્વારથી મુક્ત થયેલ પુરૂષ પોતાનું શ્રેય આચરે છે અને તે દ્વારા પરમ ગતિને પામે છે. અર્થાત્ હે અર્જુન! કામ ક્રોધ અને લોભ રૂપી ત્રણ તમોદ્વાર છે એટલે કે એ ત્રણ નરકના બારણા છે એ ત્રણની પાસે આવ્યા કે એ ત્રણને આપણી પાસે આવવા દીધા કે તરત તે આપણને નરકમા-અંધકારમય-દુઃખમય-અજ્ઞાનમય જીવનના ગાઢ ગંદા પ્રદેશમા ફેંકી દે છે. પરંતુ જે કોઇ ભદ્રપુરૂષ વિવેક બળે અને ભગવત્કૃપાથી આ ત્રણ તમોદ્વારાથી મુક્ત થાય-તેનુ કલ્યાણ ધ્રુવ છે શ્રેયમાર્ગમાં આડખીલી રૂપ આ ત્રણજ છે, જો માણસ એ ત્રણથી છૂટે તો શ્રેયોમાર્ગમા આડે આવતાં વિઘ્નોથી મુક્ત થાય અને આ ત્રણમાથી છૂટેલ પુરૂષ પોતાનું શ્રેય આચરે છે શ્રેય એટલે કે શ્રેયનુ સાધન. એટલે કે આ લોક અને પરલોકના સુખની પ્રાપ્તિના સાધન રૂપ શાસ્ત્રવિહિત, લોકસંમત પોતાના વર્ણાશ્રમને અનુકૂળ કર્મ નિષ્કામ

ભાવે ભક્તિ પૂર્વક કરે છે. અને આમ શ્રેયોમાર્ગના ઉપાયના આચરણથી તે પરમ ગતિને પામે છે. એટલે કે ઐહિક અને પારલૌકિક સુખની સીમાએ પહોંચે છે. માટે શ્રેયઃસાધનના આચરણમાં નડતરરૂપ આ ત્રણેને કામ ક્રોધ અને લોભને ત્યજવાનો મનુષ્ય અવશ્ય પ્રયત્ન કરે. આવો અહીં ઉપદેશ છે. ॥ ૨૨ ॥

**यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।**
**न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥२३॥**

**જે મનુષ્ય, શાસ્ત્રની આજ્ઞાને તરછોડી, સ્વેચ્છાએ કર્મ કરે છે, તે નથી સિદ્ધિ પામતો કે નથી સુખ પામતો કે નથી તો પરમગતિને પામતો. ॥ ૨૩ ॥**

આગલા શ્લોકમાં શ્રેયઃસાધનનાં આચરણનો ઉલ્લેખ કર્યો. મનુષ્યે પોતાનું કલ્યાણ થાય એવાં કર્મો આચરવાં રહ્યાં. પણ તે કર્મો શાસ્ત્ર વિહિત જ હોવાં જોઈએ એવો નિયમ શામાટે ? શાસ્ત્રની જાવણી બન્ધન માણસને શાને હોવાં ઘટે ? આવી ઉચ્છાસ્ત્ર દ્રષ્ટિનો જવાબ વાળતાં ભગવાન કહે છે કે પ્રિય અર્જુન ! જે મનુષ્ય શાસ્ત્રની આજ્ઞાને છોડી દઈને સ્વેચ્છાએ વર્તે છે તે નથી તો સિદ્ધિ પામતો, નથી સુખ પામતો કે નથી તો પરાગતિને પામતો. અર્થાત્ હે અર્જુન ! શાસ્ત્રના નામ માત્રથી તું ભડકી ન જા. જીવનનાં પ્રત્યેક ક્ષેત્રમાં શાસ્ત્રીય વિચારનો અવકાશ છે. સહવારે વ્હેલા ઉઠવાના શાસ્ત્રથી માંડી જીવન જીવવાનું અને મરવાનું પણ શાસ્ત્ર છે. શાસ્ત્ર એટલે જીવતાં શીખવનાર આપ્ત ગ્રન્થ. જે વિચારસરણી ન્યાય સુસંગત હોય—હિતકારી હોય—સત્ય હોય આપણી સમજને અજવાળનારી હોય—આપણને જીવનની પ્રત્યેકપળે સહાયક હોય તેવી સત્ય હિતકર અને આપ્ત વિચારસરણી એટલે અહીં શાસ્ત્ર છે. અને આ દ્રષ્ટિએ જોતાં શાસ્ત્ર કેવળ ભૂતોપકારને માટેજ લખાયેલાં છે—રચાયેલાં છે. કોઈપણ પ્રાણીના ઉપઘાત માટે નથી નિર્માયેલાં આથી જે માણસ શાસ્ત્રોનો દ્વેષ કરે છે તે સંતનો દ્વેષ કરે છે પોતાના હિતનો તે શત્રુ છે. પોતાનું કલ્યાણ થાય એ એને ગમતું નથી એમજ સિદ્ધ થાય. વળી શાસ્ત્ર એ માનકુળનો મહામૂલો વારસો છે, પૂર્વના સત્ય શોધકોનો એ નીતરો અનુભવ બોલ છે. આથી શાસ્ત્ર શબ્દથી ભડકવાની કે ચમકવાની કે ચીડવાવાની કશી જરૂર નથી. શાસ્ત્ર એટલે ઈશ્વરનો પ્રતિનિધિ. આ શાસ્ત્રની આજ્ઞાને ઉલ્લંઘીને

સ્વચ્છંદમાં કશો ફાયદો નથી. કેમકે શાસ્ત્રની આજ્ઞાને ઉથાપીને માણસ સિદ્ધભ્રષ્ટ થવાના ભયમાં છે. અને સત્ભ્રષ્ટની ક્યાંયે ગતિ નથી. અર્થાત્ જે માણસ શ્રુતિ-સ્મૃતિ વગેરે શાસ્ત્રોના હુકમને તજી પોતાની સ્વેચ્છાએ વર્તે છે તે પુરુષ દર્શનહીન હોઈને આ દુનિયામાં ખોવાઈ જાય છે. આથીજ ભગવાન અહીં માણસને શાસ્ત્રોની આજ્ઞા મુજબ ચાલવાનો આગ્રહ કરે છે. અહીં શાસ્ત્રની ગુલામી સ્વીકારવાનો ઉપદેશ નથી, પણ આપણા સત્ય અનુભવોને શાસ્ત્રાનુભવ સાથે સરખાવી કસોટી કરી જોવાની સૂચના છે. શાસ્ત્રોના મુજબ અને તેની વિરુદ્ધ સ્વેચ્છાએ વર્તાવ કરવામાં ક્યાં આપણું અહિત છે તેનો એકજ દાખલો લઈએ. શાસ્ત્ર કહે કે માણસે પ્રાતઃકાલમાં—બ્રાહ્મમુહૂર્તમાં ઉઠવું. આ શાસ્ત્રાજ્ઞા. માણસ સ્વેચ્છાએ સવારે આઠે ઉઠે. શાસ્ત્રનો અનાદર કરવાથી માણસ શું ગુમાવશે? એક તો આખું વિશ્વ જ્યારે પોતપોતાના કર્તવ્યમાં પ્રવૃત્ત થઈ ચૂક્યું છે ત્યારે આ મોડો માણસ ઉઠે અને વિશ્વના સૌભાગ્યકાળે અપશુકન જેવો દેખાશે! આમ વિશ્વના સૌભાગ્યનો તે લોપ કરે છે. વળી મોડા ઉઠનારના જીવનમાં સાદગી હોવી નીજ કેમકે, તેની મળશુદ્ધિ પ્રાયઃ ભાગ્યેજ હોય—આમ મળશુદ્ધિ ન હોવાથી કાયશુદ્ધિ નથી અને કાયશુદ્ધિના અભાવમાં મનશુદ્ધિ નથી. એટલે તેનું મન મલિન રહે અને મેલા મને મેલું વર્તનજ થાય! જીવન ટૂંકાય. જીવનમાં પાછળથી રસ ન લાગે. સંસાર દુઃખમય પ્રતીત થાય, અને છેવટે તે માણસ જીવનદ્વેષી બને! આમ શાસ્ત્ર આજ્ઞા અને સ્વેચ્છાચારની વચ્ચે મહાન તફાવત છે. કલ્યાણનો ગરજુ માણસ હમેશાં શાસ્ત્ર ચક્ષુથી ચક્ષુષ્માન હશે કેમકે શાસ્ત્રો કાંઈ માનવહિતદ્વેષી નથી. પણ માનવ કલ્યાણકામી છે. આથી ભગવાન કહે છે કે જે મનુષ્ય શાસ્ત્રવિધિને અળગો કરીને વર્તે તેને ક્યાંયે કશુંએ ન મળે. સિદ્ધિ ન મળે. સિદ્ધિ એટલે આ લોકમાં સુખના સાધન રૂપ પત્ની, પુત્ર, ચાકર, નોકર, પૈસા-યશ-કીર્તિ વગેરે ઇષ્ટ વસ્તુઓની પ્રાપ્તિ. સુખ એટલે પારલૌકિક સુખ. અને પરાગતિ એટલે પરમાત્માની પ્રાપ્તિરૂપ મોક્ષ. આ ત્રણ મેળવવા જેવી ચીજો તેવા સ્વેચ્છાચારીને મળતી નથી. અને જેના જીવનમાં સિદ્ધિ સુખ કે પરાગતિ એ ત્રણમાંથી એક પણ નથી તે જન્મ્યો શામાટે એજ સમજાય એવું નથી. શાસ્ત્ર શબ્દનો અહીં ખૂબ વિશાળ અર્થ છે. જીવનના અનેક હેતને અંતે કોઈને એ સ્પર્શે છે. ઘર સાફ કરવાનું અને વાળવાનું પણ શાસ્ત્ર છે અને પરમાત્માને મેળવવાનું પણ શાસ્ત્ર છે. આ વાત ખ્યાલમાં અવશ્ય રહેવી જોઈએ ॥ ૨૩ ॥

तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥ २४ ॥

તેથી કાર્ય અને અકાર્યની વ્યવસ્થામાં શાસ્ત્ર તારે માટે પ્રમાણુ છે. તો આ લોકમાં શાસ્ત્રની આજ્ઞાથી વિહિત કર્મને જાણી તું કરવાને યોગ્ય છે. ॥ ૨૪ ॥

આમ આગલા શ્લોકમા ભગવાને શાસ્ત્રોએ ઠરાવેલાં કાર્યાકાર્યને માણુસે અમલ કરવો જોઇએ સ્વેચ્છાએ ન કરવા જોઇએ એમ ઉપદેશ્યુ. એના ઉપરથી હવે ફલિત થતો ઉપદેશ કહેતાં અધ્યાયનો ઉપસંહાર કરે છે કે હે અર્જુન ! તેથી કાર્ય અને અકાર્યની વ્યવસ્થાની બાબતમાં શાસ્ત્રએ તારે માટે જ્ઞાનનું સાધન હજો શાસ્ત્રવિધાને કહેલી વાતને જાણીને તું અહીં કર્મ કરવા યોગ્ય છે. અર્થાત્ હે અર્જુન ! શાસ્ત્ર જ્યારે કેવળ માનવના હિતચિન્તકજ છે તો પછી તારે જીવનમા શું કરવા જેવું છે અને શું કરવા જેવું નથી એના નિર્ણય માટે શાસ્ત્રજ તારે માટે પ્રમાણુ હો. એટલે કે કર્તવ્ય અકર્તવ્યના નિર્ણય માટે શાસ્ત્રને જ તું જ્ઞાનનું એક સાધન માનજે. શાસ્ત્ર જ યથાર્થ જ્ઞાનનું સાધન છે. શાસ્ત્રવિધિને અભરાઇએ ચઢાવનારને સિદ્ધિ–સુખ કે પરાગતિ જ્યારે નથી જ મળતી તો પછી હે પ્રિય અર્જુન ! સિદ્ધિ, સુખ અને પરાગતિને પ્રાપ્ત કરવા માટે તું શાસ્ત્રાધીન રહે. આથી હે અર્જુન ! વેદ અને સ્મૃતિ નામના શાસ્ત્રના વિધાન–આજ્ઞાઓના કથનને તું જાણુ અને જાણ્યા બાદ આ મનુષ્ય લોકમા–આ કર્મભૂમિમાં કર્મ કરવાને તું યોગ્ય છે ગમે તેમ ફાવે તેમ સ્વેચ્છાએ વર્તવાનો તને હક્ક નથી કેમકે સ્વેચ્છાચારી અલ્પબુદ્ધિ મનુષ્ય જાતનો જગતનો અને જગન્નિયન્તાનો અપરાધી છે. માટે હે પ્રિય અર્જુન ! શાસ્ત્રવિધાને કહેલાં કર્મોનું જ્ઞાન સંપાદિત કરીને તું કર્મ કરવા યોગ્ય છે. એમાંજ તારું શ્રેય છે ॥ ૨૪ ॥

॥ इति षोडशोऽध्यायः ॥

॥ हरिः ॐ तत्सत् ॥



॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

## ॥ अथ सप्तदशोऽध्यायः ॥

अर्जुन उवाच:- અર્જુન બોલ્યા:-

ये शास्त्रविधिमुत्सृज्य यजन्ते श्रद्धयान्विताः ।
तेषां निष्ठा तु का कृष्ण! सत्त्वमाहो रजस्तमः ॥ १ ॥

**હે કૃષ્ણ પરમાત્મન્! જેઓ શાસ્ત્ર-આજ્ઞાને તજી, શ્રદ્ધા યુક્ત થઈ, યજ્ઞ કરે છે, તેઓની તો કઈ નિષ્ઠા? શું સત્વગુણ? કે રજોગુણ? કે તમોગુણ? ॥ ૧ ॥**

આગલા અધ્યાયને અંતે શાસ્ત્રના ફરમાનને ઉવેખી, સ્વેચ્છાએ કર્મ કરનાર પુરુષોને કશું ફળ મળતું નથી એમ ભગવાને જણાવ્યું. કેમકે તેવા પુરુષો તામસી હોય છે. પરંતુ લોકમાં એવા પુરુષો પણ જોવામા આવે છે કે જેઓ શાસ્ત્રવિધિને જાણતા નથી છતાંએ શ્રદ્ધાપૂર્વક કર્મ કરનારા હોય છે. તો જેઓ શાસ્ત્રવિધિને ઓળંગીને સ્વેચ્છાએ વર્તે અને જેઓ શાસ્ત્રવિધિ ન જાણતા હોવા છતાંએ શ્રદ્ધાથી વર્તે તે એની જીવનમાં નિષ્ઠા કેવી જાણવી? અર્થાત્ અર્જુનને સંદેહ થયો કે શ્રદ્ધાથી વર્તનારા અને સ્વેચ્છાએ વર્તનારા બન્ને શાસ્ત્રના ફરમાનને ઓળંગે છે તો તે એની નિષ્ઠામાં શો તફાવત? આ પ્રમાણે સંદેહ થતાં અર્જુન પૂછે છે કે હે કૃષ્ણ! જે મનુષ્યો શાસ્ત્રવિધિને આળસ વગેરે લઈને ન વિચારતાં છોડી દઈને પણ શ્રદ્ધાથી યુક્ત હોઈને યજ્ઞાદિકર્મ કરે છે તેઓની હે પરમાત્મન્! કઈ નિષ્ઠા છે? તેવા પુરૂષો સત્વગુણનિષ્ઠ હોવાથી સાત્વિક છે? કે રજોગુણનિષ્ઠ હોવાથી રાજસી-છે કે તમોગુણનિષ્ઠ હોવાથી તામસી છે? અર્થાત્ હે પરમાત્મન્! આ જગતમાં એવા ઘણા પુરુષો છે કે જેઓ શાસ્ત્રવિધિનું તો ઉલ્લંઘન કરે છે એટલે કે શાસ્ત્ર વગેરેનું પર્યાલોચન કરવાની તસ્દી લેતા નથી આળસ કે પ્રમાદને લઈને શાસ્ત્ર. શું કહે છે તે જોવાની કે જાણવાની ચિન્તા કરતા નથી. પરંતુ વૃદ્ધવ્યવહારની પરંપરાને લઈને શ્રદ્ધાપૂર્વક-વ્રતાદિ કર્મો કરે છે. બાપ દાદાએ કર્યું હતું-માટે મારે

કરવું ઘટે એવી વૃદ્ધ-વ્યવહારની પરંપરાને અધીન થઇને શ્રદ્ધાથી કર્મ કરે છે તેવા માણસોની જીવનમાં નિષ્ઠા કઇ છે? નિષ્ઠા એટલે અચલ સ્થિતિ. જીવનમાં તેઓ કેવી રીતે ઉભે છે. અર્થાત્ આખું જીવન તેઓ કઇ રીતે વીતાડે છે. શું તેઓ સાત્વિક નિષ્ઠાવાળા હશે? કે રાજસી નિષ્ઠાવાળા હશે કે પછી તામસી નિષ્ઠાવાળા હશે? અર્થાત્ તેમના જીવનમાં સત્વ રજ અને તમોગુણમાંથી કયો ગુણ પ્રધાનપણે વર્તતો હશે? કૃપા કરીને આ પ્રશ્નનો હે ભગવન્! આપ જવાબ આપો. ॥ ૧ ॥

**श्रीभगवानुवाच:- શ્રી ભગવાન બોલ્યા:-**

**त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा ।**
**सात्त्विकी राजसी चैव तामसी चेति तां शृणु ॥ २ ॥**

**દેહધારીઓને ત્રણ પ્રકારની શ્રદ્ધા હોય છે. તે સ્વભાવથી જન્મેલી સાત્વિક, તથા નિશ્ચય રાજસ તથા તામસ છે. તું તેને સાંભળ. ॥ ૨ ॥**

આમ જ્યારે અર્જુને પૂછ્યું ત્યારે પરમાત્મા શ્રદ્ધાભેદના સિધ્ધાન્ત અનુસાર અર્જુનના પ્રશ્નનો જવાબ વાળતાં કહે છે કે હે પ્રિય અર્જુન! દેહધારીઓને ત્રણ પ્રકારની શ્રધ્ધા થાય છે. અને તે શ્રદ્ધા સ્વભાવથી જન્મે છે. આ ત્રણ તે સાત્વિકી, રાજસી અને તામસી. આ ત્રિવિધ શ્રદ્ધા કેવી હોય છે તે તું સાંભળ. અર્થાત્ હે અર્જુન! તારો પ્રશ્ન ઉચિત છે. દેહધારીઓમાં ત્રણ પ્રકારની શ્રધ્ધા જોવામાં આવે છે. શ્રધ્ધા એટલે કે કર્મ વગેરેને લગતી આસ્તિક બુધ્ધિ. આ શ્રદ્ધા સ્વભાવજ જ હોય છે. સ્વભાવ એટલે કે પૂર્વજન્મના કર્મવગેરેના સંસ્કારસહિત પ્રકૃતિ. અર્થાત્ જે પ્રકૃતિથી શરીરધારીનું શરીર જન્મે છે તેજ પ્રકૃતિ-ત્રિગુણાત્મક પ્રકૃતિથી ત્રણ પ્રકારની શ્રધ્ધા પણ જન્મે છે. પૂર્વજન્મના કર્મોના સંસ્કારથી પ્રત્યેક જીવની પ્રકૃતિ સોંપાયેલી હોય છે. અને એ પૂર્વજન્મકૃત કર્મોના સંસ્કારથી વર્તમાન જન્મમાં માણસની શ્રધ્ધા નિર્ણીત થાય છે. તેમાં સત્વગુણપ્રધાન પ્રકૃતિમાંથી સાત્વિક, રજોગુણપ્રધાન પ્રકૃતિમાંથી રાજસી, અને તમોગુણપ્રધાન પ્રકૃતિમાંથી જન્મેલી તામસી શ્રધ્ધા છે. એ ત્રણેના લક્ષણો હું તને કહું છું તે સાંભળ. એ શ્રધ્ધા નિષ્ઠાનો નિર્ણય કરે છે. ॥ ૨ ॥

सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ।
श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥ ३ ॥

હે ભારત ! મનુષ્યમાત્રની, અંતઃકરણને મળતી શ્રદ્ધા હોય છે આ મનુષ્ય, શ્રદ્ધાપ્રધાન છે જે જેવી શ્રદ્ધાવાળો, તે નિશ્ચય, તેજ થાય છે ॥ ૩ ॥

હવે પ્રતિજ્ઞા મુજબ ભગવાન આ પ્રકરણને વધારના પહેલા તો શ્રધ્ધાના ત્રણ પ્રકારોમાં કારણ શું છે તે અને શ્રધ્ધાની ત્રણવિધતાને લઇને શ્રધ્ધાળુ મનુષ્યો પણ ત્રણ પ્રકારના બને છે એ વાત કહે છે કે હે અર્જુન ! સૌની સત્વાનુકૂલ શ્રધ્ધા થાય છે આ પુરૂષ શ્રધ્ધામય છે જે જેવી શ્રધ્ધાવાળો તે તેજ બને છે અને આ શ્લોકમાં અપૂર્વ જીવનદર્શન છે ભગવાન કહે છે કે હે અર્જુન ! મનુષ્યમાત્રની શ્રધ્ધા તેના સત્વને અનુરૂપ હોય છે જે માણસનું જેવું સત્વ તે માણસની તેવી શ્રધ્ધા થાય છે સત્વ શબ્દનો અર્થ અહીં સમજી લેવા જેવો છે પૂર્વજન્મના કર્મ વગેરેના સંસ્કારોથી યુક્ત, સત્વગુણપ્રધાન ત્રિગુણાત્મક પ્રકૃતિનું એક ખાસ પરિણામ હોઇને સત્વ એટલે અંતઃકરણ. અર્થાત્ પૂર્વજન્મના કર્મવગેરેની વાસનાથી અંકિત થયેલી બુદ્ધિ જેના જેવા કર્મો તેની તેવી બુદ્ધિ આ બુધ્ધિને અનુરૂપ એટલે કે સમાન શ્રધ્ધા પણ હોય છે અર્થાત્ જેની બુદ્ધિ સાત્વિક તેની શ્રદ્ધા પણ સાત્વિક જેની બુદ્ધિ રાજસી તેની શ્રધ્ધા પણ રાજસી જેની બુધ્ધિ તામસી તેની શ્રધ્ધા પણ તામસી બુધ્ધિ એટલે નિશ્ચયાત્મક વૃત્તિ. શ્રધ્ધા એટલે ધર્મ વગેરેને લગતી આસ્તિક નિશ્ચયાત્મક વૃત્તિ આમ શાને થાય છે ? કેમકે આ પુરૂષ શ્રદ્ધામય છે એટલે કે શ્રદ્ધાથી ભરપૂર છે અર્થાત્ જીવમાત્રમાં અસ્તિબુદ્ધિ હોય છેજ અસ્તિબુદ્ધિનો વ્યભિચાર નથી છે એવું જ્ઞાન સૌ જીવને હોય છે જ્યારે મનુષ્ય શ્રદ્ધાપ્રધાન છે તો જેવી જેની શ્રધ્ધા તેવો તે થાય છે અર્થાત્ જેનો જેવો આસ્તિક નિશ્ચય તેવું તેનું જીવન થાય છે જગત, જીવ અને જગદીશને લગતો—કર્માકર્મને લગતો જેનો નિશ્ચય સાત્વિક તે સાત્વિક પુરૂષ જેનો રાજસી તે રાજસી પુરૂષ. જેનો તામસી તે તામસી પુરૂષ અર્થાત્ મનુષ્ય પોતેજ પોતાની સ્થિતિ માટે જવાબદાર છે અસ્તિબુધ્ધિ જ્યારે અનિવાર્ય છે ત્યારે માણસનો ધર્મ છે કે તે સાત્વિક અસ્તિબુધ્ધિનો અનુયાયી બને ॥ ૩ ॥

यजन्ते सात्त्विका देवान्यक्षरक्षांसि राजसाः ।
प्रेतान्भूतगणांश्चान्ये यजन्ते तामसा जनाः ॥ ४ ॥

સાત્વિક મનુષ્યો દેવોને પૂજે છે, રાજસ જનો યક્ષ અને રાક્ષસોને પૂજે છે, તથા બીજા તામસી લોકો પ્રેતોને તથા ભૂતોના સમુદાયને પૂજે છે. ॥ ૪ ॥

હવે સાત્વિક વગેરે ત્રણ પ્રકારના મનુષ્યોને ઓળખવાની સામાન્ય નિશાની બતાવતા ભગવાન કહે છે કે હે અર્જુન ! સાત્વિક મનુષ્યો દેવોને, રાજસો યક્ષોને અને રાક્ષસોને, તામસી મનુષ્યો પ્રેત અને ભૂતના સમુદાયને પૂજે છે દેવ એટલે ઇશ્વર માતા પિતા–આચાર્ય અતિથિ વગેરે. યક્ષ એટલે ધનિક લોકો રાક્ષસ એટલે હિંસા પ્રધાન લોકો પ્રેત એટલે મરેલા લોકો જેને આપણે ભૂતપ્રેત વગેરે કહીએ છીએ. ભૂતગણ એટલે મેલા જન્તુઓનો સમુદાય. અર્થાત્ જે મનુષ્યનું સ્વાભાવિક વલણ ઇશ્વર, માતા, પિતા, ગુરૂ વગેરેનું સન્માન પૂજન તરફ હોય તેમને સાત્વિક જાણવો. જેઓ ધનિકો અને રાક્ષસી સ્વભાવના પુરુષોનું પૂજન કરે એટલે કે તેમને પૂજ્ય માની તેમની સાથે માન–મર્તબાનો સંબંધ કેળવે તેઓ રાજસી પુરૂષો છે અને જેઓ ભૂતપ્રેત પિશાચ વગેરેની ઉપાસના તરફ હળી મેલી વિદ્યામાં જીવનને બરબાદ કરે છે તેઓ તામસ પુરૂષો છે. આમ સામાન્ય રીતે વર્તન ઉપરથી માણસ કેવો છે તે પરખાય છે ॥૪॥

अशास्त्रविहितं घोरं तप्यन्ते ये तपो जनाः ।
दम्भाहंकारसंयुक्ताः कामरागबलान्विताः ॥ ५ ॥
कर्षयन्तः शरीरस्थं भूतग्राममचेतसः ।
मां चैवान्तःशरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान् ॥ ६ ॥

જે મૂઢ મનુષ્યો દંભ અને અહંકારથી યુક્ત હોઇ, કામના રાગના બલથી યુકત હોઇને, શરીરમાં રહેલા ભૂતોના સમૂહને તથા અંદર–શરીરમાં રહેલા મને કાંતી કાઢતા, શાસ્ત્રબાહ્ય દારૂણ તપ તપે છે તેમને તું આસુરી નિશ્ચયવાળા જાણ. ॥ ૫–૬ ॥

હવે જેમ શાસ્ત્ર વિધિને ઓળંગીને શ્રદ્ધાથી યજ્ઞાદિ કર્મ કરનારાં રાજસી અને તામસી મનુષ્યો આસુરી છે તેમજ શાસ્ત્રે નકારેલા એવાં ઘોર તપને શ્રદ્ધા પૂર્વક તપનારા લોકો પણ આસુરી છે એમ સિધ્ધ કરતાં બે શ્લોકો દ્વારા કહે છે: હે અર્જુન! જે મૂઢ પુરૂષો દંભ અને અહંકારથી યુક્ત હોઇને તથા વિષયોના ઉપભોગની તીવ્ર ઇચ્છારૂપી બલથી યુક્ત હોઇને, શરીરમાં રહેલાં પંચભૂતોને કાંતી નાંખે છે તથા દેહની અંદર જીવાત્મારૂપે રહેલા મને કાંતી નાખતા હોઇ શાસ્ત્રે નકારેલાં ઘોર તપને તપે છે તેમને તું આસુરી નિશ્ચયવાળા જાણ. અર્થાત્ હે અર્જુન! જે મનુષ્યો શાસ્ત્રવિરૂધ્ધ દારૂણ તપને શ્રધ્ધાથી કરે છે તેઓ પણ અસુર છે. શાસ્ત્ર વિરૂધ્ધ એટલે વાસ્તવિક ઘોર એટલે ખૂબ પીડા પહોંચાડે એવું. એટલે કે શાસ્ત્રે જે તપ માણસને માટે કર્તવ્ય તરીકે ન ફરમાવ્યું હોય અને જે તપ શરીર વગેરેને ખૂબ સંતાપનારૂં હોય એવા તપને "આવું તપ કરવાથી અમારા મનોરથો પૂર્ણ થશે" એવી આદર બુધ્ધિથી સેવે છે તે મનુષ્યો આસુરી છે. તેઓ કેવા હોય છે? દંભ અને અહંકારથી ખીચોખીચ ભરેલા. વળી તેઓ કામરાગબલાન્વિત હોય છે. કામ એટલે વિષયો તેનો રાગ એટલે તેમને ભોગવવાની ઇચ્છા. એ ઇચ્છાજ બલ એટલે અતિશય ઉગ્ર દુઃખ સહવાની તાકાત, એવી તાકાતવાળા. અર્થાત્ તપને અંતે વિષય ભોગભોગવવાને મળવાના છે, એવી તેમની સમજ હોઇને એ રાગના માર્યા તેઓ ઉગ્ર દુઃખને સહેવાની તાકાત ભેગી કરી લે છે. વળી એવા મૂર્ખ પુરૂષો પોતાના દેહના આરંભક એટલે કે દેહને બાંધનારાં જે પંચ મહાભૂતો, તેમને કાંતી નાંખે છે. ઉપવાસ વગેરે દ્વારા દેહનું દુષ્ટ દમન કરે છે. દેહને કમજોર કરી મૂકે છે. તેમને એવો વ્હેમ પચી ગયો હોય છે કે શરીરને કાંતી નાંખવું એજ તપ છે! શરીરને કાંતીનેજ આવા મૂર્ખ મનુષ્યોની આ ક્રૂરતા અટકતી નથી. તેઓ જીવાત્મારૂપે અંતરસ્થ એવા મને પરમાત્માને પણ પીંખી કાઢે છે. જેનું શરીર સત્વહીન તેનો આત્મા પણ મરીજ જાય આમ હે અર્જુન! તપને લગતા ભ્રામક ખ્યાલો લોકમાં પ્રસરેલા હોય છે. જેઓ તપને લગતા ભ્રામક ખ્યાલોની ગલીકુંચીમાં અટવાયા તેમનો ઉદ્ધાર નથી. તેઓ તો કરૂણાને પાત્ર છે. અર્થાત્ જેઓ દંભ અને અહંકારથી ભરપૂર છે જેમનામાં વિષયસુખલોલુપતાને લઇને અતિશય ઉગ્ર દુઃખ સહન કરી લેવાની તાકાત છે જેઓ શરીરના બંધારણના પાયારૂપ પૃથ્વી વગેરે શરીરસ્થ પંચમહાભૂતોને વિષમ કરી કાંતી કાઢે છે. જેઓ હૃદયમાં રહેલા ભગવાનને શરીરના કાંતણને લીધે કાપી

નાખે છે જેઓ મૂઢ છે અને આશીર્ષ વિના નાશવાના ધારે તપ શ્રદ્ધાથી કરે છે તેઓ દૈત્ય છે આસુરી છે સમાજને અને જાતને છેતરનારા છે તેમનો ઉધ્ધાર નથી ॥ ૫-૬ ॥

आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रिय ।
यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥ ७ ॥

અને વળી આહાર પણ બધાને ત્રણ પ્રકારનો પ્રિય હોય છે તેમ યજ્ઞ, તપ અને દાન (પણ ત્રણ પ્રકારના ઇષ્ટ છે) તેમનો આ ભેદ સાંભળ ॥ ૭ ॥

આમ ભગવાને આસુરી તપનુ નિરૂપણ કર્યું હવે મનુષ્ય માત્રને જીવન જીવવામાં–ઐહિક અને આધ્યાત્મિક જીવન જીવવામા અતિ ઉપયોગી એવા સિધ્ધાન્તોનુ નિરૂપણ કરે છે સામાન્યમા સામાન્યબુદ્ધિ પુરુષ પણ હવે ભગવાન જે વાત કરવાના છે તેનો જો અમલ કરવાનો નિશ્ચય કરે તો તેનુ કલ્યાણ થાય આથી હવે મનુષ્યમાત્રના કલ્યાણની કામનાથી ભગવાન આહાર–યજ્ઞ–તપ–દાન વગેરેનો ત્રિવિધ ભેદ કહે છે અને તે ઉપરથી જીવનમા ત્યાજ્ય શુ અને સ્વીકાર્ય શુ એનો નિર્ણય સૂચિત કરે છે આ ચારનુ વિધાન કરવાની પ્રતિજ્ઞા કરતા ભગવાન અર્જુનને કહે છે કે હે અર્જુન ! સૌ લોકને આહાર પણ ત્રણ પ્રકારનો પ્રિય છે તેજ પ્રમાણે યજ્ઞ, તપ અને દાન પણ ત્રણ પ્રકારના છે એ ચારેનો ત્રિવિધ ભેદ હુ તને કહુ છુ તે તુ સાભળ. અર્થાત્ હે અર્જુન ! આહાર યજ્ઞ–તપ–અને દાન એ ચાર જીવનની ઇમારતના પાયાઓ છે દરેક સુજ્ઞ પુરુષ આ ચાર ઉપર પોતાના જીવનની ઇમારત ચણે છે એ ચારેના ત્રણ ત્રણ પ્રકારો છે હુ તને બધા પ્રકારો કહીશ ત્યારે વિવેક પૂર્વક એ ત્રણમાથી કયો પ્રકાર લેવો એ જોવાનુ છે. માટે હે પ્રિય અર્જુન ! હુ જે કહુ તે સાવધાનીથી સાભળ અને વિવેકપૂર્વક તેનો અમલ કરવાને માટે નિશ્ચય કર ॥૭॥

आयुःसत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः ।
रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्त्विकप्रियाः ॥ ८ ॥

આયુષ્ય–નિશ્ચય–બલ–આરોગ્ય–સુખ અને પ્રીતિને–વધારનાર, સરસ, તેલયુક્ત, સ્થિર, હૃદયંગમ આહારો સાત્વિકોને પ્રિય છે ॥ ૮ ॥

આમ ઉપર આહાર વગેરે ચારના ભેદ કહેવાની ભગવાને પ્રતિજ્ઞા કરી. આ ચારનો પણ મૂળ આધાર આહાર છે કેમકે આહારની શુધ્ધિમાં સત્વની શુધ્ધિ છે. અને સત્વ શુધ્ધિમાં મોક્ષ પર્યન્તનું દર્શન છે. અહીં આહારની મીમાંસા કરતાં ભગવાન આહારના ત્રણભેદો કહે છે. હે અર્જુન! જીવન, નિશ્ચયાત્મક બુધ્ધિ, સામર્થ્ય, નીરોગિતા, સુખ, અને પ્રીતિના વધારનારા સરસ, સ્નિગ્ધ, હૃદયંગમ આહારો સાત્વિક પુરૂષોને પ્રિય હોય છે. અર્થાત્ હે અર્જુન! જેઓ સાત્વિક પુરૂષો છે તેમને સાત્વિક આહાર ભાવે છે. એટલે કે જેમણે સાત્વિક બનવું હોય—જેમણે સત્વગુણનો જીવનમાં ઉત્કર્ષ સાધવો હોય તેમણે સાત્વિક આહાર કરવો. તેમનું ભોજન સાત્વિક હોવું જોઇએ. આ સાત્વિક ભોજન એટલે શું? ભગવાન કહે છે કે હે અર્જુન! જે ખોરાક હું કહું તેવાં પરિણામ લાવે તેને સાત્વિક સમજવો. દેશ–કાલ–વ્યક્તિ અને પરિસ્થિતિના કારણે ખોરાકની વાનગીમાં ભેદ હશે. પણ તે વિવિધ વાનગીમાં પણ પરિણામ તો હું કહું તેવું આવે તો તેને સાત્વિક ખોરાક જાણવો. ખોરાક તેવો ખાવો કે જેથી આયુષ્યની વૃધ્ધિ થાય. દીર્ઘ જીવન પ્રાપ્ત થાય એવો ખોરાક ખાવો. કેમકે લાંબું જીવી સત્કર્મમાં જીવનને ઘસી નાંખવામા આનંદ છે. માટે દીર્ઘાયુ થાય એવો ખોરાક ખાવો. નિઃસત્વ ખોરાક ન લેવો. વળી ખોરાક સત્વવર્ધક હોવો જોઇએ. સત્વ એટલે નીતરી બુધ્ધિ. નિર્મલ બુધ્ધિને વધારે એવો ખોરાક ખાવો. બુદ્ધિને જડ કરે એવો ન લેવો. વળી ખોરાક એવો હોવો જોઇએ કે જેને ખાવાથી શરીરમાં કામ કરવાની અથાક શક્તિ પેદા થાય. વખત આવ્યે ચોવીસે કલાક જો શરીર પાસે કામ લેવું પડે તો શરીર કાલાવાલા ન કરે —નામરજી ન બતાવે એવો ખોરાક લેવો જોઇએ. વળી ખોરાક નીરોગિતાનો વર્ધક હોવો જોઇએ. રોગોને નોતરે એવો ખોરાક મનુષ્યનો ન હોઇ શકે. વળી ખાઇ રહ્યા પછી હૃદયને તૃપ્તિનો—સુખનો અનુભવ થાય એવો ખોરાક હોવો જોઇએ. વળી ખોરાક પ્રીતિવર્ધક એટલે કે રૂચિનો વર્ધક હોવો જોઇએ. એક વખત ખાધો એટલે તેના તરફ અણગમો ઉપજે એવો ન હોવો જોઇએ. વળી તે રસ્ય એટલે કુદરતી મધુરરસપ્રધાન હોવો ઘટે. વળી તે સ્નિગ્ધ એટલે કુદરતી અગર તો આગંતુક ઘી તેલથી યુક્ત હોવો જોઇએ—અર્થાત્ લુખ્ખો ન હોવો જોઇએ. વળી તે સ્થિર હોય એટલે કે રસાંશ વગેરેદ્વારા શરીરમાં ચિરકાલ સુધી રહે અને કામ આપે એવો હોવો જોઇએ અને ખોરાક મનોરમ–દ્રષ્ટિમનોહર–દુર્ગન્ધિ વગેરે

પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ દોષો વગેરેનો હોવો જોઇએ. જે માણસોનો આવો ખોરાક છે તેઓ સાત્વિક હોય છે. સાત્વિક પુરૂષોને આવો ખોરાક ભાવે છે. આપણે સૌએ આપણા ખોરાકને ભગવાને જે કસોટી બતાવી છે તેના ઉપર કસી જોવો રહ્યો. સિધ્ધાન્ત તો એ છે કે જેનું રસોડું સાત્વિક તેનું જીવન સાત્વિક. આખી પ્રજાનો ખોરાક આ સિધ્ધાન્તે નક્કી થવો જોઇએ. અને આ દિશામાં અનેક પ્રામાણિક પ્રયોગો થવાની આવશ્યકતા છે કેમકે જીવન જીવવાની ચાવીજ સાત્વિક ખોરાકમાં છે. વ્યક્તિ વ્યક્તિએ–દેશે દેશે–કાળે કાળે–અને પરિસ્થિતિ પરિસ્થિતિએ ખોરાકની વાનગીમાં ભેદ હશે. પણ તે બધાનું પરિણામ ભગવાન કહે છે તેમ આયુષ્યથી માંડી પ્રીતિ પર્યન્તની વૃધ્ધિમાં આવવું જોઇએ. સૌને રસ્ય–સ્નિગ્ધ–સ્થિર અને હૃદ્ય ખોરાક મળવો જોઇએ. ખોરાકને આધ્યાત્મિક જીવન સાથે ગાઢામાં ગાઢો સંબંધ છે. આત્માના માર્ગે પ્રયાણ કરવા ઇચ્છનારને માટે લૂલીને વશ કરવી એ અતિ આવશ્યક છે. સાધક ગમે તેવું ખાય–અન્ન તો બ્રહ્મ છે એમાં શો વાંધો છે એવી–આત્મવંચક દલીલ તે ન કરે. કેમકે લોહીને ફેરવવા માટે ખોરાક છે. ખોરાક બાબતમાં ઘણા સાધકો અનેક વ્હેમમા સપડાયેલા હોય છે. આથી ભગવાનના ઉપર જેને શ્રદ્ધા હોય તેણે ભગવાનના વાક્ય ઉપર વિશ્વાસ રાખી પોતાના રસોડાને તે ધોરણે ચલાવવું રહ્યું. આજે જો દેશની બુદ્ધિ બગડેલી લાગતી હોય તો તેનું કારણ આ ખોરાક તરફની બેદરકારી–અક્ષમ્ય પ્રમાદ છે. દેશના ભોજનને જે સાત્વિક કરી નાખવા કટિબધ્ધ થશે તે માણસ દેશોધ્ધારક–પુણ્યશ્લોક બનશે આમ ખોરાક અને સાત્વિક ખોરાકજ માણસને માટે ઉપયોગી છે. ॥ ૮ ॥

कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ।
आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥ ९॥

કડવા–ખાટા–ખારા–અતિઉન્હા–તીખા–લુખ્ખા–બળતરા કરનારા, દુઃખ, શોક અને રોગને લાવનારા આહારો રાજસ મનુષ્યોને વ્હાલા હોય છે. ॥ ૯ ॥

સાત્વિક લોકોને ભાવતા ખોરાકની વાત કરી હવે રાજસી લોકોને ભાવતા ખોરાકનું ભગવાન આબાદ વર્ણન આપે છે. હે અર્જુન! અતિ કડવા–અતિ ખાટા–અતિ ખારા–અતિ ઉન્હા–અતિ તીખા–અતિ લુખા

અને અતિ દાહક તથા દુઃખ શોક અને વ્યાધિને દેનારા ખોરાકો રાજસ લોકોને ભાવતા હોય છે. અર્થાત્ જેમાં વધારે-બેહદ કડવાશ-ખટાશ-ખારાશ -ઉન્હાપણું-તીખાશ-લુખ્ખાપણું અને મોદું તથા જઠરને બાળવાની શક્તિ હોય એવા ખોરાકો રાજસ પ્રિય છે. અતિ તો બધે વર્જ્ય છે. અને આજે સમાજમાં આપણે આ જોઇ રહ્યા છીએ. કુટુંબે કુટુંબે આ ખોરાક ઉપર અત્યાચાર થઇ રહેલો છે. કડવા-ખાટા-ખારા-તીખા તમતમતા-લુખ્ખા અને ખાતી વખતે હાય હાય કરાવે એટલા ઉન્હા અને દાઝરો બળે એવા ગરમ ખોરાકો તૈયાર થાય છે. પરિણામે માણસ દુઃખ શોક અને વ્યાધિનો ભોગ થઇ પડે છે. દુઃખ એટલે ખાતી વખતે-તાત્કાલિક પીડા. શોક એટલે દૌર્મનસ્ય-મનની અપ્રસન્નતા. આવો ખોરાક ખાતી વેળા તો ખરાબ જાય પણ પાછળથી તેની મન ઉપર ખરાબ અસર થાય છે તેવો માણસ રાગદ્વેષ રૂપી મેલથી મલિન બન્યાજ કરે છે. અને મનની અપ્રસન્નતા અનુભવે છે. અને જેમને આવા અત્યાચારી ખોરાકની ટેવ પડી ગઇ છે તેને લાગે ગાળે અનેક વ્યાધિઓ પીડે છે. તો જે ખોરાક કોઇપણ દ્રષ્ટિએ જીવનને ઉપયોગી નથી તેનો સ્વીકાર કરવામાં વિવેક બુધ્ધિ નથી. એમાં રસલોલુપતા છે. એટલે કે પ્રજ્ઞાનો અપરાધ છે. અને અપરાધી ને તો સજા ભોગવ્યે જ છૂટકો. મર્યાદામાં ઔષધની માત્રાની પેરે રસનો ઉપયોગ હોઇ શકે, પણ રસલોલુપતા અપરાધજ છે. આથી રસલોલુપતાનો અહીં નિષેધ છે. દવાની માફક રસનો માત્રામાં ઉપયોગ વર્જ્ય નથી બસ આવા અતિ પડતા કડવા વગેરે ખોરાકો રાજસ પ્રકૃતિને ભાવતા હોય છે. ॥ ૯ ॥

यातयामं गतरसं पूति पर्युषितं च यत् ।
उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥ १० ॥

પહોરવીત્યું-રસવિહોણું-ગંધાતું-અને રાત્રિવીત્યું તથા જે એઠું તથા અપવિત્ર ભોજન છે તે તામસ મનુષ્યોને વહાલું છે ॥ ૧૦ ॥

વળી હે અર્જુન ! જે ભોજન યાતયામ હોય-ગતરસ હોય-પૂતિ હોય, પર્યુષિત હોય, ઉચ્છિષ્ટ અને અમેધ્ય હોય તેને તું તામસ લોકોને ભાવતું જાણજે. અર્થાત્ તામસ લોકોને ગમતુ ભોજન કેવું હોય છે, તે

હું તને કહું છું. હે અર્જુન ! જે ખોરાક યાતયામ વગેરે છે તે તામસ ખોરાક છે. જેને રાંધ્યાને પહોરનાપહોર વીતી ગયા હોય તેને યાતયામ કહે છે.-સ્હવારનો રાંધેલો ભાત રાતે દસ વાગે ખાવામાં આવે તો તે યાતયામ કહેવાય. આ દરિદ્રીના ચાળા છે. અતિ ટાઢો ખોરાક ભયજનક છે. જે ખોરાક ગતરસ છે એટલે કે જેનો કુદરતી રસ માર્યો ગયો છે અને તેમાં વિકારી રસ પેદા થયો હોય એવો ખોરાક તામસી છે. ભોજનમાત્રનો કુદરતી રસ હોય છે એ કુદરતી રસ ઉડી જાય અને અકુદરતી-વિકારી રસ પેદા થાય એવું ભોજન તામસ-છે જે ખોરાક પૂતિ એટલે ગંધાતો હોય-જેને પકવ્યાને રાત વીતી ગઇ હોય તેને પર્યુષિત કહે છે. કોઇના ખાતાં વધેલો ખોરાક ઉચ્છિષ્ટ કહેવાય છે. આવો એંઠો, ગંધાતો, રાતનીરાત પડી રહેલો અને અમેધ્ય એટલે અપવિત્ર-જેખાવાની શાસ્ત્ર અને લોક રજા ન આપે એવો માંસ વગેરેનો ખોરાક તામસ લોકોને ભાવે છે. અને જ્યાં રાજસ ખોરાક પણ ત્યાજ્ય છે ત્યાં તામસને તો અવકાશજ ક્યાંથી? માટે ખોરાકના ઉપર ખૂબ વિચાર કરી સુજ્ઞ પુરૂષે જીવન જીવવું હોય તો ખોરાકની પોતાની મીમાંસા કરી લેવી રહી. દરેક સાધક પાસે પોતાની અન્નમીમાંસા હોવીજ જોઇએ. જેની પાસે અન્ન મીમાંસા નથી તેને બ્રહ્મ મીમાંસા પચતી નથી એ સૌ યાદ રાખે. ॥ ૧૦ ॥

> अफलाकाङ्क्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ।
> यष्टव्यमेवेति मनः समाधाय स सात्त्विकः ॥ ११ ॥

**ફલની ઇચ્છા વિનાના મનુષ્યો વડે, 'અમારે કરવોજ જોઇએ' એમ વિચારી, મનને નિશ્ચલ કરીને, શાસ્ત્રવિહિત યજ્ઞ કરાય છે તે સાત્વિક છે. ॥ ૧૧ ॥**

આમ આગલા શ્લોકોમાં ભગવાને અન્ન મીમાંસા કહી. હવે યજ્ઞ મીમાંસા કરતાં ત્રણ પ્રકારના યજ્ઞોને વર્ણવતાં કહે છે કે હે અર્જુન ! ફલની સ્પૃહા સિવાયના મનુષ્યોવડે 'અમારે આ કરવો જોઇએ' એમ મનને નિશ્ચલ કરી, જે શાસ્ત્ર વિહિત યજ્ઞ કરાય છે તે સાત્વિક છે. યજ્ઞ શબ્દ અહીં જો કે શ્રૌત યજ્ઞનો વાચક છે છતાં યુગભેદે અર્થભેદ આવશ્યક છે. એટલે યજ્ઞ શબ્દ એના વિશાળ અર્થમાં લેવો. યજ્ઞ શબ્દથી અહીં તમામ પૂજનીય કર્મો જાણવાં. આવો યજ્ઞ સાત્વિક ક્યારે કહેવાય ? અર્થાત્

યજ્ઞકર્મ સાત્ત્વિક ક્યારે જાણવું ? જો એનો કરનાર અફલાકાંક્ષી હોય, જો એ કર્મ શાસ્ત્ર વિહિત હોય, જો એને કરતી વેળા કર્તવ્ય બુદ્ધિથી એ થતો હોય, તો અર્થાત્ તે યજ્ઞ સાત્ત્વિક છે જેનો કરનાર ફલનિસ્પૃહ છે. જે શાસ્ત્રની વિધિ પ્રમાણે છે અને જેને કરતીવેળા કરનારનું મન કર્તવ્ય બુદ્ધિમાં નિશ્ચલ છે. આમ કર્મમાત્ર સાત્ત્વિક થાય જો તેનો કરનાર ફલલોભી ન હોય. શાસ્ત્ર મુજબ તે હોય અને અમારે આ કરવું યોગ્ય છે એવી નિશ્ચલ કર્તવ્ય બુદ્ધિથી એ થતો હોય આથી પ્રત્યેક યજ્ઞ કર્મને માટે અહીં ભગવાને ત્રણ કસોટીઓ મૂકી છે. તેના ઉપર પ્રત્યેક યજ્ઞ કર્મને કસી-જોવું રહ્યું. કરનારની નિઃસ્વાર્થતા. કર્મની વિહિતતા અને મનની કર્તવ્ય બુદ્ધિની નિશ્ચલતા આ કસોટી ઉપર જેનો પૂરો કસ ઉતરે તો કર્મ સાત્ત્વિક. ॥ ૧૧ ॥

अभिसंधाय तु फलं दम्भार्थमपि यत् ।
इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥ १२ ॥

અને વળી હે ભારત શ્રેષ્ઠ ! ફલને ઉદ્દેશીને તથા નિશ્ચય પોતાના ધાર્મિકપણાને પ્રસિદ્ધ કરવા ખાતર જે યજ્ઞ કરાય છે તે યજ્ઞને તું રાજસ જાણ. ॥ ૧૨ ॥

અને અગર ફલનું અનુસન્ધાન કરીને તેમજ દંભને ખાતર જો યજ્ઞ કરાય તો હે ભરતશ્રેષ્ઠ અર્જુન ! તે યજ્ઞને તું રાજસ જાણ અર્થાત્ જે કર્મફલને ઉદ્દેશીને કરવામાં આવે, જે કર્મ પોતાના ધાર્મિકપણાને પ્રસિદ્ધ કરવાના હેતુથી કરવામાં આવે તે કર્મ રાજસ છે. અર્થાત્ રાજસ યજ્ઞમાં લોભ અને અસત્ય હોય છે. લોભનુંજ પરિણામ છે ફલાભિસન્ધિ અને અસત્યનું પરિણામ છે દંભ. આવું યજ્ઞકર્મ રાજસજ ગણાય ॥ ૧૨ ॥

विधिहीनमसृष्टान्नं मन्त्रहीनमदक्षिणम् ।
श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥ १३ ॥

વિધિશૂન્ય, અન્નદાન, મન્ત્રહીન, દક્ષિણા શિવાયના, શ્રદ્ધા વગરના યજ્ઞને તામસ કહે છે. ॥ ૧૩ ॥

હવે તામસ યજ્ઞને વર્ણવતાં કહે છે કે હે અર્જુન ! વિધિહીન, અ-સૃષ્ટાન્ન, મન્ત્રહીન, દક્ષિણાશૂન્ય, અને શ્રદ્ધા શિવાયના યજ્ઞને શિષ્ટ પુરુષો તામસ કહે છે. અર્થાત્ જે યજ્ઞીયકર્મને શાસ્ત્રે કર્તવ્ય ઠરાવ્યું ન હોય-જેને શાસ્ત્રનું પીઠબળ નથી-અર્થાત્ જે ઉચ્છાસ્ત્ર કર્મ છે તે તામસ છે. વળી જે યજ્ઞીયકર્મમાં યજ્ઞીય દેવતાઓને માટે અન્નનું દાન નથી અર્થાત્ જે કર્મ કરવાથી કોઇનું પણ પરંપરાએ પણ પોષણ નથી, જે મન્ત્રહીન એટલે વિચાર દ્રષ્ટિએ હીન-અધમ છે જેમાં દાનની ભાવના નથી અને જે કર્મ વિના શ્રદ્ધાએ કરવામા આવે છે તે તામસ યજ્ઞકર્મ છે આમ શાસ્ત્રનિષિદ્ધ-પોષણહીન-વિચારહીન-દાનહીન-શ્રદ્ધાહીન કર્મ તે તામસ છે. ॥ ૧૩ ॥

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥ १४ ॥

**દેવ, દ્વિજ, ગુરૂ અને પ્રાજ્ઞોનો સત્કાર, શરીર શુદ્ધિ, સરળતા, બ્રહ્મચર્ય તથા અહિંસા એ શારીરિક તપ કહેવાય છે. ॥ ૧૪ ॥**

હવે ક્રમપ્રાપ્ત તપમીમાંસા કરતાં ભગવાન તપના સાત્વિકાદિ ભેદો બતાવવાનાં પહેલા તેના શારીરાદિ ત્રણ ભેદો બનાવે છે હે અર્જુન ! દેવ, દ્વિજ, ગુરૂ અને પ્રાજ્ઞનું પૂજન, શૌચ, આર્જવ, બ્રહ્મચર્ય અને અહિંસા, આને શારીર તપ કહેવામાં આવે છે અર્થાત્ હે અર્જુન ! શરીરદ્વારા જે તપ થાય તેમા ઉપરની વાતોનો સમાવેશ થાય છે અર્થાત્ જેણે શરીરથી તપ કરવુ હોય તેણે ઉપલી વસ્તુઓનું આચરણ કરવું. દેવપૂજન દ્વિજપૂજન ગુરૂપૂજન અને પ્રાજ્ઞપૂજન કરવુ જોઇએ દેવ એટલે માતા પિતા વગેરે વડિલો. દ્વિજ એટલે વેદવિદ્વાન-એટલેકે કેળવણી પામેલા બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો ગુરૂ એટલે ધન-જન-શાસન વગેરે કોઇપણ કારણસર ગૌરવ પામેલા મોટા માણસો. પ્રાજ્ઞ એટલે તત્ત્વવેત્તા દૂરદર્શી મનુષ્યો. આ બધાનું પૂજન કરવું. એટલે કે દેવો-દ્વિજો-ગુરુ-પ્રાજ્ઞ વગેરેના દર્શને, આપણે તેમને પ્રણામ કરવા, તેઓ આવે ત્યારે ઉભા થવું-તેમને સામે લેવા જવું-વગેરે રીતભાતોથી તેમનો સતકાર કરવો જોઇએ. આ પૂજનનો ઉંડો વિચાર કરતાં જણાશે કે સામાજિક નિર્મલ જીવન માટે સૌનું સન્માન કરવું એ મનુષ્યની ફરજ

છે. પૂજન શબ્દથી અહીં સત્કાર-આદરભાવ-માન-દાન સમજવું. દેવાદિના પૂજનથી મનુષ્યો આ દુનીયાની સિધ્ધિ મેળવે છે. દેવ પૂજનથી કૌટુમ્બિક સિધ્ધિ-દ્વિજ પૂજનથી સામાજિક સિધ્ધિ-ગુરુ પૂજનથી બુદ્ધિબળની સિધ્ધિ અને પ્રાજ્ઞપૂજનથી પારલૌકિક સિધ્ધિને માટે માણસ લાયક બને છે. માટે આ કાર્ય છે. તે ઉપરાંત શૌચમાં શારીરિક તપ છે. શૌચ એટલે શરીરની શુધ્ધિ. સ્નાનાદિથી બહારની શુધ્ધિ સાચવવી. અને પવિત્ર-હિત-મિત અન્ન દ્વારા આંતર શરીરની શુધ્ધિ સાચવવી એનું નામ શૌચ છે. શૌચની સિદ્ધિ નીરોગિતામાં આવે છે અને પુરુષાર્થ માટે મનુષ્ય યોગ્ય બને છે. આર્જવ એટલે સરલતા એટલે કે કરવાને યોગ્ય કર્મોને કરવામાં એકધારી પ્રવૃત્તિ અને ન કરવાને યોગ્ય કર્મોને નજ કરવામા એકધારી નિવૃત્તિ અર્થાત્ કર્તવ્યપરાયણતા-નિરપવાદ કર્તવ્યનિષ્ઠા એટલે આર્જવ. બ્રહ્મચર્ય એટલે એકી વખતે સર્વેન્દ્રિય સંયમ. અગરતો ઋતુકાળે જ સ્ત્રી સમાગમ તથા નિષિદ્ધ મૈથુનનો ત્યાગ. એકી વખતે તમામ ઇન્દ્રિયોનો સંયમ કેવળ અધ્યાત્મ યોગીઓ. માટે છે બ્રહ્મચર્યમાં છિદ્ર તેમને માટે અક્ષમ્ય છે. અવિહિત છે. પરંતુ જેઓ તેટલી ઉચ્ચ કોટિએ ન હોય તેમને માટે ઋતુકાલેજ સ્ત્રી સમાગમ એટલો સંકુચિત અર્થ લેવો. કેવળ પ્રજાજનનની ઇચ્છાથી સ્ત્રી-સંગ શિથિલ ધ્યેયવાળા માટે વિહિત છે. પરંતુ તેને માટે પણ નિષિદ્ધ મૈથુન તો હરામજ છે. પ્રજનનનું પણ શાસ્ત્ર છે. એ શાસ્ત્રાનુકૂલ વર્તન જ વિહિત છે. આથી જેનો નિશ્ચય મોળો છે અને ઇન્દ્રિયો ઉપર જેનો પૂરો કાબુ નથી, પણ જે ભાવિમાં પૂર્ણ ઇન્દ્રિયજયી થવા ઇચ્છે તેવા માટે વચગાળાના એક સમાધાન પૂરતો શાસ્ત્રવિહિત સ્રીસંગ. પણ બ્રહ્મચર્યજ છે તે ઉપરાંત અહિંસાનો શારીર તપમાં સમાવેશ છે. અહિંસાનો અહીં જાડો અર્થજ લેવો. કોઈપણ પ્રાણીને શરીરદ્વારા ન પીડવું એટલે અહિંસા. પ્રાણીને પીડા આપવી એ અશાસ્ત્રીય વસ્તુ છે. અને જીવનસિદ્ધિ તો શાસ્ત્રીય વર્તનમાં છે. આટલું જે કરે તે શરીરતપનો આચરનાર કહેવાય. ॥ ૧૪ ॥

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ १५ ॥

ઉદ્વેગ ન કરનારૂં-સત્ય-પ્રિય અને હિતકર વાકય તથા નિશ્ચય ધર્મપુસ્તકનું નિત્ય પઠન વાઙ્મય તપ કહેવાય છે. ॥ ૧૫ ॥

હવે વાઙમય તપનું વર્ણન કરતાં કહે છે-કે હે અર્જુન ! જે ઉદ્વેગ ન ઉપજાવનારું સત્ય-પ્રિય-અને હિતકર વાક્ય હોય તેને તથા સ્વાધ્યાયના અભ્યાસને વાઙમય તપ કહે છે. વાઙ્મય તપ એટલે વાણીદ્વારા જે તપનું આચરણ થાય છે તે-અર્થાત્ માણસે વાણીના તપસ્વી થવું. વાણીનો વ્યભિચાર ન કરવો. વાણીના તપસ્વી બનવા ઇચ્છનારે કેવું વચન બોલવું? જે વચન ઉદ્વેગજનક ન હોય-સત્ય હોય-છતાં પ્રિય અને હિતકર હોય. ઉદ્વેગ એટલે ઉપર આવેલી ઝડપ ? શાની ઝડપ ? લોહીની. સામાન્ય રીતે માણસનું લોહી એની સ્વાભાવિક ગતિથી વહે છે. એ લોહીની ગતિ જ્યારે ઝડપી થાય ત્યારે તે ઉદ્વેગમય અવસ્થા કહેવાય છે. છાતી-લમણાં-મન અને શરીરની શિરાઓ ફાટફાટ થાય-ઉછળે-જોરથી ધબકે ત્યારે ઉદ્વેગ થયો કહેવાય. આવો ઉદ્વેગ ભયજન્ય હોય છે. આથી વાઙ્મય તપ કરવાની ઈચ્છાવાળાએ સામાનું લોહી એકદમ ઝડપી ગતિવાળું થઇ જાય એટલે કે તેને ભય લાગે-ક્ષોભ ઉપજે-ત્રાસે એવી વાણી કદી ન બોલવી જોઇએ. અર્થાત્ ભયજનક કઠોર વાણીનો ઉપયોગ એ વાઙમય તપનો ભંગ છે. વળી તેનું વચન સત્યમય તો હોવું જ જોઇએ. કેમકે જૂઠું બોલવાનું પ્રયોજનજ નથી. બેભાન હોય તે જૂઠું બોલે આથી તેવાની વાણી સત્યમય-એટલે કે યથાર્થ હોવી ઘટે. વળી સત્ય કહેવાની પણ રીત છે માણસ કેટલીકવેળા બોલતો નથી પણ ભસે છે. સત્યને હંમેશાં પ્રિયરીતે બોલવું. સામા માણસને સત્ય એવી રીતે કહેવું કે જેથી તે સાંભળતાં તેના મનને અને કાનને આનન્દ થાય. સત્ય કહેવું એટલે બડફાની રીતે કહેવું એવો કયાએ અર્થ નથી. કડવી રીતે સત્ય કહી સત્યને ખાતર પણ સામાના આત્માને દૂભવવો એનાં કરતાં તો મૌન પાળવું એ ઉત્તમ છે આથી સત્યવાણી હંમેશા મધુર રીતે કહેવી જોઇએ-અને આ પ્રયોગસાધ્ય છે. એકનીએક વાતને અનેક રીતે કહી શકાય છે તેમાં જે રીતે સૌથી પ્રિય હોય-મધુરી હોય તે રીતે પણ સત્ય કહેવું. વળી એ સત્યપ્રિય વચન હિતકર હોવું જોઇએ. એટલે કે પરિણામે હિતકર હોવું જોઇએ. સામાનું જેમા હિત સમાયેલું હોય એવું જ વચન, ઉદ્વેગ ન કરાવે અને કડવું ન લાગે એવી રીતે યથાર્થપણે કહેવું. આ વાચિક સત્યની આરાધના પ્રતિપળ જાગૃત રહેવાથી-સૌના ઉપર પ્રેમ કેળવવાથી-સહાનુભૂતિ કેળવવાથી-વિનમ્રતા વિકસાવવાથી સિદ્ધ થાય છે. અને આવી વાક્સિદ્ધિ કેળવવાનો ઉપાય સ્વાધ્યાયાભ્યાસ છે સ્વાધ્યાય-શબ્દનો તલસ્પર્શી અર્થ આત્મજ્ઞાન જ-માટે

એવાં પુસ્તકોનો નિયમિત, ધીરજપૂર્વકનો અભ્યાસ થાય છે. અર્થાત્ જે પુસ્તકો વાંચવાથી માણસનું હૃદય આત્મા તરફ ઢળે–ઢળે અને આમ પ્રકાશથી અજવાળાય અને આત્મનિષ્ઠ બનતું જાય તેવાં પુસ્તકોનો અભ્યાસ કરવા યોગ્ય છે. આ દ્રષ્ટિએ જોતાં દરેક જાતિ અને દરેક દેશપાસે પોતપોતાનાં ધર્મગ્રન્થો હોય તેનો અભ્યાસ વિહિત છે. હિન્દુ ગીતા, અને વેદનો, મુસલમાન કુરાનનો, ખ્રીસ્તી બાઇબલનો એમ દરેક જાતિ પોતપોતાના ધર્મગ્રન્થનો અભ્યાસ કરે. કેમકે પ્રત્યેક ધર્મગ્રન્થ ઇશ્વર પ્રણીત છે. સ્વાધ્યાય એ સંત સમાગમ છે. સ્વાધ્યાયમાં ધ્યેયપ્રકાશક શક્તિ છે. એમાં દર્શનદાન છે. સ્વાધ્યાયનિષ્ઠને તમામ સિદ્ધિઓ મળે છે. આમ તપસ્વી વાણી કરવા માટે માણસે કયા વિચારોમાં દ્રઢ બનવું જોઇએ તે ભગવાને અહીં બતાવ્યું છે. તપસ્વી સત્ય વાણીનો મહિમા અદ્ભુત છે. ॥ ૧૫ ॥

मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः।
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥ १६ ॥

મનની સ્વસ્થતા, અક્રૂરતા, મનોરાજ્યનો ત્યાગ, મનનો ખાસ નિગ્રહ, ભાવની સંશુદ્ધિ, આમ આ માનસ તપ કહેવાય છે. ॥ ૧૬ ॥

હવે માનસ તપ વર્ણવતાં ભગવાન કહે છે કે હે પ્રિય અર્જુન! મનની પ્રસન્નતા–અક્રૂરતા–મનોરાજ્ય વર્જન, આત્મવિનિગ્રહ અને ભાવ સંશુદ્ધિ આમ–આને માનસ તપ કહે છે. મન પ્રસાદ એટલે મનની રાગ દ્વેષાદિ મળથી મુક્તિ. જેના મનમાં રાગ દ્વેષ વગેરે કલેશો ન ઉભરે તેનું મન પ્રસન્ન રહે છે–આ–મનની સ્વચ્છતા એ એનો સ્વાભાવિક ગુણ હોય છે. સ્વસ્થતા મનનો કુદરતી સ્વભાવ છે. માણસ મારી મચડીને એને મેલું કરે છે. બસ. આ મનના મેલથી મનને મુક્ત રાખવું એટલે મનઃપ્રસાદ. દરેકપળે મનની રાગદ્વેષાદિ દોષોથી મુક્તિ કેળવવી એટલે માનસ તપ છે. શુદ્ધ ચિન્તનથી રાગદ્વેષ વગેરે દોષો મોળા પડે છે અને એક અવસ્થા એવી આવે છે જ્યારે બીચારા રાગદ્વેષો માંદા થઇને મરીજાય છે ત્યારે મનની સ્વાભાવિક નિર્બાધ પ્રસન્નતા સ્થિર થાય છે. આવી મનની સહજ–અબાધિત પ્રસન્નતા–સ્વચ્છતા એ આપણો આદર્શ છે મનને સૌમ્ય રાખવું એટલે શાન્તમનવ છે સૌમ્ય એટલે અક્રૂર. ક્રૂરતા એતો માણસનું બીજ નથી–

દૂષણ છે. આથી દરેકપળે મનને ક્રૂર સંકલ્પથી મુક્ત કરવું-કરવાનો પ્રયત્ન જોઇએ. એ પ્રયત્નની સિદ્ધિ થતાં મનની સ્વાભાવિક પ્રિયદર્શનતા-સૌમ્યતા ખીલી ઉઠે છે. આ ઉપરાંત મૌનનો પણ માનસ તપમાં સમાવેશ થાય છે. અહીં મૌન એટલે વાચાનો સંયમ એ અર્થ નથી. મૌન એટલે શેખચલ્લીપણાનો અભાવ. મનને મનસૂબાઓમાંથી-અપ્તરંગીપણામાંથી-નવા નવા પોલા નિરર્થક ખુદ્રાઓમાંથી મુક્ત કરવાની ટેવ એટલે મૌન છે. અર્થાત્ મનને કદી નવરૂં ન પડવા દેતાં, કર્તવ્ય કર્મમાં રોકેલું રાખવું એટલે મૌન. મૌનનો સાધક છે આત્મવિનિગ્રહ. આત્મવિનિગ્રહ એટલે કે પ્રતિષિદ્ધ વિષયોમાંથી મનને પૂરેપૂરૂં ઉઠાવી લેવું તે. જે વસ્તુઓ વિચાર યોગ્ય નથી-વિવેકી વિચારની કસોટીમાં ઉતરે એમ નથી. તે વસ્તુઓ ઉપરથી કાયમને માટે મનને ઉઠાવી લેવું એટલે આત્મવિનિગ્રહ. આ બધાના ઉપાયરૂપ છે ભાવસંશુદ્ધિ ભાવ એટલે ચિન્તન. ચિન્તનની શુદ્ધિ એટલે સ્વચ્છતા. અશુધ્ધ ચિન્તનમાંથી મનને વિશુદ્ધ ચિન્તન કરતું કરવું તે. અર્થાત્ મેલા વિચારોમાંથી મનને હઠાવી પ્રત્યેકપળે નિર્મલ વિચારમાં એકાગ્ર કરવું. તે અર્થાત્ સત્યનુંજ ચિન્તન. આમ મનની પ્રસન્નતાથી માંડીને સત્યનું ચિન્તન સુધીનાં જેટલાં માનસ સ્વચ્છ કર્મ છે તેને માનસ તપ કહેવામાં આવે છે. આ તપના મહિમાનો ક્યાંયે પાર નથી. માણસનું જીવન બીજું કશું નથી: વિચારજ તો માણસની મૂળ આકૃતિ છે. સત્ય વિચારજ માનવ જીવનનું સર્વસ્વ છે.॥ ૧૬ ॥

श्रद्धया परया तप्तं तपस्तत्त्रिविधं नरैः ।
अफलाकाङ्क्षिभिर्युक्तैः सात्त्विकं परिचक्षते ॥ १७ ॥

પરમ શ્રધ્ધાથી, ફલેચ્છારહિત, યુક્ત મનુષ્યોવડે કરાયલાં તે ત્રિવિધતપને સાત્વિક કહેછે. ॥ ૧૭ ॥

આમ શારીરિક વગેરે ભેદે તપના ત્રણ પ્રકાર કહ્યા. એ ત્રણે પ્રકારનું તપ સત્વ વગેરેના ભેદથી સાત્વિક, રાજસિક અને તામસી બની શકે છે, અર્થાત્ તપની પાછળનો હેતુ જોતાં તપના ત્રણ વિભાગ પડે છે. એ ત્રણેનો વિચાર કરતાં ભગવાન કહે છે કે હે અર્જુન ! નિર્વિકાર, નિઃસ્પૃહ નરોવડે પરમશ્રદ્ધાથી આચરાયેલું આ ત્રણે પ્રકારનું તપ સાત્વિક કહેવાય છે. અર્થાત્ શારીરિક-વાચિક અને માનસિક તપ ત્રણ પ્રકારની છે. આ

આ પ્રકાર, આચરનાર વ્યક્તિના ભેદને લીધે થાય છે. આ તપની પાછળ પ્રેરક મનોદશા કઇ છે તેનો વિવેક ઉચિત છે એટલું જ નહીં પણ સ્વીકાર્ય અને ત્યાજ્યના વિવેક માટે આવશ્યક છે. જો આ ત્રણે પ્રકારના તપનો આચારનાર નર યુક્ત હોય, નિસ્પૃહ હોય અને પરમશ્રધ્ધાથી આચરણ કરનારો હોય તો આ ત્રિવિધ તપ સાત્વિક થાય. યુક્ત એટલે હર્ષ શોક વગેરે વિકારોથી પર. કરેલાં કર્મોની સિધ્ધિ હર્ષ આણે અસિધ્ધિ શોક આણે. પણ જે કર્તવ્ય-બુધ્ધિથી કર્મ કરે તેને સિધ્ધિથી હર્ષ નહીં નીપજે. અસિધ્ધિથી શોક નહીં થાય. આમ જે કર્મની ચાવી જાણે તે યુક્ત બને. વળી તેવો માણસ યુક્ત ત્યારેજ બને જો તે અફલાકાંક્ષી હોય એટલે કે કર્મ કરવાં એ મારી ફરજ છે તેનું ફળ મેળવવા માટે તલપાપડ થવું એ અધર્મ છે એમ સમજતો હોવાથી ફલદષ્ટિએ છે. આવો યુક્ત અને નિઃસ્પૃહ નર પરમશ્રધ્ધાથી એ તપ કરતો હોવો ઘટે. પરમશ્રધ્ધા એટલે કે,ભગવાને બતાવેલા ત્રણે પ્રકારનાં કર્મો કરવા જેવાંજ છે એવી જેની ભગવાને વર્ણવેલાં તપકર્મમા અચળ આસ્તિક બુધ્ધિ છે તે શરૂઆતમાં શારીરતપ વગેરે તમામ કર્મોમાથી ભ્રષ્ટ થવાનાં—ડોલાવનારાં નિમિત્તો મળે છે. પરંતુ તે નિમિત્તોથી અકળાઇ જઇ-મુંઝાઇ જઇ ન કરવા જેવું કરવા માટે જે મંડી ન પડે પણ ધીરજથી ભગવાનની વાણીમાં દ્રઢ વિશ્વાસપૂર્વક જે પ્રવર્તે છે અને એમ માને છે કે શરૂઆતમાં તો મુશ્કેલી નડવાનીજ—મુશ્કેલીમાં તો નિશ્ચયની પરીક્ષા છે—એમ સમજી ભગવાને દોરી આપેલ કાર્યક્રમને જે પાટલાઘોની મોફક ચીવટથી સદ્‌બુધ્ધિપૂર્વક વળગી રહે તેવા માણસનાં તપ-કર્મ પરિણામે ઉજ્જવલ બને છે—તેનું તે તપ સાત્વિક થાય છે. અર્થાત્ દરેક વિવેકી માણસે દેવપૂજનથી માંડીને તે ચિન્તનની સુધીના તમામ કર્મોને અચલ આસ્તિક બુદ્ધિથી નિર્વિકાર રહેવાની દ્રઢ સમજણપૂર્વક અને ફલાશાથી ન પ્રેરાઇને કરવાં જોઇએ, આટલું સમજીને કરશે તેને જીવનદર્શન થયા શિવાય ન રહે. ॥ ૧૭ ॥

सत्कारमानपूजार्थं तपो दम्भेन चैव यत् ।
क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥ १८ ॥

સત્કાર, માન તથા પૂજાને માટે, તથા નિશ્ચય, દંભથી જે તપ કરાય છે, તે અહીં રાજસ, ક્ષણિક, અનિશ્ચિત કહેવાયું છે. ॥ ૧૮ ॥

પરંતુ હે અર્જુન ! સત્કાર–માન–કે પૂજાને ખાતર અને દંભપૂર્વક જે તપ કરાય છે તે રાજસ છે રાજસ હોવા ઉપરાંત ચલ છે. અધ્રુવ છે અર્થાત્ શારીરાદિ ત્રણ તપ કરવા પાછળ જેની ભાવના સત્કાર પામવાની–માન મેળવવાની કે પૂજાયોગ્ય થવાની હોય અગરતો પોતાની મોટાઇ બતાવવા ખાતર જે તપતો હોય તે તપ રાજસ તપ છે તે ચંચલ છે તે અધ્રુવ છે સત્કાર એટલે કે "આ તો તપસ્વી છે" એવો વાણીની પ્રશંસા યુક્ત જે આદર માન એટલે લોકો તેવા તપસ્વીને દેખી 'ઉભા થાય–આવો કહે' વગેરે દ્વારા માનસઆદર બતાવવો તે 'પૂજા' એટલે તેવા પુરૂષના લોકો પગ ધુવે–તેને ચન્દન ચઢાવે–ફુલહાર આપે ધનદાન કરે વગેરે. દંભનો અર્થ તો અનેકવેળા બતાવ્યો છે આમ જે સત્કાર–માન કે પૂજા ખાતર કે પોતાની ખાલી મોટાઇ બતાવવા તપ કરે તે બીચારો છે તેનું તે તપ ક્ષણિક છે એટલે કે ઐહિકફલજ આપનાર છે અને અધ્રુવ છે એટલે કે તેને તેના તપનું ઐહિક ફલ પણ મળે કે ન મળે એનો નિશ્ચય શિવાયનું છે મળે તો મળી પણ જાય અને નહીં તો નજ મળે આમ જેનું દર્શન સ્પષ્ટ નથી તેનું તપ રાજસ છે–ચંચલ છે–અનિશ્ચિત ફળવાળું છે એટલે એ ભાવથી તપ કરવું તે તો સોનાને પિત્તળના ભાવે વેચવા જેવું થયું ॥ ૧૮ ॥

मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ।
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥ १९ ॥

મૂઢ દુરાગ્રહથી, શરીરના પીડનપૂર્વક જે તપ કરાય, અગરતો શત્રુના નાશને માટે જે કરાય તે તપ તામસ કહેવાય છે. ॥ ૧૯ ॥

૧૯ હવે તામસ તપનો ઉલ્લેખ કરતા તપ મીમાંસાનો ભગવાન ઉપસંહાર કરે છે–હે અર્જુન ! મૂર્છિત સમજથી પ્રેરાઇને, શરીરને કષ્ટપૂર્વક જે તપ કરાય અગર તો જે તપ કરવામા બીજાનો નાશ થાય એવી મેલી ભાવના હોય તે તપ તામસ કહેવાય છે અર્થાત્ આ ત્રણે પ્રકારના તપ કરવામા જેની સમજ મૂર્છિત છે એટલે કે વગર સમજ્યે, વગર વિવેકે જે કોઇ માણસ જક પકડીને દુરાગ્રહપૂર્ણ કષ્ટકમા અવિવેકી મનોદશાને અધીન થઇને આ તપ કરે છે તે તામસ તપ છે. અગર તો આ તપ

કરવામાં જે શરીરને કષ્ટ દે છે—શરીરને નિરર્થક કાંતી નાંખે છે—શરીરની કિંમત સમજ્યા વગર શરીરની શક્તિનો નિરર્થક વ્યય કરી ઉંધી સમજણનો માર્યો જે માણસ તપનું ગાડું ભારવાહી બળદની માફક ખેંચ્યે જાય છે તે માણસનું તપ તામસ છે. અગર તો તપ કરવા પાછળ કોઇનો વિનાશ કરવાનો દુષ્ટ આશય છુપાયો હોય તો તે તપ તામસ છે. અને આવું તપ તો માણસને માટે હોયજ નહીં. છતાં કેટલીક એવી પ્રકૃતિઓ હોય છે કે જેમની તપના વિષયમાં આવી મૂર્છિત તામસ—અવિવેકી—જડીલી સમજણ હોય છે. તેઓ દયાપાત્ર છે. તપ શરીર, ઇન્દ્રિય, મન વગેરેના ક્ષયને માટે નથી. તેમના વિવેકી ધ્યેયલક્ષી પોષણ અને વિકાસને અર્થે છે. ॥ ૧૯ ॥

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥ २० ॥

'અમારે આપવું જોઇએ' એમ કરીને જે દાન, સામો ઉપકાર ન કરી શકે એવાને, દેશ, કાળ અને પાત્રને જોઇને અપાય છે તે દાન સાત્વિક કહેવાય છે.

તપ મીમાંસા પૂરી થઇ. હવે દાનમીમાંસા શરૂ કરે છે. ક્રમ મુજબ દાનના પણ સાત્વિક વગેરે ભેદો બતાવતાં કહે છે, કે હે અર્જુન ! 'હમારે આપવું જોઇએ' એવી આસ્તિક બુદ્ધિથી જે દાન પ્રત્યુપકાર ન કરનાર પાત્ર પુરુષને દેશ અને કાળે અપાય તે દાનને વેદાર્થચિન્તક મુનિઓએ સાત્વિક કહ્યું છે, અર્થાત્ હે અર્જુન ! હવે હું તને સાત્વિક દાન કયું કહેવાય તે કહું છું. દાતાની દાન આપતી વખતે "દાન આપવું એ મારો ધર્મ છે" એવી મનોદશા હોવી જોઇએ. દાનને માટે આંતર વિશુદ્ધ પ્રેરણા હોવી જોઇએ. દાન એટલે વસ્તુમાત્ર ઉપરથી પોતાની સત્તા ઉઠાવી લઇ સ્હામાની સત્તા સ્થાપવી તે એનો છેવટનો અર્થ થાય છે, મમતામાત્રનો ત્યાગ. કોઇના કહેવાથી કે લાજથી કે ભયથી, કે બીજા કારણસર નહીં પણ દાન આપવું એ મારી ફરજ છે—દાન આપવામાં મઝા છે એમાં શુદ્ધિ છે, એમાં પરમ સ્વાર્થ છે, એમ સમજી 'આપવું એ મારી પ્રકૃતિ છે' એવી હૃદયવૃત્તિથી માણસે દાન દેવું જોઇએ, અને એજ વાત ભગવાન "દાતવ્યમિતિ" એ શબ્દથી સૂચિત કરવા ચાહે છે. સ્પષ્ટ કરી

તે ભાવનાથી દાન દેવાવું જોઈએ પણ તે કોને? અનુપકારીને. ઉપકારી એટલે ભાવિમાં પણ દાન લેનાર મને કોઈક દિવસ, કોઈક રીતે, ઉપકારક નીવડશે-ખપ લાગશે-માટે એ ભાવિ સ્વાર્થનું અનુસન્ધાન કરી જેને આપવામાં આવે તે ઉપકારી. પરંતુ કોઈ દિવસ, કોઈ ઠેકાણે, કોઈ રીતે પણ મને આ લેનાર બદલો ન આપે એવી જાતનો જે લેનાર હોય તેને અનુપકારી કહેવામાં આવે છે. એટલે કે ઇચ્છે તોપણ જે માણસ આપણને ભાવિમા પ્રત્યુપકાર ન કરે એવા માણસને દાન આપવું. દાન દેતીવેળા વળી ત્રણ વસ્તુનો વિચાર કરવાનો છે. દેશ, કાલ, અને પાત્ર. દાન દેતી વેળા દાન કઈ જગ્યાએ આપવું, કયા કાળે આપવું, કઈ યોગ્યતાવાળાને આપવું એનો અવશ્ય વિચાર કરવો જોઈએ. પવિત્ર સ્થલે-પવિત્ર કાળે અને યોગ્યતમ પાત્રને આપેલું દાન ન્યાય સુસંગત થાય છે. ખરી રીતે જોતાં તો દાની માણસ એટલો બધો ઉદાર હોય છે કે તે સર્વત્ર ભગવાનનેજ ઓળખીને દાન કરે છે પરંતુ ભગવાનને ઓળખીને આપતી વખતે પણ ભગવાને આપેલી વિવેકબુદ્ધિનો ઉપયોગ કરવો જોઈએ પવિત્ર દેશ, કાલ, પાત્રને આપેલું દાન એ સાચો ધર્મ છે. આ દાનવિધિનો અંતિમ વિચાર તો એ છે કે માણસે પોતાની જાતને પણ આપી દેવી જોઈએ. કોને આપી દેવી જોઈએ? પરમાત્માને. કેમકે પરમાત્મા જ નિર્ગુણ હોઈને સાચા અર્થમાં અનુપકારી છે. પરમપવિત્ર પરમાત્મા બધા દેશમા બધા કાલમાં સર્વત્ર વિદ્યમાન છે. અને વળી પરમાત્મા પુરુષોત્તમ છે એટલે પાત્રની દૃષ્ટિએ તો સર્વોત્તમ છે. આથી સમજુ માણસ તો પોતાનું ગણાય એવા બધાનું દાન અનુપકારી-સર્વદેશ અને કાલમા વિદ્યમાન અને ઉત્તમોત્તમ પાત્રરૂપ પરમાત્માને 'મારે આ બધું આપી દેવું જોઈએ' એ ભાવથી સમર્પી દેશે. આ સૌથી સાત્વિક દાન છે. દાનને ક્યાયે અવધિ નથી ! ॥ ૨૦ ॥

यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।
दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥ २१ ॥

પરંતુ જે પ્રત્યુપકાર માટે કે વળી ફલને ઉદ્દેશીને તથા મનના કચવાટ-સાથે અપાય છે તે રાજસ કહેવાયું છે. ॥ ૨૧ ॥

પરંતુ હે અર્જુન ! જે પ્રત્યુપકાર ખાતર કે કોઈ ફલને ઉદ્દેશીને કે કચવાટપૂર્વક આપવામાં આવે તેને રાજસ કહેવામા આવે છે અર્થાત્ જે

દાનની પાછળ ભાવિમા પાછો કાંઇક રીતે બદનો લેવાની સ્વાર્થી મનોદશા હોય—જેની પાછળ કાંઇ ફલાશા હોય અને જે આપતા મનમાં કચવાટ થાય તે દાન રાજસ જાણવું. અર્થાત્ અમુક વસ્તુ અમુકને આપું તો ભાવિમા મારે-એની પાસેથી અમુક વસ્તુનો લાભ મળવાનો સંભવ છે તો લાવને-અત્યારે આપી છૂટું. આવી કાલાન્તરે પણ સોદાની જે ભાવના તે ભાવનાથી આપેલું દાન રાજસ છે. વળી દાન દેતીવેળા ભાવિમા મને આનાથી અમુક પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ ફળ મળશે એવી ફલાશાપૂર્વક જે ધસાઇ છૂટવાની દાનત તે રાજસ દાન છે વળી જે દાનની પાછળ મનનો કચવાટ હોય—હાયહાય હોય—રામરામ—આટલું બધું તે કેમ અપાય?— એવી મનની બળતરા હોય તે દાનને રાજસ કહેવામા આવે છે શુદ્ધદાનમા સોદાવૃત્તિ—ફલાશા કે મનનો કચવાટ નથી હોતો જેમા હોય તે શુદ્ધદાન નહી તે વેપારી વૃત્તિ છે ॥ ૨૧ ॥

अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

**જે દાન, ન આપવા યોગ્ય દેશ અને કાલમાં તથા અયોગ્ય મનુષ્યોને અસત્કાર પૂર્વક તથા તિરસ્કાર સહિત આપવામાં આવે છે. તે તામસ કહેવાયું છે. ॥ ૨૨ ॥**

વળી હે અર્જુન! જે દેશમા અને જે કાળમાં ન આપવા જેવું હોય તે દેશ અને કાળમા અપાત્ર મનુષ્યોને અસત્કાર અને અવજ્ઞાપૂર્વક જે આપવામા આવે તેને તામસ દાન કહેવામા આવે છે અર્થાત્ હે અર્જુન! જે દાન દેતી વખતે દેશનો અને કાલનો વિચાર નથી જે દાન અયોગ્ય મનુષ્યોને આપવામા આવે અને આપતી વખતે લેનારનો સત્કાર કરવામા ન આવે અને તિરસ્કાર કરવામા આવે તેવા દાનને તામસ કહેવામા આવે છે અપવિત્ર જગ્યાએ અને-અપવિત્ર કાળે જે દાન દેવાય તે તામસ. અયોગ્ય પુરૂષોને જે દાન દેવાય તે તામસ. અને દાન દેતી વખતે દાતારે ખૂબ વિનયપૂર્વક, મધુરવાણીપૂર્વક, લેનારનો ઉપકાર માની, તેને સન્માનીને, દાન આપવું જોઇએ. તેને બદલે લેનારની ઠાઠકણી કાઢે, તેને કઠોર શબ્દો સંભળાવે, તેને 'તું તાં' થી સંબોધે અને છેવટે ગોટલાઇને કુતરાને રોટલાનો ટુકડો નાખે તેમ પાઇ પાવલો ફેંકે—તેવા દાનને તામસ

દાન કહેવામાં આવે છે, આવી રીતે આપવામાં વિવેક નથી. મનુષ્યતા નથી! દાનના નામને આ તો બટ્ટો છે પણ આવું દાન પણ ઘણા કરે છે એટલે ભગવાને તેનો ઉલ્લેખ કર્યો છે. આમ સાત્વિક, રાજસ અને તામસ દાનની ભગવાને મીમાંસા કરી સાત્ત્વ સ્વીકાર્યનો ભેદ સ્પષ્ટ કર્યો છે ॥ ૨૨ ॥

ॐ तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ।
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥ २३ ॥

**પરમાત્માનું નામ ' ॐ તત્સત્ ' એમ ત્રણ પ્રકારનું કહ્યું છે. તે પરમાત્મા વડે બ્રાહ્મણો તથા વેદો તથા યજ્ઞો પૂર્વે નિર્માયા છે. ॥ ૨૩ ॥**

આમ અત્યારસુધી ભગવાને આહાર, યજ્ઞ, તપ અને દાનના સાત્વિકાદિ ભેદોની મીમાંસા કરી. એ મીમાંસાનો આશય એ છે-કે મનુષ્ય સાત્વિક આહાર, સાત્વિક યજ્ઞ-સાત્વિક તપ અને સાત્વિક દાન કરે અને રાજસ અને તામસને છોડે હવે સાત્વિક આહાર વગેરેને કેમ સ્વીકારવા જોઇએ તે વાતનો નિર્ણય આપે છે સાત્વિક આહાર વગેરે ઇશ્વરની આજ્ઞારૂપ છે. અને શાસ્ત્રવિહિત છે જે ઇશ્વરના હોય અને જેને શાસ્ત્રની સંમતિ હોય તે મનુષ્ય માટે કર્તવ્ય છે કેમકે તેમા તેનું પોતાનું જ કલ્યાણ છે ઇશ્વરાજ્ઞાનું પાલન અને શાસ્ત્ર મર્યાદાનું રક્ષણ માનવનું જીવનવ્રત છે. આથી સાત્વિક આહારાદિ જ માણસને માટે યોગ્ય છે એમ સિધ્ધ કરવાની ઇચ્છાથી ભગવાન કહે છે કે હે અર્જુન!-જે પરમાત્માએ સૃષ્ટિના આરંભમા બ્રાહ્મણો, વેદો અને યજ્ઞો રચ્યા છે તે પરમાત્માનું 'ॐતત્સત્' એવું ત્રણ પ્રકારનું નામ છે અર્થાત્ પરમાત્માએ મનુષ્યોને પૂર્વે સર્જ્યા છે મનુષ્યોના જીવનમા માર્ગદર્શક તરીકે વેદો સરજ્યા છે. અને મનુષ્યને માટે યજ્ઞાદિ સત્કર્મોનું વિધાન વેદદ્વારા કર્યું છે અર્થાત્ મનુષ્યને બનાવી તેને આ જગતમા મોકલતાં ભગવાને તેને દુનીઆમા માર્ગદર્શન મળે એ હેતુથી શાસ્ત્રો પણ સાથે સાથે આપ્યાં છે અને એ શાસ્ત્રોએ માણસને માટે યજ્ઞદાન, તપ આહાર વગેરેનો નિર્ણય માનવકલ્યાણની દ્રષ્ટિ રચ્યો છે જે પરમાત્માએ કેવળ વત્સલતાથી-પ્રીતિથી-દયાને લઇને માનવને વેદ અને યજ્ઞ સહિત સર્જ્યો છે તે પરમાત્માનું ॐતત્સત્ એવું ત્રણ પ્રકારનું

નામ છે. અહીં બ્રાહ્મણ શબ્દથી મનુષ્યમાત્ર સમજવા. વેદ શબ્દથી માનવકુલના તમામ આપ્ત શાસ્ત્રગ્રન્થો સમજવા. અને યજ્ઞ શબ્દથી તપદાન અને આહારોનો પણ સમાવેશ જાણવો. આમ પરમાત્મા વિશ્વપિતા હર્યા તેમણે મનુષ્યોને સર્જ્યાં. એટલે મનુષ્યો પરમાત્માના પુત્રો થયાં પિતાની આજ્ઞા પાળવી એ પુત્રો નો ધર્મ છે. એ આજ્ઞાઓ શાસ્ત્રદ્વારા પરમાત્માએ બતાવી. અને એ શાસ્ત્રોએ માણસને માટે શું કરવા જેવું અને શું ન કરવા જેવું એનો વિવેક કરી બતાવ્યો. તો પરમાત્માના સુપુત્રે પરમાત્મા મારો પિતા છે મારું કલ્યાણજ તેને હૈયે વસે છે એમ સમજી પરમાત્મા પ્રણીત-પ્રેરિત શાસ્ત્રવચનમાં વિશ્વાસ મૂકી, શાસ્ત્રે ઠરાવેલાં સાત્વિક આહાર વગેરે કરવાં જોઇએ. એવો અહીં ધ્વનિ છે. ॥ ૨૩ ॥

तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रियाः ।
प्रवर्तन्ते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥ २४ ॥

**તેથી ઇશ્વરવાદીઓની, વેદવિહિત યજ્ઞ, દાન, તપક્રિયાઓ 'ઓમ્' એવું ઉચ્ચારીને હંમેશાં કરાય છે. ॥ ૨૪ ॥**

પરમાત્માનું ૐતત્સત્ નામ છે. એ નામનું શું કરવું ? એ નામના ઉલ્લેખનું પ્રયોજન સમજાવતા ભગવાન કહે છે કે હે અર્જુન!! તેથી આસ્તિક પુરુષોની વેદવિહિત યજ્ઞદાનતપ ક્રિયાઓ ૐ ઓમ બોલીને સદા પ્રવર્તે છે. અર્થાત્ હે અર્જુન ! પરમાત્માએ બ્રાહ્મણો-વેદો અને યજ્ઞોને નિર્મ્યા છે તેજ કારણે તે પરમાત્માના નામે એ થવાં જોઇએ જેનું સર્જન તેની માલકી આ બધું. સર્જનની માલકી પણ પરમાત્માની જ જે પરમાત્માનું તે આપણું નહીં. આથી જે જેનું તે તેને આપવું જ જોઇએ. નહીં તો આપણે ચોર ગણાઇએ. તેથી સમજુ પુરુષ તમામ કર્મ પરમાત્માને દઇ દેશે. એટલે કે કર્મમાત્ર સ્વરૂપે તો લોખંડ જેવું છે પરમાત્માના નામના સ્પર્શમાત્રે તે સોનેરી બની જાય છે અર્થાત્ પરમાત્માનું નામ પારસમણિ છે એ પારસમણિનો જે કર્મને સ્પર્શ લાગે તો તે પાતને પાંચશેરે મળતું લોખંડ સોનું બને એની એની કિંમત વધી જાય. તો કર્મમાત્રની કિંમત પરમાત્માના નામ સ્પર્શથી જ વધી છે પરમાત્માના નામનો જે કર્મને સ્પર્શ નહીં તે કર્મ હોવા છતાં કર્મ નથી પણ અકર્મ છે. આથી જેમ પરમાત્મા ઉન્નતે સૌનો અંતરાત્મા છે, તે

જગતનો પિતા છે. અધ્યક્ષ છે–સાક્ષી છે–ફલદાતા છે એમ સમજે છે તેઓ હમેશાં પરમાત્માની આજ્ઞારૂપ શાસ્ત્રોક્ત કર્મો જ કરવાના અને, એ કર્મો તે યજ્ઞકર્મ–તપકર્મ અને દાનકર્મ. અને કરતાં પહેલાં વચ્ચે અને અન્તે પણ તેઓ ભગવાનનું 'ૐ' નામનું સ્મરણ કરીને જ કરવાના. અર્થાત્ પરમાત્મા છે એમ માનનાર પુરુષ પોતાનાં તમામ કર્મોને કિંમતી કરવાને માટે– તેને સાચી રીતે કર્મ કરવા માટે–ૐ નું સ્મરણ કરીને કરે. પરમાત્માનાં નામસ્મરણપૂર્વક કરાયેલું કર્મ પરમાત્માનું બને છે. માટે તમામ કર્મો કરતી વેળાએ ૐકારનો ઉચ્ચાર કરવો ઘટે. ॥ ૨૪ ॥

तदित्यनभिसंधाय फलं यज्ञतपःक्रियाः ।
दानक्रियाश्च विविधाः क्रियन्ते मोक्षकाङ्क्षिभिः ॥ २५ ॥

મુમુક્ષુઓ વડે, ફલનું અનુસંધાન કર્યા શિવાય યજ્ઞ અને તપ રૂપ ક્રિયાઓ તથા વિવિધ દાન ક્રિયાઓ, 'તત્' એવું નામ ઉચ્ચારી કરાય છે. ॥ ૨૫ ॥

ૐ તત્સત્ પરમાત્માનું નામ કહ્યું. તેમાં ૐ નો વિનિયોગ સમજાવ્યો. હવે તત્ નામથી સાધકે શું કરવું તે બતાવે છે. હે અર્જુન! મોક્ષની ઇચ્છાવાળા પુરુષોવડે 'તત્' નામના ઉચ્ચારણથી ફલનું અભિસન્ધાન છોડીને વિવિધ યજ્ઞદાનતપક્રિયાઓ કરાય છે. અર્થાત્ હે અર્જુન! જે માણસો મોક્ષને ઇચ્છે છે તેમણે ભગવાનનું તત્ નામ ઉચ્ચારવું અને એ તત્ નામનો ઉચ્ચાર કરી શું સમજવું? તત્-નામથી અનેક પ્રકારના યજ્ઞ વગેરે ક્રિયાઓનાં ફલની આશા છોડવી. અર્થાત્ તત્ નામનો ઉચ્ચાર કરવામાં હેતુ એ છે કે માણસે તમામ યજ્ઞ વગેરે કર્મો ફલની આશા છોડીને કરવાં આમ ભગવાનના તત્ નામનું સ્મરણ કરતી વેળાએ સ્મરણથી આપણને એ સમજવું જોઇએ કે હું જે કાંઇ યજ્ઞ વગેરે કરું તે મેંધું ફરજ તરીકે કરું છું. મારે એની પાછળ કાંઇ સ્વાર્થ સાધના નથી. હું પરમાત્માનો છું. પરમાત્માની આજ્ઞાનો અમલ એ મારે માટે ધર્મ છે. બસ. આવી ફલેચ્છાશૂન્ય ધાર્મિકવૃત્તિથી યજ્ઞ વગેરે કરવા. એ આશય છે– ભગવાનના તત્ નામના સ્મરણનો. ॥ ૨૫ ॥

सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ।
प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥ २६ ॥

હે પાર્થ ! 'સત્' એ આ, (શબ્દ) સદ્‌ભાવના અર્થમાં, તથા સાધુતાના અર્થમાં યોજાય છે. તેમજ માંગલિક કર્મના અર્થમાં 'સત્' શબ્દ ઉચ્ચારાય છે ॥ ૨૬ ॥

હવે ભગવાનના 'સત્' નામનો યજ્ઞ વગેરે તમામ ક્રિયાઓમાં અન્વય બતાવવાને માટે પહેલાં તો 'સત્' શબ્દનો પ્રયોગ કયા કયા અર્થમાં થાય છે તે બતાવે છે કે હે અર્જુન ! 'સત્' એવો આ શબ્દ સત્તાના અર્થમાં, સાધુભાવના અર્થમાં, તેમજ માંગલિક કર્મોના અર્થમાં વપરાય છે, અર્થાત્ વિદ્વાન પુરુષો સત્ શબ્દ ત્રણ અર્થમાં વાપરે છે. પહેલો અર્થ તે સત્તાનો અર્થાત્ પરમાત્મા છે–પરલોક છે–એવો જે 'છે પણાનો' અર્થ તે અર્થમાં સત્ શબ્દ વપરાય છે. તે ઉપરાંત સત્ શબ્દ સાધુભાવ, એટલે કે સદાચારના અર્થમાં–અમુક માણસ સજ્જન છે–એવા અર્થમાં વપરાય છે. તે ઉપરાંત સત્ શબ્દ માંગલિક કર્મોના અર્થમાં–જે કર્મો પ્રતિબન્ધ શિવાયનાં હોઈને સુખદાયી છે તેવાં વિવાહ વગેરે કર્મના અર્થમાં 'સત્ શબ્દ' વપરાય છે. આમ સત્ શબ્દનો ત્રિવિધ પ્રયોગ છે. ॥ ૨૬ ॥

यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ।
कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥ २७ ॥

અને વળી યજ્ઞ–તપ–દાનમાં સ્થિતિ તે 'સત્' એમ કહેવાય છે. અને નિશ્ચય તેને માટે જે કર્મ તે પણ સત્ એમજ કહેવાય છે. ॥ ૨૭ ॥

અને હે અર્જુન ! યજ્ઞ–તપ અને દાનમાં સ્થિતિ તે સત્ કહેવાય છે. અને તેને ખાતર જે કર્મ તે પણ સત્ જ કહેવાય છે; અર્થાત્ યજ્ઞ કર્મ–તપઃકર્મ અને દાનકર્મમાં કર્તવ્યબુધ્ધિથી નિષ્ઠા હોય તે નિષ્ઠા પણ સત્ કહેવાય છે, અર્થાત્ યજ્ઞ, તપ, દાનમાં એ કર્તવ્ય છે માટે કરવાં જેવાં છે, એમ સમજી માણસ તેમાં હમેશાં તત્પર રહે, તો એ યજ્ઞ, દાન, તપ કર્મમાં જે નિરપવાદ તત્પરતા, એ નિષ્ઠાને પણ જાણકાર માણસો સત્ કહે છે. અર્થાત્ મનુષ્ય માટે યજ્ઞ, તપ અને દાનમાં નિષ્ઠા હોવી એ એની યોગ્યતમ સ્થિતિ છે. એ સ્થિતિને સત્ કહેવામાં આવે છે. આ

ઉપરાંત તેને ખાતર, જે કર્મ કરવામાં આવે તેને પણ સત્કર્મ કહેવાય છે. તેને ખાતર એટલે કે યજ્ઞ, દાન તપને ખાતર. યજ્ઞ, દાન, તપ કરવા માટે માણસે વિદ્યાભ્યાસ-ધનાર્જન વગેરે કર્મો કરવાં પડે છે. યજ્ઞ વગેરેની સ્થિતિ માટે જો એ કર્મો કરવામાં આવે અર્થાત્ યજ્ઞ, દાન, તપ કર્મમાં નિષ્ઠા કેળવવા માટે વિદ્યાભ્યાસ ધનાર્જન વગેરે જે કર્મો કરવામાં આવે તે કર્મો પણ સત્કર્મજ કહેવાય છે. આમ સત્‌રૂપી પરમાત્માનું નામ એના મૂળ અર્થમા તમામ કર્મોમાં વ્યાપેલું છે. માટે સમજુ પુરુષે યજ્ઞ, દાન, તપ આહાર વગેરેમાં હંમેશાં ૐતત્સત્ નામનો ઉચ્ચાર કરી પ્રવર્તવું રહ્યું તેથી તે તમામ કર્મો વિશુદ્ધ થાય છે. અને વિશુદ્ધ કર્મો વિશુદ્ધિ આપે છે વિશુદ્ધિમાં જન્મસાફલ્ય છે. ॥ ૨૭ ॥

अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥ २८ ॥

**હે પાર્થ ! અશ્રદ્ધાથી હોમાયેલું, અપાયેલું કે કરાયેલું તપ કે કરાયેલું કર્મ તે અસદ્ એમ કહેવાય છે. અને તે મરીને કે અહીં નથી એટલે કે ફલ આપતું નથી. ॥ ૨૮ ॥**

હવે સૌ વાતની એક વાત કરતાં ભગવાન ઉપસંહારે કરે છે કે હે અર્જુન! અશ્રદ્ધાપૂર્વક હોમેલું-દીધેલું અને કરેલું તપ તથા જે કાંઇ કરેલું હોય તે અસત્ કહેવાય છે. તે નથી તો અહીં કે નથી તો પરલોકમાં. અર્થાત્ હે અર્જુન ! યજ્ઞ કરો-દાન દો-કે તપ કરો કે તેને ખાતર બીજું કર્મ કરો. જો તે બધું શ્રધ્ધાપૂર્વક ન કરવામાં આ તો-તે બધું વેદવિહિત હોવા છતા, ઇશ્વરની આજ્ઞારૂપ હોવારૂપ છતાં-સફલ હોવા છતાં તે અસત્ છે-નિષ્ફળ છે. કેમકે સર્વત્ર શ્રધ્ધાનો મહિમા છે. તેવું કર્મ નથી તો અહીં-આ લોકમાં ફલ આપતું કે નથી તો પરલોકમા ફલ આપતું. આથી કોઇપણ કર્મ કરો-શ્રધ્ધાવંચિત ન હોવું જોઇએ. શ્રધ્ધા એટલે પરમાત્માની અસ્તિ વિષે સ્વાભાવિક પ્રતીતિ. પરમાત્મા છે એવી સમજણ. પરમાત્મા જગતવૃક્ષનું મૂલ છે. જગતના જન્મ, સ્થિતિ, પ્રલયનું, કારણ છે. આખું વિશ્વ તેનું સ્વરૂપ છે. તે સર્વમા સર્વત્ર સર્વથા વ્યાપ્ત છે. સર્વભૂતાન્તરાત્માં છે. સર્વેશ્વર છે સર્વનિયન્તા છે. તેનું ૐતત્સત્ નામ છે તેણે બ્રાહ્મણાદિને

નીપજાવ્યા છે-યજ્ઞ વગેરે કર્મો અને તેનું વિધાન કરનારાં શાસ્ત્રોને નિર્મ્યાં છે. તે પરમાત્માની આજ્ઞા સ્વરૂપ યજ્ઞાદિ તમામ કર્મો માણસે ફલાશા શિવાય-કેવળ કર્તવ્યબુદ્ધિથી-પરમશ્રદ્ધાથી, મનુષ્યમાત્રે યાવજ્જીવ કરવું જોઇએ. વિશ્વાસથી કરવું જોઇએ. શ્રદ્ધા શિવાયનું કરેલું બધું ઉખર ભૂમિમાં રોપેલા જેવું થાય છે. માટેજ પરમાત્મા અહીં શ્રદ્ધાની પ્રધાનતા વર્ણવે છે. ॥ ૨૮ ॥

॥ इति सप्तदशोऽध्यायः ॥

॥ हरिः ॐ तत्सत् ॥



॥ ॐ श्री कृष्णाय परमात्मने नमः ॥

॥ अथाष्टादशोऽध्यायः ॥

अर्जुन उवाचः- अर्जुन બોલ્યાઃ-

संन्यासस्य महाबाहो ! तत्त्वमिच्छामि वेदितुम् ।
त्यागस्य च हृषीकेश ! पृथक्केशिनिषूदन ॥ १ ॥

હે મહાબાહો ! સંન્યાસના તત્ત્વને તથા હે જીતેન્દ્રિય ! હે કેશિનિષૂદન ! ત્યાગના તત્ત્વને હું ભિન્નભિન્ન રીતે જાણવાને ઇચ્છું છું. ॥ ૧ ॥

અત્યાર સુધીમાં એટલે કે બીજા અધ્યાયના અગીઆરમા શ્લોકથી માંડીને સત્તરમા અધ્યાયના અંત સુધીમાં ભગવાને જે કાંઈ કહેવા જેવું હતું તે કહી દીધું છે સમસ્ત ગીતાનો અર્થ એટલામાં સમાપ્ત થઈ જાય છે. ભગવાને જીવન જીવવાનો મહામન્ત્ર અત્યાર સુધીમાં ઉપદેશી દીધો છે. ધ્યાનજ્ઞાન પૂર્વક, અનન્ય ભક્તિથી, પરમશ્રદ્ધાથી, શિષ્ટસંમત, વેદોક્ત, જાત જાતિ અને દેશની ઉન્નતિનાં સાધન રૂપ, તમામ કર્મો, યાવજ્જીવ, ફલાશા છોડી, કેવલ કર્તવ્ય બુદ્ધિથી, માણસે કરવાં જોઈએ આટલો છે ભગવતી ગીતાનો પિંડાર્થ. આ પિંડાર્થ લોકના કલ્યાણ કાજે અને અર્જુનના યથાર્થ દૃઢ નિશ્ચય માટે ફરી એકવાર સંક્ષેપમાં કહેવો રહ્યો. જ્યાં સુધી આ ગીતાર્થ પરત્વે સાચો નિશ્ચય ન થાય અને એ અર્થનું દૃઢતાથી ગ્રહણ ન થાય ત્યાં સુધી અર્જુન કે લોક કોઈ પણ આ ભગવાન વેદે કથેલા ગીતાર્થ રૂપ કર્મયોગમાં એકાએક નિઃશંકપણે ન પ્રવર્તે જો લોકને આ અર્થને લગતો સાચો નિશ્ચય થાય અને દૃઢતાપૂર્વક એ અર્થનું ગ્રહણ થાય તો લોકો નિઃશંકપણે એમાં પ્રવર્તે. પ્રવર્તે તો અભ્યુદય અને નિઃશ્રેયસને પામે. આથી દયામય કરુણામૂર્તિ ભગવાન કૃષ્ણચન્દ્ર ફરી એકવેળા સમસ્ત ગીતાર્થને સંક્ષેપમાં કહેવાને માટે અઢારમો અધ્યાય આરંભે છે. અઢારમો અધ્યાય એ ગીતાર્થનું પુનર્દોહન છે. એ ગીતાનું સિંહાવલોકન છે. એમાં ભગવાનની અમૃતમયી વાણીનું નવનીત છે પહેલો શ્લોક અર્જુનના પ્રશ્ન-

રૂપ છે. ગીતાજીના અર્થરૂપ કર્મયોગમાં પ્રવૃત્ત થવાને માટે સંન્યાસ અને ત્યાગ શબ્દ વારંવાર બાધા ઉત્પન્ન કરે છે. એટલે આ બે શબ્દોનો સત્યાર્થ જાણવાની ઇચ્છાથી અર્જુન પૂછે છે કે મહાબાહો! સંન્યાસનું તત્ત્વ જાણવાને હું ઇચ્છું છું. હે જીતેન્દ્રિય! હે કેશીનિષૂદન કૃષ્ણ! અને ત્યાગનું તત્ત્વ હું જાણવા ઇચ્છું છું આ બન્નેનું એટલે કે સંન્યાસ અને ત્યાગનું તત્ત્વ જુદું જુદું-હું જાણવા ઇચ્છું છું. તત્ત્વ શબ્દનો શબ્દાર્થ 'તેપણું'. તેપણું એટલે કે વસ્તુનું વસ્તુપણું. વસ્તુનું વસ્તુપણું એટલે કે સ્વરૂપ-યથાર્થતા-કોઇપણ વસ્તુનું અનારોપિત અને અબાધિત જે નિજરૂપ તે નિજરૂપ એટલે તત્ત્વ. અર્થાત્ હે ભગવન્! સંન્યાસ અને ત્યાગ-આ બન્નેનું તત્ત્વ-નિજરૂપ-અનરોપિત-અબાધિત નિજસ્વરૂપ શું છે તે મને જુદું જુદું જાણવાની ઇચ્છા છે. અર્થાત્ હે કૃષ્ણ! સંન્યાસ શબ્દનો તાત્ત્વિક અર્થ શો છે અને ત્યાગ શબ્દનો તાત્ત્વિક અર્થ શો છે તે મને કહો. તેની મને જીજ્ઞાસા છે. સંન્યાસ અને ત્યાગ બન્ને શબ્દોનું એકજ તત્ત્વ છે કે બન્નેનું તત્વ જુદું છે. જો એકાર્થજ હોય તો તે અર્થ કયો? અને જો તે બન્નેના ભિન્ન ભિન્ન વાસ્તવ અર્થ હોય તો તે અર્થો મારે જાણવા છે. કૃપા કરીને આ મારી જીજ્ઞાસાને આપ તોષો! ॥ ૧ ॥

श्रीभगवानुवाच:- શ્રી ભગવાન બોલ્યા:-

काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।
सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥ २ ॥

કવિઓ કામ્યકર્મના ત્યાગને સંન્યાસ કહે છે. વિચક્ષણ લોકો સર્વકર્મના ફલના ત્યાગને ત્યાગ કહે છે. ॥ ૨ ॥

આમ સંન્યાસ અને ત્યાગનું અર્જુને આગલા શ્લોકમાં તત્વ પૂછ્યું. પૂછનારને તો ભગવાન તરતજ જવાબ આપે-જો પૂછનાર સહૃદયતાથી અને પવિત્રતાથી પૂછતો હોય તો. આથી વિના વિલંબે મહર્ષિ અને મહામુનિ શ્રી પરમાત્મા કૃષ્ણચન્દ્ર અર્જુનના પ્રશ્નનો ઉત્તર આપતાં કહે છે કે હે અર્જુન! કામ્ય કર્મોના ન્યાસને કવિઓ સંન્યાસ જાણે છે. અને સર્વ-કર્મના ફલના ત્યાગને વિચક્ષણ પુરુષો ત્યાગ કહે છે અર્થાત્ હે અર્જુન! તારો પ્રશ્ન અતિ ઉચિત છે સંન્યાસ અને ત્યાગનું તત્વ હું તને સમજાઉં

છું. કવિઓ કામ્યકર્મના ન્યાસને સંન્યાસ એમ જાણે છે. અર્થાત્ સંન્યાસ શબ્દનો વાસ્તવ અર્થ કામ્યકર્મોનો ન્યાસ છે. કામ્યકર્મો એટલે કે ફલાશાથી કરવામાં આવતાં કર્મો જે જે કર્મો દષ્ટ અગર તો અદષ્ટ ફલની ઇચ્છાથી પ્રેરાઇને કરવામાં આવે તે તે તમામ કર્મો, પછી તે વૈદિક હો અગર લૌકિક હો, કામ્યકર્મ છે. આવાં કામ્યકર્મોનો ન્યાસ એટલે સ્વરૂપે ત્યાગ. સ્વરૂપેજ કામ્યકર્મોને તજવાં તે. અર્થાત્ કોઇપણ સંજોગમાં કામનાથી વીંધાયેલાં કર્મો ન કરવાં–આવાં કામ્યકર્મોનો જે પરિત્યાગ–એટલે કે તેમને ન કરવાં–તેનું નામ છે સંન્યાસ. કામ્યકર્મોને સ્વરૂપેજ તજીદેવાં–કામ્યકર્મો કામ્ય હોઇને છેવટે બંધક છે–દુઃખને નોતરનારાં છે–કામના હોઇને તેમાં સ્વરૂપ દર્શન નથી એવી સમજ હોઇને કામ્યકર્મનો ત્યાગ કરવો એને સંન્યાસ જાણે છે. સંન્યાસ શબ્દનું આ તત્વ કોને જણાયું છે? કવિઓ આમ જાણે છે. કવિ એટલે ક્રાન્તદર્શી–વેદ–વિદ્વાન પુરુષ. અર્થાત્ જેણે વેદના મહાર્ણવનો પાર જોયો છે તેને એ સમજાયું છે કે કામ્યકર્મો આત્માની અવનતિ કરનારાં છે. આથી વિવેકી મનુષ્યે કામ્યકર્મનો તો સ્વરૂપેજ ત્યાગ કરવો જોઇએ. આમ વેદ વિદ્વાન કવિનું સંન્યાસ પરત્વે દર્શન છે. અર્થાત્ સંન્યાસ શબ્દનું તત્વ કામ્યકર્મનો પરિત્યાગ છે. પરંતુ હે અર્જુન! તમામ કર્મના ફલનો ત્યાગ કરવો એને વિચક્ષણ પુરુષો ત્યાગ કહે છે. અર્થાત્ હે અર્જુન! કર્મમાત્રના ફલનો ત્યાગ કરવો એનું નામ ત્યાગ છે. કર્મ સકામ હોય કે નિષ્કામ હોય–નિત્ય હોય કે નૈમિત્તિક હોય, કર્મમાત્ર કરવાં, પણ કરેલાં કર્મોના ફલનો ત્યાગ કરવો એનું નામ ત્યાગ છે. અર્થાત્ હે અર્જુન! સંન્યાસ કરતા ત્યાગ એક ડગલું આગળ જાય છે. સંન્યાસ ફક્ત કામ્યકર્મનો પરિત્યાગ ફરમાવે છે. ત્યાગ કોઇપણ ઉચિત સ્વાભાવિક કર્મનો ત્યાગ ફરમાવતો નથી. ત્યાગ તો કર્માચરણ માંગે પણ કર્મફલના ત્યાગને ફરમાવે છે. સંન્યાસી કામ્યકર્મો કરેજ નહીં. ત્યાગીને માટે કશું ઉચિત, ન કરવા જેવું છેજ નહીં. મનુષ્યને માટે ન કરવાપણું હોઇ શકતું નથી. કેમકે કશું ન કરવાની ઇચ્છા અપૂર્ણ છે. ન ઇચ્છો તોયે કર્યા શિવાય રહી શકાતું નથી. આથી જક કરી અમુક ન કરવું એવો ત્યાગીનો આગ્રહ નથી. ત્યાગી તો મનુષ્યની અને જે વિશ્વમાં મનુષ્યને વર્તવાનું છે તે વિશ્વની રચનાને જાણે છે. એમાં નિષ્ક્રિય રહી શકાતું નથી. તો જ્યાં નિષ્ક્રિય રહી શકાતુંજ નથી ત્યાં કોઇકવેળા નિષ્ક્રિય રહેવું અને કોઇકવેળા સક્રિય રહેવું–એમ વર્તવાની ઇચ્છા કરવી–આગ્રહ રાખવો એમાં અધુરું દર્શન છે. આથી ત્યાગીને માટે કર્મનો સ્વરૂપે ત્યાગ નથી. પરંતુ ત્યાગીનો વિરુદ્ધ તો ...

ફલત્યાગમાં છે બધું કરવા જેવું તો કરવાનુંજ પણ તે તમામ કર્મના ફલની આશા છોડીને કરવાનું. અર્થાત્ ત્યાગીનો ત્યાગ કર્મના ફલને તજે છે કર્મને તજતો નથી અને આમાં વિશિષ્ટ દર્શન છે. એટલે કે ખાસ સમજ છે. જ્યારે ન કરવાની આપણી ઈચ્છા તોપણ એવીજ નથી તો પછી ન કરવાનો આગ્રહ રાખવો એ મિથ્યા છે. ત્યારે સત્યાગ્રહ કયો છે? કરવું અને છતાં ન કરેલા જેવું રહેવું. એટલે કે કરવું છતાં કરેલાનું ફળ તજવું. એટલે કે કર્મ કર્યા છતાં કર્મના ફલને આત્મસમવાયી ન બનાવવું અર્થાત્ નિત્ય નૈમિત્તિક તમામ કર્મોને કરવા છતાં તેતે કર્મોના ફલમાં આસક્તિ–મમતા–ભોક્તૃત્વબુદ્ધિ ન રાખવી એવું નામ ત્યાગ છે. આમ સંન્યાસ કામ્યકર્મનો સ્વરૂપે ત્યાગ શીખવે છે. ત્યાગ કોઈપણ કર્મનો સ્વરૂપે ત્યાગ ન શીખવતાં ફલત્યાગ શીખવે છે. સંન્યાસનું દર્શન કવિનું છે પણ ત્યાગનું દર્શન તો વિચક્ષણનું છે વિચક્ષણ એટલે વિશેષ દર્શનવાળો. જેને જીવન પરત્વે સાચું દર્શન થયું છે તે વિચક્ષણ છે–ખાસ દર્શન થયું છે તે વિચક્ષણ છે સંન્યાસમાં જરૂર દર્શન છે. પણ ત્યાગમાં તેના કરતાં એ વિશિષ્ટ દર્શન છે. આથી સંન્યાસ અને ત્યાગમા ત્યાગનો મહિમા ઉદાત્તતર છે અને ત્યાગજ તો ગીતાર્થ છે ॥ ૨ ॥

त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः ।
यज्ञदानतपःकर्म न त्याज्यमिति चापरे ॥ ३ ॥

કેટલાક બુદ્ધિશાળીઓ કર્મ દોષવાળું છે, તેથી ત્યજવાને યોગ્ય છે એમ કહે છે. તથા સર્વશ્રેષ્ઠ લોકો યજ્ઞ, તપ અને દાન તજવાયોગ્ય નથી એમ કહે છે. ॥ ૩ ॥

આમ આગલા શ્લોકમાં સંન્યાસ અને ત્યાગ શબ્દનો તાત્વિક અર્થ ભગવાને સમજાવ્યો. હવે કર્મત્યાગના વિષયમાં મતાન્તરે ટાંકતાં કહે છે કે હે અર્જુન! કેટલાએક મનીષીઓ કર્મમાત્ર હિંસાદિ દોષથી દુષ્ટ છે એથી સ્વરૂપે ત્યાજ્ય છે એમ કહે છે, જ્યારે બીજા સર્વોત્કૃષ્ટ લોકો યજ્ઞ–દાન અને તપ કર્મસ્વરૂપે ત્યજવાં યોગ્ય નથી એમ કહે છે. અર્થાત્ હે અર્જુન! કેટલાક બુદ્ધિશાળી સૂક્ષ્મદર્શી અને વિવેકી પુરુષોના મત પ્રમાણે કર્મમાત્ર દોષથી વેધાયેલું હોઇને સ્વરૂપે જ ત્યાજ્ય છે. કર્મમાત્રમાં ક્યાંકને ક્યાંક હિંસા વિગેરે દોષ વળગેલોજ હોય છે એવું એકપણ કર્મ નથી

જે દોષમુક્ત હોય. તો જે દોષમુક્તજ નથી તેનું આચરણ કરી દોષવિધ્ધ થવું એતો અવિવેક છે કાદવમા પગ મુકીને પછી તેને ધોવા કે જવો એ ન્યાયના કરતાં તો કાદવને અડકવુંજ નહીં એ વધારે ડહાપણનું કામ છે એમ તેઓનું માનવું હોઈને તેઓ કર્મમાત્રનો સ્વરૂપથીજ ત્યાગ ઇષ્ટ માને છે. પરંતુ જેઓ આવા મનીષીઓ કરતાં પણ ઉચી હૃદયદશાવાળા છે તેઓનું સ્પષ્ટ મન્તવ્ય છે, કે યજ્ઞ દાન અને તપ કર્મ તો ન ત્યજવા કેમકે તેઓની એ સમજ છે કે કર્મમાત્રનો સ્વરુપે ત્યાગ અશક્ય છે. જો કર્મમાત્રનો સ્વરૂપે ત્યાગ મનુષ્યને માટે અશક્યજ છે અને કાંઇનું કાંઈ પણ કર્યા શિવાય છૂટકો જ નથી તો પછી, પ્રકૃતિ સામે બળવો ન કરતા આત્માને અનુકૂલ અને વધારે સ્પષ્ટ રીતે પ્રકટ કરનારાં, ઉચે દોરનાર, એવાં એવાં જે શુભ કર્મો છે તેને, તે કર્મનો લેપ ન લાગે એ રીતે કરવામાં જ માનવમતિનો વિજય છે એમ કહે છે આમ કર્મત્યાગની બાબતમા દાર્શનિકોના આવા બે મત છે ॥ ૩ ॥

निश्चयं श्रृणु मे तत्र त्यागे भरतसत्तम! ।
त्यागो हि पुरुषव्याघ्र! त्रिविधः संप्रकीर्तितः ॥ ४ ॥

હે ભરતોમાં શ્રેષ્ઠ! તેમાં–ત્યાગના વિષયમાં મારા નિર્ણયને તું સાંભળ–કેમકે હે પુરૂષવ્યાઘ્ર! કર્મોનો ત્યાગ ત્રણ પ્રકારનો ગવાયો છે ॥ ૪ ॥

આમ જ્યારે ભગવાને કહ્યુ ત્યારે અર્જુને સીધું જ કહ્યુ કે હે ભગવન્! એ દાર્શનિકોની વાત જવાદો આપનો શો નિશ્ચય છે તે જ જણાવો. કેમકે આપનો નિશ્ચય એ મારે માટે છેવટનું પ્રમાણ છે તો કૃપા કરીને આપનું જે દર્શન હોય તેજ મને કહો. આવી અર્જુનની પ્રાર્થના થતાં ભગવાન બે શ્લોકદ્વારા પોતાનું અન્તિમ મન્તવ્ય બતાવતાં કહે છે કે હે અર્જુન! આ કર્મત્યાગના વિષયમાં જે મારો નિશ્ચય છે તે તું સાંભળ હે પુરુષસિંહ અર્જુન! કેમકે ત્યાગ ત્રણ પ્રકારનો કહેવાયો છે. અર્થાત્ હે અર્જુન! આવા સૂક્ષ્મ વિષયમા તું મારો જે છેવટનો નિર્ણય છે તે સાંભળ. મારા શિવાય આવી જીવનના મર્મને સ્પર્શનારી વાતનો છેવટનો નિર્ણય તને કોઇ આપી શકે એમ નથી. કેમકે અલ્પજ્ઞતું એમાં ગજું નથી! આ કર્મનો ત્યાગ સાત્વિક વગેરે ભેદને લઇને ત્રણ પ્રકારનો થાય છે તે

ત્રણ પ્રકારના ત્યાગમાંથી સંન્યાસ અને ત્યાગ શબ્દનો જે તાત્વિક અર્થ છે તેને તું મારા કથને-મારા કથન મુજબ નિર્ણીત કરજે ॥ ૪ ॥

**यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत् ।**
**यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ ५ ॥**

યજ્ઞ, દાન અને તપ, આ ત્રણ કર્મ ન ત્યજવાં, તે તો કરવાં જ. કેમકે યજ્ઞ, દાન અને તપ નિશ્ચય વિવેકીઓને પવિત્ર કરનારા છે ॥ ૫ ॥

હે પ્રિય અર્જુન ! તારા આગળ હૃદયનો મર્મ ખોલું છું હે વત્સ ! યજ્ઞ દાન અને તપને કદી ન તજવાં તે તો કરવાં જ કેમકે વિવેકી પુરૂષો માટે યજ્ઞ, દાન અને તપ એ પવિત્ર કરનારા છે અર્થાત્ હે અર્જુન ! મારો નિશ્ચય આ છે કોઇપણ સંજોગમાં, કોઇપણ દેશમાં કોઇપણ કાળમાં, કોઇપણ મનુષ્યે, યજ્ઞ, દાન અને તપમાં જેનો સમાવેશ થાય છે એવાં કર્મો છોડવાનાં નથી ! એ કર્મો તો મનુષ્યે કરવાનાંજ છે એમાં અપવાદજ નથી ! આ કર્મો કેમ કર્તવ્ય તરીકે છે એમ જો તું પૂછતો હોય તો હે અર્જુન ! એમાં એક મહાન હેતુ છે વિવેકી પુરૂષો માટે આ ત્રિવિધ કર્મો પાવન છે પાવન એટલે કે વિશુદ્ધિ સાધનારાં છે એટલે કે પવિત્રતાના ઉત્પાદક પોષક અને સ્થિરતાસ્થાપક છે સર્વ દુરિતોનો નાશ કરનારાં છે આત્મ શુદ્ધિમાં આત્મદર્શન છે અને આત્મદર્શનમાં શાશ્વત સુખ શાંતિ અને મોક્ષ છે જો આત્મદર્શન મનુષ્યનું જીવનધ્યેય છે તો પછી આત્મશુદ્ધિ એ તેને માટે અનિવાર્ય છે આત્મવિશુદ્ધિ સિવાય જીવને કદી શાંતા નથી થવાથી ,અને આત્માને સારૂં-ચોકખો-નિર્મળ કરવાને માટે આ ત્રણ કર્મો છે યજ્ઞ દાન અને તપ કર્મનું અંતિમ પરિણામ આત્મશુદ્ધિ છે તો હે પ્રિય અર્જુન ! આત્મશુદ્ધિને આપનારા આ ત્રણ કર્મો તો માણસના હિતૈષી છે. સુહૃદ્ધર્મ બજાવે છે તેનો ત્યાગ સ્વપ્ને પણ ઈષ્ટ નથી આમ વિવેકી મતિવાળાને માટે યજ્ઞાદિ કર્મો પાવન હોઇને તેમનો ત્યાગ એ મોહ છે અને કર્મો જીવ વિવેકપથનો યાત્રાળુ નથી ! જીવમાત્રે એક દિવસ તો વિવેકી થવાનું છે -આથી તેમાંમને માટે આ ત્રિવિધ કાર્યક્રમ વિહિત છે એનો ત્યાગ એ હરામ છે ॥ ૫ ॥

एतान्यपि तु कर्माणि सङ्गं त्यक्त्वा फलानि च ।
कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥ ६ ॥

અને વળી હે પૃથાપુત્ર ! આ કર્મો પણ આસક્તિ અને ફલને ત્યજીને કરવાં જોઇએ, એવો મારો સ્થિર અભિપ્રેત સિદ્ધાન્ત છે. ॥ ૬ ॥

પણ હે ભગવન્ ! આતો કાદવકીચ્ચડમાં પડીને પછી પગને ધોવા જેવું છે !–કર્મમાત્ર દોષવિદ્ધ હોય છેજ એ અટલસિધ્ધાંન્ત છે, તો પછી યજ્ઞાદિ કર્મો પણ તેજ પાયરીનાં ગણાય. તો યજ્ઞાદિ કર્મો પાવન છે એ વાત તો લગભગ ગળે ન ઉતરે એવી છે. આવો અર્જુનનો મનોભાવ જાણતાં ભગવાન કહે છે કે હે અર્જુન ! તું ઠીક કહે છે. પણ હું તને એક એવી રીત બતાવું છું કે જેથી એ કર્મો દોષમુક્ત બને ! હું તને આ કર્મપાશનું એક અજબ વારણ બતાવું છું. એ વારણનો મંત્ર તું જાણી લે. તેને શીખી લે અને પછીથી તું કર્મ કર. તારૂં કલ્યાણ થશે. આ કર્મો પણ સંગ અને ફલને ત્યાગીનેજ કરવા યોગ્ય છે એવો હે પાર્થ ! મારો ઉત્તમોત્તમ નિશ્ચિત મત છે. અર્થાત્ હે અર્જુન ! આ યજ્ઞ, દાન અને તપ કર્મો પણ સંગ અને ફલનો ત્યાગ કરીને કરવાનાં છે. એટલે કે પ્રત્યેક કર્મમાંથી અહંકારની અને ફલની લાલસાની બાદબાકી કરીને પછી તે કરવાનાં છે કર્મના ઝેરને ઉતારવાનો આજ રામબાણ ઉપાય છે. સંગ અને ફલાશા એ બે તો કર્મરૂપી ઝેરીલા નાગના બે વિષમય ડંખો છે. એ ડંખોને પહેલાં ઉતારી લેવાના છે. પ્રત્યેક કર્મમાં નિરહંકાર અને ફલાશા ત્યાગ હોવા જોઇએ. દોષવિધ્ધ કર્મમાત્રને નિર્દોષ કરવાનો આ ઉપાય છે. અર્થાત્ હે અર્જુન ! યજ્ઞદાન અને તપ કર્મ 'હું કરૂં છું–મેં કર્યું છું' એવો અભિમાનને તજીને કરવાં અને તેના પ્રત્યક્ષ અપ્રત્યક્ષ ફલની લાલચને તિલાજલિ આપીને કરવાનાં છે. આ મારો ઉત્તમોત્તમ નિશ્ચિત અભિપ્રાય છે આ મારૂં છેવટનું દર્શન છે. તો હે અર્જુન ! યજ્ઞાદિ કર્મોના સ્વરૂપે ત્યાગને હું માનતો નથી કેમકે બીચારા કર્મો ! એમણે તારૂં શું બગાડ્યું ? અભિમાન અને ફલાશા માણસના શત્રુઓ છે. તેમને મ્હાત કર. એમને મ્હાત કરવાનું નામજ તો સંન્યાસ અને ત્યાગ છે. માટે મારા આ છેવટના નિશ્ચયને તું હૃદયમાં ઉતાર. ॥ ૬ ॥

नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।
मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥ ७ ॥

પરંતુ નિયત કર્મનો પરિત્યાગ ઘટતો નથી. ઉંધી સમજથી તેનો સંન્યાસ તામસ કહેવાયો છે. ॥ ૭ ॥

હવે ઉપલી વાતનોજ દૃઢ નિશ્ચય કરાવવાને માટે ભગવાન શ્રીકૃષ્ણને આગળ વધારતા ત્યાગની સાત્વિકાદિ ભેદે ત્રિવિધતા બતાવતા કહે છે કે હે અર્જુન ! નિયત કર્મનો સંન્યાસ તો યોગ્યજ નથી. ગેરસમજને લીધે તેનો ત્યાગ તામસ કહેવાયો છે અર્થાત્ હે અર્જુન ! જે કર્મો માણસને માટે અવશ્ય કર્તવ્ય છે તેનો સ્વરૂપે ત્યાગ સિધ્ધ થઇ શકે એમ નથી એ યુક્તિ વિરુધ્ધ છે. અક્કલવિરુધ્ધ છે પ્રકૃતિવિરુધ્ધ છે કોઇ રીતે એનું સમર્થન થઇ શકે એમ નથી નિયત કર્મ એટલે પ્રકૃતિ ને શાસ્ત્રે અવશ્ય કરવા માટે જે નક્કી કર્યાં હોય એવા કર્મો ભોજન શૌચાદિ કર્મો પ્રકૃતિ નિયત છે યજ્ઞદાન વગેરે શાસ્ત્ર નિયત છે મનુષ્યને માટે આ બન્ને–શાસ્ત્ર અને પ્રકૃતિએ નિયત–નક્કી કરેલાં કર્મોનો ન્યાસ–ત્યાગ એ પ્રજ્ઞાપરાધ છે મિથ્યાસમજનો માર્યો–ગેરસમજુતિને લઇને–કર્તવ્ય અકર્તવ્યના સુસ્પષ્ટ–નીતિગ વિવેકના અભાવને લઇને જો કોઇ તેનો ત્યાગ કરે–શાસ્ત્રીય અને પ્રાકૃતિક કર્મોને છોડી બેસે તો તેનો એ ત્યાગ તામસ છે અને તામસ ત્યાગ ઉધ્ધારક નથી એતો અધોગતિ કરનારો છે યાવજ્જીવ ભોજનાદિ કર્મો છૂટે એવા નથી તેને છોડવાની જીદ મૂર્ખતા છે તો પછી બાકી રહ્યા ઉન્નતિ કરનારા યજ્ઞાદિકર્મો તેને ત્યજવાથી બેવડો ગુન્હો છે એકતો કંઇ ન કરવાથી ઉન્નતિ ન મળે અને ન કરવાથીજ અવનતિ મળે અને ન કરવાની ઇચ્છા તોપણ એની ન હોવાથી કરવા જેવું ન કરતાં, ન કરવા જેવું માણસ કરે તો અંતે તેનો અધઃપાત નિશ્ચિત છે તો હે અર્જુન ! શાસ્ત્રીયકર્મોનો ત્યાગ તો વળી વધારે બેવકૂફી આથીજ તેવો ત્યાગ એ તામસ છે મતિમન્દ સિવાય એનું કોઇ સમર્થન ન કરે ॥ ૭ ॥

दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ।
स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ॥ ८ ॥

જે, કર્મ દુઃખ છે એમ વિચારીનેજ શરીર દુખના ત્રાસથી ત્યજે છે તે રાજસ ત્યાગને કરીને, તે ત્યાગી, ત્યાગનું ફળ પામતો નથીજ. ॥ ૮ ॥

આમ આગલા શ્લોકમા નિયતકર્મના મોહને લઇને પરિત્યાગને તામસ ત્યાગ કહ્યો હવે રાજસ ત્યાગ સમજાવતા કહે છે હે અર્જુન! જે કાઇ કર્મ 'આતો દુખદાયક છે–દુખસાધ્ય છે' એમ વિચારી કાયાના ક્લેશના ભયથી તજે છે તેને રાજસ ત્યાગ કહે છે આ રાજસ ત્યાગને કરીને મનુષ્ય કદીપણ ત્યાગનુ ફલ પામતો નથી અર્થાત્ હે અર્જુન! જે કર્મના ત્યાગ પાછળ "આતો દુખદાયક છે–મહા મહેનતે સિદ્ધ થાય એવું છે" એવી યત્નભીરુ મનોદશા હોય અને તે ઉપરાત કોના આ કામ કરવાથી કંતાઇ જશે–મારા શરીરને ખેદ ક્લેશ થશે એવો ભય હોય અને એવી મનોદશા અને ભયનો માર્યો જે માણસ કાયર બની નિયત કર્મને તજે તે માણસનો ત્યાગ રાજસ કહેવાય છે આવો રાજસ ત્યાગ ફલદાયી નથી કેમકે એમા સાચા–વાસ્તવિક ત્યાગનુ દર્શન નથી એતો ભયનો માર્યો, દુખની વેદનાની કલ્પનાનો માર્યો, ત્યાગ થાય છે આથી એ ત્યાગ એવો સાત્વિક ત્યાગ નથી પણ ભયભીરુનો–કાચી કાયાને સાચવી રાખવા માગનાર કૃપણનો–ત્યાગ છે આથી આવા કર્મત્યાગ પાછળ કશું ફળ નથી. ॥ ૮ ॥

> कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।
> सङ्गं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः ॥ ९ ॥

હે અર્જુન! જે નિયત કર્મ મારે કરવુંજ જોઇએ એટલું વિચારી સંગ અને ફલને ત્યજીને કરાય છે, તે ત્યાગ સાત્વિક મનાયો છે. ॥ ૯ ॥

આમ રાજસ અને તામસ ત્યાગ વર્ણવ્યો. હવે સાત્વિક ત્યાગનું વર્ણન કરતાં ભગવાન કહે છે કે હે અર્જુન! સંગ અને ફલનો ત્યાગ કરીને માણસ હોઇને મારે કરવુ જોઇએ એ બુદ્ધિથી જે અવશ્ય કર્તવ્ય કર્મ કરાય છે તે ત્યાગ સાત્વિક છે એવો મત છે અર્થાત્ હે અર્જુન! ત્યાગ તો સંગ અને ફળબુદ્ધિનો કરવાનો છે કર્મનો ત્યાગ તો બનાવટ છે

કર્મનો ત્યાગ યુક્તિથી, શાસ્ત્રથી, સ્વભાવથી કે વિચારથી સિદ્ધ થાય એમ નથી આથી પુરુષાર્થનો વિષય છે સંગત્યાગ અને ફલાશાનો ત્યાગ. અર્થાત્ જે કર્મ કર્તાપણાના અભિનિવેશ-જીદ્દી આગ્રહ શિવાયનું અને ફલાશાની મધુરતમ લાલચ શિવાયનું હોય તે કર્મ કર્તવ્યબુદ્ધિથી કરાયેલું અવશ્ય કર્મ હોવા છતાંએ ત્યક્તકર્મ છે. સંગ અને ફલનો ત્યાગ એટલેજ ત્યાગ છે. કર્મનો ત્યાગ એ ત્યાગ નથી. આથી જે મનુષ્ય સંગ અને ફલને તજી જાતિ દેશ અને આત્માની ઉન્નતિનાં સાધનરૂપ અવશ્ય કર્તવ્યકર્મોને કેવલ કર્તવ્યબુદ્ધિથી આચરે તે મનુષ્ય-સંન્યાસી છે તેજ ત્યાગી છે. સ્વરૂપે કર્મનો ત્યાગી તો ગમાર છે. અનભિજ્ઞ છે. શાસ્ત્રમર્મનો જાણકાર નથી. ॥ ૯ ॥

**न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ।**
**त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥ १० ॥**

**સાત્વિક-ત્યાગી-આત્મનિષ્ઠ-મેધાવી-નિઃસંશય મનુષ્ય, અકુશલ કર્મનો દ્વેષ કરતો નથી, અને કુશલમાં ચોંટતો નથી. ॥ ૧૦ ॥**

આમ સાત્વિક ત્યાગ સંગ અને ફલને છોડવામાં છે એમ ભગવાને બતાવ્યું. આવા સાત્વિક ત્યાગી મનુષ્યનાં આંતર લક્ષણો હવે ભગવાન બતાવે છે કે જેથી સાધક પોતાનામા તે લક્ષણોનો અવતાર છે કે નહીં તે જોઇલે. અને જો ન હોય તો-તેને પોતાનામાં સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે. આથી રાજસ અને તામસ ત્યાગીથી સાત્વિક ત્યાગીનો ભેદ બતાવતાં ભગવાન કહે છે હે અર્જુન! સાત્વિક ત્યાગવાળો, સત્વથી ભરપૂર, મેધાવી અને કપાઇ ગયેલા સંશયવાળો પુરુષ અકુશળ કર્મનો દ્વેષ નથી કરતો, કુશળ કર્મમાં ચોંટતો નથી. અર્થાત્ હે અર્જુન! સાત્વિક ત્યાગી પુરુષની છેવટની હૃદયસ્થિતિ કેવી હોય છે તે હું તને બતાવું. તારી તેવી હોય તો માનજે કે તું ત્યાગી છે. જેનામા સાત્વિક ત્યાગ વિકસ્યો છે એટલે કે જેણે કર્તૃત્વનું અભિમાન અને ફલાશાને સમજ પૂર્વક તજ્યાં છે, જે સત્વથી પરિપૂર્ણ છે એટલે કે જે પુરુષનામાં સત્વગુણના સ્થિર ઉભરાને લીધે આત્માને લગતું સ્થિર જ્ઞાન પ્રકટ્યું છે એટલે કે જે માણસ આત્મનિષ્ઠ છે, વળી જે મેધાવી છે-મેધાવી-એટલે કે ધારણાશક્તિયુક્ત બુદ્ધિવાળો છે અર્થાત્ જેની બુદ્ધિમાં કર્મયોગની સ્થિર સમજ ઉગી છે અને

અને આથીજ જે છિન્નસંશય છે—છિન્ન એટલે કે કપાયેલા, સંશય એટલે અનિશ્ચય, અર્થાત્ જે માણસ કર્તવ્યકર્મની બાબતમાં સંદેહ વગરનો છે—જેના હૃદયમાં વેદવિહિત કર્મ કરવું કે તજવું એવો સંદેહ નથી પણ કર્તવ્ય કરવુંજ એવો નિઃસન્દેહ નિશ્ચય છે તે પુરુષ અકુશળ કર્મનો દ્વેષ નથી કરતો, કુશળ કર્મના ઉપર રાગ નથી કરતો. કુશળ કર્મ એટલે કાયાના ક્લેશવિના અનાયાસે જે કર્મો થાય તે કર્મો. અર્થાત્ જે કર્મ વિના મહેનતે સુખ પૂર્વક થાય તે કર્મ કુશળ કર્મ. તેનાથી ઉલટાં જે અકુશળ કર્મ એટલે કે કાયાના ક્લેશે—મહામહેનતે જે કર્મ થાય—દુઃખપૂર્વક જે કર્મ થાય તે અકુશળ. આવો સાત્વિકત્યાગી—આત્મનિષ્ઠ મેધાવી અને નિઃસન્દેહ પુરૂષ સ્વવર્ણને ઉચિત કર્મ કુશળ હો અગર અકુશળ હો—વિના રાગદ્વેષે તેને આચરશે. અકુશળ કર્મને જોઇને તે ચીડવાશે નહીં—મનમાં કંકાસ કે કચવાટ કરશે નહીં. ક્રોધ કરશે નહીં. કુશળને જોઇને મલકાશે નહીં—હર્ષ કરશે નહીં—રાગી બનશે નહીં. કેમકે તે જાણે છે કે કર્મ કરવાં એ મારી ફરજ છે. આથી વિના-રાગદ્વેષે કેવળ કર્તવ્યબુદ્ધિથી તેવો પુરૂષ શ્રદ્ધા અને ભક્તિપૂર્વક આમ કુશળ અગરતો અકુશળ કર્મને વિધિપૂર્વક કરશે. અર્થાત્ હે અર્જુન ! કર્મમાં કદાપિ કુશળતા અકુશળતા નથી. એ બધી મ્હોંકાણ તો મનની છે. એ મનમાથી ત્યાગના પ્રભાવે જેણે કુશલતા અકુશલતાના ખ્યાલને હાંકી કાઢયો છે તે ત્યાગી છે. ॥૧૦॥

न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥ ११ ॥

**કેમકે શરીરધારી વડે સંપૂર્ણ પણે કર્મો ત્યજવાં શકય નથી. આથી જે કોઇ કર્મ ફલનોજ ત્યાગી છે તે ત્યાગી એમ કહેવાય છે. ॥ ૧૧ ॥**

આમ આગલા શ્લોકમાં સાત્વિક ત્યાગીની જીવનચર્યા બતાવી. હવે એમાંથી ફળતા અને પૂર્વથીજ સિદ્ધ એવા જીવનનો છેવટના સિદ્ધાન્તને દૃઢ કરતાં દયામય ભગવાન્ કહે છે કે હે અર્જુન ! દેહધારીવડે પૂર્ણપણે કર્મો ત્યજવાં શક્ય નથી. અને આથીજ જે કર્મફલત્યાગી છે તે ત્યાગી એમ કહેવાય છે. અર્થાત્ આ શ્લોકમાં ભગવાન પોતાનો છેવટનોજ મત આલેખે છે. હે અર્જુન ! દેહધારીને માટે સંપૂર્ણ કર્મ છૂટી શકતાંજ

નથી કેટલાક તો છોડી દે અને કેટલાંક તો અનિચ્છાએ પણ કરવાંજ પડે, આવી સ્થિતિનું નામ પૂર્ણ કર્મત્યાગ ન કહેવાય. જો તમામ કર્મો છૂટીજ શકતાં હોય તો તેર કર્મનો સ્વરૂપત્યાગ સમજી શકાય. પણ દેહધારી જ્યાસુધી દેહવાળો છે ત્યાં સુધી કર્મત્યાગ કલ્પનામાત્ર છે–ફાંફાં છે. કેમકે શરીરયાત્રાના નિર્વાહ પૂરતાં. પણ કર્મતો કરવાંજ પડે. તો, હે અર્જુન! કર્મનો સંપૂર્ણ ત્યાગ જ્યારે શક્યજ નથી ત્યારે તે ત્યાગનો આદર્શ રાખવો–તે ત્યાગને શાસ્ત્રસંમત બતાવવાનો મોહ રાખવો એ કેવળ ફાંફા છે. એમાં વસ્તુસ્થિતિના તરફ આંખમીંચામણાં, છે. અને એથીજ કર્મનો સ્વરૂપે ત્યાગ એ ત્યાગ નથી. પણ મૂર્ખતા છે–બેભાનપણું છે. ફાંફાં છે. કેવળ કલ્પનામાત્ર છે. પરંતુ જે માણસ કર્મફલનો ત્યાગી છે તેજ ત્યાગી છે–અર્થાત્ કર્મમાં તો કશું છોડવું ન છોડવું એ આપણા હાથની વાતજ નથી. કર્મ કરવામાં આપણે પરતંન્ત્ર છીએ–પ્રકૃતિતન્ત્ર છીએ. આથી કર્મ ન કરવાનો આપણો અભિલાષ પૂરાય એવો નથી. આથી કર્મફલનો ત્યાગ એજ આપણા માટે શક્ય છે. અને શક્યનો ઉપદેશ હોય. અશક્યનો નહી! આથી કર્મફલનો ત્યાગજ ત્યાગ છે અને એ ત્યાગીનેજ ત્યાગી કહેવાય. કર્મફલનો ત્યાગ થયો એટલે કર્મ તો બીચારાં નિસ્તેજ–થઈ જાય એટલે કે કર્તા ઉપર તેમનો રતિભાર પણ બોધક પ્રભાવ ન પડે. આમ કર્મની અંદર રહેલી જે દુઃખદાયક શળ છે તે તો કર્મફલની લાલચ છે. એ કર્મફલની લાલચને દૂર કરી એટલે કર્મનું દુઃખદાયકપણુંજ મટી જાય! અને આનુંજ નામ જીવનનો મહામંત્ર છે. કર્મફલનો ત્યાગ ગીતાનો ઉપદેશ છે. કર્મનો ત્યાગ ગીતાને ભાવતોજ નથી! ॥ ૧૧ ॥

अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम्
भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित् ॥ १२ ॥

'દુઃખ, સુખ, અને સુખદુઃખ ઉભય, એવું ત્રણ પ્રકારનું કર્મોનું ફલ હોય છે. તે અત્યાગીઓને મરીને થાય છે. સંન્યાસીઓને ક્યાંએ ફલનું નથીજ. ॥ ૧૨ ॥

કર્મફલનો ત્યાગ કરવાથી કર્મનું ફલ નથી મળતું એમ નથી. કર્મમાત્ર અવશ્ય ફલદાયી તો થાય છે–પણ ત્યાગીને તે ફળ સ્પર્શી શકતાં

નથી. તેને તે મ્હાત કરી શકતાં નથી-તેને તે બીચારો-હીન-દીન-કાંગા-રોળ કરતા બનાવી શકતા નથી. કર્મનો આત્મા ઉપર ફલદૃષ્ટિએ પ્રભાવજ ન પડે એવી કોઇ અજબ મનોભૂમિકા-કર્મફલના ત્યાગથી કેળવાય છે એ વાત-સિદ્ધાન્તને બતાવતાં આચાર્યોના આચાર્ય પરમગુરૂ કૃષ્ણચન્દ્ર કહે છે કે હે અર્જુન! સુખ દુઃખ અને સુખ દુઃખનું મિશ્રણ એમ ત્રણ પ્રકારનું કર્મનું ફલ, એ જેઓ ફલત્યાગી નથી તેમને, પરલોકમાં મળે છે. પરંતુ સંન્યાસીને એટલે કે ફલત્યાગીને કદી કયાંયે મળતું નથી. અર્થાત્ હે અર્જુન! સામાન્યપણે કર્મમાત્ર સુખ, દુઃખ કે સુખ દુઃખનું મિશ્રણરૂપી ફલ આપે છે. આ ફલ કોને મળે છે?-જેણે કર્મના ફલનો ત્યાગ નથી કર્યો તેને એટલે કે જેણે સુખ દુઃખરૂપી કર્મફલનું મનમાં વારંવાર રટણ કરીને એટલે કે ફલાશાથી જેણે કર્મ કર્યું હોય તેને મરીને મળે છે. આ લોકમાં કદાચ ન મળે તો પરલોકમાં પણ તેને મળે જ. કેમકે વાવેલું બી વાવનારનેજ શોધે. પરંતુ જેમણે ફલાશાનેજ છોડી છે તેઓના કર્મબીજની અંકુર ઉત્પન્ન કરવાની શક્તિજ ડંભાઇ જાય છે. અને મૂળમાંજ ડંભાઇ ગયેલું બીજ ગમે તેવી આગાયતી જમીનમાં, ગમે તેવા અનુકુળ વાતાવરણ કે આબોહવામા વાવવામાં આવે તો પણ ઉગતું નથી. આમ જે કર્મફળત્યાગી છે તેને કર્મફળ મળે છે છતાં તે ન મળ્યા બરાબરજ છે. કેમકે તેમની પ્રાપ્તિથી તેને હર્ષ નથી અપ્રાપ્તિથી તેને વિષાદ નથી. આમ તે જાતેજ રાગદ્વેષથી પર છે. અને રાગદ્વેષ તો દુઃખના કે સુખનાં કારણ થાય છે. બીચારાં કેવલ કર્મો સુખદુઃખ આપવાને અસમર્થ છે. માટે ત્યાગીને માટે અહીં કે ત્યાં કયાંયે અનિષ્ટતા-કે ઇષ્ટતા કે તે બન્નેનો મેળો નથી. તેને માટે બધેજ સ્વાભાવિક આત્માનન્દ છે. ॥ ૧૨ ॥

पञ्चैतानि महाबाहो कारणानि निबोध मे ।
सांख्ये कृतान्ते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम् ॥ १३ ॥

હે મહાબાહો! આ પાંચ સાધનોને મારી પાસેથી તું પૂરી રીતે જાણ કે જેઓ સાંખ્યશાસ્ત્રમાં બધાં કર્મોની સિદ્ધિ માટે કહેવામાં આવે છે. ॥ ૧૩ ॥

આમ આગલા શ્લોકમાં ફલત્યાગનો મહિમા બતાવ્યો. આ ફલત્યાગ સંગત્યાગ શિવાય શકય નથી. જેણે ફલત્યાગી થવું હોય તેણે સંગત્યાગી

સ્થાન એટલે શરીર બીજું કર્તા કર્તા એટને જીવાત્મા. ત્રીજુ બાહ્ય અને આન્તર કરણ કરણ એટલે કર્મોનું સાધન એટલે કે હાથ, પગ, આંખ, કાન વગેરે ઇન્દ્રિયો તથા ચોથું વિવિધ પરસ્પર ભિન્ન ચેષ્ટા એટલે કે અનેક જાતની એકબીજાથી ભિન્ન એવી હિતપ્રાપ્તિ અને અહિતપરિહારને અનુકૂલ ચેષ્ટાઓ—એટને કે હિત કરે એવી અને અહિતને દૂર કરવાને માટે અનુકૂલ એવી આંતર અને બાહ્ય ઇન્દ્રિયોની પ્રવૃત્તિઓ. આમ આ શરીરાદિ ચાર કારણો છે તેમા પાચમું તું દૈવને જાણ દૈવ એટલે દૈવ—પરમાત્મા—ઇશ્વરેચ્છા અગર તો પુણ્યપાપની વાસનારૂપ ભાગ્ય—જેને અદષ્ટ કહેવામા આવે છે તે—નસીબ બસ આ પાંચ કારણો કર્મમાત્રને માટે અનિવાર્ય છે. ॥ ૧૪ ॥

शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः ।
न्याय्यं वा विपरीतं वा पञ्चैते तस्य हेतवः ॥ १५ ॥

મનુષ્ય, શરીર—વાણી—કે મનથી, ન્યાય્ય કે અન્યાય્ય, જે કર્મ કરે છે તેના આ પાચ કારણો છે ॥ ૧૫ ॥

આ પાચ હોય તો કર્મ થાય છે એ પાચની ગેરહાજરીમા કર્મની ઉત્પત્તિ નથી એમ બતાવતાં આ પાચ કર્મમાત્રનું કારણ છે એમ નિર્ણય કરે છે કે હે અર્જુન! શાસ્ત્ર અને લોકને સમ્મત અગર તો શાસ્ત્ર અને લોકને અસંમત એવુ એટને કે ન્યાય્ય વા અન્યાય્ય શરીર મન અને વાણીથી જે કોઇપણ કર્મ માણસ શરુ કરે છે તેમાં આ પાચ કારણરૂપ છે અર્થાત્ મનુષ્ય શારીરિક, માનસિક કે વાચિક કોઇપણ કામ આરંભે—તેમા આ પાચ કારણરૂપે આવવાના જ આ પાંચ અગર તો એમાથી થોડા વત્તા સહકારેજ પ્રત્યેક ન્યાય્ય વા અન્યાય્ય કર્મ થવાના. એવું એકપણ શાસ્ત્રસમ્મત કે લોકસંમત અગર તો શાસ્ત્રવિરુદ્ધ કે લોકવિરુદ્ધ કર્મ નથી જેમા આ પાંચના સહકાર વિના ચાલે અર્થાત્ હે અર્જુન! કર્મમાત્રના કર્તા તરીકે આ પાંચનો હિસ્સો છે આ પાચ મળીને કર્તા છે એમાનુ ગમે તે એક કદી કર્તાપણાનો દાવો કરી શકે એમ નથી. તો જે કર્તૃત્વમાં પાંચનો હિસ્સો હોય તેમાં ગમે તે એકના ઉપર તેના સમગ્ર કર્તૃત્વનો ભાર નાખવો—ઓઢી લેવો એમા વિવેક નથી પણ બેભાનપણું છે જેના પાંચ ભાગીદાર

અનેજ છૂટો છે કેમકે સંગત્યાગમાથીજ કલ્યાણ
કર્તૃત્વના અભિમાનરૂપી સંગની ઉપરમાં કારણ શુ
કર્તૃત્વનું અભિમાન આપણે કેમ ન કરવુ જોઇએ
જાણવું જોઇએ, જેથી વસ્તુસ્થિતિને વર્તીને આગુર
કર્મમાત્રના આચરણમા કારણભૂત કોણ કોણ છે તે
વાન પૂર્વપીઠિકા રચના કહે છે કે હે અર્જુન! રા
આ પાચ કારણોને તું મારી કનેથી જાણ પાચ કા
પાળા સાખ્યમાં કહ્યાં છે. અર્થાત્ હે અર્જુન! કર્મ
માટે આ પાચ કારણોની અપેક્ષા રાખે છે. હું તને
કારણો બતાવનાર છું તે કારણોની ગેરહાજરીમાં કર્મ
આ પાચ કારણો કૃતાન્ત સખ્યમાં કહેલાં છે. સા
જ્ઞાનશાસ્ત્ર. કૃતાન્ત એટલે છેવટના નિશ્ચયવાળું.
અત્યાર સુધી દુનીઆમા જે કોઇ છેવટના નિશ્ચયવા
અને હવે પછી પણ ભવિષ્યનાં છેવટના નિશ્ચયવાળું
રચાશે તો તેમા પણ આ પાંચ કરણો કર્મની સિદ્ધિ
એમજ નક્કી થશે. કેમકે હું તને જે કહેવાનો છું તે
આથી ભૂત ભાવિ વર્તમાનના તમામ જ્ઞાન શાસ્ત્રોનો
તને કહું છું. એ જાણી એટલે કર્મની સિદ્ધિ માટે
છે તે તને સમજાશે. એટલે તારે માટે સંગત્યાગ રહે

अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम्
विविधाश्च पृथक्चेष्टा दैवं चैवात्र पञ्चमम्

શરીર તથા જીવ તથા ભિન્ન પ્રકારની
નાના પ્રકારની પરસ્પર ભિન્ન ચેષ્ટાઓ તથ
પાચમુ દૈવ જાણવું. ॥ ૧૪ ॥

આગલા શ્લોકમાંની પ્રતિજ્ઞા પ્રમાણે પાચ કારણો
ભગવાન કહે છે કે હે અર્જુન! અધિષ્ઠાન, તથા કર્તા,
કરણ, અને ભિન્ન ભિન્ન પ્રકારની પરસ્પર ભિન્ન ચેષ્ટ
દૈવ એ પાચમું કારણ છે એમ તું જાણ. અર્થાત્ હે
જે પાચ કારણો કહેવા માટે કહ્યુ તે આ છે પહેલુ તે

કરી એકબીજાના ધર્મોને એકબીજા ઉપર ન લાદશે. આમ જે દૃષ્ટિવાળો છે તે જોઇ શકશે કે એકલો આત્મા કદી કર્તા નથી. અને આત્મા હંમેશાં એકલોજ હોય છે. આથી સ્વરૂપે એકલો આત્મા કદી કર્તા થઇ શકતો નથી. જે સ્વરૂપે કદીપણ એકર્તા હોઇને, કર્તા થઇ શકતો નથી તેના ઉપર ગેરસમજૂતીને લઇને કર્તાપણું લાદવું—હું કરૂં છું—એવું કર્તાપણાનું અભિમાન હળવે કરવું એ નર્યું ગાંડપણ છે. આથી તત્ત્વદર્શી કદી એકલા આત્માને કર્તા ન માનશે. અને કર્તાપણાનાં કાલ્પનિક અભિમાનથી તે પીડાશે પણ નહીં ॥ ૧૬ ॥

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वापि स इमाँल्लोकान्न हन्ति न निबध्यते ॥ १७ ॥

જેને 'હું કરૂં છું' એવો ભાવ નથી, જેની બુદ્ધિ લેપાતી નથી, તે આ લોકોને હણીને પણ નથી તો હણતો કે નથી તો બંધાતો. ॥ ૧૭ ॥

એકલો આત્મા કદી કર્તા નથી એમ જેને આત્મજ્ઞાનને લીધે સ્વાભાવિક પ્રતીતિ છે તેજ યથાર્થ દ્રષ્ટા છે. અને તેવો પુરૂષ એવાં સ્વાભાવિક દર્શનના પ્રતાપે કર્તૃત્વના અભિમાનરૂપ સંગનો ત્યાગજ કરશે. અને સંગત્યાગ એનો સ્વભાવ હોવાથી તે કર્મનો કર્તા છતાંએ કર્મનો ન કરનારજ છે એવો દર્શનનો ગહન મહિમા સમજાવતાં ભગવાન કહે છે કે હે અર્જુન! જે પુરૂષને અહંકૃતભાવ નથી, જેની બુદ્ધિ લેપાતી નથી, તે આ લોકને હણીને પણ નથી તો હણતો, નથી તો બંધાતો. અર્થાત્ હે અર્જુન! જે માણસના હૃદયમાં સ્વપ્ને પણ 'મેં અમુક કર્યું' એવો કર્તાપણાનો સંગ નથી ઉપજતો—જેના હૃદયમાં સ્વપ્ને પણ અહંકારની આસક્તિ નથી—એટલે કે જે એમ જાણે છે કે અધિષ્ઠાન વગેરેને વિરહમાં કેવળ આત્મા કશું કરતો નથી—તે કોઇપણ કર્મનો કર્તા થઇ શકતો નથી અને હું સ્વરૂપે કેવળ આત્મા છું તેથી મારે કેવલને કર્તૃત્વનું અભિમાનજ ન હોઇ શકે એવી જેની સમજ છે અને જેની બુદ્ધિ લેપાતી નથી એટલે કે 'મેં અમુક સારું નરસું કર્યું છે—મારે એનું સ્વર્ગ નરક ફલ ભોગવવાનું છે' એવી જેની સમજણમાં ફેલાશા નથી અર્થાત્ જેનું હૃદય ફલાશાના તર્કે બગડતું નથી તે 'માણસ આ

તેમાં કોઈ એકનેજ આગ્રહ પસંદ કરી તેના ઉપર પૂરો વાગ્મો ઉતાર્યો એતો અન્યાય છે-પક્ષપાત છે મંખતા છે નાટે કર્મમાત્રની ઉત્પત્તિમાં તુ આ પાંચનુ સહકારી કર્તાપણુ જેમ જાણે કોઇ એકનું કેવળ કર્તૃત્વ ન જાણતો ॥ ૧૫ ॥

तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः ।
पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥१६॥

તેમા આવુ હોઈ જે કોઇ અસંસ્કૃત બુદ્ધિવાળો હોઇને એકલા આત્માને કર્તા જુવે છે તે દૂષિત-બુદ્ધિ જોતો નથી ॥૧૬॥

આ પાચ કારણને કયા પ્રયોજને ભગવાને બતાવ્યા તે પ્રયોજનનો ઉલ્લેખ કરતાં, સર્વત્યાગ કેમ બને છે એમ ભગવાન સિદ્ધ કરે છે કે હે અર્જુન! તે બાબતમાં આમ હોઇને જે માણસ અસંસ્કૃત બુધ્ધિને લઇને એકલા આત્માને કરનાર સમજે છે તે મલિનબુદ્ધિ પુરૂષ સમજતો નથી અર્થાત્ હે અર્જુન! ન્યાયી કે અન્યાયી કર્મમાત્રમાં પાચજણનુ-પાચ કારણોનુ સહીયારૂ કર્તૃત્વ છે અધિષ્ઠાન વગેરે પાચજણનુ ભેગુ કર્તૃત્વ છે પરતુ જે માણસ આ પાચનુ સહીયારૂ કર્તૃત્વ અકૃત બુધ્ધિને કારણે સમજતો નથી અને તેથી એકલા આત્માનેજ કર્તા તરીકે જાણે છે તે જોતો છતા જોતો નથી-તે મલિનમતિ પુરૂષ જાણતો છતાં જાણતો નથી અકૃત બુધ્ધિ એટલે કે શાસ્ત્ર અચાર્ય વગેરેના ઉપદેશના સસ્કાર વગરની અણઘડ સમજણ. આવી અણઘડ સમજણ હોવી એજ છતી આખે અંધાપો છે કોઇપણ કર્મ અધિષ્ઠાન વગેરે પાચનો સહકાર થાય ત્યારેજ થાય છે તો એ પાચેનુ જ્યારે એકસરખુ કર્તૃત્વ છે તો તેમાથી બીચારા આત્માને એટલે કે પોતાની જાતનેજ એકલી કર્તા માનવી એમા વિવેક નથી આ વિવેક મતિ મેલી હોવાને કારણે નથી જેની સમજણ દોષથી ભરપૂર છે તેને આ વાત હૃદયમાં ઠસતીજ નથી અને તેથી તે કર્મનુ કર્તાપણુ પોતામા ઉપરજ ઓઢે છે આમ કરવુ એ અસત્ય છે અને અસત્ય અસત્ય હોઇને કદીપણ નીભાવીજ ન લેવાય. આથી જાણતો છતા તેવો પુરૂષ જાણતો નથી છતી આખે અધાપો તે આનુ નામ જે માણસને આત્મા અને અનાત્માનો વિવેક છે-એ બન્નેની વચ્ચે કોઈ રીતે મેળ જામે એમ નથી એમ જે સમજે છે તે આત્મા અનાત્માનો સંજોગ

કરી એકબીજાના ધર્મોને એકબીજા ઉપર નાખાદરો. આમ, જે દૃષ્ટિવાળો છે તે જોઇ શકશે કે એકલો આત્મા કદી કર્તા નથી. અને આત્મા હંમેશાં એકલોજ હોય છે. આથી સ્વરૂપે એકલો આત્મા કદી કર્તા થઇ શકતો નથી. જે સ્વરૂપે કદીપણ, એકલો હોઇને, કર્તા થઇ શકતો નથી તેના ઉપર ગેરસમજૂતીને લઇને કર્તાપણું લાદવું–હું કરૂં છું–એવું કર્તાપણાનું અભિમાન હગલે કરવું એ નર્યું ગાંડપણ છે. આથી તત્ત્વદર્શી કદી એકલા આત્માને કર્તા ન માનશે. અને કર્તાપણાના કાલ્પનિક અભિમાનથી, તે પીડાશે પણ નહીં ॥ ૧૬ ॥

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वापि स इमाँल्लोकान्न हन्ति न निबध्यते ॥ १७ ॥

જેને 'હું કરૂં છું' એવો ભાવ નથી, જેની બુદ્ધિ લેપાતી નથી, તે આ લોકોને હણીને પણ નથી તો હણતો કે નથી તો બંધાતો. ॥ ૧૭ ॥

એકલો આત્મા કદી કર્તા નથી એમ જેને આત્મજ્ઞાનને લીધે સ્વાભાવિક પ્રતીતિ છે તેજ યથાર્થ દ્રષ્ટા છે અને તેવો પુરૂષ એવાં સ્વાભાવિક દર્શનના પ્રતાપે કર્તૃત્વના અભિમાનરૂપ સંગનો ત્યાગજ કરશે. એને સંગત્યાગ એનો સ્વભાવ હોવાથી તે કર્મનો કર્તા છતાંએ કર્મનો ન કરનારજ છે એવો દર્શનનો ગહન મહિમા સમજાવતાં ભગવાન કહે છે કે હે અર્જુન! જે પુરૂષને અહંકૃતભાવ નથી, જેની બુદ્ધિ લેપાતી નથી, તે આ લોકને હણીને પણ નથી તો હણતો, નથી તો બંધાતો. અર્થાત્ હે અર્જુન! જે માણસના હૃદયમાં સ્વપ્ને પણ 'મેં અમુક કર્યું' એવો કર્તાપણાનો સંગ નથી ઉપજતો–જેના હૃદયમાં સ્વપ્ને પણ અહંકારની આસક્તિ નથી–એટલે કે જે એમ જાણે છે કે અધિષ્ઠાન વગેરેને વિરહમાં કેવળ આત્મા કશું કરતો નથી–તે કોઇપણ કર્મનો કર્તા થઇ શકતો નથી અને હું સ્વરૂપે કેવળ આત્મા છું તેથી મારે કેવળને કર્તૃત્વનું અભિમાનજ ન હોઇ શકે એવી જેની સમજ છે અને જેની બુદ્ધિ લેપાતી નથી એટલે કે 'મેં અમુક સારૂં નરસું કર્યું છે–મારે એનું સ્વર્ગ નરક ફલ ભોગવવાનું છે' એવી જેની સમજણમાં ફલાશા નથી અર્થાત્ જેનું હૃદય ફલાશાના તર્કે ખરડાતું નથી તે માણસ આ

સમસ્ત જગતને કદાચ હણી નાંખે તોએ તે જગતને હણતો નથી. એટલે કે હનનક્રિયાનો તે કર્તા ન હોવાથી તે હણતો નથી. અને એ હનનક્રિયાનું ફલ જે દુઃખ તે દુઃખરૂપી ફલથી બંધાતો નથી. કેમકે તેનામાં અભિમાન નથી. કર્તૃત્વના અભિમાનની કાંકરી તેના હૃદયમાં નથી. અને કર્તૃત્વ ન હોઇને તેને ભોક્તૃત્વ નથી. જે કરે તે ભોગવે. આ સાચા અર્થમાં કંઇ કરતો નથી અને આથીજ તે ભોગવતો નથી. આમ જે કેવળ આત્માને જાણે છે એટલે કે કેવળ આત્મા કદી કર્તા થઇ શકતો નથી એવું જેનું સ્વાભાવિક નિજભાન છે અને તેથી જેની બુદ્ધિ કયાયે ખરડાતી નથી એવા કેવળ આત્મદર્શી પુરુષને માટે કોઇપણ કર્મ બંધક નીવડતું નથી. તે સમસ્ત જગતનો સંહાર થાય એવું પ્રાપ્ત કર્મ કરે તો પણ તેને તે હિંસા લાગતી નથી તે તેનાથી લેપાતો નથી. આમ એકલા આત્માને જે જાણે છે અને જે કેવલ આત્મનિષ્ઠ છે અને જેની મતિ ફલાશાના કાદવથી જરાએ ખરડાએલી નથી તેને માટે કશું બંધન નથી. તે માણસ જે કરશે તે કર્તવ્યજ કરશે. કર્તવ્યબુદ્ધિથી કરશે. તે કર્મફલનો ત્યાગીજ હશે આમ જે સંગત્યાગી છે તે ફલત્યાગી છે. અને સંગ અને ફલનો ત્યાગી પુરુષ સાચા અર્થમાં સંન્યાસી અને ત્યાગી છે. ॥ ૧૭ ॥

ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना ।
करणं कर्म कर्तेति त्रिविधः कर्मसंग्रहः ॥ १८ ॥

**જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતા, એ ત્રણ, ક્રિયાના પ્રવર્તક છે. કરણ, કર્મ અને કર્તા, એ ત્રણ, કર્મનો આશ્રય છે. ॥ ૧૮ ॥**

આમ આગલા શ્લોકમાં કર્તૃત્વનું જેને અભિમાન નથી અને જેની બુદ્ધિ હમેશાં અલિપ્ત રહે છે તેવા પુરુષના જીવનનો મહામહિમા ભગવાને બતાવ્યો. હવે અધિષ્ઠાન વગેરે પાંચ કારણોદ્વારા જે કાંઇ ન્યાય્ય કે વિપરીત કર્મો થાય છે તે બધાં કર્મોનો પ્રવર્તક અને આશ્રય ચેષ્ટાભેદ સહિત ભગવાન કહે છે. આ બધાં કર્મોનો પ્રવર્તક કોણ છે—કોની પ્રેરણાથી કર્મો આ પાંચ દ્વારા થાય છે. એ જાણવું રહ્યું અને થયેલાં કર્મોનો આશ્રય કોણ છે એ જાણવું રહ્યું આશ્રય એટલે ટકવાની જગ્યા અર્થાત્ કર્મ કરવાને માટે ક્યાં પ્રવર્તક કારણો છે અને કર્મોને ટકવાની જગ્યા કયાં છે. એ હવે પ્રશ્ન

છે. આ પ્રશ્નના ઉત્તર પછી ભગવાન તે કર્મ વગેરેનો સાત્ત્વિક વગેરે ત્રણ ત્રણ ભેદો બતાવવાના છે. અને એ ભેદ બતાવવાને માટે પહેલાં કર્મનો પ્રવર્તક અને આશ્રય પણ જાણવો રહ્યો. આથી ભગવાન કહે છે હે અર્જુન ! જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતા એ ત્રણ પ્રકારની કર્મની પ્રવર્તના છે. કરણ, કર્મ અને કર્તા એ ત્રણ પ્રકારનો કર્મનો સંગ્રહ છે. જ્ઞાન એટલે એટલે ઇષ્ટ–અનિષ્ટરૂપ, દ્રવ્ય, ગુણ, ક્રિયા વગેરે વસ્તુમાત્રને લગતું જ્ઞાન જ્ઞેય એટલે દ્રવ્ય ગુણ કર્મ વગેરે તમામ જ્ઞાનનો વિષય–પદાર્થમાત્ર પરિજ્ઞાતા–એટલે જ્ઞાનનો આશ્રય–ભોક્તા–જીવ આ જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતા એ ત્રણ છે કર્મની પ્રેરણા એટલે કે મન વાણી કાયાથી કરવામા આવનારાં લૌકિક વૈદિક તમામ કર્મોનું પ્રવર્તક કારણ છે. જ્યાંસુધી જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતાનો સન્નિપાત ન થાય ત્યાં સુધી કોઇપણ લૌકિક વૈદિક કર્મનો પ્રારંભ થતો નથી. કર્મમાત્રનો પ્રારંભ ક્યાં તો કાંઇક મેળવવા કે કાંઇક ત્યજવા કે ઉપેક્ષા કરવાને માટે થાય છે. તો હાન–ઉપાદાન–કે ઉપેક્ષા જેનું પ્રયોજન છે એવાં કોઇપણ લૌકિક કે વૈદિક કર્મોનો પ્રારંભ જ્યાંસુધી જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતાનો સન્નિપાત ન થાય–એ ત્રણની એકત્ર અવસ્થિતિ ન થાય ત્યાં સુધી થતો નથી. માણસ કાંઇપણ કરે ક્યારે ? એને કાંઇ મેળવવું હોય કે ત્યજવું હોય ત્યારે તે કરે છે. મેળવવા જેવું ત્યજવા જેવું અમુક છે એમ તે જાણે તો કરે. આથી જાણવા જેવું કે જાણીને જાણકાર પ્રવર્તે છે એમાં જે જાણવા જેવું તે જ્ઞેય. જે જાણવું તે જ્ઞાન અને જે જાણકાર તે પરિજ્ઞાતા આમ કર્મમાત્રના પ્રારંભમાં જાણવા જેવું–જાણકારી અને જાણનાર એ ત્રણનો મેળાપ ન થાય ત્યા સુધી કાંઇ કર્મ થાય નહીં. આથીજ જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતા એ ત્રણનો સુમેળ કર્મમાત્રનો પ્રવર્તક છે. અર્થાત્ પદાર્થમાત્રનું જ્ઞાન અને પદાર્થ માત્રનો જાણનારો જીવ એ ત્રણ કર્મમાત્રમા માણસને પ્રવર્તાવે છે. હવે તે કર્મમાત્રનો આશ્રય–રહેઠાણ શું છે તે બતાવે છે. કરણ, કર્મ અને કર્તા એ ત્રણ પ્રકારનું કર્મનું આશ્રયસ્થાન છે. કરણ એટલે સાધક એટલે કે ક્રિયાની સિધ્ધિ કરવામાં અસંત ઉપકારક એવું બાહ્ય કે આભ્યન્તર સાધન. અર્થાત્ હાથ, પગ, આંખ, કાન, વગેરે ઇન્દ્રિયો. ક્રિયામાત્રની સિધ્ધિ માટે સાધન જોઇએ એ ક્રિયાની સિધ્ધિને સાધનાર સાધનનાં અભાવમાં ક્રિયા થાય નહીં આથી સાધન એટલે કરણ એટલે કે આંખ, કાન; હાથ, પગ, વગેરે ઇન્દ્રિયો કર્મ એટલે કર્તાની ક્રિયાદ્વારા મેળવવાને

ઇષ્ટતમ ચીજ. એટલે કે કર્તા પોતાની ક્રિયાદ્વારા મેળવવાને માટે જે ઇચ્છે તે ઇચ્છિત વસ્તુ. એટલે કે કર્તાની મેળવવાની ક્રિયાનો વિષય. અર્થાત્ જે વસ્તુ દ્વિતીયા વિભક્તિમાં હોય તે કર્મ. કર્તા એટલે કે કરણો-ઇન્દ્રિયોનો પ્રયોજક હોઇને જે ક્રિયાનો કરનાર-જીવાત્મા. આ ત્રણ પ્રકારનો કર્મસંગ્રહ છે. એટલે કે લૌકિક વૈદિક કર્મમાત્રનો આશ્રય આ ત્રણ છે. અધિષ્ઠાન વગેરે પાંચ કારણોથી આરંભાયેલું, મન વાણી અને કાયાના આશ્રયભેદથી ત્રણ પ્રકારનું કર્મમાત્ર આ ત્રણમાં સંગૃહીત થાય છે. સંપ્રદાન વગેરે બીજી ત્રણ વિભક્તિમાં તે સંગૃહીત થતું નથી. અર્થાત્ આ ત્રણ ક્રિયામાત્રનો આશ્રય છે. સંપ્રદાન વગેરે ત્રણ યદ્યપિ પરમ્પરાએ ક્રિયાના નિવર્તક છે પણ સાક્ષાત્ ક્રિયાના નિવર્તક તો આ કરણ, કર્મ અને કર્તાજ છે. આથી કરણ, કર્તા અને કર્મ જ કર્માશ્રય છે. કર્તા, કરણ અને કર્મ હોય તોજ ક્રિયા થાય. રામ લાડુ ખાય છે એમાં રામ નામનો કોઈ કર્તા હોય-લાડુ નામનું કાંઇ કર્મ હોય અને હાથ પગ મોઢું વગેરે કાંઇ કરણ હોય તોજ ખાવાની ક્રિયા થઇ શકે. આમ ક્રિયામાત્ર કર્મ કર્તા અને કરણને પરાધીન છે. આથી ક્રિયામાત્રનો આશ્રય આ ત્રણ છે એમ ભગવાન કહે છે. આમ કર્મના પ્રવર્તક જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતા છે ક્રિયાના આશ્રય કર્મ કર્તા અને કરણ છે. ॥ ૧૮ ॥

ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः ।
प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि ॥ १९ ॥

જ્ઞાન તથા કર્મ તથા કર્તા, એમ ગુણભેદે ત્રણ પ્રકારનાંજ સાંખ્ય-શાસ્ત્રમાં કહેવાય છે. તેમને પણ યથાશાસ્ત્ર તું સાંભળ. ॥ ૧૯ ॥

આમ આગલા શ્લોકમાં ભગવાને ક્રિયાના પ્રવર્તક અને ક્રિયાના આશ્રયરૂપ છ વસ્તુને બતાવી. જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતા કર્મના પ્રવર્તક અને કર્મ, કરણ તથા કર્તા, ક્રિયાના આશ્રય. આ છમાંથી જ્ઞેય અને કરણ એ અનાવશ્યક હોઇને-એટલે કે અહીં સમજાવવાને માટે અતિ જરુરી ન હોઇને ભગવાન એ બેને એટલે કે જ્ઞેય અને કરણને છોડી દઇને તથા પરિજ્ઞાતાનો કર્તામાં સમાવેશ કરી બાકી રહેલાં જે ત્રણ-જ્ઞાન કર્મ અને
[illegible] અને

અભિમુખ કરતાં કહે છે હે અર્જુન! ગુણના પ્રતિપાદક સાખ્ય શાસ્ત્રમાં સાત્વિક વગેરે ત્રણ ગુણના ભેદે જ્ઞાન, કર્મ અને કર્તા એ ત્રણ પ્રકારનાજ કહેવાયા છે. તેમને પણ તું યથાશાસ્ત્ર મારી પાસે સાંભળ. અર્થાત્ હે અર્જુન! જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતા–કર્મ કરણ અને કર્તા એ છમાં એ ત્રણે, માનવજીવનને માટે અતિ ઉપયોગી એવા ત્રણજ છે. અને તે જ્ઞાન, કર્મ અને કર્તા છે. જ્ઞાન કર્મ અને કર્તાના સત્વાદિ ગુણના પ્રતિપાદક સાંખ્ય શાસ્ત્રમાં ત્રણ પ્રકારેજ કહ્યા છે એટલે કે જ્ઞાન ત્રણ પ્રકારનું. કર્મ ત્રણ પ્રકારનું–કર્તા ત્રણ પ્રકારનો આ સાંખ્ય શાસ્ત્રમાં ગુણભેદે જ્ઞાન વગેરેના જે ત્રણ ભેદો બતાવ્યા છે તે હું તને યથાર્થપણે કહું છું તે તું સાંભળ. જ્ઞેય શિવાય જ્ઞાન હોતું નથી. કરણ શિવાય કર્મ હોતું નથી અને પરિજ્ઞાતા શિવાય કર્તા હોતો નથી આથી જ્ઞાન કર્મ અને કર્તાજ મુખ્ય છે કેમકે જ્ઞાન ઉપરથીજ તેનો જ્ઞેય પરત્વેનો ખ્યાલ, કર્મ ઉપરથી જ તેના કરણ પરત્વેનો ખ્યાલ અને કર્તા ઉપરથીજ જ્ઞાતાપણાનો ખ્યાલ આવી જાય છે. આથી સાત્વિક વગેરે ભેદે હું તને જ્ઞાન, કર્મ અને કર્તાનોજ ખ્યાલ આપવા માંગું છું. ॥ ૧૯ ॥

सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।
अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥ २० ॥

જે જ્ઞાન વડે, ભિન્ન એવાં બધાં ભૂતોમાં, અભિન્ન, એક, અવિનાશી આત્માને જુવે છે તે જ્ઞાનને તું સાત્વિક જાણ. ॥ ૨૦ ॥

આમ જ્ઞાન કર્મ અને કર્તાનું ત્રિવિધપણું બતાવવાની પ્રતિજ્ઞા કરતાં અર્જુન અભિમુખ થયો એટલે ભગવાન જ્ઞાનની ત્રિવિધતા બતાવતા કહે છે કે હે અર્જુન! વિભક્ત એવા સર્વ પ્રાણીઓમા અવિભક્ત એક અને અવ્યય ભાવને જે જ્ઞાનવડે જુવે છે તે જ્ઞાનને તું સાત્વિક જાણ. અર્થાત્ હે અર્જુન! જે જ્ઞાન વિભક્ત એવાં પ્રાણીમાત્રમાં અવિભક્ત એક અને અવ્યય એવા ભાવને બતાવે તે જ્ઞાન સાત્વિક જાણવું. સર્વભૂત એટલે બ્રહ્માથી માંડીને ઘાસના તણખલા સુધીના પ્રાણીમાત્ર. આ પ્રાણીમાત્ર નામ–રૂપ–જાતિ–ગુણ–કર્મની દ્રષ્ટિએ પરસ્પર ભિન્ન છે પ્રાણીમાત્ર નાનામ રૂપ જાતિ ગુણ કર્મો પરસ્પર ભિન્ન છે. આવા પરસ્પર ભિન્ન એવાં પ્રાણીમાત્રમાં જે જ્ઞાન આપણને અવિભક્ત એટલે અભિન્ન–મણિની માળામા પરોવાયેલા સૂતરની

માફક એકમાત્ર-એક એટલે એકરસ-તે તે પ્રાણીઓના ધર્મ કર્મથી અણુભેટયો રહેતો હોવાથી એકરૂપ અને અવ્યય, એટલે અવિનાશી એના ભાવ એટલે સત્તા-આત્મા-ક્ષેત્રજ્ઞને જુવે છે તે જ્ઞાન એટલે કે દેહ ભેદ હોવા છતા એ ભેદરહિત આત્માની એકતાને લગતુ જ્ઞાન સાત્વિક જ્ઞાન છે એજ સમ્યક્જ્ઞાન છે અર્થાત્ પ્રાણીમાત્રમા એકજ અવિભક્ત અવ્યય આત્મસત્તા છે-એવુ જેનાથી સમજાય તે જ્ઞાન સાત્વિક છે સાત્વિક સમજણ સર્વભૂતોમા એકરસ-અભિન્ન અને અવ્યય આત્મસત્તાને પેખશે પ્રાણીમાત્ર ભલે નામરૂપ ગુણકર્મ જાતિ વિગેરે ભેદથી જુદા હોય પણ તે તમામ ભેદો પ્રકૃતિના બનાવેલા છે અને આથીજ પ્રકૃતિભેદે આત્મભેદ નથી-એકજ આત્મા જુદી જુદી અનન્ત પ્રકૃતિઓમા તે તે નામે રૂપે કર્મે ગુણે અને જાતિએ વિહરી રહ્યો છે એવુ જે એકાત્મતાન, એવી જે એકાત્માને લગતી વિમલ સમજણ તે સમજણ સાત્વિક છે એ સમજ તારક છે અર્થાત્ વિવિધતા એ આત્માની લીલા છે વિવિધતામા એકજ આત્મા વિવિધરૂપે દેખાઇ રહ્યો છે-એવી સમજ તે સાત્વિક સમજ અને સમજનો વિકાસ એ માનવ જાતિનુ ધ્યેય છે આને સાત્વિક-સાચી-સમજ કહેવામા આવે છે ॥ ૨૦ ॥

पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान् ।
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥ २१ ॥

પરન્તુ જે જ્ઞાન સમસ્ત ભૂતોમા ભિન્નપણે, પરસ્પર વિલક્ષણ અનેક જીવોને જાણે છે તે જ્ઞાનને રાજસ જાણ ॥ ૨૧ ॥

હવે રાજસ જ્ઞાનનો ઉલ્લેખ કરતાં કહે છે કે હે અર્જુન! જે જ્ઞાન સર્વભૂતોમાં ભેદપૂર્વક, અનેક પ્રકારના નાનાભાવોને જાણે છે તે જ્ઞાનને રાજસજ્ઞાન જાણ અર્થાત્ જે સમજણને લઇને સર્વભૂતોમા ભેદભાવ જણાય-એટલે કે પ્રતિ શરીરે જુદા જુદા પ્રકારનો અનેક આત્મા જણાય તે જ્ઞાન રાજસ છે જે સમજણ પ્રતિશરીરે જુદા જુદા સુખ દુઃખાદિથી યુક્ત એટલે કે સુખી દુઃખી વગેરે ધર્મોથી ભિન્ન એવા અનેક આત્માઓ છે એમ સમજાય-તે રાજસ જ્ઞાન છે ટૂંકમા જેની રાજસિક સમજણ હોય તેને પ્રતિશરીરે જુદો આત્મા જુદા જુદા ધર્મથી યુક્ત થયેલો સમજાય છે તેને આત્મા એક છે-શરીરનો ભેદ છતાએ આત્માનુ એકપણુ

સમજાતું નથી. પરંતુ સામાન્યરીતે તેને જેવું જણાય તેજ તેને માટે યથાર્થ જ્ઞાન થઇ પડે છે. એવી રજોગુણી સમજણને લઇને બ્રહ્માથી માંડીને સ્થાવર પર્યન્તના શરીરોમાં એક એક એમ અનન્ત આત્માઓ સુખ દુઃખાદિ ધર્મોવાળા જુદા જુદા જણાય છે. તેને વિવિધતામાં એકતા સમજાતી નથી પણ વિવિધતાજ તેને માટે સત્ય છે. આમ જેની આત્મા અનેક છે એવી સમજણ છે તે માણસનું જ્ઞાન રજોગુણી છે. ॥ ૨૧ ॥

यत्तु कृत्स्नवदेकस्मिन्कार्ये सक्तमहैतुकम् ।
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

પરન્તુ જે જ્ઞાન, કોઇએક કાર્યમાં 'આ પૂર્ણ જ્ઞાન છે' એમ જકડાઈ ગયેલું, યુક્તિશૂન્ય, મિથ્યા વિષયને લગતું તથા તુચ્છ છે, તે તામસ કહેવાયું છે. ॥ ૨૨ ॥

હવે તામસ સમજણ કેવી હોય છે, તે જણાવતા ભગવાન કહે છે કે હે અર્જુન ! જે જ્ઞાન કોઇ એકાદ કાર્યમાં "આ પૂર્ણ છે એવી રીતે" ચોંટી બેઠેલું હોય-હેતુ શૂન્ય હોય-મિથ્યા હોય, અને અલ્પ હોય તેને તામસ જ્ઞાન કહેવામાં આવે છે. અર્થાત્ હે અર્જુન ! હું તને તામસ સમજણ કેવી હોય તે વર્ણવું છું. તામસ જ્ઞાન ગમે તે કોઈ એકાદ પ્રકૃતિના કાર્યરૂપ દેહમાં કે પ્રતિમા વગેરેમાં ચોંટી બેસે છે. અને એ દેહ કે પ્રતિમાનેજ પૂર્ણ છે એમ માને છે એટલે કે એકનો કોઈ એકાદ કાર્યમાં ચોંટી બેસે-ચોટકી રહે-અને તે કાર્યજ પરિપૂર્ણ છે એમ માની બેસે તે તામસ જ્ઞાન છે એટલે કે દેહ જેવડોજ આત્મા છે-પ્રતિમાજ ઇશ્વર છે એનાથી પર કશું નથી હું જે કાંઇ જાણું છું અને કરું છુ તેટલુંજ જાણવા જેવું અને કરવા જેવું છે એમ કોઇ એકાદ વસ્તુમાં જેનું જ્ઞાન ચોંટી જાય તે જ્ઞાન તામસ જ્ઞાન છે. વળી તે જ્ઞાન અહેતુક હોય છે. હેતુ એટલે ન્યાયપૂર્વકની વિચારણા-યુક્તિ પુરઃસરનો વિચાર. જે સમજણ યુક્તિને સહી ન શકે-યુક્તિપૂર્વકની વિચારણા આગળ નિર્બલ બની જાય -જે યુક્તિ-ન્યાયી વિચારસરણી સામે ટકી ન શકે એવું પાંગળું-લુલું જ્ઞાન હોય તે તામસ છે. વળી જે જ્ઞાન અતત્ત્વાર્થવત્ હોય તે તામસ છે. એટલે કે જે જ્ઞાનનો વિષય તત્ત્વ-સત્ય નથી એવું જે વિષયને લગતું જ્ઞાન તે તામસ જ્ઞાન છે. એટલે કે જે જ્ઞાનનો વિષય યથાર્થ ન હોય ને

તામસ છે વળી જે અલ્પ હોય એટલે કે અલ્પવિષયક હોવાને લઈને (અલ્પ એટલે તુચ્છ હોય તે) જ્ઞાન તામસ છે આમ જે જ્ઞાન કોઈ એકાદ વસ્તુમાં એ વસ્તુને સંપૂર્ણ છે એમ માની ચોંટી બેઠેલું હોય—યુક્તિશૂન્ય હોય—અસત્ય વિષયવાળું હોય અને તુચ્છ હોય એટલે કે જેને મેળવવાથી કોઈ જાતનો કાંઈ ફાયદો ન થતો હોય એવા નિષ્ફલ—તુચ્છ જ્ઞાનને—સમજને તામસ કહેવામાં આવે છે. હે અર્જુન ! તું જોઈ શકશે કે આ ત્રણ જાતની સમજમાંથી કઈ માણસે મેળવવા જેવી છે અને કઈ તજવા જેવી છે સાત્ત્વિક સમજ જીવનને ઉન્નત કરનારી છે આથી તેજ સ્વીકારવા જેવી છે ॥ ૨૨ ॥

नियतं सङ्गरहितमरागद्वेषतः कृतम् ।
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥ २३ ॥

પ્રકૃતિ અને શાસ્ત્રથી ફરમાવાયેલું, જે કર્મ, આસક્તિ વગર, રાગદ્વેષ શિવાય, ફલના અભિલાષ વિનાના મનુષ્યવડે કરાય છે તે સાત્ત્વિક કહેવાય છે ॥ ૨૩ ॥

હવે કર્મના, સાત્ત્વિક વગેરેને ભેદે ત્રણ પ્રકાર કહું છું હે અર્જુન ! ફલપ્રાપ્તિની ઇચ્છા વગરના મનુષ્યવડે વિના રાગ દ્વેષે, સંગત્યાગપૂર્વક જે નિયત કર્મ કરાય છે તે કર્મ સાત્ત્વિક કહેવાય છે અર્થાત્ હે અર્જુન ! હું તને સાત્ત્વિક કર્મની અહીં વ્યાખ્યા ફરી કરી બતાવું છું તે તું સમજ કરનાર માણસ જો ફળની પ્રાપ્તિની ઇચ્છા વગરનો હોય અને ફલતીવિતા વિના રાગદ્વેષે અને સંગથી મુક્ત થઈને કરતો હોય અને જે કર્મ તે કરે તે નિયત કર્મ હોય તો તે કરેલું કર્મ સાત્ત્વિક છે અર્થાત્ સાત્ત્વિક કર્મ માટે આટલી શરતો છે કરનાર ફલાશાથી વેપાયલો ન હોવો જોઈએ જે કર્મ તે કરવા માગે તે પ્રકૃતિએ અગર તો શાસ્ત્રે અવશ્ય કર્તવ્ય તરીકે નક્કી કરેલું હોય અને તે ઉપરાંત કરનાર માણસે તેને—તે કર્મને હું કરૂં છું એવો જે કર્તાપણાનો અહંભાવ તે અહંકાર શિવાય કરેલું હોવું જોઈએ અને તે કર્મ વિના રાગ દ્વેષે કરેલું હોવું જોઈએ એટલે નિરાંતે થાય એવા કર્મમાં રાગ નહીં અને મુશ્કેલીથી થાય એવા કર્મમાં થાક નહીં—પ્રીતિ કે અપ્રીતિથી ન પ્રેરાતા માત્ર આ કર્તવ્ય છે એ બુદ્ધિથી એ કરાવું જોઈએ આટલું થાય તો તે કર્મ સાત્ત્વિક ગણવું જોઈએ ॥ ૨૩ ॥

यत्तु कामेप्सुना कर्म साहंकारेण वा पुनः ।
क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥ २४ ॥

પરંતુ જે કર્મ, કામની ઇચ્છા વડે, અહંકારસહિત કરાય અને અત્યંત શ્રમ-સાધ્ય હોય તે રાજસ કહેવાય છે. ॥ ૨૪ ॥

હવે રાજસ કર્મની વ્યાખ્યા આપતાં ભગવાન કહે છે કે હે અર્જુન! ફલકામી માણસવડે અહંકારપૂર્વક અને મહામહેનતે જે કર્મ કરાય તે રાજસ કર્મ છે. અર્થાત્ જે કર્મનો કર્તા પુરૂષ ફલની અભિલાષાવાળો હોય–જે માણસ ફલની ઇચ્છા શિવાય કર્મ કરીજ ન શકે, પ્રત્યેક કર્મમાં આત્મલાભ જોવાની જેની ઇચ્છા હોયજ, તેવો પુરૂષ "હું કરૂં છું–મેં કર્યું", હું કરીશ", એવા અહંકારથી ઘેરાયેલો હોઇને અતિ પરિશ્રમથી જે કાર્ય સધાય એવું હોય તેને કરે છે તે કર્મને તું રાજસ જાણ. કેમકે દૃષ્ટાદૃષ્ટ ફલના રાગને લઇને તેની એવાં કર્મોમાં પ્રવૃત્તિ થાય છે. ટુંકમાં જેનામાં ફલાશા છે–કર્તૃત્વનું અભિમાન છે તે માણસ મહામહેનતે જે કર્મ પોતાના લાભ ખાતર કરે તે કર્મને તું રાજસ જાણ. આવાં કર્મોથી દ્રષ્ટિનો–સમજનો અંધાપો વધે છે. ઘટતો નથી. કેમકે દર્શનને છાવરી નાંખનાર સ્વાર્થ મોજૂદ છે. ॥ ૨૪ ॥

अनुबन्धं क्षयं हिंसामनवेक्ष्य च पौरुषम् ।
मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यते ॥ २५ ॥

જે કર્મ પરિણામ, ધનક્ષય, હિંસા તથા આત્મશક્તિને વિચાર્યા વિના, કેવળ ઉંધી સમજણથી થાય છે તે કર્મ તામસ કહેવાય છે. ॥ ૨૫ ॥

હવે તામસ કર્મને સમજાવતાં ભગવાન કહે છે કે હે અર્જુન! જે કર્મ પરિણામ–ક્ષય–હિંસા અને પોતાની શક્તિને અવગણી મોહના માર્યાં કરાય છે તે કર્મને તામસ કહ્યું છે. અર્થાત્ અમુક કર્મનું પરિણામ શું આવશે એનો જેમાં સ્હેજે વિચાર નથી, એ કરવામાં જન–ધન–વગેરે બળાનો કેટલો ક્ષય થશે એનો ખ્યાલ નથી, એ કર્મ કરવામાં કેટલી બીજાઓને પીડા થશે, ત્રાસ થશે–દુઃખ થશે એની સંભાવના નથી અને

સૌથી વધારે તો પોતે એ કામ કરી શકશે કે નહીં એવો પોતાના પુરુષાર્થની મર્યાદાનો જેમાં ખ્યાલ નથી, પરંતુ કેવળ મોહને લઈને જે કર્મ કરાય તે કર્મ તામસ છે. અર્થાત્ જે કર્મ મોહને લઈને આરંભાય પણ જેમાં કર્મનું પાછળનું પરિણામ–ક્ષય–પરપીડા–અને આત્મપુરુષાર્થ તરફ બેદરકારી હોય એવા બેભાન મનોદશાથી કરાતાં કર્મો તામસ છે. આવાં કર્મો કર્તાને પાડેજ. કદી ન તારે. ॥ ૨૫ ॥

**मुक्तसङ्गोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ।**
**सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते ॥ २६ ॥**

**-છૂટેલા સંગવાળો "હું" એમ ન બોલવાના સ્વભાવવાળો, ધીરજ અને ઉત્સાહથી યુક્ત, સિદ્ધિ અને અસિદ્ધિમાં એકરસ, એવો કર્તા સાત્વિક કહેવાય છે. ॥ ૨૬ ॥**

આમ કર્મના ત્રણ ભેદો બતાવ્યા. હવે કર્તાના સાત્વિક વગેરે ત્રણ ભેદો બતાવે છે. ભગવાન કહે છે કે હે અર્જુન ! મુક્તસંગ, અનહંવાદી–ધૃતિ અને ઉત્સાહયુક્ત, સિદ્ધિ અને અસિદ્ધિમાં નિર્વિકાર કર્તા 'સાત્વિક કહેવાય છે. કે જે માણસે સંગ છોડયો છે તે સાત્વિક કર્તા છે. સંગ એટલે કર્તાપણાનું અભિમાન. જે કર્મ કરે છે પણ મેં કર્યું એવા અહંભાવથી કદી અભડાતો નથી પણ જેણે એ અહંકારને છેવટનો તજ્યો છે, તે કર્તા સાત્વિક છે. તે ઉપરાંત આ કર્મનું ફળ હું ભોગવીશ એવો જેને ફલપરત્વે ભોક્તાપણાનો અભિલાષ નથી તે કર્તા સાત્વિક છે અર્થાત્ જેણે ફલાનુસંધાન તજ્યું છે એવો કર્મ કરનાર સાત્વિક છે. વળી જે ધૃતિ અને ઉત્સાહ સંપન્ન છે તે સાત્વિક કર્તા છે ધૃતિ એટલે ધીરજ એટલે ઉદ્વેગ ઉપજાવે એવાં વિઘ્નો–અનેક વિઘ્નો પોતાની સામે આવીને ખડાં થાય તો પણ તેમનાથી ન ડરતાં જે નીડરપણે પોતાનું કાર્ય કરવામાં દત્તચિત્ત રહે છે–આવો વિઘ્નોથી ન ડરવાનો અને તેમનો સામી છાતીએ સામનો કરવાનો જે ગુણ તેને ધીરજ કહેવામા આવે છે. આવી ધીરજવાળો. અને અધ્યાત્મ જીવનમા તો અપાર ધીરજ જોઈએ. ગભરાટીઆ માણસનું તેમાં કામજ નથી. વળી ઉત્સાહસંપન્ન માણસ સાત્વિક કર્તા થાય છે ઉત્સાહ એટલે અમુક ધારેલું કામ હું પાર પાડીશ જ એવો કર્મમાં સદૈવ પ્રેરક નિશ્ચય આવા નિશ્ચય. વગર તો માણસનું

મન મહાન કાર્યોમાં મોળું પડી જાય. આથી ઉત્સાહ અને ધીરજ સંપન્ન પુરૂષ સાત્વિક કર્તા છે. વળી જે પુરૂષ સિદ્ધિ કે અસિદ્ધિમાં નિર્વિકાર છે તે સાત્વિક કર્તા છે. સિદ્ધિ એટલે કર્મફલની પ્રાપ્તિ. અસિદ્ધિ એટલે કર્મ ફલની અપ્રાપ્તિ. ફળ મળે તો હર્ષ થાય. ન મળે તો શોક થાય. આ હર્ષ અને શોક એ વિકાર છે. તો જે માણસ કર્મફલની પ્રાપ્તિ અગર તો અપ્રાપ્તિમા નથી તો હર્ષ દાખવતો કે નથી તો શોકાધીન થતો તે મનુષ્ય નિર્વિકાર છે. અર્થાત્ કર્મ કરવું એ મારી ફરજ છે-ફળ મળો અગર ન મળો એ ગૌણ વાત છે. મારે મારૂં 'કર્તવ્ય, કર્તવ્યની દ્રષ્ટિએ કરવાનું છે. આથી હર્ષશોક વગેરે વિકારો જેને મ્હાત કરી શકતા નથી જેને હતોત્સાહ કે વર્ધિતોત્સાહ કરી શકતાં નથી તેવો કર્તા સાત્વિક કર્તા છે. મુક્ત સંગતથી માંડીને ફલની પ્રાપ્તિ અપ્રાપ્તિમાં નિર્વિકારિતા સુધીની સંપત્તિ જેનામાં હોય તે કરનાર સાત્વિક કહેવાયા છે ॥ ૨૬ ॥

**रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः ।**
**हर्षशोकान्वितः कर्ता राजसः परिकिर्तितः ॥ २७ ॥**

**રાગી, કર્મફલની ઈચ્છાવાળો, લોભી, હિંસક, અપવિત્ર, હર્ષ અને શોકથી યુકત કર્તા રાજસ વર્ણવાયો છે. ॥ ૨૭ ॥**

હવે રાજસ કર્તાને વર્ણવે છે. હે અર્જુન ! જે રાગી, કર્મફલની પ્રાપ્તિનો ઈચ્છનાર, લોભીઓ-હિંસાશીલ, અપવિત્ર, તથા હર્ષશોકથી યુકત છે તે કર્તા રાજસ કહેવાય છે. રાગી એટલે વિષયોમાં પ્રીતિવાળો. વિષયાસકત. કર્મફલનો લાલચુ એટલે કર્મફલપ્રેપ્સુ. જે માણસ આવશ્યક કર્મમાં પણ પોતાનું દ્રવ્ય ખર્ચવામાં અશક્ત હોય તેવો અને હંમેશાં પરદ્રવ્ય-લોલુપ માણસ લુબ્ધ કહેવાય છે. હિંસાત્મક એટલે પારકાને પીડીને કર્મને કર્મ કરનાર માણસ. બાહ્ય અને આભ્યન્તર પવિત્રતા વગરનો મનુષ્ય એટલે અશુચિ. કર્મફલની પ્રાપ્તિ અને અપ્રાપ્તિમા હર્ષ અને શોકને વશ થઇ જનાર-પુરૂષ રાજસ કર્તા છે જેના જીવનમાં આ ઉપર ભગવાને બતાવેલા વિશેષણોની વ્યાપ્તિ હોય તે રાજસ કર્તા છે એમ જાણવું. ॥ ૨૭ ॥

अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैकृतिकोऽलसः ।
विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते ॥ २८ ॥

અસ્થિર મનવાળો, અત્યંત અસંસ્કારી, અનમ્ર, ગૂઢ વિપ્રિયકારી, પરાવમાની, આળસુ, રોદણાંરડવાની ટેવવાળો, અને દીર્ઘસૂત્રી કર્તા તામસ કહેવાય છે. ॥ ૨૮ ॥

હવે તામસ કર્તાનું વર્ણન ભગવાન વર્ણવે છે હે અર્જુન! જે માણસ અયુક્ત, પ્રાકૃત, સ્તબ્ધ, શઠ, નૈકૃતિક, આળસુ, વિષાદી અને દીર્ઘસૂત્રી છે તેને તામસ કર્તા કહેવાય છે જે માણસનું મન હમેશાં ચંચળ રહેતું હોય એવા અસ્થિરચિત્તને અયુક્ત કહેવામા આવે છે પ્રાકૃત એટલે અણઘડ કુદરતી રીતે જેવો જન્મેલો હોય તેવોજ—બાળક જેવો—એટલે કે અત્યન્ત અસંસ્કારી. કાર્યાકાર્યજ્ઞાન શિવાયનો—અર્થાત્ અણઘડ માણસ—પામર પ્રકૃતિ સ્તબ્ધ એટલે અક્કડ કોઇને કદી ન નમતો. હઠ સ્વભાવનો. અર્થાત્ વિનયશૂન્ય. અનમ્ર પુરૂષ સ્તબ્ધ કહેવાય છે વાંસડા જેવી વૃત્તિવાળો. શઠ એટલે વંચક જાણતો હોય કાંઇક પણ સામાને છેતરવાને માટે જુદુંજ જણાવનાર પુરૂષ શઠ કહેવાય. એટલે ગૂઢ રીતે સામાનું અપ્રિય કરનાર. લુચ્ચો. કપટી નૈકૃતિક એટલે મનવાણી કાયાથી પારકાનું અપમાન કરવામા આનન્દ લૂંટનાર—પારકાને હેઠા પાડવામા મઝા લૂટનાર—બીજાઓનું અપમાન કરીને તેમાંથી મોજ માનનાર મનુષ્ય, નૈકૃતિક કહેવાય છે એટલે કે નીચકર્મ કરનાર અલસ એટલે આળસુ. મન્દ ઉદ્યોગી—કોઇપણ પ્રવૃત્તિમાં ન રાચનાર. વિષાદી એટલે ગમગીન સ્વભાવનો. પોતાને ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થાય તો પણ સંતોષ ન વ્યકત કરનાર. સદા સતકી સ્વભાવવાળો. દીર્ઘસૂત્રી એટલે લાંતણો લંબાવનાર—કર્તવ્યકર્મોને તાંતણાની માફક લંબાવ્યા કરનાર. મુલતવી રાખવાની વૃત્તિવાળો તત્કાળ કરવા જેવાં કામનો મહિનાઓ સુધી પણ ન નિકાલ આણનાર એવો માણસ. આ બધા તમોગુણનાં લક્ષણો છે આવી જેનામા વૃત્તિઓ છે તે તામસ કર્તા છે. ॥૨૮॥

बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु ।
प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनंजय ॥ २९ ॥

**હે ધનંજય! બુદ્ધિના તથા નિશ્ચય ધીરજના, ગુણોને લીધે થતા ત્રણ ભેદોને સંપૂર્ણપણે જુદી જુદી રીતે મારાથી કહેવાતાં તું સાંભળ ॥ ૨૯ ॥**

આમ ત્રણ પ્રકારના કર્તાઓ વર્ણવ્યા. હવે પ્રસંગોપાત્ત કર્તાની માફક કર્તાના કરણરૂપ બુદ્ધિ અને તે બુદ્ધિની વૃત્તિરૂપ ધૃતિના ગુણભેદે પડતા ત્રણ પ્રકાર વર્ણવતા ભગવાન કહે છે કે હે અર્જુન! ગુણની દ્રષ્ટિએ ત્રણ પ્રકારના બુદ્ધિના અને તેની વૃત્તિરૂપ ધૃતિના ત્રણ ભેદો હું તને સંપૂર્ણપણે ભિન્ન ભિન્ન કહું છું તે તું સાંભળ અર્થાત્ ભગવાન બુદ્ધિ અને ધૃતિના ગુણની દ્રષ્ટિ પડતા ત્રણ વિભાગો સ્પષ્ટપણે અને માણસને જાણવા જેટલી સંપૂર્ણતાથી વર્ણવવાની પ્રતિજ્ઞા કરી અર્જુનને અભિમુખ કરે છે ॥ ૨૯ ॥

**प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ।**
**बन्धं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी ॥ ३० ॥**

**હે પાર્થ! પ્રવૃત્તિ તથા નિવૃત્તિને, તથા કાર્ય અને અકાર્યને, ભયને અને અભયને, તથા બન્ધને અને મોક્ષને જે જાણે છે તે બુદ્ધિને સાત્ત્વિક જાણવી. ॥ ૩૦ ॥**

પ્રતિજ્ઞા મુજબ સત્વાદિ ગુણના ભેદે બુદ્ધિના ત્રણ પ્રકારને ત્રણ શ્લોકો દ્વારા વર્ણવે છે. હે અર્જુન!, જે બુધ્ધિ પ્રવૃત્તિ અને અને નિવૃત્તિને, કાર્ય અને અકાર્યને, ભયને અને અભયને તથા બંધ અને મોક્ષને જાણે છે તે બુધ્ધિ સાત્વિક છે અર્થાત્ ધર્મમાં-એટલે કે શાસ્ત્રવિહિત કર્મોમાં પ્રવર્તવું અને અધર્મમાંથી-શાસ્ત્રે નકારેલા કર્મોમાંથી અટકવું જે બુધ્ધિને સમજાય છે તે સાત્વિક છે જે દેશમાં જે કાલે જે કર્તવ્ય છે અને જે કર્તવ્ય નથી એમ બન્નેને જાણે છે તે બુધ્ધિ સાત્વિક છે તથા ન કરવા જેવુ કરવાથી નીપજતા ભયને અને કરવા જેવું કરવાથી ઉપજતી નિર્ભયતાને જે જાણે છે તે સાત્વિક બુધ્ધિ છે જે બુધ્ધિ બન્ધને એટલે કે બન્ધનના કારણને અને મોક્ષને એટલે કે મોક્ષના કારણને જાણે છે તે સાત્વિક બુધ્ધિ છે અર્થાત્ જેની બુધ્ધિ સાત્વિક છે તે માણસ હમેંશાં પ્રવૃત્તિઅને નિવૃત્તિ, કાર્ય અને અકાર્ય, ભય અને અભ(ય), બંધ

**પરંતુ હે અર્જુન ! જે ધૃતિથી, અતિઆસક્તિને લીધે ફલાર્થી માણસ, ધર્મ, કામ અને અર્થોને મનમા રોકી રાખે છે તે ધીરજ રાજસી છે ॥ ૩૪ ॥**

હવે રાજસી ધીરજને વર્ણવે છે –હે અર્જુન ! જે ધારજને લીધે-ધૃતિને લઇને ફલની આકાક્ષાવાળો પુરૂષ અતિશય આસક્તિને લઇને ધર્મ કામ અને અર્થને મનમાં ધરી રાખે છે તે ધીરજ-ધતિ રાજસી ધૃતિ છે અર્થાત્ રાજસી ધીરજ અતિશય આસક્તિને લઇ-મારાપણાના વધારે પડતા વ્હાનને લીધે, ફલાશા સેવનાર પુરુષના મનમાં હંમેશાં વેદવિહિત કર્મને, સ્ત્રી પુત્રાદિ અર્થને તથા ધન ધાન્ય વગેરે અર્થને મનમા ગ્રાી રાખે છે, એટલે કે ધર્મ અર્થ અને કામમા અત્યત આસક્તિ હોવાને લઇને તેવો પુરુષ પોતાના મનમાંથી ધર્મ અર્થ કામ વગેરેના ખ્યાલોને કાઢી શકતો નથી તેમની ધીરજ-ધૃતિ નામની વૃત્તિ તે બધાને મનમા ને મનમા ઘોળાવ્યા કરે છે. મનમા તે બધાને ઝાલી રાખે છે આવી, ધર્મ અર્થ, કામને, અત્યંત આસક્તિને લીધે મનમાંને મનમાં પકડી રાખનાર જે બુધ્ધિની ધારણા વૃત્તિ-ધૃતિ તે રાજસી છે ॥ ૩૪ ॥

**यया स्वप्नं भयं शोकं विषाद मदमेव च ।**
**न विमुञ्चति दुर्मेधा धृतिः सा पार्थ तामसी ॥ ३५ ॥**

**હે પૃથાપુત્ર ! દૂષિત અંતરવાળો પુરુષ, જે ધૃતિથી નિદ્રા-ત્રાસ-સતાપ-ખેદ તથા નિશ્ચય મદને ધારે છે અને કદી છોડતો નથી તે ધૃતિ તામસી છે. ॥ ૩૫ ॥**

તામસીનું વર્ણન કરતા કહે છે કે હે અર્જુન ! દૂષિત અત કરણવાળો પુરુષ જેનાવડે સ્વપ્ન-ભય, શોક, વિષાદ અને મદને, ત્યજી શકતો નથી તે ધૃતિ તામસી કહેવામાં આવે છે અર્થાત્ જે ધૃતિવૃત્તિને લીધે માણસના મનમાથી સ્વપ્નનુ, ભયના, શોકના, અપ્રીતીના અને મદના પડ-દાઓ નીકળતા નથી પણ વિના કારણે પણ એ બધાના સસ્કારો હૃદયમાં ઉભરાયા કરતા હોય તો તે ધૃતિ નામની બુદ્ધિ વૃત્તિ તામસી છે. એટલે કે તામસી ધારણા વૃત્તિનો જ્યારે માણસમાં ઉભરો થાય છે ત્યારે તેમ કરીને સ્વપ્ન ભય શોક વિષાદ અને મદને માણસ છોડી શકતો નથી.

આવું થવાનું કારણ પુરુષ દુર્મેધા-એટલે કે દૂષિત ધારણા શક્તિવાળો. દૂષિત એટલે રાગદ્વેષાદિ દોષના સ્પર્શથી મેલું થયેલું હૃદય. આવાં મેલાં-તમોગુણના ઉભરાથી ઉભરતાં હૃદયમાંથી સ્વપ્નાદિના ખ્યાલો છૂટતા નથી ! ॥ ૩૫ ॥

सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ ।
अभ्यासाद्रमते यत्र दुःखान्तं च निगच्छति ॥३६॥

હે ભરત શ્રેષ્ઠ ! હવે તો ત્રણ પ્રકારના સુખને તું મારી પાસેથી સાંભળ. જે સુખમાં અભ્યાસને લીધે માણુસ રમે છે, અને દુઃખના છેડાને પામે છે. ॥ ૩૬ ॥

આમ કર્તા-કરણુ-કર્મ વગેરેનું ત્રૈવિધ્ય બતાવ્યું. હવે કર્મના ફળરૂપ સુખની ત્રિવિધતા બતાવતાં ભગવાન કહે છે-કે હે અર્જુન ! હવે હું તને ગુણભેદે ત્રણ પ્રકારનું સુખ કહું તે સાંભળ જેમાં અભ્યાસને લઇને રમતો પુરૂષ દુઃખનો અન્ત નિશ્ચય પામે છે. અર્થાત્ હે અર્જુન ! હવે હું તને ત્રણ પ્રકારનાં સુખો બતાવું છું, એ સુખમાં અભ્યાસથી રમતો પુરૂષ દુઃખના છેડાને પામે છે. અર્થાત્ જેમ જેમ માણુસ સુખમાં રમવાનો અભ્યાસ કરે છે-એટલે કે વારંવાર ચિરકાલ તે સેવવાનો અભ્યાસ કરે છે તે છેવટે દુઃખનો અંત પામી શકે છે. માટે જેનાં(અભ્યાસને લઇને પુરૂષ બાળકની માફક હૃષ્ટ થઇ રમે છે, નન્દન વનમાં ઇન્દ્રની માફક આનન્દ પામતો રમે છે-તે સુખ હું તને કહું છું તે તું સાવધાન થઇને સાંભળ. ॥ ૩૬ ॥

यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥३७॥

તે સુખ કે જે શરૂઆતમાં ઝેર જેવું પણ અંતે અમૃત જેવું છે, પોતાની બુધ્ધિની નિર્મલતામાંથી જન્મેલું તે સુખ સાત્વિક કહેવાયું છે. ॥ ૩૭ ॥

આમ ત્રણ પ્રકારના સુખના કથનની પ્રતિજ્ઞા કરી. તે મુજબ હવે સાત્વિક-સુખનું વર્ણન આપે છે. હે અર્જુન ! જે સુખ શરૂઆતમાં તો ઝેર જેવું પણ પરિણામે અમૃત જેવું છે તે આત્મબુદ્ધિની પ્રસન્નતામાંથી ઉપજતું સુખ સાત્વિક છે. અર્થાત્ હે અર્જુન ! જે સુખ પહેલાં તો ઝેર જેવું કડવું લાગે છે પણ પરિણામે અમૃત જેવું મીઠું લાગે છે તે સુખ સાત્વિક છે. અને આ સુખ પોતાની બુદ્ધિની પ્રસન્નતામાંથી જન્મે છે. અર્થાત્ સાચું સુખ આત્મબુદ્ધિની નિર્મલતામાંથી જન્મે છે. આત્મબુધ્ધિની નિર્મળતા એટલે રજોગુણ અને તમોગુણરૂપી મેલોનો અભાવ. અર્થાત્ જ્યારે માણસનું હૃદય સત્વગુણથી પૂર્ણ હોય છે અને તેમાં રજોગુણ અને તમોગુણની કણિકા પણ ન હોય તેવી અતિશય પવિત્ર-સત્વમય બુધ્ધિની અવસ્થામાં જે આત્માનુકૂલતા-અને વિશ્વાનુકૂલતા છે-એટલે કે જે સુખ જન્મે છે તે સુખ સર્વોત્કૃષ્ટ છે. આ સુખ તત્કાળ મળતું નથી. કેમકે બુધ્ધિને રજોગુણ, અને તમોગુણથી મુક્ત કરવાને માટે નિષ્કામ કર્મયોગનું આચરણ એ માણસને ખૂબ કડવું લાગે છે. આથી માણસને શરુઆઆતમાં તો તેવાં નિર્મલ સુખને માટે કરવા પડતા કર્મયોગના ઉપર દ્વેષ ચઢે છે. આ દ્વેષરૂપી વિષ એટલે કે નિષ્કામ કર્મયોગ માટેનો શરુમાં અણગમોજ વિષતુલ્ય છે. અને આથીજ સાત્વિક સુખ મેળવવા ઇચ્છનારને શરુઆતમાં તે સુખ ઝેર જેવું લાગે છે. પણ જેમ જેમ તે આ નિષ્કામ કર્મયોગના માર્ગે ચાલતો જાય છે અને તેનું હૃદય પળપળ નીતરું થતું જાય છે, તેમ તેમ તેને સત્ય સુખની શોધનો પ્રદેશ હાથ લાગતો જાય છે. અને પરિણામે એક એવી અવસ્થા આવે છે. જ્યાં કેવળ સુખજ હોય. આવું પરિણામે અમૃત તુલ્ય જે સુખ છે તે સાત્વિક સુખ છે. અને તે સાત્વિકસુખ બુધ્ધિની પ્રસન્નતા એટલે નીતરાપણામાંથી જન્મે છે-બુધ્ધિની રાગદ્વેષરહિત અવસ્થામાંથી જન્મે છે. આમ આ શ્લોકમાં ભગવાન સાત્વિક સુખ શેમાં છે અને તે મેળવવા માટે શું કરવું જોઇએ તેની શરુઆત કેવી છે અને અંત કેવો છે એ બતાવી સાધકને તેવા સુખના માર્ગે જવાને માટે નિશંક બનાવીદે છે. આવાં સુખ શિવાય કોઇપણ જીવને છેવટની શાન્તિ નથી મળવાની એટલું અહીં બસ થશે. ॥ ૩૭ ॥

विषयेन्द्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥ ३८ ॥

તે સુખ કે જે શરૂઆતમાં અમૃત જેવું પણ પરિણામે ઝેર જેવું છે, 'વિષયો' અને 'ઇન્દ્રિયોના સંયોગમાંથી જન્મનારૂં' છે–તે સુખ રાજસ કહેવાયું છે. ॥ ૩૮ ॥

હવે રાજસ સુખ બતાવે છે. હે અર્જુન! વિષયો અને ઇન્દ્રિયોના સંબંધથી જન્મનારુ જે પહેલાં તો અમૃત જેવું પણ પરિણામે વિષ જેવું લાગે છે તે સુખ રાજસિક છે. રાજસ સુખ વૈષયિક સુખ છે. માણસની ઇન્દ્રિયો જ્યાંસુધી ભોગ ભોગવવાને સમર્થ રહે ત્યાંસુધી તો વિષયના સંબંધને લીધે તે સુખ અમૃત જેવું મીઠું લાગે છે. અને આ કોનો અનુભવ નથી? વિષય સુખની અમૃત–મીઠાશ સૌના અનુભવનો વિષય છે. પરંતુ એજ શરૂઆતમાં અમૃત લાગતું સુખ પરિણામે વિષ–કડવું બને છે. એટલે ઝેર જેવું માણસને લાગે છે. કેમકે વિષય સુખના ભોગમાં બળનો–વીર્યનો–રૂપનો, પ્રજ્ઞાનો, મેધાનો, ધનનો, ઉત્સાહનો નાશ અવશ્ય થાય છે. આમ બલ વગેરેના નાશનું કારણ હોઇને પ્રારંભમાં 'મધમીઠું' લાગતું સુખ પરિણામે ઝેર–કડવું થાય છે અને આપણે સૌ આ વિષય સુખથી છેતરાતી દુનીઆને બળ, વીર્યરૂપ, પ્રજ્ઞા, મેધા, ધન, ઉત્સાહ વગરની નજરોનજર જોઇ રહ્યા છે. બસ. આ વિષયો અને ઇન્દ્રિયોથી ઉપજતું શરૂઆતમાં મધુરૂં લાગતું પણ પરિણામે ભયંકર સજા કરતું સુખ રાજસ છે. ભોગની અલ્પકાલીન સુખદાયિતા અને ભોગની સજાની ચિરકાલીન દુઃખદાયિતાનો જો માણસ તટસ્થપણે વિચાર કરે તો વિષયેન્દ્રિયજન્ય સુખને તિલાંજલિ આપવા તૈયાર રહે ॥ ૩૮ ॥

यदग्रे चानुबन्धे च सुखं मोहनमात्मनः ।
निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥ ३९ ॥

જે સુખ આરંભમાં તેમજ અંતમાં આત્માનું મોહક છે–ઉંઘ–આળસ અને પ્રમાદમાંથી ઉઠેલું છે તે સુખ તામસ કહેવાયું છે. ॥ ૩૯ ॥

હવે ક્રમ પ્રાપ્ત તામસ સુખને વર્ણવતાં કહે છે કે હે અર્જુન! જે સુખ શરૂમાં અને અન્તે આત્માને મોહિત કરનારૂં છે, ઉંઘ આળસ અને

પ્રમાદમાંથી ઉપજે છે તેને તામસ સુખ કહેવામાં આવ્યું છે. અર્થાત્ જે સુખ માણસને આરંભે અને અંતે બુદ્ધિને મોહથી ભરી રાખનારું નીવડે છે એટલે કે બુદ્ધિની યથાર્થ જ્ઞાનશક્તિને ઢાંકી દેનારું નીવડે છે–એટલે કે માણસની મતિમાં અવળા–ઉંધા–ખોટા–મિથ્યા–ખ્યાલોને ઉપજાવનારું છે તે સુખ તામસ છે. આવા તામસ સુખના સેવનના અભ્યાસથી માણસની મતિ બ્હેર મારી જાય છે. એની વિવેકશક્તિ ઢંકાઇ જાય છે. ઉંઘ, અનુદ્યોગ અને એસાવધપણામાંથી આ સુખની કલ્પના નીપજે છે. અર્થાત્ ઉંઘ્યા કરવાથી–જીવનનો મોટો ભાગ નિદ્રામય ગાળવાથી, જે સુખ જેવું લાગે–ઉદ્યોગ ન કરવામાં જે એક જાતની એદી લ્હેર લાગ્યા કરે અને અવશ્ય કરવા જેવું ન કરવામાં જે એક જાતનું ગાફેલપણું છે તે ગાફેલપણામાં જે અનુકૂલતા જેવી લાગ્યા કરે છે તે તામસ સુખ છે. અર્થાત્ હે અર્જુન! બુદ્ધિની પ્રસન્નતામાંથી જન્મતું સુખ સાત્ત્વિક, વિષયેન્દ્રિય સંયોગથી પેદા થતું સુખ રાજસ, નિદ્રા, આળસ અને પ્રમાદમાંથી ઉદ્‌ભવતું સુખ તામસ છે. આ ત્રણ પ્રકારના સુખોનો માણસે વિવેક કરવો રહ્યો. અને માણસ હોઇને માણસે સાત્ત્વિક સુખના સેવનને માટે પ્રયત્નશીલ રહેવું ઘટે એવો આ સુખ–પ્રકરણનો ધ્વનિ છે. ॥૩૯॥

न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।
सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात्त्रिभिर्गुणैः ॥ ४० ॥

નિશ્ચય પૃથ્વી ઉપર કે નિશ્ચય દ્યૌલોકમાં દેવોમાં પણ તે પ્રાણી નથી જે આ પ્રકૃતિથી પ્રકટેલા ત્રણ ગુણોથી મુક્ત હોય. ॥ ૪૦ ॥

આમ ભગવાને વિસ્તારથી ગુણત્રયનો સંબંધ કહેવા માંડ્યો. પણ એ વિસ્તારનો તો ક્યાંયે અંત ન આવે. આથી હવે સંક્ષેપમા પ્રાણીમાત્રને આ ત્રણ ગુણનો સંબંધ છે એમ વ્યતિરેકમુખે ઉપદેશતા કહે છે. હે અર્જુન! વધારે શું કહું ? પૃથ્વીમાં કે સ્વર્ગમાં–દેવલોકમાં એવું એક પણ સત્વ નથી, એવો એક પણ પદાર્થ નથી. જે આ પ્રકૃતિમાથી જન્મેલા ત્રણગુણોથી મુક્ત હોય. અર્થાત્ સ્થાવરજંગમ પદાર્થમાં એવો એક પણ પદાર્થ નથી જે પદાર્થ પ્રકૃતિજન્ય–પ્રકૃતિ સ્વરૂપ આ ત્રણ ગુણથી રહિત હોય. અર્થાત્ વસ્તુમાત્રમાં સત્વ રજ અને તમોગુણની ઓછીવત્તી વ્યાપ્તિ છે. ગુણમુક્ત એવો કોઇ પદાર્થ નથી. અર્થાત્ કોઇપણ વસ્તુ આ ત્રણ

ગુણની વ્યાપ્તિ રહિત ન હોવાથી વસ્તુમાત્રમાં ત્રણેય ગુણના ગુણદોષો ભરેલાજ હોય છે. કોઇમાં સત્ત્વની પ્રધાનતા હોય, કોઇનામાં રજોગુણની, તો કોઇનામાં તમોગુણની, પણ કેવલ નિર્દોષ કે કેવલ ગુણમયી કોઇ કૃતિ નથી. આ જ્ઞાન માણસને સમદર્શી—દોષસહિષ્ણુ—ગુણપૂજક અને ઉદાર બનવા માટે સાધનરૂપ બને છે. ॥ ૪૦ ॥

ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ।
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥ ४१ ॥

હે શત્રુતાપન! બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય તથા શુદ્રોનાં પ્રકૃતિથી પ્રકટેલા ગુણોથી અત્યન્ત વિભક્ત થયેલાં કર્મોને તું સાંભળ. ॥ ૪૧ ॥

હવે ભગવાન એક અગત્યનું પ્રકરણ શરૂ કરે છે. પ્રાણીમાત્ર ગુણત્રયથી ભરપૂર છે. એ પ્રાણીમાત્રમાં જે મનુષ્ય નામનું પ્રાણી છે એ મનુષ્યનામનું પ્રાણી શાસ્ત્રમાં અધિકારી છે. એ મનુષ્ય પ્રાણીમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એવા ચાર પેટા વિભાગો છે. આ ચારે પેટો વિભાગો પણ પ્રકૃતિજન્ય ગુણોથી પ્રવિભક્ત કર્મનાઆધારે પડ્યા છે. અર્થાત્ બ્રાહ્મણ વગેરે સંજ્ઞાઓ ગુણવાચક છે જાતિ વાચક નથી એમ સિદ્ધ કરવું રહ્યું. જે ગુણ જેનામાં વધારે પડતો હોય તે ગુણના સ્વભાવે તે વ્યકિતની પ્રકૃતિ ઘડાય છે. અને જે પ્રકૃતિની પ્રધાનતા હોય તે પ્રકૃતિના નામે તે વ્યકિત ઓળખાય છે. આથી ભગવાન કહે છે કે હે અર્જુન! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શદ્રોનાં સ્વભાવથી ઉપજતા ગુણોથી પ્રવિભક્ત એવાં કર્મો હોય છે તે તું મારી પાસેથી સાંભળ. અર્થાત્ બ્રાહ્મણ વગેરે ચાર વિભાગમાં વ્હેંચાયેલા મનુષ્યોનાં કર્મો, સેળભેળ ન થાય એવી રીતે, સ્વભાવ-પ્રકૃતિથી ઉપજેલા એટલે કે પ્રધાન અને ગૌણભાવે પ્રકટ થતા ગુણોદ્વારા નિર્મિત થયેલા છે. અર્થાત્ ત્રિગુણાત્મક પ્રકૃતિના મુખ્ય ગૌણભાવે પ્રકટ થયેલા ગુણો બ્રાહ્મણ વગેરેના કર્મોને વ્હેંચી આપે છે. અર્થાત્ હવે જે કર્મો ભગવાન કહેનાર છે તે કર્મો કોઇ પણ મનુષ્યમાં હોય તો તે જન્મે ગમે તે જાતિનો હોય પણ તે તે કર્મ જે જાતિનાં હોય તે તે જાતિનોજ તેને માનવો. શમદમાદિ કર્મો જો જાતિથી શદ્ર મનુષ્યમાં હોય તો તે જાતિશદ્ર હોવા છતાંએ બ્રાહ્મણજ છે. અને

વૈસ્ય વગેરેના કર્મો જાતિએ બ્રાહ્મણ વ્યક્તિમાં હોય તોપણ તે વ્યક્તિ વૈશ્ય વગેરેજ છે એવો ભગવાનનો અહીં આશય છે. ॥ ૪૧ ॥

शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च ।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥ ४२ ॥

શમ, દમ, તપ, શૌચ, ક્ષમા, તથા નિશ્ચય સરળતા, આત્મજ્ઞાન, વિજ્ઞાન, અને આસ્તિકતા એટલાં સ્વભાવથી જન્મેલાં બ્રાહ્મણનાં કર્મો છે. ॥ ૪૨ ॥

આમ આગલા શ્લોકમાં બ્રાહ્મણાદિના સ્વભાવજન્ય કર્મો કહેવાની પ્રતિજ્ઞા કરી. તે અનુસાર હવે બ્રાહ્મણનું સ્વભાવજન્ય કર્મ કહે છે કે હે અર્જુન ! *શમ-દમ-તપ-શૌચ-ક્ષાન્તિ-આર્જવ જ્ઞાન-વિજ્ઞાન અને આસ્તિ*કતા એ સ્વભાવજન્ય બ્રાહ્મણ કર્મ છે. અર્થાત્ જે મનુષ્ય બ્રાહ્મણ પ્રકૃતિની પ્રધાનતાવાળો હોય-એટલે જેનામાં મુખ્યત્વે બ્રાહ્મણ સ્વભાવ કામ કરી રહ્યો હોય તે માણસનું કુદરતી વલણ શમાદિ તરફ હશે. શમ એટલે શાંતિ અંતઃકરણનો નિગ્રહ દમ એટલે બાહ્ય ઇન્દ્રિયોના ઉપર કાબુ એટલે કે ઇન્દ્રિયજયી જીવન. સાત્વિક તપ એટલે તપ. સર્વથા પવિત્રતા એટલે કે શૌચ. ક્ષમા એટલે ક્ષાંતિ. સરળતા એટલે આર્જવ જ્ઞાન એટલે આત્મજ્ઞાન. વિજ્ઞાન એટલે પ્રકૃતિ વિગેરે વિવિધ પદાર્થોનું જ્ઞાન. ઇશ્વરમાં અને વેદવાકયોમાં શ્રધ્ધા એટલે આસ્તિકતા-બસ સ્વભાવે બ્રાહ્મણમાં આ વૃત્તિઓની પ્રધાનતા હોય છે જેનામાં શમથી માંડી આસ્તિકતા સુધીના કર્મો દેખાય તે બ્રાહ્મણ. પછી જન્મે તે કોઇપણ યોનિનો હોય. અર્થાત્ કર્મો કુદરતે નિયત કરેલાં છે અને જાતિ મનુષ્યબુધ્ધિનિર્મિત છે ॥ ૪૨ ॥

शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥ ४३ ॥

શૂરવીરતા-તેજ-ધીરજ-દક્ષતા-તથા નિશ્ચય યુદ્ધમાં પીઠ ન બતાવવી, ઉદારતા અને ઐશ્વર્ય-આ ક્ષત્રિયનુ સ્વભાવ જન્ય કર્મ છે. ॥ ૪૩ ॥

હવે ક્ષત્રિય પ્રકૃતિને વર્ણવે છે હે અર્જુન! શૂરવીરતા–તેજ–ધીરજ–દક્ષતા–યુધ્ધમાં પીઠ ન બતાવવી–દાન–અને ઐશ્વર્ય એ ક્ષત્રિયોનું સ્વભાવ જન્ય કર્મ છે. અર્થાત્ જેનામાં ક્ષત્રિયની પ્રકૃતિનો ઉભરો હોય તેનામાં શૌર્યાદિ નજરે પડશે. શૌર્ય એટલે પોતાનાથી બળવાનને પણ મ્હાત કરવાની પ્રવૃત્તિ. પારકાથી ન અંજાવાની વૃત્તિ એટલે તેજ. મહાન આપત્તિમાં પણ વ્યાકુલ ન બનવાની વૃત્તિ એટલે ધીરજ–ધૃતિ. કુશળતા–એકી વખતે અનેક આવી પડેલાં કામોને ચતુરાઇથી આટોપવાની કુશળતા એટલે દક્ષતા. યુદ્ધમાં ભીકના માર્યા કદી પીઠ ન બતાવવાની વૃત્તિ એટલે અપલાયન. દાતારપણું–ઉદારતા–આપવા યોગ્ય પદાર્થોને આપવામાં મુક્તહસ્તતા–એટલે દાન. અને ઇશ્વરભાવ એટલે જેનું નિયમન કરવાનું હોય તેનું નિયમન કરવાની શક્તિ. સૌને પોતાના કાબુમાં રાખવાની વૃત્તિ. આ કર્મો જેનામાં હોય તે ક્ષત્રિય ॥ ૪૩ ॥

**कृषिगौरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।**
**परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥ ४४ ॥**

**ખેતી–પશુપાલન–વેપાર–એ વૈશ્યનું સ્વભાવજન્ય કર્મ છે. તથા સેવાત્મક કર્મ મજૂરનું સ્વભાવજન્ય કર્મ છે. ॥૪૪॥**

હવે વૈશ્ય અને શુદ્રોનાં સ્વભાવજન્ય કર્મોને વર્ણવે છે. હે અર્જુન! ખેતી–પશુપાલન અને વેપાર આ વૈશ્ય સ્વભાવનાં દ્યોતક છે. તેમજ સેવાત્મક કર્મ શુદ્રનું સ્વભાવજન્ય કર્મ છે. શુદ્ર શબ્દનો વ્યુત્પત્તિ અર્થ જાણવા જેવો છે. એનો અર્થ પોતાના કામમાં જે ઝડપથી દોડતો રહે છે એટલે કે સેવા કરવાના પોતાના કામમાં જે માણસ સદા તત્પર અને સચિંત રહે છે તે શુદ્ર. અર્થાત્ શરીરદ્વારા અને શિલ્પ વગેરે દ્વારા જે સમાજની સેવામાં તત્પર રહે છે તે મનુષ્ય શુદ્ર છે. સર્વલોકની સેવા એટલે પરિચર્યા. શુદ્ર સર્વલોકની સેવા થાય એવા કર્મો કરવા તરફ સદા ઢળેલો રહે છે. એ એની પ્રકૃતિ છે. આમ જેનામાં જે કર્મની પ્રધાનતા તે નામે તે ઓળખાય છે. અને આવી ચાર પ્રધાન પ્રકૃતિ હોવાને લઇને મનુષ્યોમાં ચાર વિભાગ પડી ગયા છે. પણ આ પેટા વિભાગો સ્થિતિ સ્થાપક છે. સ્થિતિસ્થગિત નથી. ॥ ૪૪ ॥

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।
स्वकर्मनिरतः सिद्धिं यथा विन्दति तच्छृणु ॥ ४५ ॥

પોતાના કર્મમાં શ્રદ્ધાપૂર્વક તત્પર મનુષ્ય સંસિદ્ધિને મેળવે છે. જે રીતે તે સ્વકર્મનિષ્ઠ સંસિદ્ધિને મેળવે છે તે રીત તું સાંભળ. ॥ ૪૫ ॥

આમ બ્રાહ્મણાદિ પ્રકૃતિના સ્વભાવજન્ય કર્મો કહ્યાં. એ કર્મોમાં કશી મહત્તા નથી. પણ એ કર્મોદ્વારા જે સિદ્ધ કરવાનું છે તે જો સિદ્ધ થાય તો તેની મહત્તા છે.–એટલે કે કર્મમાં ઉંચ નીચતાનો ભેદ નથી. કોઇપણ પ્રકૃતિનું કોઇપણ કર્મ જો તે જે રીતે કરવું જોઇએ તે રીતે કરવામાં આવે તો મનુષ્યનું કલ્યાણ કરનાર બને છે. આથી બ્રાહ્મણાદિના કર્મની મહત્તા નથી. પણ તે કર્મ જે ભાવથી થવું જોઇએ–જે રીતે થવું જોઇએ તે રીતે અને ભાવે થાય તો તે કર્મ ગમે તે પ્રકૃતિનું હો–જીવન સિદ્ધિ સાધે છે. આથી હવે ભગવાન જગદ્‌ગુરુ એક અજબ અને સર્વ સાધારણ જીવનસિદ્ધિનું સાધન બતાવવાની પ્રતિજ્ઞા કરે છે કે હે અર્જુન ! પોતપોતાના કર્મમાં અભિરત પુરૂષ સંસિદ્ધિને પામે છે. સ્વકર્મમાં નિરત પુરૂષ જે પ્રકારે સિદ્ધિને પામે છે તે તું મારી પાસેથી સાંભળ, અર્થાત્ હે અર્જુન ! હવે હું તને એક મહત્ત્વનો ગુરૂગમ્ય સિદ્ધાંત સમજાવું છું. શમદમાદિથી માંડી પરિચર્યા સુધીના કર્મોની ખરી મહત્તા નથી. પરંતુ એ કર્મોનું શ્રદ્ધાથી અનુષ્ઠાન કરવામાં મહત્તા છે. જે માણસ પોતપોતાની પ્રકૃતિએ નક્કી કરી આપેલા કર્મોને નિષ્ઠાપૂર્વક આચરે છે તે મનુષ્ય તે તે કર્મોદ્વારા જીવનમાં સંસિદ્ધિને પામે છે. સંસિદ્ધિ એટલે કે મોક્ષ સુધીની પ્રાપ્તિને પામે છે. આમ કર્મમાત્ર મોક્ષનું સાધન બની શકે છે. કોઇપણ કર્મ સ્વરૂપે ગુરૂ કે લઘુ, ભવ્ય કે મહાન નથી. તુચ્છમાં તુચ્છ ગણાતું કર્મ પણ જો જે રીતે કરવું જોઇએ તે રીતે કરવામાં આવે તો તે અભ્યુદય અને શ્રેયસનું સાધન બની શકે છે.—આથી બ્રાહ્મણકર્મથીજ મોક્ષ મળે છે. શુદ્ર કર્મથી બંધન મળે છે એવું કશું નથી. સ્વકર્મમાં નિષ્ઠાથી માણસ કોઇપણ કર્મદ્વારા જીવનસિદ્ધિ પ્રાપ્તિ કરી શકે છે. આથી હે અર્જુન ! તું કર્મને માટે આયાસ ન કરતો. કર્મ કરવાની રીતને પકડ અને તે રીતે જે કોઇ કર્મ કરીશ–પછી તે કર્મ બ્રાહ્મણકર્મ હો અગર શુદ્ર કર્મ હોય–તને પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે તે કર્મ તેને સિદ્ધિ આપ-

વશે. આમ અહીં જગદ્‌ગુરુ પરમાત્મા મનુષ્યમાત્રના ઉદ્ધાર માટે કેવી રીતે કર્મમાત્ર કરવા એની ગુરુચાવી બનાવવાની પ્રતિજ્ઞા કરે છે ॥ ૪૫ ॥

— यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥ ४६ ॥

જેમાંથી પ્રાણીઓની ચેષ્ટા થાય છે અને જેનાવડે આ વિસ્તારાયું છે તેને પોતાના કર્મોથી સારી પેઠે પૂજી, માનવ સિદ્ધિ મેળવે છે. ॥ ૪૬ ॥

હવે જે રીતે કર્મ કરવાથી મનુષ્યમાત્રને સિદ્ધિ મળે છે તે પ્રકાર સંભળાવતાં દયામય ભગવાન કહે છે કે હે અર્જુન! જેને લીધે પ્રાણીઓની પ્રવૃત્તિ થાય છે અને જેના વડે આ બધું પ્રકટ થયું છે તેને પોતાના કર્મથી પૂજી મનુષ્ય સિદ્ધિને પામે છે. અર્થાત્ હે અર્જુન! બ્રહ્માથી માંડીને સ્થાવર સુધીનાં પ્રાણીમાત્રની પોતપોતાના કર્મમાં મનવાણી અને કાયાથી જેનેલીધે પ્રવૃત્તિ થાય છે એટલે કે જે, અંતરાત્મા–ક્ષેત્રજ્ઞ–પુરુષોત્તમ–સર્વભૂતના અંતર્યામિને લીધે પ્રાણીમાત્રની પ્રવૃત્તિ થાય છે, અને જે પરમાત્માએ આ સમસ્ત જગતને પોતાની અચિન્ત્ય પ્રજ્ઞાવિલાસરૂપ માયાવડે વ્યક્ત કર્યું છે તે પરમાત્માને પોતપોતાના કર્મોદ્વારા પૂજવાથી માણસ સિદ્ધિ મેળવે છે. અર્થાત્ કર્મમાત્ર પરમાત્માની પ્રસન્નતા સાધવાને માટે થવું જોઇએ. યજ્ઞીયભાવથી થવું જોઇએ સૌનાં હૃદયમાં વિરાજતા પરમાત્માને સૌએ પોતપોતાનાં કર્મો, તેનું ફળ અને તેનું કર્તૃત્વ સોંપી દેવું જોઇએ. અને તે દ્વારા પરમાત્માની પ્રસન્નતા સાધવી જોઇએ. પરમાત્માના તર્પણ ખાતર કર્મમાત્ર થવાં જોઇએ. જે કર્મ પરમાત્માને સંતૃપ્ત ન કરે તે કર્મ ગમે તેટલું ઉચ્ચ હોય પણ કોડીની કિંમતનું નથી. આથી પ્રાણીમાત્રે આ વસ્તુ–આ ગુરુચાવીને ધ્યાનમાં રાખવાની જરુર છે. ગમે તે પ્રકૃતિનું કર્મ હોય–કર્મમાત્રથી પરમાત્મા પ્રસન્ન થાઓ એવી તે કર્મ કરનારની ભાવના હોવી જોઇએ. અર્થાત્ કર્મદ્વારા પરમાત્માનું પૂજન મુખ્ય છે. સ્વાર્થનું તોપણ એજ તો કર્મનો મેલ છે. આથી અહીં ભગવાન જે ઉપાય બતાવે છે તે ઉપાયના અમલમાં પ્રાણીમાત્ર માટે સાચો ઉપદેશ અને માર્ગદર્શન છે. કર્મમાત્ર પરમપિતા પરમાત્માની પ્રસન્નતા–તર્પણ–સંતોષ–તૃપ્તિને માટે કરવું જોઇએ. આ ભાવથી કોઈપણ કર્મ કરાય તો,

તે કર્મ પરિણામે મનુષ્યને સિદ્ધિ આપનારું નીવડે છે. અનુભવે જણાશે કે પરમાત્માની પ્રસન્નતા સાધવા માટે કરેલું કર્મ સત્કર્મજ હશે–તે નિઃસ્વાર્થજ હશે. તેની પાછળ ફળકામના નજ હશે. આમ પ્રાણીમાત્રનાં કથીર જેવાં કર્મોને કાંચનનાં કરવા માટેનો એક અદ્ભુત રાસાયનિક પ્રયોગ અહીં ઉદારશિરોમણિ જગદ્ગુરૂ પરમાત્મા બતાવી રહ્યા છે. પોતે કોઇપણ યોનિમાં જન્મ્યો હોય–તેને ફાળે કોઇપણ પ્રકારનાં કર્મો આવ્યા હોય–માણસે તેની ચિન્તા કરવાની નથી જે રીતે આ કર્મો થવાં જોઇએ, તે રીતે પોતે એ કરે છે કે નહીં તેજ તેનાં ચિંતનનો વિષય હોવો જોઇએ ॥ ૪૬ ॥

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ ४७ ॥

**વિગુણ છતાંએ પોતાનો ધર્મ સારી પેઠે આચરાયેલા પરધર્મથી વધારે સારો છે. વળી સ્વભાવથી નિયમિત કર્મને કરનાર મનુષ્ય પાપ પામતો નથી. ॥ ૪૭ ॥**

આમ જીવનની ગુરૂચાવી બતાવી. હવે મનુષ્યો નિઃશંકપણે પોતપોતાના સ્વાભાવિક કર્મોમાં પ્રવર્તે એ માટે ભગવાન સ્વકર્મના આચરણની પ્રશંસા કરતાં કહે છે હે અર્જુન! વિગુણ હોય છતાં એ સારી પેઠે આચરેલા પરધર્મ કરતાં સ્વધર્મ વધારે સારો છે. સ્વભાવે નક્કી કરેલાં કર્મને કરનાર પુરૂષ પાપ પામતો નથી. હે અર્જુન! હું તને વધારે શું કહું? પોતાની જે પ્રકૃતિ હોય તેણે પોતાને માટે જે કર્મો નક્કી કરી આપ્યાં હોય તે શાસ્ત્રોક્ત કર્મો કદાચ આચરણની દૃષ્ટિએ જરા મહેનતથી થાય થાય એવાં હોય–એટલે કે એવાં સ્વકર્મો કરવામાં માણસને શ્રમ પડતો હોય અને પોતાની પ્રકૃતિથી વિરુદ્ધ એવા કર્મો–પરધર્મોનું આચરણ એને સહેલું લાગતું હોય તોપણ સારી પેઠે કરેલાં પરકર્મો કરતાં મહેનતથી થતાં સ્વકર્મોજ વધારે વખાણવા લાયક છે કેમકે મનુષ્યમાત્ર પોતાની પ્રકૃતિનેજ ઉપર તો અધીન છે મોહનો માર્યો તે પ્રકૃતિ વિરૂદ્ધ જવા માગે તો અશક્ય છે. કેમકે પ્રકૃતિ તેને પરાજિત કરે છેજ. અને વળી પ્રકૃતિએ નક્કી કરેલાં કર્મોમાં મહત્વ નથી. તેને જે ભાવનાથી 'કરવાં જોઇએ એ મહત્વ છે. આથી પ્રકૃતી'ગીનેજ કુદરતપ્રાપ્ત કર્મો પરિણામે

યથીચભાવથી કર્યાં હોય તો શ્રેયસ્કર નીવડે છે. પારકાના કર્મોમાં માથું મારનાર ઉલટે નાલાયક બને છે. આથી સ્વભાવે નબળાં કરેલાં કર્મો મને-નતે થાય તો પણ તેજ કરવાં-બીજાં નહીં. સ્વકર્મમાં રચ્યો પચ્યો માણસ પાપી બનતો નથી. આથી મનુષ્યમાત્રે એક બીજાના સ્વભાવ નિયત કર્મોમાં માથું ન મારતાં પોતાનાંજ કર્મોમાં લાગ્યા રહેવું ઘટે. પોતાનાં કર્મોજ ઉલટે તેને તારશે. કર્મમાત્રમાંથી નૈષ્કર્મ્યની સિધ્ધિ કરવાની છે. અને નૈષ્કર્મ્યની સિદ્ધિ સાથેજ મનુષ્યને લેવા દેવા છે. અને તેને માટે પોતાના સ્વભાવે જે કરવાં જેવાં કર્મો નબળાં કર્યાં હોય તેજ તેને માટે વધારે લાયક છે. ॥ ૪૭ ॥

सहजं कर्म कौन्तेय सदोषमपि न त्यजेत् ।
सर्वारम्भा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥ ४८ ॥

હે કુન્તી પુત્ર! સહજ કર્મ દોષવાળું હોય તોપણ તેને (મનુષ્ય) ન તજે. કેમકે બધાં કર્મો, ધૂમાડાથી જેમ અગ્નિ, તેમ દોષથી વીંટળાયેલાં છે. ॥ ૪૮ ॥

હે અર્જુન! વળી એક વેળા તને કહું છું કે, દોષવાળું હોય તો પણ પોતાનું-કુદરતી કર્મ માણસ ન તજે. કેમકે ધુમાડાથી જેમ અગ્નિ તેમ સર્વ આરંભો-સર્વકર્મો દોષથી ઘેરાયેલાંજ હોય છે. અર્થાત્ હે અર્જુન! કર્મમાત્રજ દોષયુક્ત છે. આથી કર્મમાં મહત્વ નથી. પણ કર્મ કેમ કરવાં કે જેથી કર્મો કરનારને બાધાકારક ન નીવડે એજ જોવાનું છે. માટે જો માણસનું સ્વાભાવિક કર્મ હિંસાદિ દોષથી દૂષિત હોય તો પણ તેને ન તજવું. કર્તવ્યકર્મને કર્તવ્યબુદ્ધિથી કરવું ઘટે. અગ્નિ જેમ ધુમાડાવાળો હોય તેથી તેનું અગ્નિપણું-દાહક અને પ્રકાશક શક્તિ જતી નથી રહેતી તેમ કર્મમાત્ર દોષયુક્ત હોય છતાં જો તેને જે રીતે કરવાં જોઇએ તે રીતે કરવામાં આવે તે પાપના દાહક અને આત્માના પ્રકાશક-એટલે કે સિદ્ધિ આપનારાં થાય છેજ. માટે સદોષ પણ સહજ કર્મને માણસે ન ત્યાગતાં તેને કર્તવ્ય બુદ્ધિથી કરવાં જોઇએ. ॥ ૪૮ ॥

असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।
नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥ ४९ ॥

જગત્‌ નિમન્તાને લગની ચોકખી–સંગય અને ઉલટી સમજ વગરની–સમજ નથી ત્યાંસુધી તો અધ્યાત્મજીવનમા મેળજ ન ખાય. આથી સાધક પોતાના તમામ પ્રયત્નોને બુધ્ધિને ચોકખી કરવામા કેન્દ્રિત કરવા જોઈએ–તે ઉપરાંત તેણે ધીરજપૂર્વક મનને કાબુમા રાખવુ જોઈએ સાત્વિક ધીરજનો તે અખૂટ ઝરો હોવો જોઈએ મન એક દિવસમા કાબુમા આવી જતુ નથી ! એટલે હતાશ ન થતા પણ આખરે તો એક દિવસ મનના ઉપર હુ મારો કાબુ જમાવીશજ, એવી અડગ ધીરજે તે મનને કાબુમા રાખવાનો પ્રયત્ન કરે તેવો પુરુષ શબ્દાદિ વિષયને તજે એટલે કે પોતાની સ્વૃતિનિન્ન થાય–પોતાને જેટલા દુન્યવી પદાર્થોના સબંધથી અનુભવો થાય તેમાંથી પોતાના ધ્યેયને પોષક અનુભવોનોજ માત્ર સચ્ચય કરે અને બાકીને ઉકરડા ઉપર ફેંકી દે એનું નામ છે–શબ્દાદિનો ત્યાગ–અર્થાત્‌ ધ્યેયભ્રષ્ટ કરનારા અનુભવો ઉપર ઉદાસીનતા રાખે અને રાગદ્વેષનો ત્યાગ કરે એટલે કે તેને પોતાનામાથી આઘે ફેંકી દે રાગદ્વેષની પકડમા ન આવે એટલું સજ્જડ મનને બનાવી દે જેમ પારો આપણી પકડમા ન આવે તેમ જેનું મન રાગદ્વેષની પકડમા ન આવે પણ રાગદ્વેષના ઉપર પોતાનો કાબુ જમાવે તે માણસ પરમાત્માની હયાતીનો અનુભવ કરવા સમર્થ થાય છે આમ આ શ્લોકમા ચાર સાધનો ગણાવ્યા ॥૫૧॥

> विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानस ।
> ध्यानयोगपरो नित्यं वैराग्य समुपाश्रित ॥ ५२ ॥

પવિત્ર જગ્યાને સેવનાર, મિતાહારી, સ્વાધીન વાણી, દેહ અને મનવાળો, હમેશા ધ્યાનયોગમાં તત્પર, દ્રઢતાથી વૈરાગ્યને સેવી બેઠેલો–(બ્રહ્મભાવને માટે લાયક બને છે) ॥ ૫૨ )

તે ઉપરાંત જેણે ભગવાનનો અનુભવ કરવો હોય તે વિવિક્તસેવી બને–લઘ્વાશી બને–કાયા–મન અને વાણીને કાબુમાં રાખે હમેશા ધ્યાન યોગપરાયણ રહે. અને હમેશા વૈરાગ્યનો આશ્રય લે. અર્થાત્‌ આ શ્લોકમા બીજા પાચ સહકારી સાધનોનો ભગવાન ઉલ્લેખ કરે છે વિવિક્ત એટલે કુદરતી રીતે અગર તો કૃત્રિમ રીતે નિર્મળ જગ્યા–જે જગ્યાએ વસવાથી માણસનું મન પ્રસન્ન થાય, હૃદય ઠરી જાય એવી પ્રાકૃત મનુષ્યોના સંસર્ગથી રહિત કુદરતી રીતે પવિત્રભૂમિ. આવી પવિત્રભૂમિમાં રહેવાનુંજ જેને

સદા જાય તે માણસ વિવિક્તસેવી. અર્થાત્ પવિત્ર એકાંત ભૂમિમાંજ રહેનાર. એકાન્ત જેને સદે તેને માટે તે આધ્યાત્મિક જીવનમાં અતિ ઉપયોગી છે. છેવટની વિવિક્ત સેવા તો આ માનો જ પ્રદેશ છે—એ આત્મના કેવળ એકાન્ત પ્રદેશમાં રહેવાની જેને ટેવ પડી ગઇ છે તેને માટે આખું વિશ્વ વિવિક્ત સેવાજ છે. પરંતુ સાધકને માટે તો વિવિક્ત સેવા વિવેકપૂર્વક કરી હોય તો અતિ ઉપકારક છે. માણસને એ અનેક દોષોમાંથી બચાવે છે.

તે ઉપરાંત તેવો પુરુષ લઘ્વાશી થાય. લઘ્વાશી એટલે હિત–મિત–પવિત્ર–સાત્વિક ભોજન આરોગવાની ટેવવાળો. અન્નને અને શુદ્ધિને અને પરમાત્માના દર્શનને ગાઢો સંબંધ છે. જેને ખોરાક ઉપર કાંબુ નથી તે ભાગ્યેજ ભગવાનના દર્શન પામે. આથી સાધક પોતાના ખોરાકને આ ચાર મર્યાદાથી તપાસે. તેનો ખોરાક હિતકર હોય–માપેસર=હોજરીના માપનો હોય–પવિત્ર સાધનોદ્વારા મેળવેલો હોય અને સાત્વિક હોય. અન્ન તેવા ઓડકાર એ કહેવતમા તો મહાન સત્ય છૂપાયું છે. વળી આવા હિત–મિત–શુદ્ધ–અને સાત્વિક ભોજનની સાધકને ટેવ પડેલી હોવી જોઇએ. જ્યાસુધી એવી અટલ ટેવ ન પડે ત્યા સુધી કાયમી સત્વશુદ્ધિ ન નીપજે. આથી ભગવાનને અનુભવવા ઇચ્છનારે પોતાના ખોરાકને આ ચારથી આંકી જોવોજ રહ્યો.

વળી તેવો માણસ યતવાક્કાયમાનસ હોવો જોઇએ. એટલે કે તેની મન વાણી અને કાયા તેણે રોકેલી હોવી જોઇએ. એટલે કે ખરાબ, ધ્યેયભ્રષ્ટ કરે એવા વ્યવહારમાંથી તેણે મન વાણી અને શરીરને છેવટનું વાળી લેવું રહ્યું. અને તે ઉપરાંત ધ્યેય તત્પરતા ઉપજાવે એવામાં મન વાણી અને કાયાને પરોવવા જોઇએ નહીંતર તે ઘણા અનર્થનો ભોગ બનશે. ભગવાનને નામે મનવાણી અને કાયાને વટલાવનારનો કદી ઉધ્ધાર થતો નથી

વળી એવો પુરુષ ધ્યાનયોગપરાયણું હોવો જોઇએ. ધ્યાનયોગ એટલે પોતાના ધ્યેયનું સતત ચિન્તન. ધ્યેય છે પરમાત્મા. આ પરમાત્માને હમેશાં યાદ કરનાર હોવો રહ્યો. એટલે કે સર્વભૂતોમાં અંતરાત્મારૂપે વર્તી રહેલા પરમાત્માનું સ્મરણ કરવું ઘટે. અર્થાત્ સર્વના સંપર્કમા આવતાં તેની દ્રષ્ટિમાં નામરૂપ ગૌણ બનેલાં હોઇને તે નામરૂપમા વિરાજેલા પરમાત્માને

દર્શનયોગ્ય હોવા ઘટે. એટલે કે સૌની સાથે તેને વ્યવહાર કરતીવેળા હું પરમાત્મા સમક્ષ વર્તી રહ્યો છું, પરમાત્માનું જ હું માન-સત્કાર-પૂજન ધ્યાન કરી રહ્યો છું એવું સ્મરણ હોવું ઘટે. ઘટ ઘટમાં વર્તી રહેલ પરમાત્માને જે યાદ કરે છે અને તે યાદ પ્રમાણે વર્તે છે તેની સાથે ઘટ ઘટમાં વસેલ પરમાત્મા પણ તેવું જ વર્તન કરે છે. સાધક જ્યારે સમજશે કે સર્વભૂતોમાં તે તે રૂપે અને નામે પરમાત્માજ વર્તી રહ્યા છે ત્યારે તેના આશ્ચર્યનો ભક્તિનો અને પ્રેમનો પાર ન રહેશે. તે ભગવાનને કોઈક રૂપમાં દુઃખી જોઇ રડશે. સુખી જોઇ હસશે. પુણ્યવાન જોઈ હરખાશે. આમ જેના જીવનમાં એવી નિર્મળ સમજ થઇ ગઇ છે કે સર્વ ભૂતોમાં એકજ પરમપિતા વિલસી રહ્યા છે તે પ્રેમનો, દયાનો, પુણ્યનો, અવતાર થઇ રહેશે.

આ ઉપરાંત તેણે દૃઢપણે વૈરાગ્યનો આશ્રય લેવો રહ્યો. પરમાત્મા અને પૈસા એ સાથે નથી ભજી શકાતા. એટલે કે તૃષ્ણાથી વીંધાયેલો પુરુષ પરમાત્માને નથી સેવી શકતો. આથી ભગવાનને જોવા ઇચ્છનાર પુરુષે પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ પદાર્થમાત્રમાં નિઃસ્પૃહ રહેવું ઘટે. આ વિરાગમાં કોઇનો તિરસ્કાર નથી. એમાં તૃષ્ણાની સૂકવણી છે. બાકી સાચો વિરાગ મિત્રતા-કરુણા-મુદિતા અને ઉપેક્ષાની સ્થિર ભાવનાવિના ઉપજતો જ નથી. આથી ભગવાન જ્યારે દૃઢ વૈરાગ્યનો આશ્રય હોવો ઘટે એમ સાધકને માટે કહે છે ત્યારે તે મિત્રતા-કરુણા-મુદિતા વગેરે ભાવનાનો ભંડાર હોવો ઘટે એમ કહે છે અને છતાં કોઇપણ પદાર્થને માટે તૃષ્ણાવાળો ન હોય એમ કહે છે આમ વિવિક્તસેવી, લઘ્વાશી, યતવાક્કાયમાનસ, ધ્યાનયોગપરાયણ, અને વિરાગી પુરુષ પરમાત્માને પામે છે. ॥ ૫૨ ॥

अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ।
विमुच्य निर्ममः शान्तो ब्रह्मभूयाय कल्पते ॥ ५३ ॥

અહંકાર, હઠ, ગર્વ, કામ, ક્રોધ, લોભને છોડી નિર્મળ અને શાન્ત મનુષ્ય બ્રહ્મપ્રાપ્તિ માટે યોગ્ય બને છે. ॥ ૫૩ ॥

આમ જે માણસ ભગવાને ઉપર બતાવી તે ગુણસંપત્તિવાળો છે તે, તે તે સાધનમાં મચ્યો રહે તો તેનું પરિણામ શું આવે છે તે બતાવતાં કહે છે—હે અર્જુન ! અહંકાર, બળ, દર્પ, કામ, ક્રોધ અને પરિગ્રહને છોડી,

નિર્મમ અને શાન્ત પુરુષ બ્રહ્મભાવને માટે સમર્થ થાય છે. અર્થાત્ હે અર્જુન! પરમાત્મભાવની પ્રાપ્તિને માટે કોણ સમર્થ થાય છે તે તું સાંભળ. જે અહંકાર વગેરેને છોડી દઈ નિર્મમ અને શાંત બને છે તે સ્વયમેવ પરમાત્માને પામે છે. અહંકાર એટલે હું સૌથી મોટો છું એવું અભિમાન. બિચારો માણસ જોએ કે પોતાની પાસે પોતાનું અભિમાન કરી શકાય એવી એક પણ ચીજ નથી. આથી તે સમજપૂર્વક પોતાના અહંભાવને છોડશે. તેજ પ્રમાણે તે બળને છોડશે. બળ એટલે દુરાગ્રહ-જબર-જસ્તીપણું. હઠ. હઠી સ્વભાવ અવિવેકી બને છે અને મારી મનમાની હઠ જગતમાં પૂરી થવી જ જોઈએ એવું કશું નથી—એવો રાજનિયમ નથી. માણસ વિશ્વની વ્યવસ્થા વિસરી જાય છે ત્યારે હઠી બને છે. ધન, જન વગેરેને લઈને બીજાઓને અવમાનવાની વૃત્તિ એટલે દર્પ. આ દર્પ પણ ઈશ્વરનોજ ઇન્કાર છે. ઈશ્વર સર્વભૂતમાં વસેલા છે એવું જ્યારે માણસ ભૂલી જાય છે ત્યારેજ તે સ્વાર્થ અને ધન અહંકારનો માર્યો કોઈને અપમાની શકે છે. કામ ક્રોધ અને પરિગ્રહ એટલે લોભ તો પ્રસિદ્ધજ છે. આ બધાનું મૂળ કારણ છે મમતા. આ છૂટતાં માણસની મમતા મરી જાય છે. તેને કશામાં મારાપણાનો એવો ખ્યાલ રહેતો નથી અને અહંકાર વગેરેને ગાઢ બનાવતી આ મમતા મોળી પડી એટલે માણસ શાન્ત બને છે. શાન્ત=રાગદ્વેષથી શૂન્ય. તેના મનમાંથી રાગ દ્વેષ નિકળી ગયેલા હોવાથી તે પ્રશાન્ત હૃદયી બને છે. બસ જે આવો છે તેજ બ્રહ્મભાવને માટે સમર્થ થાય છે. એટલે કે પરમાત્મા રૂપી જે મહત્સત્તા છે તે સત્તાનો અનુભવને માટે યોગ્ય બને છે. તે પરમાત્માનો અનુભવ કરી શકે છે. તે જાતે પરમાત્મા થઈ જાય છે. તેને સમજાય છે કે હું આટલા દેહમાં બંધાઈ રહેલી મર્યાદિત ક્લેશદાયી સત્તાવાળો નથી પણ હું જ વિશ્વભરમાં વ્યાપેલો છું. તેના મોહનાં બંધન તુટી જાય છે અને સૌનો આત્મા તે પોતાનોજ છે એવો તેને જાત અનુભવ થાય છે ॥ ૫૩ ॥

ब्रह्मभूत प्रसन्नात्मा न शोचति न काङ्क्षति ।
सम सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥ ५४ ॥

બ્રહ્મને પામેલો પ્રસન્ન મનવાળો, (પુરુષ) નથી શોક કરતો, નથી ઇચ્છતો. અને સર્વભૂતોમાં સમ એવો તે મારામાં પરમભક્તિને પામે છે. ॥ ૫૪ ॥

બધા કર્મોને હંમેશાં કરતા છતા પણ મને અવલંબેલો ભક્ત, મારા અનુગ્રહથી સનાતન, અવિનાશી, પદને પામે છે. ॥ ૫૬ ॥

આમ આટલા પાચ શ્લોકોમા ભગવાને પરમાત્માને પામવાનો માર્ગ બતાવ્યો. ભક્તિથી જ્ઞાન ઉપજે છે અને જ્ઞાનથી સાચા કર્મ થાય છે અને પરિણામે ભગવાનની પ્રાપ્તિ થાય છે આથી ભક્તિપૂર્વક કર્મયોગમા દઢતા કેળવા માટે અને પ્રવૃત્તિ માટે ફરીથી ભગવાન એજ વાત અર્જુનને કહે છે કે હે અર્જુન ! તમામ કર્મોને કરતો છતાં મારે આશ્રયે રહેતો મનુષ્ય મારી પ્રસન્નતાથી શાશ્વત અને અવ્યય પદને પામે છે અર્થાત્ જે જે મનુષ્ય કર્તવ્ય કર્મોને કરે છે અને તે દ્વારા સર્વભૂતના અતરાત્મા રૂપ પરમાત્માને આરાધે છે, પરમાત્માને તે કર્મોદ્વારા ભક્તવ્ય સમજે છે તે પુરૂષ મારી પ્રસન્નતાનો-મારા અંતરે અનુગ્રહનો અધિકારી થાય છે અને જેના ઉપર મારો અનુગ્રહ ઉતર્યો તે માણસ સનાતન અને અવિનાશી એવા પરમાત્માના પદને પામે છે. પરમાત્માનો અનુગ્રહ એટલે નિર્મળ સ્વાનુભવાન્ત જ્ઞાન પ્રસન્ન થયલા પરમાત્મા-માણસને સત્જ્ઞાન દે છે અને સત્જ્ઞાનના પ્રભાવે મનુષ્ય અંધારા ને ઓળગી જાય છે આથી તમામ કર્મો કરવા છતા જે માણસ તે તે કર્મોદ્વારા પરમાત્માની પૂજા કરે છે-પરમાત્માનો અનન્ય ભક્ત થાય છે તે પરમાત્માના પ્રસાદથી અવ્યય સનાતન પરમાત્માને પામે છે 'કર અને જો' એ સિદ્ધાન્તજ છેવટની માણસની પ્રતીતિ કરાવશે ॥ ૫૬ ॥

चेतसा सर्वकर्माणि मयि सन्यस्य मत्परः ।
बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥ ५७ ॥

મારે પરાયણ થઇ, મનથી બધાં કર્મો મારામા સમર્પી, બુદ્ધિયોગને અવલંબી, હંમેશાં મારામા એક ચિત્ત થા. ॥ ૫૭ ॥

આમ જ્યારે પરમાત્માના અનન્ય ભક્ત બનવાથી પરમપદની પ્રાપ્તિ થાય છે તો અર્જુનને માટે કર્તવ્ય કર્મ શું છે ?—આ વાતને સમજાવતા ભગવાન કહે છે કે હે અર્જુન ! નિષ્કપટભાવે તમામ કર્મોને મને સમર્પી દઈ મત્પરાયણ થા બુદ્ધિયોગનો આશ્રય લઈને મચ્ચિત્ત-મન્મના થા. અર્થાત્ હે અર્જુન ! તારે

આ બધા ઉપરથી શું કરવું જોઇએ એ હું તને કહું છું. તું કપટની ચોટાઇ સિવાય-નિષ્કપટ હૃદયથી મને તારાં તમામ કર્મો આપી દે અને મત્પર એટલે મારોજ અનન્ય ભક્ત થા. મારો અનન્ય ભક્ત થઇ તું જ્ઞાનયોગનો આશ્રય લે. જ્ઞાનયોગ એટલે કે 'સાચી સમજનો યોગ. કર્મ કરવાં પણ તે નિષ્કામ ભાવેજ કરવાં-ફળાશાથી નહીં એવા ફળની સિદ્ધિ અસિદ્ધિમાં સમતારૂપી સાચી સમજનો-તું આશ્રય લે' એ સમજ મુજબ જીવનમાં આણ અને તેમ કરતા તું હમેશાં 'મારામાં સમર્પેલાં મનવાળો થા' એટલે મન્મય થા. તું તારી જાતને ભૂલ અને મને યાદ કર. જાતને ભૂલવાથી સ્વાર્થ ભૂલાશે અને પરમાત્માનીજ યાદ કરવાથી પરમાર્થ સધાશે. કેમકે સ્વાર્થની વિસ્મૃતિ અને પરમાર્થની સ્મૃતિ એજ તો જીવનનું સાફલ્ય છે. પરમાત્મા તારૂં સત્ય સ્વરૂપ છે, તે સત્ય સ્વરૂપનું તું નિત્ય અનુસન્ધાન કર. જીવનના પ્રત્યેક વ્યવહારમાં તું પરમાત્માની માફક વર્તન કર. ॥ ૫૭ ॥

मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।
अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनङ्क्ष्यसि ॥ ५८ ॥

મારામાં મનવાળો તું બધા દુર્ગોને મારી કૃપાથી તરી જશે. પણ જો તું અહંકારથી ન સાંભળશે તો વિનાશ પામશે. ॥ ૫૮ ॥

મેં કહ્યું તે તું કરશે તો તેનું અને ન કરશે તો તેનું તને શું ફળ મળશે તે હું તને બતાવું છું; અર્જુન ! સત્ય તો મારે તને બતાવવુંજ રહ્યું મારામા મનવાળો તું મારી કૃપાથી તમામ મુશ્કેલીઓને તરી જશે. પરંતુ જો અહંકારને લીધે તું ન સાંભળશે તો વિનાશ પામશે. અર્થાત્ હે અર્જુન ! હું તને જે કહી રહ્યો છું તે તારૂં કર્તવ્ય છે. સમત્વબુદ્ધિના યોગપૂર્વક તમામ સ્વવર્ણને ઉચિત કર્મો કરતાં છતાં 'જો તું મને હમેશા યાદ કરીશ-તારા હૃદયને મારામા મૂકીશ તો તું મારી કૃપાથી, મારા અનુગ્રહથી તમામ દુર્ગોને તરી જશે. દુર્ગ-એટલે દુઃખના કારણભૂત તમામ પાપોને તરી જઇશ.-અર્થાત્ પાપ પુણ્યને તરી જવાનો એકજ ઉપાય છે અને તે એ કે તમામ કર્મો કરીને પરમાત્માને સોંપવા અને તેનીજ યાદ રાખવી. કર્મ સમર્પણથી પરમાત્મા પ્રસન્ન થાય છે અને મનુષ્યના ઉપર પોતાનો અસીમ અનુગ્રહ ઉતારે છે એ અનુગ્રહના બળે

જેણે પરમાત્માની હયાતી અનુભવી છે તેના જીવનમા શું ફેરફારી થાય છે એ બતાવતાં કહે છે કે હે અર્જુન ! બ્રહ્મભાવને પામેલો મનુષ્ય પ્રસન્નાત્મા હોઇને નથી તો શોક કરતો નથી તો ઇચ્છતો સર્વ ભૂતોમા સમાન દ્રષ્ટિવાળો તે મારી પરાભક્તિને પામે છે. અર્થાત્ હે અર્જુન ! જેને સમજાયું કે હું શરીરમાત્રજ નથી પણ હુ પરમાત્મા સુદ્ધસત્તા હુ—મારી હયાતી કેવળ એક શરીર મન ઇન્દ્રિયોમાજ રૂંધાઇ રહેલી નથી પણ વસ્તુમાત્રમા મારીજ જાત છૂપાઇ છે તેવો સર્વભૂતાત્મભૂતાત્મા પુરૂષ સાચા અર્થમાં પ્રસન્નાત્મા બને છે. પ્રસન્નાત્મા એટલે નિરતિશય શુદ્ધિ સમજણવાળો આથીજ તે શોક કરતો નથી—શોક પ્રિય વસ્તુના વિયોગથી કે નાશથી થાય. પ્રિય વસ્તુ જે પરમાત્મા કે જે પરમાત્મા સર્વરૂપ હોઇને પોતાનો પણ આત્માજ છે તેનો કદી હવે તેને વિયોગ નથી. કદી હવે તે તેની નજર બહાર નથી એટલે તેને માટે શોકનો અવસર નથી. તેમજ તેને મળેવી એવી કોઇ ચીજ મેળવવાની નથી કેમકે મેળવવાની અભિલાષાજ હવે રહી નથી મેળવવા જેવું મેળી ચૂક્યુ હોવાથી તે હવે આકાંક્ષા રાખતો નથી હવે તો તે સર્વભૂતોનાં સમ છે એટલે પ્રાણીમાત્રમાં એકરમ આત્માજ વર્તી રહ્યો છે એવા જાત અનુભવવાળો થયો છે આવો સર્વભૂતમા એકજ આત્મા—સ્વરૂપ-પોતાની જાતને સાક્ષાત અનુભવ કરનાર પુરુષ હે પ્રિય અર્જુન ! મારી પરમ સેવાને પામે છે એટલે કે પ્રાણીમાત્રને પોતાનો આત્મા—પોતાની જાત સૌથી વધારે વહાલી હોય છે એ આત્મા શિવાય તેનો ચેતન અચેતન ક્યાયે પરમપ્રેમ નથી હોતો. સર્વભૂતોમા-એકજ આત્મા છે એવો જેનો નીતરો અનુભવ છે તે જાણે છે કે સર્વભૂતોનો જે આત્મા તેજ મારો આત્મા છે—તેજ મારું પરમ સ્વરૂપ છે. અને જ્યા એમ સમજાયુ કે પરમાત્માજ મારો આત્મા છે— સ્વરૂપ છે એટલે તેને પરમાત્મા ઉપર પ્રીતિ થયા શિવાય રહે નહીં પરમાત્મા વિશ્વરૂપધારી છે આથી વિશ્વરૂપ પરમાત્માને પોતાનો આત્મા સમજનાર પુરુષ સ્વાભાવિક રીતેજ પ્રાણીમાત્રને સ્વરૂપની સમજણે સેવશે. એટલે કે કોઇપણ પ્રાણીની તે મન વાણીને કાયાથી સેવા કરશે. કેમકે બધાંજ તેનાં પોતાના છે—તે પોતેજ બધા રૂપ છે એટલે સૌને જાત જેટલા ચાહ્યા શિવાય રહી શકશેજ નહીં તેનું જીવન કેવળ યજ્ઞમય બની જશે. આ છે પરમાત્માને પામવાનું ફળ. પરમપ્રેમલક્ષણા ભક્તિ પરમાત્માને સાચી રીતે સમજવાથી ફલે છે અને પરમપ્રેમ નિ સ્વાર્થ ત્યાગમાથી જન્મે છે આમ - જેનાં પરમપ્રેમ અને નિષ્કામ કર્મયોગજ એની ઉંચટની સ્થિતિમા, પરમપ્રેમલક્ષણા આ માનુ-

સંધાનરૂપી ભક્તિ છે. અને આ બધું મારી સમજનું પરિણામ છે એટલે ઉંડરે તો સાચી સમજણ જ્ઞાન-ભક્તિ-કર્મ વગેરે જે કરો તે બધું છે. ॥ ૫૪ ॥

भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः ।
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् ॥ ५५ ॥

ભક્તિથી હું જેવડો અને જેવો તત્ત્વતઃ છું તેવો મને સંપૂર્ણ રીતે જાણે છે. તે ભક્તિથી મને વાસ્તવરૂપે રૂપે જાણી, ત્યારબાદ મારામાં પ્રવેશે છે. ॥ ૫૫ ॥

આમ મારી પરમભક્તિ પામવાથી મારા પરમપ્રિય ભક્તને શું ફાયદો થાય છે? હે અર્જુન! તેના ધન્યભાગ્યને શું વખાણું! એકજ વાત તું જાણી લે કે પરમભક્તિથી હું તાત્ત્વિક રીતે જેવડો અને જે છું તે, તે પુરુષ જાણે છે. મને તત્ત્વથી જાણીને ત્યારબાદ તે મારામાં પ્રવેશે છે. અર્થાત્ જેને સર્વભૂતો ઉપર પરમપ્રેમ છે—આત્મીયભાવનો પ્રેમ છે, જે પુરુષ ભગવાન વસ્તુતઃ શી ચીજ છે તે જાણે છે. અને ભગવાન કેવડા તે પણ તેજ જાણે છે. એટલે કે પરમાત્માનું સ્વરૂપજ્ઞાન પરમપ્રેમલક્ષણ સેવાથીજ જણાય છે. અને પરમાત્મા કેવડા છે એટલે કે કેટલા વિસ્તારમાં પડયા પાથર્યા રહે છે તે પણ પ્રેમથીજ જણાય છે. અર્થાત્ ત્રિગુણ પ્રકૃતિનો યાવદિક વિસ્તાર પરમાત્માનોજ ચમત્કાર છે અને વસ્તુમાત્ર પરમાત્મા છે એ પણ પરમપ્રેમથી જણાય છે. આમ ભક્તિથી—એટલે વિશ્વરૂપ પરમાત્માની પ્રેમમયી સેવાથી પરમાત્મા કેવા છે અને કેવડા છે તે માણસને સમજાય છે. પ્રેમ તો સ્વરૂપનો આવિષ્કાર કરે છે. પ્રેમ સિવાય ભગવાન ન સમજાય—ન દેખાય—ન અનુભવાય. આમ ભક્તિ—જીવતા પ્રેમની સેવાદ્વારા ભગવાનને ઓળખી—તત્વતઃ ભગવાનને સમજી ભક્ત ભગવાનમય બને છે. આત્મા તો જુદો થોડોજ થાય છે? જે હતું તેને હવે થતું જણાય છે. એટલે કે જીવ શિવજ હતોજ પણ વચ્ચે તેને જીવતા આવી ગઈ હતી તે જીવતા ટળી જાય છે અને શિવતા પ્રકટે છે. ॥ ૫૫ ॥

सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥ ५६ ॥

બધાં કર્મોને હંમેશાં કરતાં છતાં પણ મને અવલંબેલો ભક્ત, મારા અનુગ્રહથી સનાતન, અવિનાશી, પદને પામે છે. ॥ ૫૬ ॥

આમ આટલા પાચ શ્લોકોમા ભગવાને પરમાત્માને પામવાનો માર્ગ બતાવ્યો. ભક્તિથી જ્ઞાન ઉપજે છે અને જ્ઞાનથી સાચા કર્મ થાય છે અને પરિણામે ભગવાનની પ્રાપ્તિ થાય છે આથી ભક્તિપૂર્વક કર્મયોગમા દૃઢતા કેળવવા માટે અને પ્રવૃત્તિ માટે ફરીથી ભગવાન એજ વાત અર્જુનને કહે છે કે હે અર્જુન ! તમામ કર્મોને કરતો છતાં મારે આશ્રયે રહેતો મનુષ્ય મારી પ્રસન્નતાથી શાશ્વત અને અવ્યય પદને પામે છે અર્થાત્ જે જે મનુષ્ય કર્તવ્ય કર્મોને કરે છે અને તે દ્વારા સર્વભૂતના અતરાત્મા રૂપ પરમાત્માને આરાધે છે, પરમાત્માને તે કર્મોદ્વારા ભક્તવ્ય સમજે છે તે પુરૂષ મારી પ્રસન્નતાનો-મારા આંતર અનુગ્રહનો અધિકારી થાય છે અને જેના ઉપર મારો અનુગ્રહ ઉતર્યો તે માણસ સનાતન અને અવિનાશી એવા પરમાત્માના પદને પામે છે પરમાત્માનો અનુગ્રહ એટલે નિર્મળ સ્વાનુભવાન્ત જ્ઞાન પ્રસન્ન થયેલા પરમાત્મા-માણસને સત્યજ્ઞાન દે છે અને સત્યજ્ઞાનના પ્રભાવે મનુષ્ય અંધારા ને ઓળગી જાય છે આથી તમામ કર્મો કરવા છતા જે માણસ તે તે કર્મોદ્વારા પરમાત્માની પૂજા કરે છે-પરમાત્માનો અનન્ય ભક્ત થાય છે તે પરમાત્માના પ્રસાદથી અવ્યય સનાતન પરમાત્માને પામે છે 'કર અને જો' એ સિધ્ધાન્તજ જીવનની માણસની પ્રતીતિ કરાવશે ॥ ૫૬ ॥

चेतसा सर्वकर्माणि मयि सन्न्यस्य मत्परः ।
बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥ ५७ ॥

મારે પરાયણ થઈ, મનથી બધા કર્મો મારામા સમર્પી,
અવલંબી, હંમેશા મારામા એક ચિત્ત થા. ॥ ૫૭ ॥

આમ જ્યાર પરમાત્માના અનન્ય ભક્ત બનવાથી પરમપદની પ્રાપ્તિ થાય છે તો અર્જુનને માટે કરવું કર્મ શુ છે એવા વાતને સમજાવતા ભગવાન કહે હે અર્જુન ! નિષ્કપટભાવે તમામ કર્મોને મને સમર્પી દઈ મત્પરાયણ આશ્રય લઈને સદા મન્મના થા અર્થાત્ હે અર્જુન ! તારે

આ બધા ઉપરથી શું કરવું જોઈએ એ હું તને કહું છું. તું હૃદયની ચોરી સિવાય-નિષ્કપટ હૃદયથી મને તારાં તમામ કર્મો આપી દે. અને મત્પર એટલે મારો જ અનન્ય ભક્ત થા. મારો અનન્ય ભક્ત થઈ તું જ્ઞાનયોગનો આશ્રય લે જ્ઞાનયોગ એટલે કે સાચી સમજનો યોગ. કર્મ કરવાં પણ તે નિષ્કામ ભાવેજ કરવાં-ફલાશાથી નહીં એવા ફળની સિદ્ધિ અસિદ્ધિમાં સમત્વરૂપી સાચી સમજણનો તું આશ્રય લે. એ સમજ મુજબ જીવનમાં ચાલ. અને તેમ કરવા તું હમેશાં મારામાં સમર્પેલા મનવાળો થા. એટલે મન્મય થા. તું તારી જાતને ભૂલ. અને મને યાદ કર. જાતને ભૂલવાથી સ્વાર્થ ભૂલાશે અને પરમાત્માનીજ યાદ કરવાથી પરમાર્થ સધાશે. કેમકે સ્વાર્થની વિસ્મૃતિ અને પરમાર્થની સ્મૃતિ એજ તો જીવનનું સાફલ્ય છે પરમાત્મા તારૂં સત્ય સ્વરૂપ છે, તે સત્ય સ્વરૂપનું તું નિત્ય અનુસન્ધાન કર જીવનના પ્રત્યેક વ્યવહારમાં તું પરમાત્માની માફક વર્તન કર. ॥ ૫૭ ॥

मच्चित्त, सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।
अथ चेत्त्वमहङ्कारान्न श्रोष्यसि विनङ्क्ष्यसि ॥ ५८ ॥

મારામાં મનવાળો તું બધાં દુર્ગોને મારી કૃપાથી તરી જશે. પણ જો તું અહંકારથી ન સાંભળશે તો વિનાશ પામશે. ॥ ૫૮ ॥

મેં કહ્યું તે તું કરશે તો તો તેનું અને ન કરશે તો તેનું તને શું ફળ મળશે તે હું તને બતાવું છું. અર્જુન ! સત્ય તો મારે તને બતાવવું જ રહ્યું. મારામાં મનવાળો તું મારી કૃપાથી તમામ મુશ્કેલીઓને તરી જશે પરંતુ જો અહંકારને લીધે તું ન સાંભળશે તો વિનાશ પામશે અર્થાત્ હે અર્જુન ! હું તને જે કહી રહ્યો છું તે સારૂં કર્તવ્ય છે સમત્વબુદ્ધિના યોગપૂર્વક તમામ સ્વવર્ણને ઉચિત કર્મો કરતાં છતાં જો તું મને હમેશાં યાદ કરીશ-તારા હૃદયને મારામાં મૂકીશ તો તું મારી કૃપાથી, મારા અનુગ્રહથી તમામ દુર્ગોને તરી જશે. દુર્ગ એટલે દુઃખના કારણભૂત તમામ પાપોને તરી જઈશ અર્થાત્ પાપ પુણ્યને તરી જવાનો એકજ ઉપાય છે અને તે એ કે તમામ કર્મો કરીને પરમાત્માને સોંપવાં અને તેનીજ યાદ રાખવી. કર્મ સમર્પણથી પરમાત્મા પ્રસન્ન થાય છે અને એના ઉપર પોતાનો અસીમ અનુગ્રહ ઉતારે છે એ અનુગ્રહના બળે

જ મેધાવી પુરૂષ તરી જાય છે. શિવાય કે ઇશ્વિરની કૃપા–ઇશ્વરનો પ્રસાદ મનુષ્ય તરી શકતો નથી. આમ ઇશ્વર કૃપા એજ છેવટનું સાધન છે. પરંતુ તે ઇશ્વર કૃપા પ્રયત્નસાપેક્ષ છે. જે જીવ ભગવાનને ખાતર ઘસાઇ છૂટે તેને ભગવાન કદી ન ભૂલે. ભગવાન જડ નથી. જીવ બેભાન હોઇને જડ હોઈ શકે. આથી પરમાત્માની દયા સંપાદન કરવાનો માર્ગ એકજ છે અને તે તેની આરાધના. આરાધના એટલે સેવા. સેવા એટલે તેણે જે કહેલું હોય તેને જે રીતે કરવું જોઇએ તે રીતે કરવું તે. પરંતુ જો તું હે અર્જુન ! અહંકારનો માર્યો આ મારો હિતોપદેશ નહીં સાંભળે તો તું ખોવાઇ જશે. માણસ અહંકારનો માર્યો અપજ્ઞ હોવા છતાં સર્વજ્ઞનો દાવો કરે છે અવિવેકી હોવા છતાં વિવેકી હોવાનો ચાળો કરે છે. આવા અહંકારના ઓથાર હેઠળ સપડાઇને જો હે અર્જુન ! તું આ તારાજ હિતની વાત નહીં સાંભળે તો તું ખોવાઇ જશે, અર્થાત્ પરમાત્માની આ વાણી અહંકારીને ગળે ઉતરતી નથી. તે અહંકારના અંધાપાથી પીડાતો હોઇને હિતકર વાત જોઇ શકતો નથી. અને પરિણામે જાતેજ તે અટવાય છે. પુરૂષાર્થનું ફળ તો ઇશ્વરકૃપા છે પણ જે ઇશ્વરકૃપાને અવમાને છે તેનો પુરષાર્થ ષંઢ છે—નપુંસક છે. વાંઝીઓ છે. ॥ ૫૮ ॥

यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।
मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥ ५९ ॥

અહંકારને અવલંબી, "હું ન લડીશ" એમ જે તું નિર્ણય કરે છે તે આ તારો નિશ્ચય મિથ્યા છે. પ્રકૃતિ તને બલાત્કારે પ્રવર્તાવશે. ॥ ૫૯ ॥

ખુશીથી કેમ ન કરે ? અને તે પણ એવી રીતે કેમ ન કરે કે જેથી લોખંડ, લોખંડ મટીને સોનું થાય ! હે અર્જુન ! કર્મ તો નિમિત્તમાત્ર છે. એની આચરણની રીતિ એ સર્વસ્વ છે. તો આના આજ કર્મે તું પરમાત્માને પામી શકશે. તો પછી નહીં લડું એમ જે તું લવારો કરે છે તે લવારો નહીં તો બીજું શું ? ॥ ૫૯ ॥

स्वभावजेन कौन्तेय निबद्धः स्वेन कर्मणा ।
कर्तुं नेच्छसि यन्मोहात्करिष्यस्यवशोऽपि तत् ॥ ६० ॥

હે કૌન્તેય ! પોતાના પ્રકૃતિજન્ય કર્મથી તું નિયન્ત્રિત છે. જે મોહને લઇને તું કરવા ઇચ્છિતો નથી, તે ન ઇચ્છતો છતાંએ તું કરીશ. ॥ ૬૦ ॥

આમ આગલા શ્લોકમાં ભગવાને પ્રાણીમાત્ર પ્રકૃતિને પરાધીન છે એમ કહ્યું. એજ વાતનું સ્પષ્ટીકરણ કરતાં કહે છે હે અર્જુન ! તું તારા સ્વભાવજન્ય કર્મથી બંધાયેલો છે. અને આથી તું જે મોહને લઇને કરવા નથી ઇચ્છતો તે તું અનિચ્છાએ પણ કરીશ. અર્થાત્ હે અર્જુન ! પ્રાણીમાત્ર પોતપોતાની પ્રકૃતિથી જન્મતા કર્મોને લીધે બંધાયેલો છે. એટલે કે કોઇપણ પોતાની પ્રકૃતિથી વિરુદ્ધ જઇ શકતો નથી. થોડીવારને માટે કદાચ પ્રકૃતિ ઉપર ન આવે પણ અંતે તો પ્રકૃતિજ ઉપરવટ થઇને માણસને તદનુસાર પ્રવર્તાવે છે. આથી પોતપોતાની પ્રકૃતિની અસરથી પ્રાણીમાત્ર બંધાયલું છે. તું તેમાં અપવાદ નથી. તું પણ તારી ક્ષત્રિય પ્રકૃતિના શૌર્યાદિ કર્મોદ્વારા બંધાયેલોજ છે. આથી હે પ્રિય અર્જુન ! અત્યારે કેવળ મોહનો માર્યો તું જે નથી કરવા ઇચ્છતો તે તું અનિચ્છાએ પણ કરશે. તારો ક્ષત્રિય સ્વભાવ અત્યારે થોડા વખતને માટે હતપ્રભાવ બની ગયો છે. તું હતૌજસ્ બની ગયો છે. પણ આ સ્થિતિ લાંબો વખત ટકવાની નથી. તારી કુદરતી વલણ તારા ઉપર પોતાનો કાબુ જમાવશે અને તે વેળા તું બલાત્કારે પણ તારી પ્રકૃતિને અધીન થશે એટલે કે યુદ્ધ કર્મમાં પડીશ. તો હે અર્જુન ! લાત ખાઇને પણ જે કર્યેજ છૂટકો છે તેને ફરજ સમજી સમજણ પૂર્વક કેમ નહી કરવું ? ॥ ૬૦ ॥

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥ ६१ ॥

**હે અર્જુન! પરમાત્મા, શરીરરૂપી યન્ત્રો ઉપર આરૂઢ થયેલાં બધાં પ્રાણીઓને, માયાથી ભમાવતા, સર્વ પ્રાણીઓનાં હૃદય પ્રદેશમાં અન્તર્યામી રૂપે નિવાસ કરે છે. ॥ ૬૧ ॥**

આમ પ્રાણીમાત્ર પ્રકૃતિ પરાધીન છે તો પછી તેના પુરુષાર્થને અવકાશ ક્યાં છે? અર્થાત્ પ્રકૃતિપરતન્ત્ર મનુષ્યનું કર્તવ્ય શું છે! તેણે કેવી રીતે વર્તવું? કેમ રહેવાથી મનુષ્ય, જીવનમાં શાશ્વત શાંતિ પ્રાપ્ત કરે? આનો ઉત્તર આપતાં દયામય ભગવાન કહે છે કે હે અર્જુન! યન્ત્ર ઉપર આરૂઢ થયેલાં તમામ ભૂતોને માયાથી ભમવતા પરમાત્મા-ઇશ્વર સર્વભૂતોના હૃદયપ્રદેશમાં વસે છે. હે ભારત! સર્વભાવે તું તેને જ શરણે જા. તેના પ્રસાદથી તું પરા શાન્તિ અને શાશ્વત સ્થાનને પ્રાપ્ત કરીશ. અર્થાત્ હે અર્જુન! હવે હું તને કેવળ પ્રેમનો માર્ગ જીવનનું અંતિમ રહસ્ય કહું છું. શિવાય કે પ્રેમ હું કોઇને આ રહસ્ય સ્ફોટ કરતો નથી. પણ તું મારો વ્હાલો છે એટલે હું તને તારું કર્તવ્ય કહું છું. હે અર્જુન! પ્રાણીમાત્રના હૃદયપ્રદેશમાં પ્રકૃતિ અને તેના સમસ્ત કાર્યોનો નિયન્તા પરમાત્મા અંતર્યામિરૂપે વસે છે. એકપણ પ્રાણી નથી જે અનાથ હોય, ઇશ્વર શિવાયનું હોય. અર્થાત્ પ્રાણીમાત્રના હૃદયમાં પરમપિતા પરમાત્મા કર્યાદામ અંતર્યામિરૂપે વસેલા છે. પ્રાણીમાત્રના હૃદયમાં રહેલા અંતર્યામિ પરમાત્મા શું કરે છે? પોતાની માયાવડે યન્ત્રારૂઢ પ્રાણીમાત્રને ભમાવી રહ્યા છે એટલે કે પરમાત્મા પ્રાણીમાત્રને પોતપોતાના કર્મમાં પ્રવર્તાવી રહ્યા છે. યન્ત્ર એટલે શરીર. એ શરીરરૂપી યન્ત્ર ઉપર આરૂઢ થયેલાં એટલે કે શરીર વગેરેમાં આત્મભાવને માની ચૂકેલાં એટલે કે દેહજ આત્મા છે એવું સજ્જડપણે સમજી બેઠેલા-દેહાત્માભિમાની પ્રાણીમાત્રને, પૂતળીઓને જેમ સૂત્રધાર, તેમ પરમાત્મા પોતાની આદ્યામાયા-અચિન્ત્ય વિભવા-યોગમાયા-ગુણમયી પ્રકૃતિદ્વારા ભમાવી રહ્યા છે! અર્થાત્ હે અર્જુન! સૌના માલીક પરમાત્મા સૌના હૈયામાં વસેલ છે. સૌને તેઓ તે તે કર્મમાં પ્રવર્તાવે છે. જેટલાં પ્રાણીઓ દેહાભિમાની છે—અને દેહાભિમાની કોણ. નથી?—તે બધાને તેઓ. ભમાવી રહ્યા છે. દેહાભિમાન રહિત આત્મદર્શીને તો પરમાત્મા ભમાવતા નથી—તે તે કર્મમાં પ્રવર્તાવતા નથી. એટલે કે-તેઓ કર્મપરાધીન હોતા નથી. કેમકે તેઓ પરમાત્માનાજ સ્વરૂપ છે. પરંતુ તે શિવાયના બધાંય અજ્ઞાની પ્રાણીઓને સર્વસત્તાધીશ પરમાત્મા તે તે કર્મમાં પ્રવર્તાવી રહ્યા છે. અને તેમની સત્તા અનુલ્લંઘ્ય

છે. કોઇ તેને ઉથાપી શકતું નથી! આમ પ્રાણીમાત્રના હૃદયમાં પરમાત્મા છે. તે સૌનો એક માલીક છે. તે સૌને પોતપોતાના કર્મમાં પ્રવર્તાવી રહ્યો છે. એની આજ્ઞા-એનો હુકમ કોઇ ઉથાપી શકતું નથી. ॥ ૬૧ ॥

तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शान्तिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥ ६२ ॥

હે ભરત સન્તાન! તેનેજ સર્વભાવે શરણે જા. તેની કૃપાથી લોકમાં પરમ શાન્તિને અને પરલોકમાં સનાતન પદને પ્રાપ્ત કરશે. ॥ ૬૨ ॥

આવા પરમપિતા સૌની હૃદયસંપત્તિ છે. એનેજ માણુસે શરણે જવું રહ્યું. આથી ભગવાન કહે છે કે હે અર્જુન! તું તેજ પરમાત્માને સર્વભાવે શરણે જા. અર્થાત્ હે અર્જુન! તું જો દુઃખમાંથી મુક્તિ ચાહતો હોય તો બધી ખટપટ છોડીને તે એક પરમાત્માને શરણે સર્વભાવે જા. સૌ પ્રાણીના હૃદયમાં અંતર્યામિરૂપે વસેલા-વર્તી રહેલા-નિયન્તા જગદીશ્વરના ચરણુનો તું આશ્રય લે. અને ભગવાનનું શરણું તું સર્વભાવે એટલે કે તદ્દન નીતરા ચોકખાં હૃદયે લે. હે પ્રિય અર્જુન! તું નિખાલસ નિષ્કપટ વાત્સલ્યથી હુંફાળાં-સ્નેહાળ હૃદયે તે પરમપિતાનું શરણું લે. ભગવાન ભક્તવત્સલ છે-ભૂત વત્સલ છે. જે તેને શરણે હૃદયના સર્વભાવે આવે છે તેને તે છાતી સરસો ચાંપે છે. હે અર્જુન! સર્વભૂતાત્મભૂતાત્મા પરમાત્મા તો જીવની રાહ જોઇનેજ બેઠા છે. તેઓ નિરન્તર વાટ જોયા કરે છે કે કયારે મારો વત્સ મારે શરણે આવે સર્વભાવે ભગવત્શરણુ, જીવની તો છેવટની ગતિ છે. હે અર્જુન! પરમકૃપાળુ પરમાત્મા જ્યારે ભક્તના ઉપર અનુગ્રહ કરવાની ઇચ્છા કરે છે ત્યારેજ જીવનને પરમ પ્રેમથી-પરમભાવથી-હૃદયની નિખાલસતાથી-અશકભાવે-ભગવાનમાંજ મારી પરમગતિ છે-ભગવાનજ મારા પરમ આધાર છે-પરમપિતાજ મારૂં સર્વસ્વ છે-મારૂં કશું નથી-હુંજ તેનો છું-મારૂં સ્વતન્ત્ર અસ્તિત્વજ નથી-હું કેવળ ઇશ્વરેચ્છાનો વાહક છું-હું તેનો છું-તેની મોજમાં આવે ત્યારે મને ઉદ્ધારશે મારી ફરજ છે કે મારે તેને આધારે જીવવું-તેનેજ પોકારવા-તેનુંજ શરણુ લેવું-એવા હૃદયમાં નિશ્ચયાત્મક ભાવના થાય છે હે પ્રિય અર્જુન! આ જીવનનું

રહસ્ય છે. અનેક જન્મના પુણ્ય સંચયનો જ્યારે એક સામટો ઉદય થાય છે ત્યારે પરમપ્રેમના માર્ગે જવાની માણસનામાં લાયકાત આવે છે. બસ. તું પણ સર્વભાવે તે પરમપિતા પરમાત્મા—સૌના હૃદય પ્રદેશમાં વસેલા તે પરમાત્માને શરણે જા. તેથી તને શું મળશે? હે અર્જુન! તે પરમાત્માના પ્રસાદથી—અનુગ્રહથી તું આ લોકમાં શાંતિ પ્રાપ્ત કરશે અને આ શાન્તિ પરમશાન્તિ હશે. તું રાગદ્વેષાતીત અવસ્થાને અનુભવશે. એટલે કે સદૈવ સમાધિમય આનન્દનો ભોક્તા થશે. અને પરિણામે તું શાશ્વત સ્થાનનો વારસદાર થશે. એટલે કે પરમાત્માના નિજધામનો નિવાસી થશે. તારો જન્મ મરણનો ફેરો ટળી જશે. હે અર્જુન! તને બીજું શું કહું? આ જીવનનું મે તને ઉપનિષદ્ કહી સંભળાવ્યું. ॥ ૬૨ ॥

**इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया ।**
**विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥ ६३ ॥**

આ રીતે તને મેં ગુહ્યથી પણ ગુહ્ય જ્ઞાન કહ્યું છે. તેને પૂર્ણ રીતે વિચારી, જેમ તું ઈચ્છે તેમ કર. ॥ ૬૩ ॥

હવે ગીતાશાસ્ત્રનો ઉપસંહાર કરતાં જગદ્‌ગુરુ કહે છે કે હે અર્જુન! આમ મેં તને ગુહ્યથી પણ વધારે ગુહ્ય જ્ઞાન કહ્યું એને સંપૂર્ણપણે વિચારીને તું જેમ ઈચ્છે તેમ કર અર્થાત્ હે પ્રિયતમ અર્જુન! આ રીતે આ ગુહ્યથી પણ ગુહ્ય જ્ઞાનનો મેં જગદ્‌ગુરુએ તને ઉપદેશ આપ્યો છે. મારા મુખે કહેલું આ જ્ઞાન રહસ્યતમ ચીજ છે. કર્મયોગને લગતું જ્ઞાન ગુહ્યતમ છે. અને યોગેશ્વર સિવાય તેનું યથાર્થ રહસ્ય કોણ સમજાવે! આથી સમસ્ત શાસ્ત્રોના સારરૂપ—મન્થનરૂપ—નીચોડરૂપ મેં તને આ ગુહ્યતમ જ્ઞાન કહ્યું. હે અર્જુન! તું એ જ્ઞાનનો સંપૂર્ણ વિચાર કર. અને વિચાર કર્યા બાદ તને જે કરવાની ઈચ્છા હોય તે કર. એટલે કે જો આ જ્ઞાનના પૂરા વિચાર પછી તને એમ લાગે કે યુદ્ધ મારું કર્તવ્ય છે તો તું તારું કર્તવ્ય પાલન કર. જો એમ લાગે કે યુદ્ધમાંથી મારે છટકવું જોઈએ તો તું છટકી જા. મારો આગ્રહ નથી. હું જગદ્‌ગુરુ નિરાગ્રહી છું. ગુરુ તો ઉપદેશ આપી છૂટે. રસ્તો બતાવી છૂટે. શિષ્યે તે પ્રમાણે વર્તવું એ શિષ્યની મુખત્યારીનો વિષય છે. વિચાર કરીને વર્તવાની શિક્ષા એ પ્રત્યેક મહાગુરુના જીવનની મહત્તા હોય છે. આમ ભગવાન અહીં નિરાગ્રહી બની અર્જુનને પોતાના ઉપદેશ મુજબ સ્વકર્તવ્ય નિર્ણય કરવાની છૂટ આપે છે ॥૬૩॥

सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः ।
इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥ ६४ ॥

**સર્વથી ગુહ્યતમ મારૂં ઉત્તમ વચન ફરીથી તું સાંભળ. કેમકે તું મારો ગાઢ પ્રિય છે. તેથી તારૂં હિતકર વચન હું તને કહીશ. ॥ ૬૪ ॥**

પરંતુ ભક્તવત્સલ-કેવલ રહેમી ભગવાનથી ન રહેવાયું. આટલા બધા અધ્યાયોમાં વિસ્તારથી કહેલું જ્ઞાન મારો પ્રિયભક્ત એકાએક કેવી રીતે વિચારી શકશે ? આવી ભગવાનને પ્રેમની મુંઝવણ થઇ. એટલે અત્યાર સુધી ઉપદેશેલા જ્ઞાન માત્રનો નતીજો ભક્તને ખાતર ભગવાન નીચોડ કરી આપવા પ્રતિજ્ઞા કરે છે. પ્રેમમૂર્તિ-કરુણામૂર્તિ-ભગવાન જગદ્ગુરૂ પ્રિયતમ ભક્તને કહે છે કે વ્હાલા અર્જુન ! સૌથી વધારે ગુહ્ય એવાં મારાં સર્વ શ્રેષ્ઠ વચનને તું ફરી એકવાર સાંભળ ! હે અર્જુન ! હું હૃષીકેશ છું છતાં તારા ઉપરના મારા પ્રેમના આવેગને હું અટકાવી શકતો નથી. મારૂં હૃદય તારા આગળ સ્વયં ખુલી જાય છે. આથી હું તને હવે જીવનનું ગુહ્યતમ રહસ્ય ફરી એકવાર કહું છું. એ કથન સર્વશ્રેષ્ઠ છે. મારાથી આ શ્રેષ્ઠતમ-ગુહ્યતમ રહસ્ય તારી આગળ કેમ કહેવાઇ જાય છે તે તને ખબર છે ? હે વ્હાલા અર્જુન ! તું મારો અત્યંત વ્હાલો છે. હું તને હૃદયથી ચાહું છું. તું મારી પ્રીતિનો-નિઃસ્વાર્થ પ્રેમનો વિષય છે. અને પ્રેમમાં હું છાનું શું રાખું ? આથી તારું જે હિત છે તે હું તને કહું છું. વત્સ ! મારૂં આ છેવટનું નિર્ણયાત્મક વચન છે. તું તારા હૃદયમાં મારા આ અન્તિમ ઉપદેશને જડી દે. ॥ ૬૪ ॥

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥ ६५ ॥

**મારામાં મનવાળો, મારો ભક્ત, મારો પૂજક થા. મને નમસ્કાર કર. તું મનેજ પામશે. તારે માટે હું સત્ય પ્રતિજ્ઞા કરૂં છું. કેમકે તું મને વ્હાલો છે. ॥ ૬૫ ॥**

ભક્તવત્સલ ભગવાન હવે પોતાના હૃદયને ખોલતાં કહે છે હે વ્હાલા અર્જુન ! મન્મના થા-મદ્ભક્ત થા. મદ્યાજી થા. મને નમસ્કાર કર. હું

સાચેજ પ્રતિજ્ઞા કરું છું કે તું મને પામશે. કેમકે તું મારો પ્રિય છે. અર્થાત્ હે અર્જુન ! હવે તું સૌ વાતની એક વાત સાંભળ. તું બધી ગંજટ છોડી દે. બેરા ! હવે મારું હૃદય તું સમજ. મારે તને જે કહેવાનું છે તે આટલુંજ છે. હે અર્જુન ! તું મન્મના થા અર્થાત્ સર્વભૂતોમા અન્તરાત્મા રૂપે વર્તી રહેલ પરબ્રહ્મ પરમાત્મામા તારા મનને ઠેરવ. અર્થાત્ સૌમાં એકજ પરમપિતા વસી રહેલ છે એમ સમજ. આ સમજથી તું મારો ભક્ત થશે. એટલે કે તું વિશ્વરૂપ એવો મારો પરમપ્રેમથી ભક્ત થા–સેવક થા અર્થાત્ પ્રાણીમા વર્તી રહેલ એવા મારી સેવા કર. પ્રાણીમાત્ર પરમાત્માનોજ આવિર્ભાવરૂપ છે એમ સમજી સૌની પરમપ્રેમથી કાયિક, વાચિક, માનસિક, સેવા કર એટલે કે મેં ફરમાવેલા વેદવિહિત લોક સંમત સ્વવર્ણને ઉચિત એવાં તમામ કર્મોદ્વારા સર્વભૂતહૃદયશાયી મને–અન્તર્યામિ ઇશ્વરને પૂજ. એટલે કે તારાં તમામ કર્મોદ્વારા પરમપિતા પરમાત્માને તૃપ્ત કર સ્વાર્થ છોડી પરમાત્માની પ્રસન્નતા ખાતર કર્મ કર. અને મને નમ. એટલે કે આબ્રહ્મસ્તમ્બાન્ત પ્રાણીમાત્રના નિયન્તા એવા મનેજ તું યથાવકાશ પ્રણામ કર. આમ વર્તતાં તું જરૂર હે અર્જુન ! મને પામીશ લે. તારી આગળ હું પ્રતિજ્ઞા કરું છું કે આમ વર્તશે તો તું મનેજ પામીશ. અને હું અચ્યુત છું. મારી પ્રતિજ્ઞા અટળ છે. કોઇપણ દેશ–કોઇપણ કાલ–કોઇપણ જાતિને માટે એ એક સરખી છે હે પ્રિય અર્જુન ! હું પરમાત્મા તારી આગળ વચને બંધાઉં છું. કેમકે તું મારો વ્હાલો છે પ્રેમની આગળ તો હું પાગલ બની જાઉં છુ હે અર્જુન ! હું તારા ઉપરના મારા પ્રેમને લીધે સર્વકાલ અને સર્વદેશ અને સર્વજાતિના માગ મનુષ્યોના ઉદ્ધાર માટે પ્રતિજ્ઞાથી બંધાઉં છુ વ્હાલા અર્જુન ! ધન્ય છે તને સર્વભૂતોના સ્વામિને પણ તેં પ્રતિજ્ઞાબદ્ધ કર્યો ! ॥ ૬૫ ॥

સર્વધર્માન્પરિત્યજ્ય　મામેકં　શરણં　વ્રજ ।
અહં ત્વા સર્વપાપેભ્યો મોક્ષયિષ્યામિ મા શુચઃ ॥ ૬૬ ॥

બધાય કર્મોને શરણબુદ્ધિએ છોડીને, મને એકને જ શરણે પહોંચ. હું તને બધાંમાં પાપોમાંથી છોડવીશ. શોક ન કર. ॥૬૬॥

હે પ્રિય અર્જુન ! સર્વધર્મોનો પરિત્યાગ કરી તું મારે એકને શરણે આવ. હું તને સર્વ પાપોમાંથી મુક્ત કરીશ ! હે પ્રિય ! તું શોક કરીશ નહીં ! અર્થાત્

હે અર્જુન ! હવે તો મારાથી તારા આગળ કહ્યા સિવાય રહેવાતું નથી। હે પ્રિય ! તને બાહિધરી આપતાં મને હૃદયથી આનન્દ થાય છે. હે વત્સ ! તું સર્વધર્મોને તજી દે. અને એક મારે શરણે આવ. સર્વ ધર્મોને તજી દે એટલે કે સ્વભાવે અને શાસ્ત્રોએ વર્ણ અને આશ્રમના ધર્મો તરીકે ફરમાવેલા એવાં તમામ નિત્ય નૈમિત્તિક કર્મોને તું તજી દે એટલે એ કર્મોદ્વારાજ તારૂં ભલું કે બુરૂં થશે એવો ભાવ તજી દે. એટલે કે કર્મની શરણતા તું છોડી દે. એટલે કે કર્મ કર અને તેની ફલાશાનો ત્યાગ કર. પુરૂષાર્થને શરણે જા. હે અર્જુન ! તું પુરૂષાર્થી બન. પણ પુરૂષાર્થના ઉપર જ છેવટનો આધાર ન રાખ. પુરૂષાર્થનું યોગ્ય આચરણ કરી શરણ તરીકે પુરૂષાર્થ રૂપી તમામ કર્મોને છોડી તું પરમપુરૂષાર્થરૂપી મારો એકનો આશ્રય લે. અર્થાત્ હે અર્જુન ! પુરૂષાર્થ ઠીક છે. પણ પરમાત્મા બહેતર છે. પુરૂષાર્થ ઈશ્વરકૃપા આગળ નિસ્તેજ છે. ઈશ્વરાનુગ્રહ એજ જીવનનું સર્વસ્વ છે. હે પ્રિય અર્જુન ! પરમાત્માના પ્રસાદ સિવાયનો પુરૂષાર્થ વાંઝીઓ છે આથી ધર્મોને શરણ તરીકે છોડી તું એક મારે શરણે આવ. હું-પરમાત્માનો સર્વ દુઃખની નિવૃત્તિ માટે આસરો લે. હે અર્જુન ! હું જે કહું તે, જેવી રીતે કરવા કહું, તે રીતે કર. એટલે કે કર્તૃત્વનું અભિમાન છોડી કેવળ કર્તવ્યબુદ્ધિથી શ્રદ્ધાભક્તિપૂર્વક તારાં વર્ણાશ્રમને ઉચિત કર્મો તું કર. હું તને બાહિધરી આપું છું કે હું તને તમામ દુઃખના કારણરૂપ પાપમાથી મુક્ત કરીશ ? પ્રિય અર્જુન ! તું વૃથા શોક ન કર ભલા ! પરમાત્માનો જેણે પાલવ પકડયો તેને પાપપુણ્યનો સ્પર્શ ક્યાથી ? પરમાત્માએ જેને અપનાવ્યો તેના સૌભાગ્યનો પાર નથી. માટે હે વ્હાલા અર્જુન ! તું બધું છોડી એક મારે શરણે આવ. હુંજ તને પાપમુક્ત કરીશ શોકાતિગ બનાવીશ હે અર્જુન ! શ્રદ્ધા અને વિશ્વાસ અને ભક્તિથી હું જે ફરમાવું તે કરતો જા. અને તેનું પરિણામ જો. ધ્યાન રાખ કે પરમાત્માનો પ્રસાદ-ભગવાનની કૃપા એજ સર્વ સાધનોનું એક સાધન છે અને અંતિમ સાધન છે ॥ ૬૬ ॥

इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।
न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥ ६७ ॥

આ ગીતા-શાસ્ત્ર, તારે અતપસ્વીને, અભક્તને કે ન સાંભળવા ઈચ્છનારને તથા જે મારી અસૂયા કરે તેને, કદી ન કહેવું. ॥ ૬૭ ॥

ગીતાશાસ્ત્ર સમાપ્ત થયું. હવે તેના સંપ્રદાનની વિધિ કહે છે કે હે અર્જુન! તારે આ ગીતાશાસ્ત્ર અતપસ્વી અભક્ત, સાંભળવાને ન રાજી અને મારી અદેખાઇ કરનારને કદી ન કહેવું. તુ એવાઓને કહેશે તો પણ તે બીચારાઓના હૃદયમાં એ ઠરશે નહીં અને તેમને કદાચ બુદ્ધિનો ભેદ થશે. આથી અતપસ્વી અભક્ત સાભળવાને ન ઇચ્છનાર અને અદેખવાને આ તારે ન કહેવું. અર્થાત્ જે કોઇ તપસ્વી હોય-મારો સેવક હોય-સાભળવાને રાજી હોય અને મારી અદેખાઈ ન કરતો હોય તેને તારે આ ગીતા શાસ્ત્ર ઉપદેશવું. આમ પરમપિતા આ શાસ્ત્રના ઉપદેશના અધિકારીનો નિર્ણય આપે છે ગીતાજીને અનુકૂલ જીવન જીવવા ઇચ્છનાર માણસ તપસ્વી-ભક્ત, ભગવાને કહેલા ઉપદેશને સાભળવાને હૃદયથી તૈયાર અને પરમાત્માના ગુણો ઉપર દોષોનું આરોપણ ન કરનાર હોવો જોઇએ તપસ્વી એટલે ઇન્દ્રિયજયી. ભગવાનનો ભક્ત એટલે વિશ્વરૂપ પરમાત્માનો સેવક શુશ્રુષુ એટલે ભગવાનના ઉપદેશને સાંભળવા માટે હમેશાં ઉત્સુક અને અભ્યસૂયક એટલે ભગવાનનો-નિન્દક આ સંપત્તિ ન હોય અને છતા ગીતામાથી લાભ ઉઠાવે એવું બનવાનો સંભવ નથી! આમ આ શ્લોકમા ભગવાને અધિકારનો નિર્ણય આપ્યો. ॥ ૬૭ ॥

य इमं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।
भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ॥ ६८ ॥

જે મનુષ્ય, ઉત્તમ અને ગુહ્ય એવાં આ શાસ્ત્રને, ભક્તોમાં કહેશે, તે મારામાં ઉત્તમ ભક્તિને કરી, ર પામશે એમાં સંશય નથી. ॥ ૬૮ ॥

न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ।
भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥ ६९ ॥

તેનાથી બીજો, મનુષ્યોમાં કોઇપણ મારૂં સૌથી પ્રિય કરનાર નથીજ. તેનાથી બીજો વધારે પ્રિય મારે પૃથ્વીમાં થનાર નથીજ. ॥ ૬૯ ॥

વળી હે અર્જુન ! ગીતાનું સાર્થ અને સાભિપ્રાય વ્યાખ્યાન કરનારના કરતાં મનુષ્યોમાં મારૂં વધારે ગમતું કરનાર નથી તો થયો નથી તો થવાનો. હે વ્હાલા અર્જુન ! તેના કરતાં વધારે વ્હાલો પણ મને નથી થયો નથી તો થનાર. અર્થાત્ હે અર્જુન ! ગીતા મારૂં સર્વસ્વ છે. એ સર્વસ્વનું યથાર્થ સાભિપ્રાય વ્યાખ્યાન કરનારના કરતાં મારૂં વધારે પ્રિય-મને વધારે ગમતું કરનાર કોઇ નથી થયો, નથી થવાનો. તે મારો સૌથી પ્રિય ભકત છે. આ પૃથ્વી ઉપર તે મારો અનુગ્રહપાત્ર છે. ॥ ૬૯ ॥

अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः ।
ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः ॥ ७० ॥

અને જે આ ધર્મયુકત, આપણા બેના સંવાદને ભણશે તેના વડે હું જ્ઞાન-યજ્ઞથી પૂજાયેલ થાઉં છું, એવો મારો અભિપ્રાય છે. ॥ ૭૦ ॥

ગીતાનું વ્યાખ્યાન કરનારને ફલ બતાવી હવે ગીતાનું અધ્યયન કરનારનો લાભ વર્ણવે છે. હે પ્રિય અર્જુન ! આપણા બેની વચ્ચે થયેલા આ ધર્મ્ય સંવાદનું જે સાર્થ અને સાભિપ્રાય અધ્યયન કરશે તે માણસદ્વારા હું જ્ઞાનયજ્ઞથી પૂજાયો છું એવું મારૂં મન્તવ્ય છે. અર્થાત્ હે અર્જુન ! ગીતાશાસ્ત્રનું સાર્થ અને સાભિપ્રાય પઠન એ જ્ઞાનયજ્ઞ છે. અને એ જ્ઞાન યજ્ઞથી હું પૂજાઉં છુ, એમ હું માની લઉં છુ, માટે સૌને માટે ગીતાનું અધ્યયન એ ધર્મ્ય છે. આ સંવાદ ધર્મ્ય એટલે કે કર્મયોગની પ્રાપ્તિનું સાધન છે આ ધર્મમય સંવાદના અધ્યનથી હું, શ્રેષ્ઠ જે જ્ઞાનયજ્ઞ, તે જ્ઞાનયજ્ઞદ્વારા પૂજાઉં છું. ॥ ૭૦ ॥

અર્જુનને મોઢેથી એ જાણવા માગે છે. પ્રત્યેક ગીતાભ્યાસીને પણ ભગવાન આજ સવાલ પૂછશે. હૃદયમાં રહેલ અંતર્યામિના આ પ્રશ્નનો જવાબ જે હકારથી અર્જુનની પેરે વાળી શકે છે તે ગીતાને સમજ્યો. તેણે ગીતાને જીવનમાં પચાવી એમ જાણવું. ॥ ૭૨ ॥

अर्जुन उवाचः— અર્જુન બોલ્યાઃ—

नष्टो मोहस्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।
स्थितोऽस्मि गतसन्देहः करिष्ये वचनं तव ॥ ७३ ॥

હે અચ્યુત! આપના અનુગ્રહથી મોહ નાશ પામ્યો છે. સ્મૃતિ પ્રાપ્ત થઈ છે. નિઃસંશય હું ઉભો છું. આપનું વચન હું પાળીશ. ॥ ૭૩ ॥

આમ અર્જુનને પૂછતાં અર્જુને તરત જવાબ વાળ્યો કે હે ભગવન્! હે અચ્યુત! મારો મોહ નાશ પામ્યો છે. આપના પ્રસાદથી મને સ્મૃતિ મળી છે. હે ભગવન્! હું વિના સંદેહે હવે ઉભો છું. હું આપનું વચન કરીશ. અને આ જવાબમાં જીવનની ઇતિશ્રી છે. અર્જુન કહે છે કે હે અચ્યુત! હે સર્વદા સ્વરૂપસ્થિત પરમાત્મન્! આપના પ્રસાદથી એટલે કે આપના દીધેલા ઉપદેશમાંથી જન્મેલા આત્મજ્ઞાનના અપરંપાર મહિમાથી મારો મોહ મરી ગયો છે. હે ભગવન્! આપની કૃપાથી મને સ્મૃતિ એટલે કે આત્માને લગતી સાચી યાદદાસ્ત મળી ચૂકી છે હું સ્વરૂપે કોણ છું તે મને સમજાઇ ચૂક્યું છે. હે ભગવન્! હવે હું નિઃશંકપણે ઉભો છું. અને આથીજ આપનું કહ્યું કરીશ. અર્થાત્ પરમાત્માના પ્રસાદથીજ માણસનો મોહ મટે છે. આત્મજ્ઞાન મળે છે. સંશયનો અસ્ત થાય છે અને માણસ ભગવાન કહે તેમ કરવા તૈયાર થાય છે. આમ પરમાત્માના અનુગ્રહથીજ નિર્મોહી-જ્ઞાની-નિઃસંશય બની માણસ માનવજીવ કર્તવ્યને કર્તવ્યબુદ્ધિથી-શ્રદ્ધા-ભક્તિ-પ્રેમથી-કરી શકે છે. દરેક ગીતાભ્યાસી પાસે ભગવાન અંતે આજ જવાબની આશા રાખે છે. જેના હૃદયના ઉંડાણમાંથી આ જવાબ ભગવાન સાંભળે તેનું જીવન કૃત કૃત્ય થઇ જાય. પરમાત્મા આવો ઉત્તર આપવાનું સૌને સામર્થ્ય આપો. ॥ ૭૩ ॥

श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नरः ।
सोऽपि मुक्तः शुभाँल्लोकान्प्राप्नुयात्पुण्यकर्मणाम् ॥ ७१ ॥

જે મનુષ્ય શ્રદ્ધાળુ અને અસૂયારહિત થઇને ફક્ત સાંભળે, તે પણ મુક્ત થઇને પુણ્યકર્મીઓના તે શુભ કુલોને પ્રાપ્ત કરે છે. ॥ ૭૧ ॥

હવે સાંભળનારને શું ફલ મળે છે તે બતાવે છે. હે અર્જુન ! કોઇ શ્રદ્ધાળુ અને અનસૂયુ માણસ આને કેવળ સાંભળીજ—એટલે કે શ્રદ્ધા ભક્તિપૂર્વક જે કેવળ આ ગીતાશાસ્ત્રને એકાગ્રચિત્તે ફક્ત સાંભળે તે માણસ પણ પાપમુક્ત થઈ પુણ્યકર્મીઓના મંગળલોકને પામે છે. એટલે કે રમણીય, પુણ્યાત્મા કર્મયોગીઓના બ્રહ્મદર્શી કુળોમાં જન્મ પામે છે અને ક્રમે મુક્તિ મેળવે છે. આમ વ્યાખ્યાતા—પાઠક—અને શ્રોતા એ ત્રણેને અદ્‌ભુત ફળ મળે છે એમ ભગવાન શ્રીમુખે કહે છે. ॥ ૭૧ ॥

कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ।
कच्चिदज्ञानसंमोहः प्रणष्टस्ते धनंजय ॥ ७२ ॥

હે પાર્થ ! શું એકાગ્રચિત્તે તેં આ સાંભળ્યું ? શું તારો અજ્ઞાન-જન્ય મોહ નષ્ટ થયો ? ॥ ૭૨ ॥

હવે અર્જુને ગીતાશાસ્ત્રના મર્મને જાણ્યો કે નહીં એ જાણવાની ઇચ્છાથી ભગવાન અર્જુનને પ્રશ્ન કરી પોતાની અમૃત વાણીનો ઉપસંહાર કરે છે—હે પ્રિય અર્જુન ! શું તેં આ ગીતાશાસ્ત્રને એકાગ્ર ચિત્તે સાંભળ્યું? હે ધનંજય ! શું તારો અજ્ઞાનથી જન્મેલો સંમોહ નાશ પામ્યો ? અર્થાત્ હે અર્જુન ! તને આ ગીતાશાસ્ત્રના અર્થમાં સમજણ પડી ? જો તેં, એકચિત્તે અર્થાનુસંધાનપૂર્વક સાંભળ્યું હશે તો જરૂર તેનો મર્મ તને સમજાશે ! અને એનું ફળ શું છે ? એકાગ્રચિત્તે ગીતાશાસ્ત્રનું શ્રવણ કરતાં અજ્ઞાનનો સંમોહ નાશ પામે છે. અજ્ઞાનમાંથી જન્મતી જે ઉંધી સમજણ—જે,સર્વ અનર્થોનું મૂળ છે તે નાશ પામે છે આ અજ્ઞાનનો સંમોહ કે જેના નાશ માટે ભગવાને ગીતા ઉપદેશી તે સંમોહ હે અર્જુન ! નાશ પામ્યો કે નહીં ? હું તને પૂછું છું. ગીતાનું આ ફલ છે એ મળે નહીં ત્યાં સુધી ગીતાનું પાઠન શ્રવણ મનન અધૂરૂં છે. આથી ભગવાન

અર્જુનને મોહથી એ જાણવા ચાહે છે. પ્રત્યેક ગીતાભ્યાસીને પણ ભગવાન આજ સવાલ પૂછશે. હૃદયમાં રહેલ અંતર્યામિના આ પ્રશ્નનો જવાબ જે હકારથી અર્જુનની પેરે વાળી શકે છે તે ગીતાને સમજ્યો. તેણે ગીતાને જીવનમાં પચાવી એમ જાણવું. ॥ ૭૨ ॥

अर्जुन उवाच:- અર્જુન બોલ્યા:-

नष्टो मोहस्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।
स्थितोऽस्मि गतसन्देहः करिष्ये वचनं तव ॥ ७३ ॥

હે અચ્યુત ! આપના અનુગ્રહથી મોહ નાશ પામ્યો છે. સ્મૃતિ પ્રાપ્ત થઈ છે. નિઃસંશય હું ઉભો છું. આપનું વચન હું પાળીશ. ॥ ૭૩ ॥

આમ અર્જુનને પૂછતાં અર્જુને તરત જવાબ વાળ્યો કે હે ભગવન્ ! હે અચ્યુત ! મારો મોહ નાશ પામ્યો છે. આપના પ્રસાદથી મને સ્મૃતિ મળી છે. હે ભગવન્ ! હું વિના સંદેહે હવે ઉભો છું. હું આપનું વચન કરીશ. અને આ જવાબમાં જીવનની ધ્રુતિશ્રી છે. અર્જુન કહે છે કે હે અચ્યુત ! હે સર્વદા સ્વરૂપસ્થિત પરમાત્મન્ ! આપના પ્રસાદથી એટલે કે આપના દીધેલા ઉપદેશમાંથી જન્મેલા આત્મજ્ઞાનના અપરંપાર મહિમાથી મારો મોહ મરી ગયો છે. હે ભગવન્ ! આપની કૃપાથી મને સ્મૃતિ એટલે કે આત્માને લગતી સાચી યાદદાસ્ત મળી ચૂકી છે. હું સ્વરૂપે પ્રાણ છું તે મને સમજાઇ ચૂક્યું છે. હે ભગવન્ ! હવે હું નિઃશંકપણે ઉભો છું. અને આથીજ આપનું કહ્યું કરીશ. અર્થાત્ પરમાત્માના પ્રસાદથીજ માણસનો મોહ મટે છે. આત્મજ્ઞાન મળે છે. સંશયનો અસ્ત થાય છે અને માણસ ભગવાન કહે તેમ કરવા તૈયાર થાય છે. આમ પરમાત્માના અનુગ્રહથીજ નિર્મોહી-જ્ઞાની-નિઃસંશય બની માણસ યાવજ્જીવ કર્તવ્યને કર્તવ્યબુદ્ધિથી-શ્રદ્ધા-ભક્તિ-પ્રેમથી-કરી શકે છે. દરેક ગીતાભ્યાસી પાસે ભગવાન અંતે આજ જવાબની આશા રાખે છે. જેના હૃદયના ઉંડાણમાંથી આ જવાબ ભગવાન સાંભળે તેનું જીવન કૃત કૃત્ય થઇ જાય. પરમાત્મા આનો ઉત્તર આપવાનું સૌને સામર્થ્ય આપો. ॥ ૭૩ ॥

व्यासप्रसादाच्छ्रुतवानेतद्गुह्यमहं परम् ।
योगं योगेश्वरात्कृष्णात्साक्षात्कथयतः स्वयम् ॥७५॥

વ્યાસના અનુગ્રહથી આ સર્વોત્તમ રહસ્ય–યોગને સાક્ષાત્ જાતે કહેતા યોગેશ્વર શ્રીકૃષ્ણ પાસેથી મેં સાંભળ્યો. ॥૭૫॥

હે ધૃતરાષ્ટ્ર! મહામુનિ કૃષ્ણ દ્વૈપાયન વ્યાસદેવના અનુગ્રહથી આ પરમગુહ્ય કર્મયોગને લગતો સંવાદ સાક્ષાત્ જાતે કહેતા યોગેશ્વર કૃષ્ણ પરમાત્મા પાસેથી મેં સાંભળ્યો છે. અર્થાત્ આ ગુહ્યતમ, કર્મયોગને લગતો અદ્ભુત અને રોમાંચક સંવાદ ભગવાન યોગેશ્વર કૃષ્ણ પરમાત્માએ જાતે પ્રત્યક્ષપણે કહ્યો છે અને તે મેં કૃષ્ણ દ્વૈપાયન મહામુનિએ આપેલ દિવ્ય દ્રષ્ટિના મહાત્મ્યથી સાંભળ્યો છે. ॥ ૭૫ ॥

राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ।
केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥ ७६ ॥

અને વળી હે રાજા ! કેશવ અને અર્જુનના આ પવિત્ર અલૈકિક સંવાદને સ્મરી સ્મરીને વારંવાર હું આનન્દિત થાઉં છું. ॥ ૭૬ ॥

આ સંવાદના સ્મરણથી ઉપજતા હર્ષને વર્ણવતાં કહે છે હે રાજન્ ! પરમાત્મા શ્રીકૃષ્ણચન્દ્ર અને મહાત્મા શ્રી અર્જુનનો આ અદ્ભુત અને પુણ્ય સંવાદને યાદ કરી કરીને હું વારંવાર હર્ષ પામું છું. અને કોણ હર્ષ ન પામે? સંજયનો આ એકલો અનુભવ નથી ! ॥ ૭૬ ॥

तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः ।
विस्मयो मे महान्राजन्हृष्यामि च पुनः पुनः ॥७७॥

અને વળી હે રાજન્ ! શ્રી હરિના તે અતિ અદ્ભુતરૂપને સ્મરી સ્મરીને મને અમાપ વિસ્મય થાય છે. તથા હું વારંવાર હર્ષ પામું છું. ॥ ૭૭ ॥

અને તેમાંએ પેલાં વિશ્વરુપની યાદ આવે છે ત્યારે તો હર્ષની હદ આવી જાય છે એમ કહેતાં આગળ વર્ણવે છે કે રાજન્ ! હે ભાગ્યશાળી મહાનુભાવ ધૃતરાષ્ટ્ર ! પેલું ભક્તદુઃખહર્તા ભગવાન શ્રી કૃષ્ણચન્દ્રનું અતિ અદ્ભુત રૂપ તો યાદ કરી કરીને મને મહાન વિસ્મય થાય છે—એટલે કે "અહો ! આતે શું અદષ્ટપૂર્વ ચમત્કાર"! એવો અનુભવ થાય છે ? અને હું વારંવાર હર્ષઘેલો થઇ જાઉં છું અને સંજય સાથે કોના હૃદયનો વિરોધ છે? સૌને વિશ્વરૂપ વિસ્મયકારક લાગે છે અને હર્ષજનક થાય છે ! કેવળ સંજયનું હૃદય અને દ્રષ્ટિ જોઇએ. ॥ ૭૭ ॥

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥ ७८ ॥

જે પક્ષમાં યોગેશ્વર શ્રીકૃષ્ણ તથા જેમાં ધનુર્ધારી પાર્થ છે તેમાં રાજ્ય, લક્ષ્મી, ઉત્કર્ષ, વિભૂતિ અને નિશ્ચલનીતિ છે એવી મારી મતિ છે. ॥ ૭૮ ॥

संजय उवाच:- સંજય બોલ્યા:-

इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ।
संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥ ७४ ॥

આમ વાસુદેવ અને મહાત્મા પાર્થનો આ અદ્ભુત રોમાંચક સંવાદ મેં સાંભળ્યો. ॥ ૭૪ ॥

આમ ભગવાન અને અર્જુનની વચ્ચેનો શાસ્ત્રરૂપી સંવાદ પૂરો થયો. હવે તે શાસ્ત્રાર્થનું અનુસન્ધાન કરતાં કથાના સંબંધને બતાવવા સંજય ધૃતરાષ્ટ્રને કહે છે કે હે ધૃતરાષ્ટ્ર ! આમ પરમાત્મા વાસુદેવ જગદ્ગુરૂ શ્રી કૃષ્ણચન્દ્ર અને મહાત્મા પૃથાપુત્ર અર્જુનનો આ અદ્ભુત અને રોમાંચક સંવાદ મેં સાંભળ્યો. વિષાદથી ઘેરાયેલો અર્જુન જે સાંભળીને મહાત્મા થાય તે સંવાદ અદ્ભુત અને રોમાંચકજ હોય. અને કયા સહૃદય ગીતાવ્યાસી–ગીતાશ્રોતાનો આ અનુભવ નથી ! આ સંવાદ વિસ્મયકારી અને હર્ષકારીજ છે એવો તમામનો અનુભવ છે ॥ ૭૪ ॥

व्यासप्रसादात्श्रुतवानेतद्गुह्यमहं परम् ।
योगं योगेश्वरात्कृष्णात्साक्षात्कथयतः स्वयम् ॥ ७५ ॥

વ્યાસના અનુગ્રહથી આ સર્વોત્તમ રહસ્ય–યોગને સાક્ષાત્ જાતે કહેતા યોગેશ્વર શ્રીકૃષ્ણ પાસેથી મેં સાંભળ્યો. ॥ ૭૫ ॥

હે ધૃતરાષ્ટ્ર ! મહામુનિ કૃષ્ણ દ્વૈપાયન વ્યાસદેવના અનુગ્રહથી આ પરમગુહ્ય કર્મયોગને લગતો સંવાદ સાક્ષાત્ જાતે કહેતા યોગેશ્વર કૃષ્ણ પરમાત્મા પાસેથી મેં સાંભળ્યો છે. અર્થાત્ આ ગુહ્યતમ, કર્મયોગને લગતો અદ્ભુત અને રોમાંચક સંવાદ ભગવાન યોગેશ્વર કૃષ્ણ પરમાત્માએ જાતે પ્રત્યક્ષપણે કહ્યો છે અને તે મેં કૃષ્ણ દ્વૈપાયન મહામુનિએ આપેલ દિવ્ય દ્રષ્ટિના મહાત્મ્યથી સાંભળ્યો છે. ॥ ૭૫ ॥

राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ।
केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥ ७६ ॥

અને વળી હે રાજા ! કેશવ અને અર્જુનના આ પવિત્ર અલૌકિક સંવાદને સ્મરી સ્મરીને વારંવાર હું આનન્દિત થાઉં છું. ॥ ૭૬ ॥

આ સંવાદના સ્મરણથી ઉપજતા હર્ષને વર્ણવતાં કહે છે હે રાજન્ ! પરમાત્મા શ્રીકૃષ્ણચન્દ્ર અને મહાત્મા શ્રી અર્જુનનો આ અદ્ભુત અને પુણ્ય સંવાદને યાદ કરી કરીને હું વારંવાર હર્ષ પામું છું. અને કોણ હર્ષ ન પામે? સંજયનો આ એકલો અનુભવ નથી ! ॥ ૭૬ ॥

तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः ।
विस्मयो मे महान्राजन्हृष्यामि च पुनः पुनः ॥७७॥

અને વળી હે રાજન્ ! શ્રી હરિના તે અતિ અદ્ભુતરૂપને સ્મરી સ્મરીને મને અમાપ વિસ્મય થાય છે. તથા હું વારંવાર હર્ષ પામું છું. ॥ ૭૭ ॥

અને તેમાંએ પેલાં વિશ્વરુપની યાદ આવે છે ત્યારે તો હર્ષની હદ આવી જાય છે એમ કહેતાં આગળ વર્ણવે છે કે રાજન્ ! હે ભાગ્યશાળી મહાનુભાવ ધૃતરાષ્ટ્ર ! પેલું ભક્તદુઃખહર્તા ભગવાન શ્રી કૃષ્ણચન્દ્રનું અતિ અદ્ભુત રૂપ તો યાદ કરી કરીને મને મહાન વિસ્મય થાય છે-એટલે કે "અહો ! આતે શું અદૃષ્ટપૂર્વ ચમત્કાર"! એવો અનુભવ થાય છે ? અને હું વારંવાર હર્ષઘેલો થઇ જાઉં છું અને સંજય સાથે કોના હૃદયનો વિરોધ છે? સૌને વિશ્વરૂપ વિસ્મયકારક લાગે છે અને હર્ષજનક થાય છે ! કેવળ સંજયનું હૃદય અને દ્રષ્ટિ જોઇએ. ॥ ૭૭ ॥

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥ ७८ ॥

જે પક્ષમાં યોગેશ્વર શ્રીકૃષ્ણ તથા જેમાં ધનુર્ધારી પાર્થ છે તેમાં રાજ્ય, લક્ષ્મી, ઉત્કર્ષ, વિભૂતિ અને નિશ્ચલનીતિ છે એવી મારી મતિ છે. ॥ ૭૮ ॥

આમ પોતાના હર્ષના વર્ણનમાં ને વર્ણનમા સંજયનું હૃદય ખુલી જતાં જય પરાજયને લગતી નિર્ણયાત્મક વાત નીકળી પડે છે કે હે ધૃતરાષ્ટ્ર! સાંભળ. જે પક્ષમા યોગેશ્વર કૃષ્ણ છે અને જે પક્ષમાં ધનુર્ધર અર્જુન છે તે પક્ષમાં રાજ્ય લક્ષ્મી-શત્રુના પરાજયને નિમિત્તે ઉત્કર્ષ-ધન ધાન્યાદિ સંપત્તિ અને નિશ્ચય નીતિ હશે એવો મારો નિશ્ચય છે અર્થાત્ જે પાંડવોના પક્ષમાં ભગવાન શ્રી કૃષ્ણચન્દ્ર સચરાચર જગત્‌ના પરમગુરુ પરમાત્મા છે અને જે પક્ષમાં મહાનુભાવ અર્જુન છે તે પક્ષમાં શ્રી-વિજય-વિભુતિ અને નિશ્ચલ નીતિ છે એવો મારો છેવટનો નિર્ણય છે. અને જેના જીવનમાં સારથિ તરીકે જગદ્ગુરૂ અંતર્યામિ કૃષ્ણ છે અને જેના શરીર રથમાં રથી અર્જુનનો શિષ્યભાવી આત્મા છે તેના જીવનમા પણ શ્રી વિજય, ભૂતિ અને નિશ્ચય નીતિ છે એવો નિશ્ચય મત છે ॥ ૭૮ ॥

॥ इति संन्यासमोक्षयोगः ॥

॥ हरिः ॐ तत्सत् ॥

व्याख्याय श्रीमतीं गीतां गीतां कृष्णेन श्रीमता ॥
जगतां गुरवे तस्मै दीयते भक्तिभावतः ॥
प्रसन्नो भवतात् देवो यशोदानन्दनन्दनः ॥
तद्दत्तं दीयते तस्मै निमित्तं हि भवाम्यहम् ॥
नाहं जानामि गीतार्थं न वा भाष्ये गतिर्मम ॥
न मयाऽत्र कृतं किञ्चित् प्रसादोऽयं हरेर्मम ॥
सर्वभूतस्थितो देव. कोऽप्यसौ प्रेमपूर्वकः
वाग्यज्ञेनार्चितोऽनेन प्रीयतां मे हरि गुरुः ॥
प्रीयेतां पितरौ साक्षादनेनेश्वररूपिणौ
भद्रं भवतु सर्वेषामित्येव प्रार्थनागिरः ॥

॥ इति श्रीमत् परमहंसपरिव्राजकाचार्य निखिलशास्त्रनिष्णात पण्डितस्वामि हरिप्रसादवैदिकमुनिशिष्य न्यग्रोधपुरवास्तव्य एम. ए. पदवीमंडित-भट्टोपाह्व मणिशंकरसूनुनलिनशर्मविरचितं बावन भाष्यम् ॥ हरिः ॐ तत्सत् ॥